REGISTERED No. B. 1905

वर्ष १८ मुं
ग्रंथांक
२११थी२१४

विविध ग्रंथमाळा

सं० १९८४
वैशाखथी
श्रावण



# स्वामी श्रीभास्करानंदजी
## अने विजयकृष्ण गोस्वामी
### એમનાં જીવનવૃત્તાંત

अनुवादकोः—
[illegible] નંદલાલ [illegible], તથા
રતિલાલ કરુણાશંકર ઓઝા.

प्रसिद्धिस्थान—सस्तुं साहित्य वर्धक कार्यालय

अमदावाद
ભદ્રપાસે

પાકું પૂંઠું ૧॥, સાદું ૧।

मुंबई-२
કાળબાદેવી

"વિવિધ ગ્રંથમાળા" ગ્રંથાંક ૨૧૧થી૧૪ વર્ષ ૧૮ મું-સંવત ૧૯૮૪

# સ્વામી શ્રીભાસ્કરાનંદજી અને વિજયકૃષ્ણ ગોસ્વામી

## એમનાં જીવનવૃત્તાંત

અનુવાદકોઃ—
નાજુકલાલ નંદલાલ ચોકસી. નિવાસ વડોદરા
રતિલાલ કરુણાશંકર ઓઝા. મું. જામનગર

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી
સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ–અખંડાનંદ
અમદાવાદ અને મુંબઈ–૨

આવૃત્તિ પહેલી, પૃ૪ ૪૩૨, પ્રત ૫૩૦૦
મૂલ્ય. ૧।।, સાદુ પૂંઠુ ૧।

# सूचना अने माहिती

## १–हवेनुं पुस्तक वी. पी. थी मोकलाशे.

१–१९८४ नी सालनुं छेल्लुं पुस्तक हवे आवता श्रावणनी शरूमांज वी.पी.थी मोकली नवा वर्षनुं मूल्य रू. ५) अने सादां पूठांवाळांना रू. ४) मंगावी लेवाशे. माटे ए विषे जेमने नीचला-मांनुं के बीजुं कांइ लखवुं होय ते आ पुस्तक पहोंच्येथी पांच सात दिवस सुधीमां बने तेम पहेली तके लखी मोकले एवी विनति छे.

(सं. १९८५नां पुस्तक पण १९८६ ना शियाळामां पूरां थइ छेल्लुं पुस्तक होळीना अरसामां वी. पी. करी १९८६ नुं लवाजम मंगावाशे. ए पण ध्यानमां राखवा विनति छे.)

क–जेमने नवा वर्षथी नवा ग्राहक थवुं होय.

ख–जेमने नवा वर्षथी ग्राहकमांथी नीकळी जवुं होय.

ग–जेमने सादां पूठांमांथी पाकां पूठांना वर्गमां जवुं होय.

घ–जेमने पोताना शिरनामामां फेरफार कराववो होय.

च–जेमने रजीस्टर पोस्टथी मेळववा ८ आना वधु भरवा होय.

२–आ सूचना अपाया छतां जे तरतमां ए विषे नहि लखे अने वी. पी. पाछुं वाळशे, ते ए छेल्लुं पुस्तक गुमावशे.

३–अमदावादनां ग्राहकोने पण व्यवस्थानी सुगमता माटे उपलुं पुस्तक क्रमशः वी.पी.थीज मोकलाशे. आम छतां जेमने रूबरूमांज पैसा भरवा होय, तेओ अषाडनी आखर सुधीमां पोतानो रजीस्टरनंबर दर्शावीने अमदावादना सस्तु साहित्य वर्धक कार्यालयमां भरीने पावती मेळवी शकशे. जो के एथी तेमने बचाव तो मात्र वी.पी.खर्चना बे आना जेटलोज थवानो छे.

४–वी.पी.थी कोने नहि मोकलाय? जे सज्जनोए नवा वर्षथी ग्राहकमां रहेवानी ना लखी हशे तेमने, तेमज वडोदरा-ना "पुस्तकालय सहायक सहकारी मंडळ" द्वारा जे लायब्रेरीओ पैसा भरे छे तेमने तथा हिंदनी बहारना ग्राहकोने उपलुं पुस्तक वी.पी.थी नहि मोकलतां सादी रीते मोकलाशे. अने नवा वर्षनुं लवाजम मळ्येथी नवा वर्षनां पुस्तक मोकलवां जारी थशे.

५–आफ्रिका तेमज बीजां देशावरनां ग्राहकोने दरेक पुस्तक

(ત્રણ આનાના વધુ ખર્ચે) રજીસ્ટર કરાવીનેજ મોકલાતાં હોવાથી તથા ત્યાં માટેનું ટપાલખર્ચ પણ વધારે આવતું હોવાથી, અને અહીં શિલિંગ દીઠ દશથી સાડાદશ આના મળતા હોવાથી, દેશાવરના ગ્રાહક મહાશયોએ પાકાં પૂઠાં સાથેના વાર્ષિક લવાજમ બદલ રૂ. ૮) અથવા શિલિંગ ૧૨ મોકલવા.

૬–હવે પછી નીચલામાંથી તેમજ નવાં પસંદ કરાશે તેમાંથી પુસ્તકો નીકળશેઃ–સેવાકુંજ અને વિદ્યાકળા, ગીતાદિ પંચરત્ન, વિદેશી સ્ત્રીરત્નો, સ્વામી વિવેકાનંદનો જ્ઞાનયોગ, ટુંકી વાર્તાઓનો નવો ભાગ, શુભસંગ્રહનો નવો ભાગ, સત્યાગ્રહ ને અસહકાર, સુબોધ રત્નાકર, ભારતીય નીતિકથાઓ, પઢિયારનાં અપ્રસિદ્ધ પુસ્તકો, સુભાષિત રત્નભાંડાગાર, સંતમહાત્માઓની વાણીનાં પુસ્તકો, મહાન શીખ ગુરુઓ, સ્વામી વિવેકાનંદના પત્રો, ફાધર ડેમિયન, ભારતના સંતપુરુષો, બુકર ટી. વૉશિંગ્ટન, જોન ઑફ્ આર્ક, કાર્લાઇલ, વિલિયમ વૉલેસ.

---

# ૨–શ્રીમદ્ભાગવતની નવી (સાતમી) આવૃત્તિ

વેદધર્મ સભાવાળું આ ભાષાંતર કેટલાક માસથી મળતું નહિ, તેની નવી આવૃત્તિ હવે છપાઇ ગઇ છે. આગલી આવૃત્તિ કરતાં આ નવી આવૃત્તિમાં વિશેષતા નીચે પ્રમાણે છેઃ–

૧–**લેખો**–ભાગવત અને પુરાણો સાથે સંબંધ ધરાવતા ૬ સારા લેખ આમાં ઉમેરાઇ કુલ ૯ થયા છે.

૨–**શ્લોકાંક**–દરેક શ્લોકના અંક દાખલ કરેલા છે.

૩–**ચિત્રસંખ્યા**–ચારનો વધારો થઇ કુલ ૧૯ થઇ છે.

૪–**ગ્રંથનું કદ**–૬॥×૧૦ નાં પૃષ્ઠ ૧૦૪૮ છે.

૫–**મૂલ્યમાં એકદમ ઘટાડો**–આગલી આવૃત્તિના રૂ. ૫) હતા તે ઘટીને આ વખતે ૪॥ થયા હોત. પણ વેચાણવ્યવસ્થાનો સર્વ ખર્ચ નહિ ચઢવાથી માત્ર રૂા. ૩) અને આવતી દશરા સુધી રૂ. ૨॥ રખાયું છે. મુંબઈ ઇત્યાદિ સ્થળોના વેચનાર ०॥ વધુ લેશે.

૬–**બે ભાગમાં** બંધાવેલા આ પુસ્તકનું મૂલ્ય ०॥ વધુ છે.

૭–**રેલ્વે રસ્તે** કમમાં કમ બે પ્રત મંગાવવાથીજ ખર્ચ ઓછો આવશે. મૂલ્ય અને વધારાના પેકીંગ વગેરેના ચાર આના રેલરસ્તે મંગાવનારે પ્રથમ મોકલવાના છે.

# પુરાણોનો મહિમા

ભલું થજો એ હાઇકોર્ટના જજ્જ પરલોકવાસી પરગીટર સાહેબનું કે જેમણે અમ-અંધોની આંખો કંઇક કંઇક તો ઉઘાડી દીધી છે. અંધ કહેવામાં અમારી મતલબ એ મહાન મહિમાવાળા ભારતવાસીઓ સાથે છે કે જેઓ સાક્ષર હોવા છતાં પણ પોતાના દેશની પુરાણી ચીજોની મહત્તા જ્યાંસુધી કોઇ યૂરોપવાસી ન દર્શાવે ત્યાંસુધી જોઈ શકતા નથી. કવિવર રવીંદ્રનાથ ઠાકુર આજ લગભગ ૫૦ વર્ષથી પોતાની માતૃભાષાદ્વારા સ્વદેશની સેવા બજાવી રહ્યા છે. પરંતુ જ્યાંસુધી યૂરોપવાસીઓએ તેમને નોબેલ-પ્રાઇઝ-થી નવાજ્યા નહિ ત્યાંસુધી તેમની મહત્તા આપણે સમજી શકયાજ નહિ. કંઇક અંશે એવીજ દશા આપણાં પુરાણોની પણ થઈ છે. ભણેલાગણેલા નવા વિચારોવાળા વિદ્વાનો પણ પુરાણોને તુચ્છ સમજતા હતા અને હજુયે ઘણાખરા એવાંજ માને છે. હા, પરગીટર સાહેબની કૃપાથી તેમની આંખોનાં પડળ હવે થોડાં થોડાં ખુલતાં દેખાય છે. ઘણા સમયસુધી પુરાણોનું અધ્યયન અને વિશેષ પરિશ્રમ કરીને શોધખોળ કર્યા પછીજ તેમણે પોતાની અંગ્રેજી ભાષામાં એક પુસ્તક ૧૪ વર્ષ પર લખ્યું છે. તેનું નામ "હિસ્ટોરિકલ રૂમર" અર્થાત 'ઐતિહાસિક કિંવદંતી' છે. એમાં પ્રમાણો અને આધારો આપીને સિદ્ધ કર્યું છે કે, આ પુરાણો એ કપોલકલ્પનાઓ નથી. તેમને ઐતિ-હાસિક મહત્ત્વવિનાનાં સમજવામાં મોટી ભૂલ છે. એમાં જે કંઇ છે તેના ઘણાખરા ભાગને પરંપરાગત સાંભળેલી ઐતિહાસિક ઘટનાઓ-નો આધાર છે. વિષ્ણુપુરાણ વગેરેમાં રાજાઓની જે નામાવલીઓ છે તેનો મેળ આધુનિક શોધોથી જણાયલી ઐતિહાસિક નામાવલીઓ સાથે સરખાવીને તેમણે કહ્યું છે કે, એ બન્ને ઘણીખરી મળતી આવે છે. આથી તેમને વિશ્વાસપાત્ર નહિ માનવાનું કારણ નથી. પુરાણોની સામગ્રીના આધાર ઉપર તેમણે કળિયુગના નરેશોની જે વંશાવલી પ્રસિદ્ધ કરી છે; તે ઉપરથી સિદ્ધ થાય છે કે, આધુનિક શોધો-થી જે પુરાતન રાજવંશોનો ઐતિહાસિક પત્તો મળ્યો છે તેનો ઉલ્લેખ હજારો વર્ષનાં પુરાણાં પુરાણોમાં મોજુદ હોવાથી તે બહુજ મહત્ત્વનાં તથા અનેક ઐતિહાસિક ઘટનાઓનાં દ્યોતક છે. એમાંથી બીજી પણ કેટલીયે ઐતિહાસિક બાબતોનું જ્ઞાન મળે છે અને મળે તેમ છે. આવશ્યકતા છે તેમના અધ્યયન, મનન અને ઉંડી શોધક બુદ્ધિની.

પુરાણોની મહત્તા દર્શાવનારી બીજી પણ એક બે વાત આપીશું.

આફ્રિકાના નીલ-નદના મૂળનો પત્તો થોડાં વર્ષ પૂર્વે કોઇ પણ આધુનિક ભૂગોળ જાણનાર તથા મુસાફરને ન હતો. પરંતુ પ્રાચીન ભારતવાસીઓને તેનું જ્ઞાન હજારો વર્ષો પહેલાં થઇ ચૂક્યું હતું.

વાત એ છે કે, આ દેશના નિવાસીઓ પૌરાણિક સમયમાં અન્ય દેશો સાથે વેપાર કરતા હતા ત્યારે આફ્રિકા સાથે પણ કરતા હતા. તે સમયમાં રેલ્વેઓ નહોતી તેથી તેમને વહાણો અને જહાજોમાં માલ લઇ જવો પડતો. નીલ નદી ઘણીજ મોટી અને લાંબી છે, તેથી ભારતવાસીઓને તેની આસપાસના પ્રદેશો અને શહેરોમાં માલ પહોંચાડવાની બહુ સગવડ રહેતી હતી. તેઓ તેના પ્રત્યેક સ્થાનથી એટલા બધા પરિચિત હતા કે તેના મૂળસુધી પણ તેઓ પહોંચી ગયા હતા; એવા ઉલ્લેખો પુરાણોમાં મળી આવે છે. આ મૂળને જાણવા માટે યૂરોપના કેટલાયે પ્રવાસીઓએ પ્રયત્ન કર્યા હતા, છતાં કોઇ પણ સફળ થયો નહોતો. એ સ્થાન હજુ થોડાજ સમય પહેલાં તેમને જડી આવ્યું છે અને તે પણ પુરાણોને લીધેજ. કર્નલ વિલફર્ડ નામના એક સાહેબને પુરાણો વાંચવાનો શોખ થયો અને તે ઉપરથી તેને તેમાં અનેક ઐતિહાસિક અને ભૌગોલિક બાબતો મળી આવી. તેને આધારે તેમણે "એશિયાટિક રિસર્ચિસ"માં કેટલાક લેખ લખ્યા અને જે દેશો, પ્રાંતો અને નગરો વગેરેનો ઉલ્લેખ તેમાં છે તેનો નકશો પણ પ્રસિદ્ધ કર્યો. લેફ્ટેનંટ કર્નલ સ્પીકને ઘણા સમયથી નીલ નદીનું મૂળ શોધી કાઢવાની તાલાવેલી લાગી હતી. તેણે આ નકશો જોયો અને તેને આધારે તેની શોધમાં નીકળી પડ્યો. પરિણામ એ આવ્યું કે તેને તેનો પત્તો મળી આવ્યો, અને તે એ નદીના મૂળસ્થાન સુધી પહોંચી ગયો. આ સંબંધી તેણે એક પુસ્તક લખ્યું છે તેમાં સ્પષ્ટ કબૂલ્યું છે કે, પુરાણોને આધારે બનાવેલો કર્નલ વિલફર્ડનો નકશો બરાબર સાચો છે. આ નકશામાં લખ્યું હતું કે કુશદ્વીપ અર્થાત્ આફ્રિકાની નીલ-કૃષ્ણા નદી, ચંદ્રસ્થાન નામના એક ઘણાજ મોટા જળાશયમાંથી નીકળી છે. બસ, પછી તો શું જોઇએ? લેફ્ટેનંટ કર્નલ તેને શોધવા નીકળ્યો અને તેને તેનો પત્તો મળી આવ્યો. આ શોધમાં તેને સૌથી વિશેષ સહાય આ નકશાથી મળી હતી.

આથી સિદ્ધ થાય છે કે, પુરાણોમાં જે દેશો, મહાદેશો, પ્રાંતો, નગરો અને નદીઓ વગેરેનાં નામ છે તે કલ્પિત નથી. શોધ કરવાથી તેનો પત્તો મળી શકે છે. એજ પ્રમાણે જે નરેશો અને પ્રસિદ્ધ પુરુષોનાં વર્ણન પુરાણોમાં છે તેઓ પણ જ્યાંસુધી કોઇ તેમને સપ્રમાણ સિદ્ધ ન કરે ત્યાંસુધી કલ્પિત માની શકાય નહિ.

માટે પુરાણો એ ઠઠ્ઠા-મશ્કરીમાં ઉડાવી દેવાની ચીજ નથી, તેમજ તેના રચનારાઓની કલ્પિત બનાવટ નથી; તેમાં તો ધર્મ અને કર્મ, શિક્ષા અને ઉપદેશ, જીવનચરિત અને લોકપરલોકની વાતો ઉપરાંત ઐતિહાસક તથા ભૌગોલિક વર્ણનો પણ અમૂલ્ય છે.

("સરસ્વતી"ના વૈ૦ ૧૯૮૫ના અંકમાંથી શ્રીયુત'ज्ञ'ના લેખમાંથી અનુવાદ)

# अनुक्रमणिका

## સ્વામી શ્રીભાસ્કરાનંદનું જીવનવૃત્તાંત



## મહાત્મા વિજયકૃષ્ણ ગોસ્વામીનું જીવનવૃત્તાંત

# શુદ્ધિપત્ર



## સ્વામી ભાસ્કરાનંદના વૃત્તાંતનું શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨૫ | ધ્રવ | ધ્રુવ |
| ૬ | ૨ | किमेवेहर्विभोर्स्थिरम् | किमेवेह विभोः स्थिरम् |
| ૧૭ | ૧૨ | किरीट प्रेतोद्यन्मणि | किरीटप्रेतोद्यन्मणि |
| ,, | ,, | चित्रस्त रुचयः। | चित्रस्तरुचयः। |
| ૧૯ | ૯ | છટવાનો | છૂટવાનો |
| ૧૯ | ૧૨ | થઇએ જઇ | થઇ જઇએ |
| ૧૯ | ૨૯ | शोचित | शोचति |
| ૨૫ | ૨ | ધ્રજતા | ધ્રૂજતા |
| ૩૦ | ૨૭ | रा ाकुंड | राधाकुंड |
| ૩૫ | ૯ | ાસદ્ધ | સિદ્ધ |
| ૩૮ | ૩૩ | છટયા | છૂટયા |
| ૪૦ | ૨૫ | સ્થિતિ | સ્થિત |
| ૪૧ | ૨૫ | विद्वान | विद्वान् |
| ૫૧ | ૫ | બહાદૂરે | બહાદૂર |
| ૫૮ | ૨૬ | સ્વામી નાં | સ્વામીજીનાં |
| ૬૦ | ૨૦ | બંગાવાસી | બંગવાસી |
| ૬૫ | ૧ | દર્શકા | દર્શકો |
| ,, | ૨૩ | એકચિત્ત | એકચિત્તે |
| ૭૫ | ૩૨ | અંગ્રેજી અનુવાદ | અંગ્રેજી ઉપરથી અનુવાદ |
| ૭૯ | ૩૩ | માર્ક વેન | માર્ક્ટ્વેન |
| ૮૧ | ૩૪ | दातमस्तु | दानमस्तु |
| ૯૧ | ૧૫ | મંદાક્રાન્તા* | મંદાક્રાન્તા |
| ૯૨ | ૧૮ | સજીવની | સંજીવની |
| ૯૬ | ૫ | પ્રકાશનંદ | પ્રકાશાનંદ |
| ,, | ૨૫ | वैराम्य प्रास्थाय | वैराग्यमास्थाय |

## વિજયકૃષ્ણ ગોસ્વામીનું વૃત્તાંત

| | | | |
|---|---|---|---|
| ૧૨૬ | ૯ | બંગદેશન | બંગદેશના |
| ૧૫૪ | ૧૮ | અવ્યા | આવ્યા |
| ૧૯૦ | ૩૦ | ધર્યું | ધાર્યું |
| ૨૨૧ | ૩૪ | ટળે છે | છે |

# सारामाठा प्रसंगे ज्ञानलहाणी

પોતે પૂર્ણજ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું એ સહજ નથી; પરંતુ મહાન જ્ઞાનીઓના ઉપદેશ અને ચારિત્રને લગતાં ઉમદા પુસ્તકો તો સર્વ કોઈ બીજાને આપી શકે તેમ છે.

કોઇ કોઇ ઉદારાત્મા આ રીતે પણ ધનનો કંઇક સદુપયોગ કરે છે; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતાં આ પ્રકાર સૌ કોઇએ સારા પ્રમાણમાં ચાલુ કરીને ઉમદા રૂઢિરૂપે બનાવી દેવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી ( કે ઘી વગેરેમાં થોડી કસર કરીને પણ ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માનસિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પ્રત્યેક મહેમાન, પડોશી, સગાં, કુટુંબી, મિત્ર, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણ, વિદ્યાર્થી વગેરેને ભેટ અપાય તો તે ગમે તેવાં મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં તેમને માટે વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણ-નિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવું કાંઈ મુખપૃષ્ઠપર છપાવીને, રબરસ્ટાંપથી છાપીને કે હાથે લખીને આપી શકાય, કે જેથી લોકસેવા થવા ઉપરાંત તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

હકીકત આવી હોવાથી આ સંસ્થાનાં અને બીજાં પુસ્તકોમાંથી પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યાં આવતા નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગની સાથે જ્ઞાનચારિત્ર જેવી ઉત્તમ વસ્તુના પ્રચારનું શ્રેય સમજુ મનુષ્યે અવશ્ય મેળવવું જોઇએ.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો કોઇએક ઉત્તમ પુસ્તકની યથા-શક્ય પ્રતોની લહાણી કરી શકે. જો એકથી વધુ જાતનાં સારાં સારાં પુસ્તકો લીધાં હોય તો ભેટ લેનારને તેમાંથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ મળી શકે. માત્ર પાંચ-દશ રૂપિયા ખર્ચવા હોય તો ગીતાઓ કે ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી હજાર-પાંચસો પુસ્તિકાઓની લહાણી વહેંચી શકાય. છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલાવડે પણ ધર્મ-ગ્રંથોમાંની અથવા બીજી અસરકારક શિખામણોનાં સો-બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય.

# ઉત્તમ ચરિત્રોના ફાયદા

## (અનુભવીઓના ઉદ્‌ગાર)

"જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા પ્રયત્ન કરે છે; તેમ ચરિત્રરૂપી આરસી-વડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ—ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે; અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગ્રત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઈથી પાર પાડી શકે છે. અતિશ્રમ લઈ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમશૌર્ય દાખવો, એવા એવા ઉપદેશોથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થયેલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે. અર્થાત્ તેના અંતઃકરણમાં આબાદ અને ઉંડી છાપ પડે છે, અને પછી તે દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે."

* * * *

"ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે, આપણી આશામાં જીવન આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલાદૃષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

* * * *

"ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલી હદસુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

* * * *

"મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે, ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે મહત્તાનો દરવાજો સર્વ કોઇ માટે ઉઘાડો છે."

* * * *

આવું છે તેથીજ આ સંસ્થા તરફથી ઉત્તમ ચરિત્રો નીકળેલાં છે, જેની વિગત અન્યત્ર આપી છે.



# સ્વામીજીનું સમાધિમંદિર

શ્રીકાશીજીના આનંદબાગ નામના ઉદ્યાનમાં લાખ ઉપરાંત ખર્ચીને સ્વામી ભાસ્કરાનંદજીની સમાધિ ઉપર આરસપહાણનું એક સમાધિ-મંદિર બંધાવેલું છે. એ સમાધિમંદિર આજે તો ભારતવર્ષનાં દર્શનીય સ્થાનોમાંનું એક ગણાય છે. સ્વામીજીએ સન ૧૮૯૯ માં દેહ છોડેલો; છતાં આજપર્યંત પૃથ્વીનાં સઘળાં સ્થળોના યાત્રીઓ એ સમાધિમંદિર જોવા આવે છે. બંગાળના શિક્ષણવિભાગના એ સમયના સુયોગ્ય અધિકારી સ્વ. ભૂદેવચંદ્ર મુખોપાધ્યાયે×આનંદ-બાગમાંની સ્વામીજીની મૂર્તિ ઉપર એક શ્લોક લખીને સ્વામીજીને બ્રહ્મમૂર્તિતરીકે વર્ણવ્યા છે.

## ભાગવતવિષે મ૦ ગાંધીજીના વિચાર

"....અમે રાજકોટ આવ્યા. ત્યાં આવું વાચન ન હતું. એકાદશીને દિવસે ભાગવત વંચાય ખરૂં. તેમાં કોઇ કોઇ વેળા હું બેસતો, પણ ભટજી રસ ઉત્પન્ન નહોતા કરી શકયા. આજે હું જોઇ શકું છું કે ભાગવત એવો ગ્રંથ છે કે જે વાંચીને ધર્મ-રસ ઉત્પન્ન કરી શકાય. મેં તો ગુજરાતીમાં અતિરસથી વાંચ્યો છે; પણ મારા એકવીસ દિવસના અપવાસમાં ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયજીને શુભ મુખેથી કેટલાક ભાગો સાંભળ્યા ત્યારે એમ થયું કે, બચપણમાં તેમના જેવા ભાગવત–ભક્તને મુખેથી સાંભળત તો તેની ઉપર પણ મારી પ્રીતિ બચપણ-માંજ સારી જામત. તે વયમાં પડેલા શુભ અશુભ સંસ્કારો બહુ ઉંડાં મૂળ ઘાલે છે એમ હું ખૂબ અનુભવું છું અને તેથી કેટલાક ઉત્તમ ગ્રંથો સાંભળવાનું મને તે વયે ન મળ્યું એ સાલે છે." (તા. ૭–૨–૨૬ના 'નવજીવન' ઉપરથી.)

---

× આ ભૂદેવબાબુ બંગાળામાં સર્વત્યાગના દ્દષ્ટાંતરૂપ હતા; એમની બુદ્ધિબળના પ્રભાવે કરીને બંકિમચંદ્રે હિંદુત્વનો પ્રચાર કર્યો; એમણે જીવન-પર્યંતની સર્વ કમાણી "વિશ્વનાથ ચતુષ્પાઠી" શાળાને અર્પણ કરી છે; સર તારકનાથ અને સર રાસબિહારીના એઓ માર્ગદર્શક હતા; માઈકલ મધુ-સૂદનથી તે નવીનચંદ્ર સુધીના બંગાળાના સાહિત્યકોના ઋષિસમાન એ હતા અને એમની પ્રેરણાથી સૌ જાગૃતિ અનુભવતા.

# १-स्वामी श्रीभास्करानंदजी

## એમનું જીવનવૃત્તાંત

શ્રીયુત સુરેંદ્રનાથ મુખોપાધ્યાયના બંગાળી પુસ્તક ઉપરથી

अनुवादकः-नाजुकलाल नंदलाल चोकसी
ઘડિયાળી પોળ-વડોદરા.

सस्तु साहित्य वर्धक कार्यालय
અમદાવાદ અને મુંબઈ-૨

# પ્રકાશકનું નિવેદન

બંગાળી ઉપરથી અનુવાદ શ્રીયુત નાજુકલાલ નંદલાલ ચોકસી પાસેથી થઇ આવ્યા પછી એ મૂળ પુસ્તકની ત્રીજી આવૃત્તિ સુધારાવધારા સાથે બહાર પડી હતી. આથી તેનો અનુવાદ એક અન્ય સજ્જન પાસે તૈયાર કરાવાયો. પછી એ બંને અનુવાદ જોતાં એમ ઠર્યું કે મૂળ પુસ્તકની નવી આવૃત્તિમાં જે કાંઈ સુધારોવધારો થયેલો જણાય તે ઉપરોક્ત પહેલા અનુવાદમાં ઉમેરાવી લઇ તેજ છપાવવો. તેથી એ ઉમેરો કરાવી લઇને તથા જ્યાં જ્યાં સંક્ષેપ અને સંશોધન કરવા જેવું લાગ્યું, ત્યાં ત્યાં યથામતિ તે મુજબ કરીને આ પુસ્તક સારાનુવાદરૂપે પ્રસિદ્ધ કરાયું છે. આ પુસ્તકમાં કાંઈ ઉપકારકતા હોય તેનો યશ મૂળલેખક શ્રીયુત સુરેન્દ્રનાથ મુખોપાધ્યાય અને પ્રકાશક એસ. કે. લાહિડી અને કંપનીને છે.

આ પુસ્તકમાં હઠયોગ સંબંધી પ્રાણાયામાદિ ક્રિયાઓની કેટલીક હકીકત જણાશે. પરંતુ એવી બાબતો માત્ર પુસ્તકમાં વાંચવા ઉપરથી કોઇએ તે રસ્તે ઉતરવા જેવું નથી. એવી ક્રિયાઓ દરેકને માટે જરૂરી પણ હોતી નથી. જરૂરી હોય તેણે પણ કોઇ ખાસ અનુભવીનાજ આશ્રયપૂર્વક એ રસ્તો લેવો ઘટે. અત્યારે તો આસન, પ્રાણાયામ, નેતિ, ધોતિ ઇત્યાદિ બાહ્યક્રિયાનેજ ઘણાકો 'યોગ' સમજી બેસે છે. મહર્ષિ પતંજલિએ યોગના અંગરૂપ પગથિયાં અને ધ્યેય ઠીક સમજાવ્યું છે; પણ આ કલિકાળમાં તો "ગુરુ લોભી ને લાલચુ ચેલા, દોનું નરકમેં ઠેલમઠેલા" એવોજ પ્રકાર મોટે ભાગે ચાલે છે. ભગવદ્‌ગીતામાં પણ યોગવિષે અને ધ્યેયપદ વિષે ઘણુંય કહેલું છે. છતાં એવા પણ ગુરુ ઘંટાલો પડયા છે કે "પ્રાચીન આર્ય ઋષિમુનિઓ ખરૂં ધ્યેય સમજ્યાએ નથી ને પામ્યાએ નથી, અને તેમનાં વેદ–વેદાંત એનાથી દૂર રહેલાં છે. અમે તે જાણ્યું છે, મેળવ્યું છે અને બ્રહ્મથી પણ આગળ ગયા છીએ, તથા ચેલાઓને પણ ત્યાં પહોંચાડી દઇએ છીએ. અવતારો અને ઋષિમુનિ બધા અધુરા યોગી હતા તેમનાથી અમે આગળ વધીને પૂરો યોગ સાધ્યો છે અને સાધીએ-સધાવીએ છીએ ૪૦ ૪૦"

માર તોપ ! જેનાથી પર અને શ્રેષ્ઠ કશું નથી, તેજ પરબ્રહ્મ, પરમાત્મા, પરમધામ અને પરમ પ્રાપ્તવ્ય કહ્યું છે. પણ કોણ પૂછે છે ! ચલાવ ગપગોળા ! ખરી વાતથી અને પરમધ્યેયથી અજાણ્યા એવા કરોડો લોકોમાંથી યથેચ્છ ખાનપાન, ધન, માન અને ચેલાટોળાં પણ મળીજ રહે. આવા કહેવાતા યોગીઓની કૃપાથી ઉજાગરા

વેઠી વેઠીને તથા રાજસ–તામસ ખાનપાન સેવીને અનેક ગાંડા બને છે ને માર્યા પણ જાય છે. ગીતાગાયક મહાયોગીશ્વર અને મહર્ષિજીએ તો ઘણુંય સમજાવ્યું છે કે, બહુ ઉંઘનારથી તેમ બહુ જાગનારથી યોગ સાધીજ શકાતો નથી. સાચા સાધનરૂપ તો યથાયોગ્ય સાત્ત્વિક આહારવિહાર; લૌકિક કામનાઓ તથા કર્મફળના ત્યાગપૂર્વક કર્મ. યોગની સાધના; તેથી અંતર વધુ પવિત્ર થતાં આંતરિક યોગસાધના; તથા દૈવી સંપત્તિની ખીલવણી; ૪૦ ૪૦ બહુ સુંદર અને સ્પષ્ટ રીતે સમજાવ્યું છે. પણ કળિયુગી ગુરુઘંટાલને એવી તેવી બાબતો સાથે લેવાદેવાજ હોય નહિ એટલે ચેલાજીને તો સ્નાનસૂતકજ કયાંથી લાગે! બીજી તરફ ભક્તિ અને બ્રહ્મજ્ઞાનને બહાને પ્રપંચજાળ ચલવતા ગુરુઘંટાલો, બીજા સામાન્ય જનો કરતાં સ્વાર્થપ્રપંચ અને ગુપ્તાચારમાં કેવા કુશળ હોય છે એ પણ હવે પોલ ખોલનારાઓના પ્રતાપે જાહેરમાં આવતું ચાલે છે.

પણ આ તો જરા આગળ નીકળી જવાયું. મૂળ વાત એ કે, આ સેવક પણ ઉગતી ઉંમરમાં યોગની બાબતમાં ફસાયો હતો, તેથી થોડુંક અહીં લખ્યું હોય તો કોઇને પણ તે કંઇક ઉપયોગી થાય.

આ સેવકે પૂર્વાશ્રમમાં ૧૪–૧૫ વર્ષની ઉંમરમાં વગરસમજ્યે ગુરુ કરી લીધા. "ઓહંગ" "સોહંગ" મંત્ર મળ્યો તે જપવા માંડયો. આસન તો ત્રણ કલાકનું જામ્યું. પણ મંત્રના શુદ્ધ ઉચ્ચાર તથા શબ્દાર્થ અને લક્ષ્યાર્થની ખબર ગુરુ અને શિષ્યને હોય ત્યારેજ સાચું ધ્યેય, ધ્યાન અને સુખ આવેને ! ઇશ્વરકૃપાથી ગુરુજીની આંતરિક યોગ્યતા સમજાઇ ગઇ, શ્રદ્ધા ઉડી ગઇ, પણ એક બીજું દુ:ખ જાગ્યું. "ગુરુમહિમા"માં સાંભળેલું ને મનમાં ઠસેલું કે ગુરુની વિરુદ્ધમાં વિચાર આવે તો નરકવાસ થાય. તેથી મહિનાઓ સુધી મનોવ્યથા વેઠી અને છેવટે એક મહાત્માનું વચન સાંભળવામાં આવ્યું, ત્યારે શાંતિ વળી. તે વાકય એ કે, હંસ જાણીને સંગ કર્યો, પણ બગ નીકળ્યો ! એ ગૃહસ્થાશ્રમી ગુરુના એક ભેખધારી ગુરુ હતા તે પણ એવા ભોળા નીકળ્યા કે તેમણે એક અન્ય ભેખધારીની સિદ્ધિની તારીફ સાંભળેલી તેમના કહેવા મુજબ એક પ્રયોગ જારી કર્યો. મૂળે તો શરીર વાત–કફપ્રધાન હતું; તેમાં નિમકની મનાઇ અને રાતદિવસ એક નાના સરખા અંધારા ભોંયરામાં બેસી રહી પોતાનાજ પ્રશ્વાસનો મલિન વાયુ લીધા કરી વધારે નુકસાનકારકરૂપે પુન: પુન: કાઢવો અને લેવો એમજ ચાલ્યા કરે ! પરમાત્માની મહાન વિભૂતિરૂપ તથા પ્રાણતત્ત્વથી ભરપૂર સૂર્યદેવતાનું, તેના અજવાળાનું અને શુદ્ધ હવાનું તો બસ દર્શન પણ કરવાનું નહિ ! એવી રીતે છ માસ ગાળવાના હતા. પરિણામે પ્રયોગ પૂરો થવા પહેલાંજ તેમનો દેહાંત થયો. મીઠાવાળી ચીજ કે એવું કંઇક ખાવાનું

ઘણુંય માગ્યું, પણ કોઇએ તે ગણકાર્યુંજ નહિ!

વળી એક મહંતજીને અમુક રીતે માત્ર લીમડાનાં પંચાંગ ઉપરજ રાખવામાં આવ્યા હતા. પરિણામે વ્યાધિ થયો, શરીર રહી ગયું અને પછી દેહાંત થયો.

અન્ય એક સજ્જને નેતિ-ધોતિ, પ્રાણાયામ વગેરેની બાહ્ય-ક્રિયાઓ એક વૃદ્ધ સંતના શિષ્ય પાસે શીખવા માંડી. મહિનાઓ એ રીતે ગાળ્યા. પણ હેતુ, સમજણ અને વિધિની ખામીને પરિણામે એવો રોગ થયો કે જીવવાની આશા છોડી દીધેલી. પછી કોઇના કહેવાથી ઉષ:પાન ઇ૦ થોડી સાદી બાબતોથીજ એ ભાઇનો મધુપ્રમેહ અને બદ્ધકોષ વગેરે દૂર થઈ આરોગ્ય મળ્યું હતું.

આવી તેવી હકીકત જોએલી તે માત્ર સહજ સૂચનાતરીકે લખી છે; માટે એ ઉપરથી આ સેવકને કોઇએ એ માર્ગનો અનુભવી માની લઇને કશી પૂછપરછ કરવા જેવું નથી.

આ પછીનાં પૃષ્ઠોમાં બંગાળી લેખક મહોદયની ઉપક્રમણિકા છે; એ પછી આ ગ્રંથવિષે એ તરફના પત્રકારોના જાણવા જેવા અભિપ્રાય છે; તથા આ ચરિત્રની છેવટે પરિશિષ્ટરૂપે અગત્યના પત્ર છપાયા છે; તે તરફ વાંચનાર ભાઇબહેનોનું લક્ષ્ય ખેંચી **हरिः ॐ तत्सत्**

જેઠ, સંવત ૧૯૮૫ **ભિક્ષુ-અખંડાનંદ**



# મૂળ લેખકની ઉપક્રમણિકા

(સારાનુવાદરૂપે)

એક સમય એવો હતો કે જ્યારે ભારતવર્ષ સભ્યતા, શિક્ષણ અને ઉન્નતિમાં ઘણોજ આગળ વધેલો હતો અને જગતના શિર-સ્થાને શોભતો હતો; પરંતુ જગતનું એ આદર્શ સ્થાન ભોગવતો ભારતવર્ષ કર્માનુસાર આજે ઉલટીજ દશામાં આવી પડયો છે. અંગ્રેજોનું રાજ્ય થયા પછી તેમના અંગ્રેજી ગ્રંથો ઉપરથી આપણે જાણી શકયા કે, ન્યૂટન ગુરુત્વાકર્ષણના નિયમો શોધીને જગતમાં નામના કરી ગયો છે. પરંતુ હાય! આપણામાંના કેટલા જણ આ વાત જાણે છે કે, અહીંના મહાન શોધક ભાસ્કરાચાર્ય, પોતાના "ગોલાધ્યાય"માં એ વાત તો કયારનાય લખી ગયા છે કે:–

**आकृष्टिशक्तिश्च महीतया यत् खस्थं गुरुं स्वाभिमुखं स्वशक्त्या।**
**आकृष्यते तत्पततीति भाति समे समन्तात् क्व पतत्वियं खे॥**

અર્થાત્ પૃથ્વીમાં આકર્ષણશક્તિ રહેલી છે, કે જેથી કરીને જે કોઇ ભારે પદાર્થ ઉંચે આકાશ તરફ ફેંકીએ છીએ, તે તરત પૃથ્વીની આકર્ષણશકિતદ્વારા નીચે ખેંચાઇ આવે છે. આપણને તે પદાર્થ-જ નીચે પડે છે એમ ભાસે છે, પરંતુ વાસ્તવિક રીતે તેમ નથી.

હાલના સભ્ય* ગણાતા યુરોપવાસીઓના પૂર્વજો જ્યારે જર્મનીમાં એલ્બ નદીના કિનારે જંગલી દશામાં ભટકતા હતા, તે પહેલાં કેટલાંય વર્ષો અગાઉ આપણા પ્રાચીન જ્યોતિષશાસ્ત્રમાં લખ્યું છે કે:–**कपित्थफलवद्विश्वं दक्षिणोत्तरयोः समम् ।**

અર્થાત્ 'કપિત્થ ફળ–કોઠા–ની પેઠે આ પૃથ્વી ઉત્તરદક્ષિણ તરફ જરા ચપટી અને આકૃતિમાં ગોળાકાર છે.' વળી લખ્યું છે કે

**चला पृथ्वी स्थिरा भाति भूगोलो व्योम्नि तिष्ठति ।**

અર્થાત્ આ સ્થિર જણાતી પૃથ્વી ફરે છે અને તે શૂન્યને આધારે રહેલી છે.

શું સંગીતવિદ્યા કે શું ચિકિત્સાશાસ્ત્ર અથવા શું વિજ્ઞાનશાસ્ત્ર, એ સર્વમાં પ્રાચીન ભારતવાસીઓ પારંગત× હતા. વળી વિજ્ઞાન-

---

* માર્ક ટ્વેઈન લખે છે કે, આપણે જંગલી દશામાંથી મુક્ત થયા તે પહેલાં કેટલાય સમયથી હિંદુજાતિ સભ્યતાના શિખરે વિરાજતી હતી.

× સુવિખ્યાત સંસ્કૃતજ્ઞ પંડિત મેકસમૂલરે લખ્યું છે કે:–"મનુષ્ય-જીવનમાં કોઈ પણ વિભાગને તમારા અભ્યાસના વિષયતરીકે પસંદ કરો. પછી તે ભાષા, ધર્મ કે અધ્યાત્મશાસ્ત્ર હો; કાયદા–કાનુન કે રીતિરિવાજો હો, વા કળા કે વિજ્ઞાન હો—જે હો તે હો; પરંતુ તે સર્વ માટે, તમને ગમે કે ન ગમે તોપણ તમારે ભારતવર્ષ તરફજ વળવું પડશે. કેમકે માનવ-જીવનના વિકાસના ઇતિહાસમાં જે સૌથી કિંમતી અને પ્રેરણાદાયી સાહિત્ય-

શાસ્ત્રની પરાકાષ્ઠાના એ સમુજ્જવલ સમયમાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ, એ અષ્ટાંગ યોગની છેલ્લી ભૂમિકા સુધી પણ તેઓ પહોંચ્યા હતા.

વિવેક-વૈરાગ્યાદિ સાધનચતુષ્ટયસંપન્ન કોઇ યોગ્ય અધિકારી, ગુરુસમીપે યોગવિદ્યાનો વિધિવત્ અભ્યાસ કરે, તો તેને અંતર્ધાન અને અંતરિક્ષભ્રમણ વગેરે શક્તિઓ પ્રાપ્ત થાય છે; એટલુંજ નહિ પરંતુ અણિમા, લઘિમા આદિ બીજી સિદ્ધિઓ પણ પ્રાપ્ત થાય છે. હાલ તો આપણને ઉપરોક્ત સિદ્ધિઓ કે શક્તિઓ મેળવવી એ અશક્યજ લાગે; અને તેને પ્રાપ્ત કરનારા કોઇ સિદ્ધ યોગીનો પ્રભાવ કદાચ આપણા જોવામાં આવે, તો તો આપણે મુગ્ધજ થઇ જઇએ; પરંતુ આ ગ્રંથમાં વર્ણવેલા મહાપુરુષ જેવા સિદ્ધ યોગીઓની દૃષ્ટિએ તો તે સિદ્ધિઓ પણ તુચ્છ છે. જેમ સંસારમાં રહીને ધર્મમાર્ગે ચાલનાર સાધકને ધર્મમાર્ગથી ચલિત કરાવનારાં વિવિધ પ્રલોભનો પ્રાપ્ત થાય છે, તેમ સંસારત્યાગી અધ્યાત્મમાર્ગના પ્રવાસી યોગીને પણ સિદ્ધિઓના રૂપમાં મહાન્ પ્રલોભનો પ્રાપ્ત થાય છે; અને જેઓ આ સિદ્ધિઓમાં લોભાઇને ચલિત થાય છે, તેઓ પોતાના લક્ષ્યસ્થાનથી ભ્રષ્ટ થઇને દિવ્ય આનંદથી દૂરજ રહી જાય છે. જે કોઇ યોગીંદ્ર મહાવીર એ સિદ્ધિઓના સહવાસમાં આવ્યા છતાં પણ તેનાથી ચલિત નહિ થતાં, પોતાના લક્ષ્ય તરફ-સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્મા તરફજ વધ્યો જાય છે; તેજ તેનો સાક્ષાત્કાર પામે છે અને આ સંસારની પરતંત્રતામાંથી સદાને માટે છૂટીને તે પરમાનંદમય સ્વારાજ્યસિદ્ધિને પ્રાપ્ત કરે છે. આવી રીતે નિર્મોહી સાધકનાં અનેકવિધ ક્લેશ, ઉપાધિ અને દુઃખો નાશ પામે છે; આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક, એ ત્રિવિધ તાપની શાંતિ થાય છે; અજ્ઞાનનિદ્રામાંથી છૂટી સંસારરૂપી સ્વપ્નને ત્યજી દે છે; અને મોહશય્યામાંથી ઉભો થઇ જઈ પરમપદનો અલૌકિક આનંદ અનુભવે છે. એવા મહાપુરુષને આ સ્થાવરજંગમ બાહ્યસૃષ્ટિ પણ બ્રહ્મમય ભાસે છે. તે બધું પરમાત્મારૂપેજ નિહાળે છે અને અણુ-પરમાણુમાં, અંદર, બહાર સર્વત્ર તેનીજ દિવ્ય સત્તાસ્ફૂર્તિનાં દર્શન કરતો થકો કૃતકૃત્ય બની રહે છે.

અંતર્દૃષ્ટિવાળા પ્રાચીન ઋષિમુનિઓએ આ સત્યનું ગૂઢતમ રહસ્ય પ્રાપ્ત કરીને, તથા એ પરમપદાનુભવ માટે નિર્વિકલ્પાવસ્થા કેમ પ્રાપ્ત કરી શકાય તેનાં સાધનો શોધી કાઢીને આ જગતમાં અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી છે. આલ્પ્સ અને કોકેસસ જેવા ઉચ્ચ શિખરોવાળા કેટલાય પર્વતો પૃથ્વીપર હશે કે જ્યાં માત્ર હિંસક

---

નો સંગ્રહ થયેલો છે તેમાંનો ઘણો ખરો સંગ્રહ તો ભારતવર્ષમાં-માત્ર એકલા ભારતવર્ષમાંજ—થયેલો છે."

પશુઓજ વિચરે છે; પરંતુ જેની ખીણેખીણુમાં અને ગુફાએ ગુફામાં, ભગવતપ્રેમથી વિહ્વળ થઇને તથા ટાઢ-તડકાને નહિ ગણતાં દેહ, મન અને પ્રાણને ઇશ્વિરાર્પણ કરી દઇને જ્યાં પરમાત્માનુંજ ચિંતન કરતાથકા ઋષિમુનિઓ યોગનિદ્રામાં વિલીન થયા હોય એવો તો એક હિમાલય સિવાય કોઇ ગિરિરાજ દૃષ્ટિગોચર થતો નથી. આ જગતમાં ગિરિ, ગુહાઓ, અરણ્યો અને મહારણ્યોનો કંઇ પાર નથી; પરંતુ કોઇપણ દેશના હિંસક પશુઓથી ભરેલા અરણ્યમાં વસવાટ કરીને ઉગ્ર તપશ્ચર્યા કરતું યોગીમંડળ ક્યાંય જોવામાં આવ્યું છે? નાઇલ, એમેઝોન અને વોલ્ગા વગેરે મહાનદીઓ પૃથ્વીના અર્ધા ભાગપર પથરાયલી છે; પરંતુ આ મૃત્યુલોકમાં ભારતવર્ષ સિવાય બીજે ક્યાં છે એ પતિતપાવની ગંગા, યમુના, ગોદાવરી કે નર્મદા જેવી એક પણ નદી, કે જેને ઘાટે ઘાટે અને તટે તટે અનેક ઋષિમુનિઓએ ભગવદ્ભજન કર્યું હોય?

મતલબ કે, ભારતવર્ષના જેવો ધર્મપ્રાણ દેશ બીજો કોઇ પણ જોવામાં આવતો નથી. પરંતુ અફસોસ! ભારતના એ દિવસો ચાલ્યા ગયા છે; અને કાળચક્રના પ્રભાવે હાલ તો સાધુના વેશમાં ધૂતારાનાં ટોળેટોળાં જ્યાં ત્યાં ભમ્યા કરે છે અને હજારો વેશધારીમાંથી એક પણ સાચો ત્યાગી મળવો દુર્લભ થઇ પડયો છે.!* એક તો મુસલમાની રાજ્યમાં ભારતવર્ષ અસ્તવ્યસ્ત થઇ ગયો હતો તેમાં વળી ધનવૈભવમાંજ બધું સુખ માનનારા, આસ્તિકપણાનો ડોળ રાખનારા અને આસુરી ભાવનાવાળા જડવાદીઓનો સંગ થયો; એટલે ભારતવાસીઓના રહ્યા સહ્યા લીંટાર્નેગા પણ શુભ આચારવિચાર અને મતિગતિ દિનપ્રતિદિન બગડતાં ચાલ્યાં! અત્યારે મોટા ભાગના હિંદુઓ સત્પુરુષોએ દર્શાવેલા માર્ગે જવાનું પડતું મૂકીને કેવળ સાંસારિક પ્રવૃત્તિમાં મસ્ત બની, સ્વાર્થસિદ્ધિ માટે દેશદેશાંતરમાં ભટક્યા કરે છે. આવી પરિસ્થિતિમાં આ જાતની જીવનકથાનો કેવો સત્કાર થશે તે કહેવું મુશ્કેલ છે. પણ કહ્યું છે કેઃ—"એક સાચા મહાત્માનું જીવન હજારો ધર્મોપદેશકો કરતાં વધુ ઉપકારક થાય છે."

સ્વામીજીનાં અનેક જીવનચરિત્રો પ્રકટ થયાં છે. પ્રયાગના સુવિખ્યાત તાલુકદાર બાબુ મહાદેવપ્રસાદ ચોધરીએ સંસ્કૃત ભાષામાં

---

*मनुष्याणां सहस्रेषु એ તો ગીતામાં પણ કહ્યું છે અને કબીરજી પણ કહી ગયા છે કેઃ—

લાલાં કી નહીં બોરિયાં, હંસન કી નહીં પાંત;
સિંહન કે ઝુંડે નહીં, સંત ન ચલે જમાત.

છતાં આ વાત પણ નક્કી છે કે, એવા કૃતકૃત્ય મહાપુરુષથી ભારતવર્ષ કદી પણ ખાલી રહ્યું નથી. બીજું બધું જવા દઈ માત્ર પ્રભુપ્રાપ્તિ માટે અને સર્વભાવથી જે કોઈ એવાને શોધે તેવાને તે મળી પણ આવેજ.

'**यतीन्द्र चरितम्**' નામે સ્વામીજીના જીવનચરિત્રનું એક પુસ્તક બહાર પાડયું છે અને આગડપાડાનિવાસી બાબુ અંબિકાચરણ બંદોપાધ્યાયે એજ પુસ્તકનો બંગાળીમાં અનુવાદ કર્યો છે. કેટલાક મુસલમાન ભાઇઓના પ્રયાસથી ફારસી ભાષામાં પણ તેમનું જીવન-ચરિત્ર બહાર પડયું છે. વળી અલ્હાબાદના પ્રખ્યાત અંગ્રેજી દૈનિક પત્ર "પાયોનિયર" દ્વારા સ્વ. મુનસફ બાબુ ગોપાલચંદ્ર ચટ્ટોપાધ્યાયરચિત સ્વામીજીનું એક જીવનચરિત્ર અંગ્રેજીમાં પણ બહાર પડયું છે; પરંતુ આ સર્વ ચરિત્રોમાં સ્વામીજીના જીવનની થોડી થોડીજ ઘટનાઓ અપાઇ છે.

આ ગ્રંથમાંની સામગ્રી સ્વામીજી હયાત હતા ત્યારેજ મોટે ભાગે સંગ્રહ કરેલી છે. પોતાની હયાતીમાં આ ગ્રંથ પ્રકટ કરવાનો સ્વામીજીએ નિષેધ કર્યો હતો, તેથીજ અમે અત્યારસુધી આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું નહોતું.

કાશ્મીરાધિપતિ મહારાજ સર પ્રતાપસિંહ બહાદુરે જ્યારે સ્વામીજીના દેહાંતના સમાચાર સાંભળ્યા, ત્યારે શ્રી કાશીધામના પ્રખ્યાત "ભારતજીવન" પત્રિકાના સંપાદક મહાશયપર નીચે પ્રમાણેનો તાર કર્યો હતો કે:–

"સ્વામી ભાસ્કરાનંદજીના મૃત્યુસમાચાર સાંભળી મને જે ઉંડો આઘાત થયો છે તેનું વર્ણન થઇ શકે તેમ નથી. તેમના દેહોત્સર્ગથી સારા ભારતવર્ષના હિંદુસમાજમાં ન પૂરી શકાય તેવી ખોટ પડી છે."

આ ગ્રંથમાં કેટલીક અલૌકિક ઘટનાઓ પણ સમાવેલી છે. જેઓ સ્વામીજીના ભક્ત છે તેઓને તો આ ઘટનાઓ વિસ્મયકર નહિ લાગે. કેમકે તેઓએ પોતે સ્વામીજીના ચમત્કારો અનુભવ્યા હોય છે. આમ છતાં અમે તેમના સર્વ ચમત્કારોને આ ગ્રંથમાં સ્થાન આપ્યું નથી.+

શું હિંદુ, શું મુસલમાન કે શું ખ્રિસ્તી, સર્વ ધર્મ અને જાતિના લોકોપ્રત્યે સ્વામીજીનો સમભાવ હતો. તે સઘળાઓ એક-અવાજે કહેતા કે, સ્વામીજી "ગુપ્ત સાધુ" હતા. 'પાયોનિયર' પ્રેસ-વાળા અંગ્રેજી જીવનચરિત્રમાં લખ્યું છે કે:–

"જેઓએ સ્વામીજીનાં દર્શન કર્યાં છે તેઓ બધા તેમની અસાધારણ શક્તિથી સુપરિચિત છે. અલબત્ત આ શક્તિનું તેઓશ્રી પ્રદર્શન કરવા નહોતા ચાહતા, છતાં એવા પણ ઘણા પ્રસંગો આવતા કે જ્યારે તેમની અનિચ્છા છતાં તે અસાધારણ શક્તિ આપોઆપ ઝળકી ઉઠતી. સ્વામીજીના જીવનની એવી બધી અલૌકિક ઘટના-

---

+ આ ગુજરાતી અનુવાદમાં તો એ બંગાળી ગ્રંથમાંના પણ કેટલાક ચમત્કાર વગેરે સંપાદકે લીધા નથી.

આ એકત્ર કરવા જતાં તો પુસ્તકો ભરાય. એટલે આ ઘટનાઓમાંથી કયી લખવી ને કયી ના લખવી ?”

આ દેશમાં પહેલાં જીવનચરિત્ર લખવાનો રિવાજ ન હતો. સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિયુગના પ્રારંભમાં હજારો મહાપુરુષો ભારતવર્ષની કીર્તિને ઉજ્જવલ કરી ગયા છે; છતાં તે સર્વનાં નામ શોધી કાઢવાને આપણે જીવનભર મથીએ તોપણ પત્તો લાગે નહિ.

શિષ્યભાવે સ્વામીજીના સહવાસનો વારંવાર લાભ મળતાં જે જે ઘટનાઓ જોવામાં આવી તેનોજ કેટલોક સંગ્રહ આમાં કર્યો છે; જેમાંની કોઇ કોઇ વાત સ્વામીજીએ સ્વમુખે પણ કહી હતી. સ્વામીજીની દૈવી શક્તિવિષેની હકીકત જેમના જેમના પત્ર ઉપરથી આ ગ્રંથમાં છાપી છે તે સઘળાઓ હયાત છે. જેઓને આ ચમત્કારોમાં વિશ્વાસ ન આવે તેમણે પરિશિષ્ટમાં જણાવેલા કલકત્તા પાટલડાંગાના લક્ષાધિપતિ ક્ષેત્રબાબુ, સેશનજજ્જ તેજચંદ્રબાબુ, અયોધ્યાપતિ મહારાજ સર પ્રતાપનારાયણ અને મથુરાના ફર્સ્ટ કલાસ ડેપ્યુટી મેજીસ્ટ્રેટ પંડિત મહારાજ નારાયણ વગેરે આધુનિક સમાજના સુશિક્ષિત, પ્રતિષ્ઠિત તથા અગ્રેસર ગણાતા સદ્‌ગૃહસ્થોના પત્રો વાંચી જવા કૃપા કરવી; અને તેમ છતાંય જેમને શંકા રહી જાય તેમને તે ભાગ પડતો મૂકી બાકીનો ગ્રંથ વાંચવા વિનતિ છે.

સોદપુર, ૨૪ પરગણા,
૧૩૧૨ બંગાળી સંવત* } સુરેન્દ્રનાથ મુખોપાધ્યાય

---

## *બંગાળી સંવત અને માસ વિષે માહિતી

( આ પુસ્તકમાં અનેક ઠેકાણે બંગાળી સંવત આવવાથી આ માહિતી અપાઈ છે. )

આ વૈશાખ માસથી બંગાળી સંવત ૧૩૩૯ બેસી ચૂક્યો. કેમકે બંગાળી સંવત વૈશાખ માસથી બદલાય છે. આપણા જેવાંજ ત્યાં મહીનાઓના નામ છે. માગશરને ત્યાં અગ્રહાયન કહે છે. અહીંની પેઠે ત્યાં મહિનાઓમાં બે પક્ષ નથી પણ અંગ્રેજીની પેઠે તારીખો છે. કોઇ કોઈ માસની ૩૦, ૩૧ અને ૩૨ તારીખો પણ હોય છે અને ઘણું કરીને બારે માસ અંગ્રેજીની પેઠે વ્યવસ્થિત રહે છે. આ સંવતને ફસલી સંવત કહે છે. અને બંગાળમાં એજ સંવત, માસ અને તારીખ વ્યવહારમાં વપરાય છે. માત્ર ધાર્મિક ક્રિયાઓમાં હિંદુ પંચાગ મુજબની તિથિ લેવાય છે. દાખલાતરીકે ફસલી સંવતમાં આસોની દશમી તારીખ ગમે ત્યારે આવે, પણ દશરા તો આપણી દશરાને દિવસેજ પળાય છે.

આવતા કાર્તકથી આપણો સંવત ૧૯૮૯ બેસશે ત્યારે બંગાળી સંવત ૧૩૩૯ ચાલુ હશે. એ જોતાં **વિક્રમ સંવત અને ફસલી સંવત વચ્ચે સાડીછસો વર્ષનું અંતર ગણાય.**

# મૂળ (બંગાળી) ગ્રંથવિષે થોડા અભિપ્રાયો

× × × આધુનિક કઠોર જીવનકલહની નાસ્તિકતાના વાયુમંડળમાં આ સંજીવનીસમી ધર્મમય જીવનકથા અર્પણ કરીને સુરેન્દ્ર બાબુએ આપણા ઉપર મહાન ઉપકાર કર્યો છે. × × ×

આ પરમ પવિત્ર પુસ્તક વાંચીને અમને લાગ્યું કે, ઉન્નત ભક્તસિવાય આવા વિરાટ મહાપુરુષનું જીવનચરિત્ર લખવાનું બીજા કોઇથી બની શકે નહિ. સુરેન્દ્ર બાબુ આ પુસ્તક લખીને હાલના અનેક શિક્ષિત અંધોની આંખ ખોલવા સમર્થ થશે. તેમણે આ મહાત્મા પુરુષના જીવનની દૈવી ઘટનાઓ રજુ કરીને ભારતની ઐતિહાસિક કીર્તિને વર્તમાન સમયમાં પણ પ્રત્યક્ષ દર્શાવી આપી છે.

× × × ×

"બરિસાલ હિતૈષી"

× × × ×

આવા કલિયુગમાં પણ ભારતવર્ષમાં રામકૃષ્ણ પરમહંસ કે ભાસ્કરાનંદ સ્વામી જેવા જન્મે, તેથી સમજાય છે કે ભારતવર્ષની ગમે તેવી અધોગતિ થઇ છે છતાં હજી પણ તે (જો એવા મહાપુરુષોના આદેશો મેળવી તે પ્રમાણે ચાલે તો) જગતના શીર્ષસ્થાને વિરાજી શકે તેમ છે. કાશીનો "આનંદબાગ" આજે પણ દેશી-પરદેશીઓ માટે એક પવિત્ર તીર્થ થઇ રહેલું છે. × × ×

ચંદ્રનાથ બસુ

(સુપ્રસિદ્ધ સમાલોચક, સાક્ષર અને ગવર્નમેન્ટ ટ્રાન્સલેટર)

× × × ×

પૃથ્વી ઉપર સ્વર્ગસમી કાશીનગરીમાં ભગવાનની વિભૂતિરૂપે વસીને સ્વામીજીએ ઘણો સમય પવિત્ર ધર્મજ્યોતિ ફેલાવી હતી; અને હજારો હિંદુ સંતાનોએ તેમના ચરણારવિંદનાં દર્શન કરીને માનવજીવન સફળ કર્યું હતું. એવા પુરુષપ્રવરની જીવનકથા હિંદુમાત્રનો આદર પામશે એમાં શંકા નથી. ગ્રંથકર્તાએ આ જીવનકથા લખીને હિંદુસમાજનું કલ્યાણ કર્યું છે. અમે વિનાસંકોચે કહીએ છીએ કે, એના વાચનથી ધર્મપિપાસુમાત્રને ફાયદો થશે.

"ઢાકા પ્રકાશ"

× × × આ જીવનચરિત્ર આપણા દેશના ગૌરવ સમાન છે; કેમકે સ્વામી ભાસ્કરાનંદજી આપણા દેશના ગૌરવરૂપ હતા. અવિશ્વાસુ માણસો તો આવાં ચરિત્ર વાંચીને આશ્ચર્યચકિત થઈ જશે. પણ આપણા દેશમાં આવાં સુંદર ચરિત્રો બહુજ ઓછાં છે. સ્વામી

ભાસ્કાનંદજી જેવા પુણ્યશ્લોક ઋષિનું જીવનચરિત્ર ઘેરઘેર વંચાશે એમાં અમને શંકાજ નથી. ગ્રંથકારનો શ્રમ સફળ થાઓ !

"નવ્ય ભારત"

આ પુસ્તક લખીને ગ્રંથકર્તા તો કૃતકૃત્ય થયા છે, પરંતુ બંગવાસીઓને પણ ધન્યભાગી કર્યા છે. અમે આખુંયે પુસ્તક ખૂબ આનંદપૂર્વક વાંચ્યું છે. વાંચતાં વાંચતાં અમે ભાવમગ્ન થઇને જાતનું પણ ભાન ભૂલી ગયા છીએ. ખાસ કરીને ગ્રંથકર્તાએ એમાં જે વિદ્વત્તા અને શોધક બુદ્ધિનો પરિચય આપ્યો છે તે ઉપરથી અમારી ખાત્રી છે કે, આ પુસ્તકથી અમારા દેશબંધુઓને ઘણોજ લાભ થશે.

"સંધ્યા"

× × × ×

અમે બાબુ સુરેન્દ્રનાથ મુકરજીનું ભાસ્કરાનંદ ચરિત્ર ખૂબ આનંદપૂર્વક વાંચ્યું છે. × × × પવિત્ર પુરુષોનાં આવાં ચરિત્રો જેટલાં વિશેષ લખાશે, તેટલું વિશેષ લોકકલ્યાણ સધાશે.

"અમૃતબજાર પત્રિકા"

× × × ×

યતીન્દ્ર જીવનકથા વાંચીને અમને જે આનંદ થયો છે તે બીજા કોઇ પણ ગ્રંથથી થયો નથી. વળી સુરેન્દ્ર બાબુએ પુસ્તકને એવું તો મીઠાશભર્યું બનાવ્યું છે કે અમે તો તે વાંચવું શરૂ કરીને તેમાં એટલા બધા લીન થઇ ગયા કે અમારૂં રોજીંદું કાર્ય પણ પડતું મૂકીને એક દિવસ એજ પુસ્તકની પાછળ ગાળ્યો. જ્યાંથી જ્યાંથી વાંચ્યું ત્યાં ત્યાં ભારતની અસામાન્ય યોગવિદ્યા-વિષે એવુંજ લાગ્યું કે, શું આ સંભવિત હશે ? આ તો કોઈ નવલકથા હોય તેવું લાગે છે; પરંતુ સુરેન્દ્રબાબુની તત્ત્વનિષ્ઠાએ તેમજ અસામાન્ય પ્રમાણોએ અમારો એ ભ્રમ ભાગી નાખ્યો છે. પાશ્ચાત્યો જ્યારે ભારતના યોગીઓની જીવનકથા વાંચીને મુગ્ધ થાય છે અને તેમના ઉપદેશોનો સંગ્રહ કરવાનો પ્રયત્ન કરે છે; ત્યારે અમે ભારતવાસીઓ આવાં અલૌકિક અને ઉપકારક પુસ્તકો વાંચવાનું પડતું મૂકી (કચરાપૂજા જેવી) નવલકથાઓ વાંચવા મંડયા છીએ ! આના જેવું શરમભર્યું અને દુઃખદ બીજું શું હોઇ શકે ? અમે ઇચ્છીએ છીએ કે, સર્વ હિંદુઓ સ્વામીજીના આ જીવનચરિત્રને વાંચીને કૃતાર્થ થશે. × × × "બંગવાર્તાવહ"

(ઉત્તમ લેખકોના મૂળ લેખક ઉપરના પત્રોનો સારાંશ નીચે આપ્યો છે.)

**હાઇકોર્ટના માજી જજ શારદાચરણ મિત્ર લખે છે કે—**

હું આપનું ભાસ્કરાનંદ ચરિત્ર જોઇને ઘણોજ ખુશી થયો છું. મને કેટલાંક વર્ષ પહેલાં પૂ. સ્વામીજીનાં દર્શનનું સદ્ભાગ્ય પ્રાપ્ત થયું હતું. ત્યાં મેં જે જોયેલું અને સાંભળેલું, તે ઉપરથી હું પણ

આશ્ચર્યચકિત થયો હતો. આપના પુસ્તકે મને ઘણોજ આનંદ આપ્યો છે. વસ્તુસંકલના સુંદર થઇ છે.

**કલકત્તા સંસ્કૃત કૉલેજના ભૂતપૂર્વ અધ્યક્ષ મહામહોપાધ્યાય, નીલમણિ મુખોપાધ્યાય** એમ. એ. બી. એલ. લખે છે કે—

"ભાસ્કરાનંદ ચરિત" વાંચીને ઘણોજ આનંદ થયો છે. પુસ્તકની ભાષા સર્વગ્રાહી, વિશુદ્ધ અને તેજસ્વી છે. એક મહાત્માના ચરિત્રની અસરો જે પ્રમાણુમાં અને જેવી રીતે ચોતરફ ફેલાય છે, તેવી અસર મોઢાના અનેક ઉપદેશોથી ફેલાતી નથી. દૈવી શકિતવાળું પ્રકરણુ વાંચીને એમ લાગ્યું કે, હજુસુધી પ્રાચીન ઋષિઓનું સત્ત્વ નષ્ટ થયું નથી. હું ઇચ્છું છું કે, જનસમાજ નિઃસત્ત્વ નાટકો અને નવલકથાઓનો ત્યાગ કરીને આવા ઉપકારક ગ્રંથોને આવકાર આપે.

**બ્રહ્મસમાજના નેતા સુવિખ્યાત પંડિત શિવનાથ શાસ્ત્રી** એમ. એ. લખે છે કે:—

ભાસ્કરાનંદ ચરિત્ર હું ખાસ મન દઇને વાંચી ગયો છું. પહેલાં મેં સ્વામીજીનાં બીજાં ચરિત્રો પણુ વાંચ્યાં હતાં; અને કાશીજીમાં કેટલીક વાર તેમનો સમાગમ પણુ કર્યો હતો. તેમને જોઇને મારા મનમાં જે ભાવો ઉદ્દભવ્યા હતા તેનો પડઘો આ પુસ્તકમાં પડેલો જોઈ મને ઘણો આનંદ થયો. સ્વામીજીસંબંધી વિચાર કરતાં ભગવાન રામકૃષ્ણુપરમહંસનું સ્મરણુ થાય છે. તેઓ ભારતીય સાધનાના આદર્શ પુરુષ હતા. × × પરંતુ જે વ્યાકુળતા અને સાધનનિષ્ઠા તેઓ બતાવી ગયા છે તેનો વિચાર કરતાં આંખોમાં અશ્રુપ્રવાહ રોકી શકતો નથી. એ તો હું ઘણાયે સમય સુધી ભૂલીશ નહિ. ભારતવર્ષની આધ્યાત્મિકતાનાં દર્શન મને તેમનામાં ( સ્વામી ભાસ્કરાનંદમાં ) વિશેષરૂપે થતાં હતાં. આવા એક અમૂલ્ય જીવનને સુંદર સ્વરૂપમાં રજુ કરનાર ગ્રંથકર્તાનો હૃદયપૂર્વક આભાર માનું છું; અને ધર્મસાધનાને માટે શું શું કરવું જોઇએ અને કેવી કેવી સાધનાઓ કરવી જોઇએ તે વાત જાણુવા ઇચ્છિનારાઓને આ ગ્રંથ વાંચવાની ભલામણુ કરૂં છું.

**રાયચંદ પ્રેમચંદ સ્કૂલના બંગાળ સરકારના ભાષાંતરકાર રાયબહાદૂર રાજેંદ્રચંદ્ર શાસ્ત્રી** લખે છે કે:-

હું પુસ્તકને આદ્યંત વાંચી ગયો છું. ભાવ અને ભાષા સુંદર છે, પ્રતિપાદ્ય વિષય પણુ કુશળતાથી છેડાયો છે. આપનું પુસ્તક વાંચીને સ્વામીજીસંબંધીના કેટલાયે ભ્રમમૂલક ખ્યાલો દૂર થયા છે. × ×

**કવિસમ્રાટ્ શ્રી રવીંદ્રનાથ ઠાકુર** લખે છે કે:-

આપનું 'ભાસ્કરાનંદ ચરિત' પ્રાપ્ત થતાં આનંદ પામ્યો છું. × × × આ પુસ્તક વાંચકોનું કલ્યાણુસાધક થશે એમાં શંકા નથી.





વિદેહમુક્ત સ્વામી ભાસ્કરાનંદજી



# स्वामी भास्करानंदनुं चरित्र

## અધ્યાય ૧ લો—કુળજન્મ અને બાલ્યાવસ્થા

वन्दे देवं निगमविदितं सच्चिदानंदमूर्तिं ।
यो दत्ते स्वप्रणत जनतायै यथेष्टां विभूतिं ॥
यस्मिन्विश्वं सदिवजगदा भाति रज्जौ फणीव ।
योऽध्यानन्दो पवनमधुना भासते भास्करीव ॥

दृष्टैर्यस्य दृशोर्मतेश्च मननाद्वाचस्तुतेरर्चया ।
हस्तस्थालय आगमादपिपदोर्बोधेन बोधस्य च ॥
मूर्ध्नोऽथ प्रणतेः फलित्वमनया किं चिंतया यत्कृपा ।
जन्मेदं फलयेत्प्रसीदतु स हि श्रीभास्करानंदकः ॥

ध्यातं गीतं स्मृतमथमतं कीर्तितं वा श्रुतं वा ।
संतापं संहरति मनसः कायिकं वाचिकं वा ॥
पापं निर्मूलयति झटिति श्रीकरं धीकरं वा ।
तत्स्वामी श्रीचरितमुदितं श्रूयतां वाच्यतां वा ॥

સામ, યજુર્, ઋક્ અને અથર્વ, એ ચાર વેદોજ જેમનું એક માત્ર અવલંબન હતા અને જેઓ વિધિપૂર્વક યજ્ઞયાગાદિ કરી દેવોને સંતોષતા હતા, એવા બ્રહ્મર્ષિઓના નિવાસસ્થાનરૂપ કાન્યકુબ્જદેશ એક અતિ પવિત્ર સ્થાન છે. ત્યાં કાનપુર વિભાગમાં મૈથીલાપુર* નામે એક ગામ છે. એ ગામ વિદ્વત્તામાટે અને કવિઓની જન્મ-ભૂમિતરીકે ઘણા સમયથી પ્રસિદ્ધ છે.

જે મહાપુરુષનું આ જીવનચરિત્ર છે, તેમનો જન્મ શાંડિલ્ય

* ઇ. આઇ. રેલ્વેના ભાઉપુર સ્ટેશન પાસે શિવરાજપુર જીલ્લામાં શિવલી તાલુકાનું એ એક ગામ છે.

ગોત્રમાં થયો હતો. એ શાંડિલ્ય ગોત્રમાં સામવેદીય કૌથમી શાખાધ્યાયી મનોરથ નામે એક શુદ્ધ આચારવિચારવાળા સદ્‌ગુણી બ્રાહ્મણ સરયૂનદીતટે આવેલા 'ધતુરા' નામે ગામમાં રહેતા હતા. મનોરથને ત્રણ પુત્રો હતા–કમળ, પદ્મનાભ અને દેવનાભ. પદ્મનાભને એક હરિહર નામે પુત્ર હતો. અસામાન્ય વિદ્યા અને પ્રતિભાથી આ હરિહરને 'ઉપાધ્યાય'ની પદવી મળી હતી. હરિહરને ગદાધર અને ત્રિપુરા નામના બે પુત્રો હતા. તેમાં ગદાધર ગુણીજનપ્રિય અને કર્તવ્યનિષ્ઠ હતો. ગદાધરને ગંગાપ્રસાદ તથા શ્રીહર્ષ નામે બે પુત્રો હતા. બન્ને પુત્રો વિદ્વાન હોવાથી સર્વને પ્રિય હતા. શ્રીહર્ષને લલકર, હિમકર, ગોપનાથ અને પરશુ, એ ચાર પુત્રો હતા. ચારે પુત્રો સદ્‌ગુણસંપન્ન હતા. હિમકરને શંકર, ક્ષેમકર અને જયભદ્ર, નામે ત્રણ પુત્રો હતા. આ જયભદ્રના કુળમાં લાળાનાથ જન્મ્યા હતા અને તેમના પુત્રનું નામ મિશ્રીલાલ હતું. જેઓ સમસ્ત યુરોપ, આફ્રિકા અને અમેરિકાખંડમાં પણ પૂજ્ય ગણાયા હતા તે પૂજ્ય સ્વામી શ્રીભાસ્કરાનંદજી આ મિશ્રીલાલના પુત્ર હતા.

મિશ્રીલાલ અસાધારણ વિદ્વાન હોવાથી પંડિતસમાજના અગ્રણી ગણાતા. વળી ઉદારચિત્ત ધર્માનુરાગીતરીકે તેઓ સઘળા ગ્રામવાસીઓના આદરપાત્ર હતા. તેમની દયાનો પાર ન હતો. શિયાળાની કડકડતી ટાઢમાં મિશ્રીલાલ એકલા રાત્રે કોઇ ભૂખ્યો–તરસ્યો ટાઢથી થરથરતો રસ્તામાં પડ્યો છે કે નહિ તે જોવાને અને તેની સંભાળ લેવાને બહાર નીકળતા. આવા પવિત્ર મહાત્માને ઘેર આવા મહાપુરુષ જન્મે એમાં શું આશ્ચર્ય ! મૈથીલાપુર ગામમાં રાત્રે કોઇ પણ મુસાફર આવે તેને મિશ્રીલાલને ઘેર અવશ્ય આશ્રય મળતો; તેથી તેમને ત્યાં અનેક સાધુસંતો પધારતા અને મિશ્રીલાલ પણ તેમનો યોગ્ય સત્કાર કરી કૃતાર્થતા અનુભવતા.

સંવત ૧૮૯૦ ના આસો સુદી સાતમને રોજ રાતના બાર વાગ્યા પછી તેમને ત્યાં ઉપરોક્ત પુત્રનો જન્મ થયો હતો.

પિતાએ પુત્રનું નામ મતિરામ પાડ્યું. મતિરામ પિતાને એટલો બધો વહાલો લાગતો કે તેને તેઓ એક ક્ષણ પણ પોતાનાથી અળગો થયેલો જોઇ શકતા નહિ. મિશ્રીલાલે ત્રીજે વર્ષે ચૂડાકરણ (વાળ ઉતરાવવા–બાધા ઉતરાવવી), પાંચમે વર્ષે કર્ણવેધ અને આઠમે વર્ષે ઉપનયન, એમ બધા સંસ્કાર વિધિપુરઃસર કર્યા. ઉપનયનસંસ્કાર પછી કેટલેક સમયે મતિરામ પાણિનિનું વ્યાકરણ ભણવા

લાગ્યા. થોડા સમયમાં તેમણે સારસ્વતચંદ્રિકા તથા મહાકવિ કાલિદાસનું રઘુવંશ કાવ્ય સમાપ્ત કર્યું. ત્યારપછી ગુરુગૃહે જઇ વેદાંતશાસ્ત્રનો અભ્યાસ કરવા લાગ્યા. વેદાંતશાસ્ત્રના અભ્યાસ સાથે સાથે મતિરામના વિશુદ્ધ હૃદયમાં વૈરાગ્યના અંકુરો દેખાવા લાગ્યા અને સમય જતાં તે વૃદ્ધિ પામવા લાગ્યા. આથી તેઓ ગામબહાર એકાંત સ્થાનમાં જઇ મનન–ચિંતનમાં મગ્ન રહેતા.

આટલી નાની ઉંમરમાં મતિરામની આવી માનસિક સ્થિતિ જોઇ તેમનાં માતાજીને ચિંતા થવા લાગી. પિતાએ આથી વેદાંતનો અભ્યાસ બંધ કરાવ્યો અને શેરીનાં બીજાં બાળકો સાથે પુત્ર રમતો–ભળતો થાય તેવા ઉપાયો યોજવા માંડ્યા. પિતૃભક્ત મતિરામ પણ પિતાની રુચિ પ્રમાણે અભ્યાસ છોડી દઇને ખેલવા–કૂદવામાં સમય ગાળવા લાગ્યો.

મતિરામ પોતાના બાળમિત્રો સાથે રોજ નવી નવી રમતો રમતા બાલ્યજીવન આનંદપૂર્વક ગાળવા લાગ્યા. ક્યારેક તેઓ કુરુક્ષેત્રમાં પાંડવકૌરવો કેવી રીતે લડ્યા હતા તે પોતાના બાળમિત્રોને સમજાવતા; પરંતુ તેમનો ઘણો ખરો સમય તો બીજાં બાળકોના સહકારથી માટીની શિવમૂર્તિ અને શિવમંદિર બનાવવામાંજ જતો. જે યોગીંદ્રની પદ્માસનસ્થ ધ્યાનમૂર્તિ પર સમગ્ર કાશીપુરી મરી ફીટતી તેજ આ બાળયોગી બાલ્યાવસ્થામાં માટીના શિવ અને માટીના મંદિર પાસે પોતાના બાળમિત્રોને પદ્માસન વળાવી ધ્યાનભજન કરાવતા અને પોતે વચમાં યોગીરાજની પેઠે વિરાજતા. કેવું પવિત્ર બાલ્ય જીવન !! ભગવાનની દયાનોજ પાર નથી. પૂર્વજન્મના સંસ્કારો જો દેહની સાથેજ નાશ થતા હોય તો ધ્રુવ, પ્રહ્લાદ વગેરે જન્મતાંજ હરિભક્તિમાં શી રીતે જોડાઇ જાત ? સ્વામીજીના જીવનમાં પણ પૂર્વજન્મના પવિત્ર સંસ્કારોનોજ ઉદય જણાઇ આવે છે.

આ પ્રમાણે થોડો વખત ચાલ્યા પછી મિશ્રીલાલે વળી પાછો પુત્રને અભ્યાસ કરાવવા માંડ્યો.





# અધ્યાય ૨ જો-ગૃહસ્થાશ્રમ અને ગૃહત્યાગ

મતિરામ દરરોજ ગુરુને ઘેર વિદ્યાભ્યાસ કરવા જતા. થોડાક મોટા થયા એટલે તેમણે રમતગમત પણ છોડી દીધી. સ્નાન વખતે સ્નાન તેમજ આહારવિહાર વગેરે બધી દેહક્રિયા તેઓ માત્ર કરવા ખાતરજ કરતા. કેમકે તેમનું મન એ બધી બાબતોને બહુ મહત્ત્વ આપી શકતું નહોતું. પુત્રની આવી સ્થિતિ જોઇને પિતા ખિન્ન થતા.

આ પ્રમાણે મતિરામને બાર વર્ષ થયાં એવામાં એક ડાહ્યા ગણાતા વિચક્ષણ પુરુષે મિશ્રીલાલને કહ્યું કે "જુઓ, તમારા પુત્રની માનસિક અવસ્થા એવી છે કે તમે ગમે તેટલી બીજી સાંકળોથી તેને બાંધશો તોપણ તે બંધાવાનો નથી. માટે તેનો તરત વિવાહ કરી નાખો એટલે તેના બધાય રંગઢંગ જાદુની પેઠે પલટાઇ જાય. કનક-કામિનીમાં મુનિવરોનાં ચિત્ત પણ ચળી ગયાં છે તો મતિરામ શા હિસાબમાં?"

પંડિત મિશ્રીલાલને પણ આ સલાહ ગમી ગઈ. આથી તરતજ તેઓ એક સુંદર કન્યાની શોધ કરવા લાગ્યા. અને તેરમું વર્ષ બેસતાંજ પોતાના ચંદ્રતુલ્ય પુત્રને કુળ, શીલ, રૂપ અને ગુણસંપન્ન કન્યા સાથે પરણાવી દીધો.

વિવાહ પછી પિતાની આજ્ઞાથી મતિરામ કાશીએ વિદ્યાભ્યાસ કરવા ગયા. ત્યાં સામ, ઋક્ અને યજુર્વેદ તથા કાત્યાયનનું વાર્તિક શેષપ્રણીત મહાભાષ્ય તથા વેદાંતશાસ્ત્ર વગેરે ગ્રંથોમાં પારંગત થઇ વિદ્વાનમંડળમાં કીર્તિ અને આદર પ્રાપ્ત કરીને મતિરામ પોતાની જન્મભૂમિમાં પાછા આવ્યા. સ્વદેશમાં આવતાંજ તેમની એક મહાપંડિતતરીકેની ખ્યાતિ ચોતરફ ફેલાઈ રહી. સર્વ શાસ્ત્રોના ઉંડા જાણકાર, વેદાંતના પરમ પંડિત અને અસાધારણ પ્રતિભાશાળી મતિરામને બાલ્યાવસ્થાથીજ સર્વ સંસ્કારો યથા-સમયે વિધિપૂર્વક થયા પછી સત્તરમે વર્ષે તેમનું વિદ્યાર્થીજીવન

પૂરૂં થયું હતું; એટલે તેમણે અઢારમે વર્ષે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો.

કાશીધામમાં વેદ-વેદાંતના અભ્યાસમાં મચ્યા રહેવાથી તેમની મનોવૃત્તિ કંઇક શાંત હતી; પણ ઘેર આવ્યા પછી મતિરામનું મન ફરીથી અશાંત થવા લાગ્યું! વૈરાગ્યસમુદ્રને બંધ બાંધવાનો મિશ્રીલાલનો મિથ્યા પ્રયાસ આમ કયાંનો કયાંય ઉડી ગયો અને મતિરામ સર્વ સાંસારિક બાબતોથી ઉદાસ રહેવા લાગ્યા. માતાજી વારંવાર ઘરનું કામકાજ કરવાનું કહે ત્યારે મતિરામ કોઇ વાર તે કરતા તો કોઈ વાર બીજું કંઈ કર્યા કરતા. જે બાળમિત્રોની સાથે મતિરામ બાળક્રીડા કરતા તેમની સાથે આનંદની વાતો કરવી તો બાજુએ રહી, પરંતુ તેમને મળવું એ પણ હવે તેમને ઝેર જેવું લાગવા માંડયું.

રૂપલાવણ્યવતી યુવાન પતિવ્રતા પત્ની પણ તેમના હૃદયને આકર્ષી શકી નહિ. ઉલટું તેઓ તો તેને આત્મનાશ કરનારી માનવા લાગ્યા. ખાનપાન અને સ્નાન વગેરે પણ તેઓ એક ગાંડાની પેઠે કરતા, અને એકાંતમાં જઇ હથેળીપર મસ્તક ટેકવીને વિચાર કરવામાંજ સમય ગાળવા લાગ્યા. ચાતક જેમ અનાવૃષ્ટિનાં ચિહ્નો જોઇ ખિન્ન થાય, તેમ મતિરામને પણ માતાપિતા, સ્ત્રી, બાંધવ તેમજ ભોગ-વિલાસના સર્વ પદાર્થો પરમપદની પ્રાપ્તિમાં વિઘ્નરૂપ જણાતા હોવાથી તેઓ ખિન્ન રહેવા લાગ્યા. એમ કરતાં અઢારમું વર્ષ પૂરૂં થતાં તેમને ત્યાં એક પુત્રનો જન્મ થયો.

જે રાત્રિએ પુત્રજન્મ થયો તેજ રાત્રિએ ગૃહત્યાગ કરવો કે નહિ તે મતિરામ વિચારવા લાગ્યા. પંડિત મિશ્રીલાલે પોતાના પુત્રને નાનપણમાંજ પરણાવી દઇને ધાર્યું હતું કે, એક વાર કામિનીપાશમાં બંધાયા પછી કોઇ પણ વ્યક્તિ ભાગ્યેજ છૂટી શકે છે; પરંતુ મિશ્રીલાલની આ ધારણા ભૂલભરેલી હતી. જેમ વાદળાંથી સૂર્યપ્રકાશનો નિરોધ થઈ શકતો નથી, તેમ જ્ઞાની પુરુષના હૃદયમાં ઉદય પામેલા જ્ઞાનયુક્ત વૈરાગ્યરૂપી સૂર્યપ્રકાશને કામિની, કાંચન કે પુત્રલોલુપતારૂપી મોહાંધકારનું આવરણ રોકી શકતું નથી. મતિરામને દૃઢ પ્રતીતિ થઇ હતી કે "આ સંસારમાં કોઈ પણ સુખ ચિરસ્થાયી નથી. લોકો મરવા માટેજ જન્મે છે અને ફરી જન્મવા માટેજ મરે છે."

વળી કહ્યું છે કેઃ—

**तिर्यकत्वं पुरुषाः यान्ति तिर्यञ्चो नरतामपि।**

देवाश्चादेवतां यान्ति किमेवेहर्विभोर्स्थिरम् ॥

અર્થાત્ મનુષ્ય પશુરૂપે અને પશુ મનુષ્યરૂપે જન્મે છે, તેમજ દેવોના દેવત્વનો પણ નાશ થાય છે; આ જગતમાં સ્થિર કશુંજ નથી.

આ પ્રમાણે સંસારમાં સર્વ સુખો મળ્યાં હોવા છતાં પણ આ નશ્વર જગતમાં સુખબુદ્ધિ રાખી પડ્યા રહીને અમૂલ્ય સમય ગાળી નાખવાનું મતિરામને યોગ્ય લાગ્યું નહિ.

પુત્રસુખ જોઇ લેવું કે જોયાવગરજ તત્કાળ ચાલી નીકળવું એ હવે મતિરામનો વિચારનો વિષય થઇ પડ્યો. તેમણે વિચાર્યું કે "પુત્રોત્પત્તિથી મારી ગૃહસ્થાશ્રમની ફરજ અદા થઈ ચૂકી છે તો હવે સંસારમાં શા સારૂ રહેવું ? સંસારમાં રહી ધનવૈભવ સંપાદન કરવાનો પિતાજી વારંવાર ઉપદેશ આપે છે ખરા; પણ ખરી રીતે જોતાં તો લાગે છે કે, સંસારમાં અનેક મનુષ્યો અનેક જન્મનાં પુણ્યયોગે મળેલો દુર્લભ મનુષ્યદેહ, જન્મ–મૃત્યુના પાશમાંથી છૂટવાને બદલે સાંસારિક સુખ કે કીર્તિ માટેજ ફાંફાં મારવામાં ગુમાવી નાખે છે અને જન્મ–મરણની ઘટમાળ વહોરી લે છે. લક્ષ્મી કે જે કદી કોઈની થઈ નથી અને થવાની પણ નથી, તેનુંજ ધ્યાનભજન નારાયણને પડતા મૂકીને કરવું અને તેમાંથી સુખ મેળવવાની આશા રાખવી, એ તો મિથ્યાજ ફાંફાં મારવા જેવું છે.*

* સ્વામીજીએ પોતાના લક્ષાવધિ શિષ્યોમાંથી માત્ર એકનેજ સંન્યાસ–દીક્ષા આપી હતી. બાકીના બધાને ગૃહસ્થાશ્રમમાંજ રહેવાનું કહેતા; પરંતુ આ ગૃહસ્થાશ્રમ એટલે વિવેક–વૈરાગ્ય–યુક્ત ગૃહસ્થાશ્રમ. વિલાયતના પંડિત ઓમન સાહેબે પોતાના સુપ્રસિદ્ધ પુસ્તકના ઉપસંહારમાં ભારતવાસીઓને જે સુંદર ઉપદેશ કર્યો છે તેનો કેટલોક ભાગ અત્ર આપીએ છીએઃ-

હિંદુસ્થાનના સાધુવાદથી હું ભોળો ગયો નથી તોપણ યૂરોપ અને અમેરિકાના ઉદ્ધત જડવાદ કે જેમાં પુષ્કળ હરિફાઇ તથા દ્રવ્યનેજ મનુષ્યપ્રયત્નનું સૌથી શ્રેષ્ઠ લક્ષ્યબિંદુ માની તેની પ્રાપ્તિમાટે ગમે તેવા અધમ, અનીતિમય અને ઘાતકી પ્રયત્નો કરવામાં આવે છે, તેનાં વખાણ કરવાનું મને ગમતું નથી. × × × છતાંયે હું આશા રાખું છું કે, પાશ્ચાત્યો જેવું કઠોર જીવન જીવવા માટે હિંદીઓ તેમના બાપદાદાના સમયથી ચાલતી આવેલી તેમની સાદી, કરકસરીઆ અને આડંબરવિનાની જીવનકલાને કાળજીપૂર્વક સાચવવા માટે આવશ્યક વૈરાગ્યનો જુસ્સો તેમના સ્વભાવમાં તેઓ લાંબો વખત ટકાવી રાખશે. આને માટે તેમના દેશની આબોહવા અને પાછલી તવારીખ

આવી સ્થિતિમાં હું પિતાની આજ્ઞા શી રીતે પાળી શકું ?"

જે અહંતા-મમતાથી જીવને ભ્રમ થયો છે અને જેના સકંજામાં સપડાવાથી કરોડો વર્ષે પણ દુઃખનો અંત આવતો નથી અને એ આત્મઘાતક મહારોગથી મનુષ્ય જેમ જેમ સંસારમાં આસક્ત થતો જાય છે, તેમ તેમ તે પરમાત્માથી દૂર થતો જાય છે.

મહાભારતમાં કહ્યું છે કેઃ-

**आसिंधुभूमिवलयाधिपत्यं लोकत्रयोल्लासिनतभ्रुवो वा ।**
**यद्वाविधातुः सकलापि सृष्टिर्नैकस्य पुंसोऽपि वितृप्तयेस्युः ॥**

અર્થાત્ સાગરથી વિંટાયલી આ સમગ્ર પૃથ્વીનું સામ્રાજ્ય, ત્રણે લોકની સઘળી સુંદરીઓ અથવા તો બ્રહ્માએ રચેલા સઘળા પદાર્થો મળે તોપણ જીવને સંતોષ થતો નથી; એટલે આ તૃષ્ણાનો આરો આવેજ ક્યાંથી ?

આજે જેને જોઇએ છીએ તે કાલ, પરમ કે દશ પંદર રોજમાં કે માસ કે વર્ષમાં જરૂર અદૃશ્ય થશે. અરે! આ દૃશ્ય સૃષ્ટિ માત્ર સો વર્ષમાં સંકેલાઇ જશે. ત્યારપછી નૂતન જગત નૂતન લેબાસમાં નૂતન લીલા વિસ્તારશે. ખરૂં છે કે, આ હિમાલય તો શતાબ્દિઓ ચાલી ગઇ છતાં પોતાનાં ગગનચુંબી શિખરોસમેત સો સો વર્ષની આયુષ્યમર્યાદાવાળા તમામ ચેતન પદાર્થોની સાક્ષી આપતો ઉભો છે અને અનેક પર્વતો સૈકાંઓથી ઉભા રહ્યા છે; છતાં કોણ કહી શકે તેમ છે કે, એજ હિમાદ્રિ ક્ષણમાત્રમાં સમુદ્રને તળીએ નહિ જઈ બેસે ? વળી આજ જે સ્થાને અનેક જળચર પ્રાણીઓને પોતાના ઉદરમાં રાખી સાગરરાજ પોતાના ઉન્મત્ત તરંગો ઉછાળી રહ્યો છે, તે જગ્યાએ કાળે કરીને આકાશ સાથે વાતો કરતા મહાન મહીધરો ખડા નહિ થાય, એમ પણ કોણ કહી શકશે ? આકાશને તોડી પાડવાનું, વાયુને બાંધવાનું ને મોજાંઓની માળા બનાવવાનું કદાચ શક્ય થઈ શકે, પણ આયુષ્યની સ્થિરતાવિષે ભરોસો રાખી શકાય તેમ નથી. આ સમયે સ્વામીજીના મનમાં કેવો તીવ્ર વૈરાગ્ય જાગ્યો હતો તે આટલા વિવેચન ઉપરથી સહેજે સમજાશે.

---

તેમને બીલકુલ અનુકૂળ છે. વળી તેમના સંતસાધુઓએ કરેલા ઉપદેશને તેઓ સ્મરણમાં રાખે છે કે "ખરૂં ધન અને સાચું સ્વાતંત્ર્ય એ કાંઈ દ્રવ્યાદિ બાહ્ય વસ્તુઓના ભંડારોની માલિકીમાં રહેલું નથી; પરંતુ તૃષ્ણાઓને યોગ્ય રીતે કાબુમાં રાખવામાંજ રહેલું છે."

પરિણામે હવે મતિરામે નિશ્ચય કર્યો કે:—

**यल्लाभात् नापरो लाभो यत्सुखात् नापरं सुखम् ।**
**यत्ज्ञानात् नापरं ज्ञेयं.... .... .... ....**

અર્થાત્ જેનાથી મોટો બીજો કોઈ પણ લાભ નથી, જે સુખથી બીજું કોઇ મોટું સુખ નથી અને જે જાણ્યા પછી બીજું જાણવાનું કંઇજ બાકી રહેતું નથી; એવા પરબ્રહ્મનેજ પામવા માટે હું પરમ માર્ગનો પ્રવાસી બનીશ. જે અવસ્થા સત્યની આશ્રયભૂત, દેહાદિ ઉપાધિરહિત અને ભ્રાંતિશૂન્ય છે અને જેના અવલંબનથી જીવ શોકમોહથી રહિત થાય છે તેજ અવસ્થાનું હું તો હવે અવલંબન કરીશ. ભલેને તેમ કરતાં દેહ રહે કે ના રહે. આજ જો નિર્મળ વિચારથી વિકારી મનને શાંત ન કર્યું તો કાલ આવો સુયોગ ક્યાંથી મળવાનો હતો? કાંઈ ઝેરજ ઝેર નથી; પરંતુ વિષય એજ ખરૂં વિષ છે; કેમકે વિષથી તો એકજ જન્મ બગડે છે, પણ વિષયોથી તો બીજા ભવો પણ બગડે છે એટલે પછી પિતાની આજ્ઞા હું શી રીતે પાળું?

**कामक्रोधौ लोभमोहौ देहे तिष्ठन्ति तस्कराः।**
**ज्ञानरत्नापहाराय तस्माज्जागृत जागृत ॥**

અર્થાત્ દેહરૂપી ઘરમાં જ્ઞાનરૂપી રત્નની ચોરી કરનારા કામ, ક્રોધ, લોભ અને મોહરૂપી લૂંટારા ભરાઈ રહ્યા છે; માટે જાગો, જાગો. વળી:—

**माता नास्ति पिता नास्ति नास्ति बन्धुसहोदरः ।**
**वित्तं नास्ति गृहं नास्ति तस्माज्जागृत जागृत ॥**

અર્થાત્ માબાપ, બંધુ, બહેન, ઘરબાર, માલમિલ્કત વગેરે કાંઈ પણ આપણું નથી; માટે જાગો, જાગો.

માટે મારે તો હવે આ ક્ષણેજ અજ્ઞાનનિદ્રાનો ત્યાગ કરવો જોઇએ.

**अमेध्य पूर्णे कृमिजालसंकुले स्वभावदुर्गन्धि विनिन्दितान्तरे ।**
**कलेवरे मूत्रपुरीष भाविते रमन्ति मूढा विरमन्ति पंडिताः ॥**
**आदित्यस्य गतागतैरहरहः संक्षीयते जीवितं**
**व्यापारैर्बहुकार्यकारणशतैः कालोऽपि न ज्ञायते।**
**दृष्ट्वा जन्मजरावियोगमरणं त्रासश्चनोत्पद्यते**
**पीत्वा मोहमयीं प्रमादमदिरामुन्मुत्तभूतं जगत्॥**

અર્થાત્ હાડમાંસ, કૃમિ વગેરેથી ભરેલા નિંદ્ય, દુર્ગંધી અને

મૂત્ર પુરીષવાળા દેહમાં માત્ર મૂઢોજ આનંદ માને છે; પણ પંડિતો તો તેનાથી ઉપરામ થાય છે. સૂર્યના ઉદય–અસ્તની સાથે આયુષ્યનો ક્ષય થાય છે, હજારો કામકાજમાં કેટલો કાળ ગયો તે પણ ખબર પડતી નથી, જન્મમૃત્યુ વગેરે વ્યાધિઓ જોઇને ત્રાસ પણ થતો નથી; અહા! ખરેખર, મોહ–મદિરાનું પાન કરી આ જગત ગાંડું બની ગયું છે.

આ પ્રમાણે વિચારપૂર્વક પાક્કો નિશ્ચય કરીને, દૃઢપ્રતિજ્ઞ મતિરામ ગૃહસ્થાશ્રમના ફળરૂપ પુત્રનું મુખદર્શન કરવા સૂતિકા-ગૃહમાં ગયા ત્યાંસુધી પણ કોઇ જાણતું નહોતું કે, મતિરામ આજ રાત્રે ગૃહત્યાગ કરીને ચાલી નીકળશે.

પુત્રમુખ જોઈ લઇને મતિરામ અનેક પાપપુણ્યના ફળરૂપ ધન, દારા અને ગૃહાદિ પાર્થિવ પદાર્થોનો પરિત્યાગ કરી, તેજ રાત્રે ચાલી નીકળ્યા.*



* ભગવાન બુદ્ધદેવ અને શ્રી ગૌરાંગ પ્રભુ સિવાય જગતમાં એવો બીજો કોઈ જન્મ્યો છે કે જે પ્રેમાળ પત્ની અને વ્હાલસોયા પુત્રની માયાથી દ્રવિત થયો ન હોય? “ સ્વામી ભાસ્કરાનંદ ”

('અમૃતબઝાર પત્રિકા' તા. ૧૨–૨–૧૯૦૧)



# અધ્યાય ૩ જો—યોગશિક્ષા

ગૃહત્યાગ કર્યા પછી કેટલોક સમય અહીં તહીં ભ્રમણ કરતા કરતા તીક્ષ્ણ બુદ્ધિવાળા મતિરામ ઉજ્જયિની નગરીમાં આવી પહોંચ્યા. ભારતવર્ષમાં ઉજ્જયિનીના જેવાં વિખ્યાત પ્રાચીન સ્થાન બહુ થોડાં છે. એજ ઉજ્જયિની એક સમયે કવિકુલસમ્રાટ કાલિદાસ, વરાહમિહિર વગેરે જગદ્વિખ્યાત પંડિતોની વિવિધ પ્રતિભાઓનું ક્રીડાસ્થાન બની હતી. ક્ષીપ્રાનદી પૂર્વ કિનારે આવેલી ઉજ્જયિનીના પ્રાચીન ગૌરવના અવશેષો હૃદયપર ધારણ કરી તેની આધુનિક શોચનીય અવસ્થાથી ખેદ દર્શાવતી હોય તેમ કલકલ ધ્વનિ સંભળાવતી વહે છે. કાશીની પેઠે ક્ષીપ્રાનદીના કાંઠે પણ પથ્થરની અટારીઓવાળી હવેલીઓ, મઠો, ગગનચુંબી મંદિરો વગેરેથી એક મનોહર દશ્ય દેખાય છે. કાશીધામમાં અસિસંગમ, દશાશ્વમેધ, કેદાર, મણિકર્ણિકા, પિશાચમોચન વગેરે ઘાટો છે; તેમ ક્ષીપ્રાતટે રામઘાટ, દત્તાત્રયઘાટ, પિશાચમુક્તેશ્વરઘાટ વગેરે અનેક ઘાટો જોવામાં આવે છે. શ્રીકાશીપુરીની પેઠે અહીં પણ અનેક પરમહંસ, દંડી, ત્યાગી, ગૃહસ્થ વગેરે સ્નાન કરી આહ્નિક સ્તોત્રાદિ પાઠ કરતાં હોઇને ક્ષીપ્રાની સ્વાભાવિક શોભામાં ઘણોજ વધારો કરે છે.

ક્ષીપ્રા નદીના તીર પાસેજ ઉપરોક્ત મહાકાલેશ્વરનું શિવાલય આવેલું છે. શ્રીકાશીવિશ્વનાથના મંદિર કરતાં પણ આ મંદિર વધારે મોટું છે. મંદિરના દક્ષિણભાગમાં એક નાનું દ્વાર છે. એ દ્વારમાં થઈને પ્રવેશ કરતાંજ એક ભોંયરૂં દષ્ટિગોચર થાય છે. તેમાં થોડા નીચે ઉતરીએ કે તરતજ એક વિશાળ ગૃહમાં જે શિવલિંગનાં દર્શન થાય છે તેજ શ્રીમહાકાલેશ્વર. અહીંની પૂજાપદ્ધતિ બહુ સુંદર છે. ઉજ્જયિનીની ભક્તિપરાયણ બ્રાહ્મણ મહિલાઓના કોમળ કંઠથી ગવાતા મહિમ્નસ્તોત્રનું શ્રવણ કરતાં પાષાણહૃદયી માનવમાં પણ ભગવત્ પ્રેમ જાગ્રત થાય છે.

મતિરામ આ ઉજ્જયિનીમાં આવી એજ શિવમંદિરથી થોડે છેટે એક નિર્જન સ્થાનમાં ઈશ્વરધ્યાનમાં મસ્ત રહેવા લાગ્યા. બ્રાહ્મમુહૂર્તે ઉઠી ક્ષીપ્રાનદીમાં સ્નાન-સંધ્યાવંદનાદિ કાર્ય સમાપ્ત કરી, શ્રીમહાકાલેશ્વરનું દર્શનપૂજન કરી મતિરામ પાછા નિવાસ-સ્થાને આવતા. તેમને ભિક્ષાવૃત્તિથીજ નિર્વાહ કરવાનો હતો.

મતિરામ આ જનકોલાહલપૂર્ણ ઉજ્જયિનીમાં નિવાસ કરતા હતા; પરંતુ ઘણોખરો સમય ક્ષીપ્રાતટે આવેલી શ્મશાનભૂમિમાંજ ગાળતા હતા.

અવંતી અને ઉજ્જયિનીનાં પ્રાચીન દશ્યો સુંદર અને દર્શનીય છે. ક્ષીપ્રા નદીને ઉત્તરકાંઠે કેટલેક દૂર આવ્યા પછી મહર્ષિ સાંદીપનીનો આશ્રમ આવે છે. આ આશ્રમની પાસે કેટલાંક દેવમંદિરો તથા સાધુઓની કુટીરો પણ છે. મતિરામ કેટલાક દિવસ પછી લોકકોલાહલથી ભરેલી મહાકાલપુરીનો ત્યાગ કરી આ સ્થળે રહેવા લાગ્યા. આ સ્થાનથી કેટલેક દૂર દક્ષિણમાં ભર્તૃહરિ ગુફા છે. અહીં મહારાજા વિક્રમાદિત્યના વડીલ બંધુ મહારાજ ભર્તૃહરિએ યોગસાધના કરી હતી, તેથી તેનું નામ 'ભર્તૃહરિ ગુફા' પડ્યું છે. આ ગુફામાં દિવસે પણ ઘણુંજ અંધારૂં હોય છે. વળી આ ગુફામાં જેમ જેમ નીચે ઉતરતા જાઓ, તેમ તેમ તે જાણે ઉંડી ને ઉંડીજ થતી હોય એમ જણાય છે-અર્થાત્ તેનો અંત જણાતો નથી. મતિરામ ક્યારેક ક્યારેક રાત્રિના ગાઢ અંધકારમાં આજ ગુફામાં ભગવાનનું ધ્યાન કરતા. ઉજ્જયિનીનો આ ભાગ બીલકુલ નિર્જન હતો. આ સ્થાને આવતાં માર્ગની બન્ને બાજુએ માણસનાં હાડકાં તથા ખોપરીઓ પડેલાં દેખાય છે.

મતિરામે આ સ્થળે રહી ભર્તૃહરિ ગુફામાં પણ અનેક રાત્રિઓ ધ્યાન ધર્યું; પણ જેને માટે તેઓ આટલું બધું કરતા હતા, તેનાં દર્શન થયાં નહિ, ત્યારે તેમને સર્વ કંઇ શૂન્યમય ભાસવા લાગ્યું.

આ પ્રમાણે ઉજ્જયિનીમાં અનેક દિવસો વીત્યાબાદ તેમને યોગાભ્યાસ કરવાની ઇચ્છા થઈ; પરંતુ બીજી ક્ષણેજ તેમને એક શંકા થઇ કે, પોતે યોગવિદ્યાના અધિકારી છે કે નહિ ?

યોગ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

"नारण्यसेवनाद्योगो नानेक ग्रंथचिंतनात् ।
व्रतैर्यज्ञैस्तपोभिर्वा न योगः कस्यचिद्भवेत् ॥
न मंत्रमौनकुहकैरनेकैः सुकृतैस्तथा ।

लोकयात्राभियुक्तस्य योगो भवति कस्यचित्॥"

અર્થાત્ માત્ર બાહ્ય વનમાં રહેવાથી માત્ર ઉપલક રીતે ગ્રંથો વાંચી જવાથી કે વ્રત, યજ્ઞ, તપ, જપ, મૌન વગેરે સાધનો વગર-સમજ્યે કરવામાં આવે તેથી કાંઇ યોગ સિદ્ધ થતો નથી; પણ જે લોકયાત્રામાંજ જોડાયલો હોય છતાં તીવ્ર વૈરાગ્યસંપન્ન અને નિર્વિષયી થયો હોય તેનેજ યોગ સિદ્ધ થાય છે. આ પ્રમાણે વિચાર કરતાં મતિરામને સ્વાભાવિક પ્રશ્ન થયો કે, પોતામાં તીવ્ર વૈરાગ્યનો ઉદય થયો છે? આમ અનેક પ્રકારના વિચારોથી તેઓ શંકાગ્રસ્ત બની ગયા.

પૃથ્વીમાં પ્રભુભક્તોની લીલાનો પાર પમાતો નથી. જે એકજ ઘડીમાં પતિવ્રતા પત્ની, પ્રાણપ્રિય પુત્ર અને બીજા વૈભવોનો ત્યાગ કરી પરબ્રહ્મના સાક્ષાત્કારમાટેજ ભટકતા ભિખારી બન્યા, તેજ વૈરાગ્યમૂર્તિ મતિરામ આજે યોગાભ્યાસ માટે પોતાની પાત્રાપાત્રતાનો વિચાર કરતા ચિંતાગ્રસ્ત છે!! છેવટે મતિરામે નિશ્ચય કર્યો કે, મારે તો યોગવિદ્યાજ પ્રાપ્ત કરવી છે.

સંસારમાં અનેક પ્રસિદ્ધ પુરુષો, અનેક બાબતમાં સમાજના અગ્રણી બની, તે તે વિષયમાં ભગીરથ પ્રયત્નો કરે છે, પણ તેઓના સઘળા મનોરથો ફળતા નથી. પરંતુ ધર્મરાજ્યનો નિયમ જૂદોજ છે. ભગવાનનો ભક્ત એક વાર પણ પૂર્ણ વિશ્વાસ રાખી પ્રભુને ચરણે પોતાનું સર્વ કંઇ સમર્પી દે છે તો પછી તેને કાંઇ પણ ચિંતા કરવાની રહેતી નથી અને તેનાં દરેક કાર્ય સિદ્ધ થાય છે. કેમકે પછી તો ભગવાન પોતેજ ભક્તનું પરમહિત લક્ષમાં રાખીને તેના યોગક્ષેમનું વહન કરે છે. હકીકત આ પ્રમાણે હોવા છતાં પણ સાધનમાર્ગમાં સાધકને અનેક વિઘ્નો આવે અને કાર્યસિદ્ધિ ન થાય ત્યારે સમજવું કે, સાધક હજી ભગવાનને સર્વસ્વ અર્પણ કરતાં અને તેનાજ ઉપર નિર્ભર રહેતાં શીખ્યો નથી; અને કોઇ ને કોઇ સાંસારિક વસ્તુસ્થિતિ ઉપર તેનામાં કંઇ ને કંઇ આસક્તિ રહેલીજ છે. નહિ તો ભગવાનના—ધર્મસાધનના માર્ગમાં વિઘ્ન નડી શકે તેમ નથી. કેમકે ભગવાનનું ભક્તવત્સલ નામ યથાર્થજ છે.

મતિરામને તો સંસારના કોઇ પણ વિષયમાં આસક્તિ નહોતી. જ્ઞાનોદય પછી જે કંઇ થોડા દિવસ તેઓ સંસારમાં રહ્યા તે દરમિયાન તેમને સઘળા વિષયો વિષ જેવા જણાયા, તેથી ભગવાન

તેમની સઘળી શ્રેયસ્કર ઇચ્છાઓ પૂર્ણ કરે તેમાં નવાઈ નથી. જે દિવસે-જે ઘડીએ-તેમણે ભગવત્પ્રાપ્તિ માટે સંસારત્યાગ કર્યો, તે દિવસથી-તે ઘડીથીજ તેમનો બધો કાર્યભાર ભગવાને સંભાળી લીધો હતો. તે ભગવાનના "ઘરના" માણસ થઇ ગયા હતા, તેથી તે જે કાર્ય હાથ ધરે તે સફળજ થાય એ સ્વાભાવિકજ છે. ચિત્તની એકાગ્રતા સાધવી એજ મનુષ્યજીવનમાં મોટામાં મોટો પુરુષાર્થ છે. જેમ સૂર્યનાં કિરણો એકત્ર થવાથી અગ્નિ ઝરે છે, તેમ ભક્તાની ચિત્તવૃત્તિ એકાગ્ર થવાથી, તેમાંથી ઇષ્ટસિદ્ધિનો અગ્નિ ઝરે છે. જે રાત્રિએ મતિરામે "યોગવિદ્યા પ્રાપ્ત કરીશજ" એવો નિશ્ચય કર્યો તેને બીજેજ દિવસે તેમને દક્ષિણ તરફના પરમહંસ સ્વામી પૂર્ણાનંદ× સરસ્વતી, કે જે એક જીવન્મુક્ત યોગસિદ્ધ પુરુષ હતા, તેમનાં દર્શન થયાં. સ્વામીજી તીર્થયાત્રા કરતાં કરતાં સહેજે સહેજે ઉજ્જયિનીમાં આવી ચઢયા અને મતિરામને યોગના ખરા અધિકારી જાણી, તેમને યોગનું શિક્ષણ આપવા લાગ્યા.

યોગસાધનાને અનુકૂળ એક નાનકડા દ્વારવાળા મંદિરની અંદર મતિરામ દર્ભાસનપર પદ્માસન વાળી પ્રાણાયામની સિદ્ધિમાટે પવનાભ્યાસ કરવા લાગ્યા. યોગાભ્યાસીએ સ્ત્રીસંગ, ખાટા-ખારા અને તીખા પદાર્થો, આળસ, રખડપટ્ટી, તેલાદિ પદાર્થો, ઉપવાસ, ઇધર ઉધરનું વાતોડીઆપણું, બહુભોજન, અસત્ય ભાષણ વગેરેનો ત્યાગ કરવો જોઇએ; પરંતુ પુણ્યાત્મા મતિરામે તો સંસારત્યાગ પહેલાંજ આ બધાને દેશવટો દીધો હતો, તેથી તેમને કંઇ નવું કરવાપણું નહોતું.

પ્રાતઃકાળે, મધ્યાહ્ને, સાયંકાળે અને મધ્યરાત્રિએ એમ ચાર વખત, મતિરામ વીસ વીસ કુંભક કરવા લાગ્યા. એકાગ્રચિત્તે ધ્યાનપૂર્વક કુંભકનો અભ્યાસ કરવાથી મતિરામે તે ક્રિયામાં એક માસમાંજ સિદ્ધિ મેળવી. અન્યને જ્યારે કેવળ નાડીશુદ્ધિમાંજ ત્રણ ત્રણ માસ લાગતા, ત્યારે મતિરામે એક માસમાંજ પ્રાણાયામ સિદ્ધ કર્યો. બાલ્યાવસ્થામાં જેણે બે માસમાંજ પાણિનિનું કઠણ વ્યાકરણ કંઠસ્થ કર્યું હોય, તેને પ્રાણાયામ સિદ્ધ કરવો એ કાંઇ ભારે નહોતું.

પ્રાણાયામ સિદ્ધ થવાની સાથે સાથે તેમને બીજી સિદ્ધિઓ પણ સાધ્ય થઇ; પરંતુ એકાદ બે સિદ્ધિઓ સિવાય બીજી બધી

× આ કાશીવાળા તાંત્રિક પૂર્ણાનંદ નહિ પણ બીજા-જીવનમુક્ત કોટીના હતા.

સિદ્ધિઓને તેઓ ભગવત્પ્રાપ્તિમાં અંતરાયરૂપ ગણતા હતા. વળી એકાદ બે માણસો સિવાય બીજા કોઇ સાથે એ સંબંધી તેઓ કશીજ વાત કરતા નહિ; કેમકે તેઓ કહેતા કે, યોગનો કાળ વહી ગયો છે, તેથી કલિથી દૂષિત થયેલા લોકોને યોગવિભૂતિઓ દર્શાવવી એ કદીપણ ઇષ્ટ નથી. તેમ કરવાથી તો તેઓ કલિકાળના ધર્મો છોડી, યોગ શીખવાનું મિથ્યા સાહસ કરીને 'अतो भ्रष्टस्ततो भ्रष्टः' થઇ પડશે. આ પ્રમાણે લોકોને યોગ સાધવા જતાં કોઇ ભયંકર રોગ લાગુ પડી જાય છે, અને જેનો આ લોક બગડ્યો તેનો પરલોક પણ બગડે છેજ. એટલે કલિકાળમાં સાધારણ મનુષ્યોમાટે તો ભક્તિમાર્ગજ પરમ શ્રેયસ્કર છે.

પ્રાણાયામ સિદ્ધ થાય છે ત્યારે યોગીઓને જે લાભ થાય છે તેનું વર્ણન કરતાં યોગશાસ્ત્ર કહે છે કેઃ—

"योगी पद्मासनस्थोऽपि भुवमुत्सृज्य वर्तते ।
वायुसिद्धिस्तदा ज्ञेया संसारध्वान्तनाशिनी ॥"

અર્થાત્ જેના બળે પદ્માસને બેઠેલો યોગી પૃથ્વીનો પરિત્યાગ કરી ઉંચે અદ્ધર રહી શકે, ત્યારે જાણવું કે તેને સંસાર–જન્મ-મૃત્યુ–વિનાશિની વાયુસિદ્ધિ પ્રાપ્ત થઇ છે.

"प्राणायामेन योगीन्द्रो लब्ध्वैश्वर्याष्टकानि वै ।
पापपुण्योदधिं तीर्त्वा त्रैलोक्यचरतामियात् ॥"

અર્થાત્ પ્રાણાયામથી યોગી અણિમા–લઘિમાદિ અષ્ટસિદ્ધિ પ્રાપ્ત કરી પાપપુણ્યરૂપ સમુદ્ર ઓળંગી જઇને ત્રણે લોકમાં ગમે ત્યાં વિચરી શકે છે.×

પ્રાણયામ સિદ્ધ થાય છે ત્યારે સાધકને બાહ્યજ્ઞાન રહેતું નથી. એ સમયે તેના શરીરપર ઘા લાગે, કે પાસે કોઇ ખૂબ શોરબકોર

---

× "જ્યારે પ્રાણાયામદ્વારા આત્મા-પરમાત્માનો એવો દિવ્ય યોગ થાય છે ત્યારે, યોગી દેહપાશથી મુક્ત થઇને માયાનો નિયંતા થાય છે. તે ઇચ્છા પ્રમાણે સૂક્ષ્મતમ, ગુરુતમ તેમજ બૃહત્ થઇ શકે છે, ગમે ત્યાં વિચરી શકે છે, પ્રાણવિનિમય કરી શકે છે, ત્રિકાળજ્ઞાની થાય છે અને પરમાત્મા સાથે યોગ થવાથી જન્મમરણથી મુક્ત થાય છે. આવી અનેક સિદ્ધિઓ તેને પ્રાપ્ત થાય છે; પરંતુ તેના પ્રમાણનો આધાર પ્રાથમિક સાધના-યમનિયમાદિના પાલન-ઉપર અવલંબે છે."
(પ્રૉ. વિલ્સન સાહેબકૃત "હિંદના ધાર્મિક સંપ્રદાયોનો સાર" પૃષ્ઠ ૧૩૧.)

કરે, તેની તેને કંઇજ અસર થતી નથી.

યોગદીક્ષા લીધા પછી ઘણા ખરા સાધકો મંત્રજપ કરે છે; આ પણ યોગનો એક પ્રકાર છે અને તેને મંત્રયોગ કહે છે. યોગના બીજા પણ ત્રણ પ્રકાર છે. જેમકેઃ-લયયોગ, રાજયોગ અને હઠયોગ. રાજયોગનો અભ્યાસ ત્રણ રીતે થાય છેઃ-(૧) ઇંદ્રિયો ઉપર વિજય મેળવીને, (૨) મનનો સંયમ સાધીને અને (૩) વિશુદ્ધ ચૈતન્યસ્વરૂપમાં મનને લીન કરીને. એમાં પણ જીવાત્મા અને પરમાત્માના મિલનનેજ ખરો યોગ કહે છે.

પ્રાણાયામ સિદ્ધ કર્યા પછી મતિરામ બીજી પણ કેટલીક યોગ-ક્રિયાઓ સિદ્ધ કરવામાં રોકાયા અને થોડાજ દિવસમાં તેમને ઘટાવસ્થા પ્રાપ્ત થઇ. આ સમયે તેઓ અપાર આનંદ અનુભવવા લાગ્યા. યોગશાસ્ત્રમાં કહ્યું છે કેઃ-

"प्राणापाननादबिन्दु जीवात्मपरमात्मनः ।
मिलित्वा घटते यस्मात्तस्माद्व घट उच्यते ॥
यदा भवेत् घटावस्था पवनाभ्यासिनः परा ।
तदा संसारचक्रेऽस्मिन्स्तन्नास्ति यन्नसाधयेत् ॥"

અર્થાત્ પ્રાણ, અપાન, નાદ, બિંદુ, જીવાત્મા અને પરમાત્મા, એ સર્વનો યોગ થવાથી જે અવસ્થા પ્રાપ્ત થાય છે તેને 'ઘટાવસ્થા' કહે છે; અને પ્રાણાયામના અભ્યાસવાળા યોગીને એ ઘટાવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે આ સંસારમાં એવી કોઇ વસ્તુ નથી હોતી કે જે તે યોગી ન મેળવી શકે.

જે હૃદયવિહારી પ્રાણસખા પ્રભુનાં દર્શનના અભાવે મતિરામને સંસાર ખારો ઝેર જેવો લાગ્યો હતો, અને સર્વ સગાંસંબંધીઓનો ત્યાગ કરીને જે પરમાત્માની શોધમાં એક પળનો વિલંબ યુગ જેટલો લાગતાં ગાંડાની પેઠે આમતેમ ભટકવું પડયું હતું, તેજ વિશ્વનિયંતા દેવાધિદેવનાં યોગબળે દર્શન કરીને યુવાન મતિરામ હવે પોતાને કૃતાર્થ માનવા લાગ્યા.*

---

* "આંતરજગતની શોધ કરવા નીકળનારાઓ સમક્ષ આવતાં વિઘ્નો તથા પ્રલોભનો અને તેના ઉકેલો તથા વિધિ-નિષેધો વગેરેનું વર્ણન જે શાસ્ત્રમાં છે તેને "યોગશાસ્ત્ર" કહે છે. જો કોઇ ખ્રીસ્ત ભક્તને 'ઇસુ' કે 'મેરી'નો સાક્ષાત્કાર થઇ શકતો હોય તો એ પણ સ્વાભાવિક સત્ય છે કે, હિંદુ સાધક પણ, બાહ્યજ્ઞાનશૂન્ય થઈ, આંતર જગતની દિવ્ય લીલાનો આસ્વાદ લઇ શકે છે અને પરમાત્માનો પૂર્ણ યોગ સાધી શકે છે." પ્રોફેસર ઓમન

ત્યારબાદ મતિરામે જિહ્વાને તાળવે ચોંટાડી પ્રાણવાયુના પાનરૂપ યોગસાધના શરૂ કરી; કેમકે યોગશાસ્ત્રમાં લખ્યું છે કે, આ સાધન સિદ્ધ કરવામાં ન આવે તો યોગક્રિયાનો અભ્યાસ ચાલુ રાખવો પડે છે; નહિ તો પહેલાંનું શીખેલું પણ વ્યર્થ જાય છે. ત્યારપછી સર્વ વ્યાધિઓનો નાશ કરનારૂં આસનશ્રેષ્ઠ સિદ્ધાસન, સર્વસિદ્ધિદાયક ઉગ્રાસન વગેરે આસનો તેમણે શીખી લીધાં. બે ભમરની વચ્ચે દૃષ્ટિ સ્થિર કરી અને ખેચરી મુદ્રા, જાલંધર બંધ, ઉડ્ડીનબંધ વગેરે સાધનો સિદ્ધ કરવા લાગ્યા. મતિરામને આ અભ્યાસ જરા પણ અઘરો લાગ્યો નહિ. કેમકે તે યોગમાર્ગના સર્વોત્તમ સાધક હતા. મંત્રયોગ, હઠયોગ, લયયોગ અને રાજયોગ, એ ચાર પ્રકારના યોગોમાં જેમ દ્વૈતભાવરહિત રાજયોગ ગમે તેનાથી સિદ્ધ કરી શકાતો નથી; તેમ મૃદુ, મધ્ય, અધિમાત્ર અને અધિમાત્રતમ, એ ચારે પ્રકારના સાધકો ઉત્તમ સાધના સાધી શકતા નથી.

મતિરામ એમાંના ઉત્તમ (અધિમાત્રતમ) સાધક હોઈ તેમનામાં તેવા સાધકનાં સર્વ લક્ષણો હતાં. બાળપણથીજ તેઓ બ્રહ્મચારી હોઈ જિતેંદ્રિય હતા. એક ક્ષણમાત્રમાંજ સંસારત્યાગ કરી શકયા તેથી તેઓ મોહશૂન્ય તથા અપૂર્વ ઉત્સાહી હતા. યુવાન મતિરામનું ઈશ્વરદત્ત શરીર પણ સર્વાંગસુંદર હતું. કાશીધામમાં રહી તેમણે વેદાદિ શાસ્ત્રનો અભ્યાસ કર્યો તેથી શાસ્ત્રજ્ઞ પણ થયા હતા. ગૃહત્યાગ કરી તીર્થયાત્રા કરવા માંડી ત્યારે જ્યાં રાત પડતી ત્યાંજ વિશ્રામ કરતા અને ગાઢ જંગલમાં હિંસક પશુઓથી પણ નહિ ડરતાં ગમે ત્યાં રહી શકતા. બાલ્યકાળથીજ તેઓ ધીર, દૃઢનિશ્ચયી, બુદ્ધિમાન અને લોકસંસર્ગથી ઉદાસીન તથા એકાંતપ્રિય હતા. આ પ્રમાણે મતિરામ ઉત્તમ સાધકનાં સર્વ લક્ષણયુક્ત હોવાથી જે જે સાધનામાં મન પરોવતા તેમાં તેમને સિદ્ધિ મળતી હતી.

ત્યારબાદ મતિરામ પ્રતીકસાધના કરવા લાગ્યા. પ્રતીકસાધનામાં સિદ્ધ થયેલા યોગીનાં દર્શનમાત્રથી સર્વ કોઈ પવિત્ર થાય છે; પરંતુ આ સાધના બહુ કઠોર છે. એમાં આખો દિવસ એકીનજરે સૂર્યનારાયણનું દર્શન કરવું પડે છે. કહેવાય છે કે, આથી તેઓ આંધળા થઇ ગયા હતા; પણ પ્રાણાયામસિદ્ધ મહાયોગી મતિરામનો આ શારીરિક વિકાર લાંબો સમય ટકી શકયો

નહિ.* જગતમાં પરમાત્માના પ્રેમની લહાણી કરવા માટેજ જેનો જન્મ થયો છે, તે ક્યાંસુધી દૃષ્ટિરહિત રહી શકે? તેમને જો બાકીનું જીવન અંધાપામાંજ ગાળવાનું હોય તો આ કલિકાળના મોહાંધ જીવોને સાચો માર્ગ કોણ દેખાડે? 'યતીન્દ્રચરિત'માં લખ્યું છે કેઃ-

'अणिमादिक सिद्धिचया निखिला ननु यस्य दृगंचित पक्ष्मभवाः।
स रमेश-दृगाङ्कितपादयुगो गिरीशः स्मृतिमेति तदीक्षणतः ॥'

સ્વામીજીનાં દર્શન કરતાં એમજ થતું કે, જેના કૃપાકટાક્ષથી અણિમાદિક સિદ્ધિઓ પ્રાપ્ત થતી તે સાક્ષાત્ મહાદેવજીજ જાણે પૃથ્વીપર ન અવતર્યા હોય!

"तमाराद्धुं गच्छेत्क्षितिपति शिरःसंगविलसत्
किरीट प्रेतोद्यन्मणि किरण चित्रस्त रुचयः।
अभूद्यद्भूपानामनुगतरमा भूषणरुचि-
र्न तच्चित्रं योगेऽनुचरति यतः सिद्धि निवहः ॥"

અર્થાત્ સ્વામીજીની આરાધના કરવા આવતા રાજા-મહારાજાઓના મુકુટમણિઓથી આશ્રમનાં વૃક્ષવેલીઓ વિચિત્ર શોભા ધારણ કરે તેમાં કંઈ નવાઈ નથી; કેમકે યોગદ્વારા સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકે છે.



* न तस्य रोगो न जरा न दुःखं, प्राप्तस्य योगाग्निमयं शरीरम्॥
અર્થાત્ યોગનિષ્ઠ મહાપુરુષને રોગ, વૃદ્ધાવસ્થા કે દુઃખ નડી શકતાં નથી.
(શ્વેતાશ્વતરોપનિષદ્ ૨-૧૨)



# અધ્યાય ૪ થો—સંન્યાસ અને તપશ્ચર્યા

આ પ્રમાણે યોગીરાજ મતિરામ યોગશાસ્ત્રમાં ઉત્તીર્ણ થઇ નાના પ્રકારના યોગૈશ્વર્યથી વિભૂષિત થયા અને નિર્મળ, નિઃશંક અને મત્સરરહિત થઇ ઉજ્જયિનીમાં કેટલોક સમય રહ્યા. ત્યારબાદ માળવા તેમજ ગુજરાતની પુણ્યભૂમિમાં ભ્રમણ કરી તીર્થયાત્રા કરી. ગુજરાતમાં દ્વારિકાપુરીમાં યોગીરાજે ચાર વર્ષ સુધી એક મઠમાં વેદાંતશાસ્ત્રનો અભ્યાસ કર્યો. ત્યારપછી પુનઃ ઉજ્જયિનીમાં આવી વિવેકવિચારદ્વારા રજોગુણ અને તમોગુણને નાબુદ કરી પરમ સત્ત્વમય અનંત સચ્ચિદાનંદ પરમાત્માનું ધ્યાન કરવા લાગ્યા.

મતિરામે ઉપનયનસંસ્કાર પછી કાશીપુરીમાં બ્રહ્મચર્ય પાળી અધ્યયન કર્યું હતું. ત્યારપછી ગૃહસ્થાશ્રમ બાદ વાનપ્રસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો હતો અને તે તે આશ્રમધર્મનું યથાવિધિ પાલન કર્યું હતું; એટલે હવે તેમને સંન્યાસ ગ્રહણ કરવાની ઇચ્છા થઈ.

આ સમયે તેમની ઉંમર સત્તાવીસ વર્ષની હતી. આવી નાની વયમાં તેમના અંતરમાં પરમ સત્ય જ્ઞાનનો ઉદય થયો અને જગત ભ્રાંતિસ્વરૂપ જણાવા લાગ્યું; એટલુંજ નહિ પરંતુ જગત જેનાથી વ્યાપ્ત છે એવા અગમ્ય, અગોચર, અગ્રાહ્ય, અવર્ણનીય, અશ્રોત્ર, અચક્ષુ, અવ્યય, અજર, અમર, અશરીરી, અપાપવિદ્ધ, અકામ, અશબ્દ, અસ્પર્શ, અરૂપ, અરસ, અનાદિ, અનંત, અદ્વિતીય, સહસ્રરશ્મિ, સ્વયંભૂ, સર્વદર્શી, સર્વવ્યાપી, સુસૂક્ષ્મ, સ્થૂળાતિ સ્થૂળ, નજીકથી નજીક છતાં દૂરથી પણ દૂર અને અચળ છતાં સર્વત્ર ગતિમાન એવા પરમાત્માનો હવે મતિરામને સાક્ષાત્કાર થયો.

પરંતુ અફસોસ, આપણે પામર પ્રાણીઓ માયામોહથી અંધ થઈ ડગલે અને પગલે રજ્જુને સર્પ માની ડરતા ડરતા સમય વીતાવીએ છીએ; એટલેજ માયામોહથી છૂટી શકતા નથી અને તેથીજ વસિષ્ઠમુનિએ વર્ણવેલી શાંતિના લાભથી વંચિત રહી મહા અશાંતિમાં હાયવોય કરતા જીંદગી પૂરી કરીએ છીએ. *

---

* મુંડકોપનિષદમાં કહ્યું છે કેઃ—

રાજા, રાણી, સમ્રાટ્ કે દીનદરિદ્ર-સર્વની એકજ દશા થાય છે. કોઇ વિરલ ભાગ્યશાળીજ આ જન્મમૃત્યુની ઘટમાળમાંથી છૂટવા મથે છે અને મથનારાઓમાં પણ કોઈક પ્રબળ પુરુષાર્થી હોય તેજ સચ્ચિદાનંદ પ્રભુના આનંદસ્વરૂપમાં નિમગ્ન થાય છે. આપણે સંસારાસક્ત જીવો માયિક સુખરૂપી મૃગજળની પાછળ ભમ્યા કરીએ છીએ; અસલ વસ્તુ છોડી નકલની પાછળ ભટકીએ છીએ અને જરાય વિચારતા નથી કે, આ મોહ-અજ્ઞાન-નિદ્રાનો ત્યાગ કરી જ્ઞાન પ્રાપ્ત કર્યા સિવાય છૂટવાનો બીજો કોઇ આરોજ નથી. સત્ય જ્ઞાનવિના આત્મદર્શનની આશા રાખવી ફોકટ છે; એટલુંજ નહિ પરંતુ આપણે તો ' ज्ञानेन हीनाः पशुभिः समानाः ' અર્થાત્ જ્ઞાનનેત્ર વિના પશુસમાન થઇએ જઇ છીએ અને જન્મમરણની ઘટમાળમાં ફર્યા કરીએ છીએ. કેટલાય સત્ય, ત્રેતા, દ્વાપર તથા કળિયુગો ચાલ્યા ગયા; પણ આપણે આહાર, નિદ્રા, ભય અને મૈથુનમાંથી પરવાર્યા નહિ; અને આપણી-લોભલાલસાનો અંતજ આવતો નથી.

પરંતુ યુવાન મતિરામ તો માયામોહથી મુક્ત થયા હતા અને ભગવત્સત્ત્વની પ્રાપ્તિ થવાથી હવે તેમનું હૃદય પરમાનંદથી ઉભરાઈ જવા લાગ્યું, એટલે તેમને સંન્યાસદીક્ષા લેવાનો યોગ્ય સમય આવી પહોંચ્યો. આ સમયે તેઓ એવા તો શુદ્ધ સત્ત્વવાળા બન્યા હતા કે નવયૌવનવાળું સબળ અને સુંદર શરીર, અનુપમ કાંતિ, અસાધારણ વિદ્વત્તા અને લોકપ્રતિષ્ઠા, રતિને પણ મ્હાત કરે તેવી સ્ત્રી તથા ચંદ્રસમાન પુત્ર હોવા છતાં સંન્યાસ ગ્રહણ કરવા તેઓ શામાટે તત્પર થયા છે ? એવો પ્રશ્નજ કોઈને થતો નહિ.

આવી સૌમ્ય મૂર્તિનાં દર્શન થતાંજ જોનારના મનમાં ધર્મભાવ જાગ્રત થતો. સંસારત્યાગ કર્યા પછી અનન્ય શ્રદ્ધા-ભક્તિપૂર્વક યોગસિદ્ધ થયેલા હોવાથી મતિરામમાં બ્રહ્મતેજ સંપૂર્ણપણે ઝળહળી રહ્યું હતું. તેમના પ્રસન્ન વદન ઉપર અપૂર્વ પ્રેમ, નિષ્કપટ ભક્તિ તેમજ અનુપમ શ્રદ્ધાનાં દર્શન કરીને સર્વના હૃદયમાં

---

" समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः ।
जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमिति वीतशोकः ॥ "

અર્થાત્ એકજ વૃક્ષપર બેઠેલાં બે પક્ષીઓની પેઠે જીવ અને ઈશ્વરની જૂદી જૂદી અવસ્થા વર્તે છે. જીવરૂપી પોપટ ખાટાં અને મીઠાં ફળ ખાઇને શોક તથા હર્ષ પામે છે; અને તે જીવ જ્યારે નિર્લેપ ઈશ્વર સામું જુએ છે અને તેના મહિમાનો વિચાર કરે છે, ત્યારેજ એ સારો-નરસો આહાર છોડી શોકરહિત થઇને સ્વસ્વરૂપનો આનંદ ભોગવી શકે છે.

ભક્તિરસનો ઉદય થતો હતો.

આ સમયે દક્ષિણ તરફના બ્રહ્મજ્ઞ જીવનમુક્ત સ્વામીશ્રી પૂર્ણાનંદજીએ તેમને સંન્યાસદીક્ષા આપી. સંન્યાસ લીધો એટલે શિખાસૂત્રનો ત્યાગ કર્યો અને સાથે સાથે નામ, રૂપ, કુળ, બંધુ, સગાંસંબંધી અને માનાપમાન વગેરેનો પણ ત્યાગ કર્યો અને ગુરુએ આપેલું 'સ્વામી ભાસ્કરાનંદ સરસ્વતી' નામ ધારણ કર્યું.

સંન્યાસ લીધા પછી સ્વામી ભાસ્કરાનંદજી રેવા(નર્મદા) નદીના કિનારે એક સ્મશાનમાં કેટલોક સમય રહ્યા. ત્યારબાદ ભગવતી ભાગીરથીતટે આવેલા શૃંગિરામપુરમાં ગયા. ત્યાંથી દરરોજ ગંગાસ્નાન કરતાં કરતાં કેટલોક સમય ગંગાકાંઠે તીર્થાટન કર્યું. જે પુત્રદર્શન કરી સ્વામીજીએ ગૃહત્યાગ કરેલો, તે પુત્રની માનવલીલા સમાપ્ત થયાના સમાચાર સ્વામીજીને આ સ્થળે મળ્યા. મૃત્યુસમયે તે પુત્રની ઉંમર અગિયાર વર્ષની હતી. આ એકમાત્ર પુત્રના અવસાનથી સ્વામીજીને કશો ક્ષોભ થયો નહિ. ગીતાજીમાં કહ્યું છે કે, જે દુઃખથી ઉદ્વેગ પામે નહિ, જે પુત્રકલત્રાદિમાં કેવળ નિરાસક્ત હોય, જે ગમે તેવી અશુભ ઘટનાઓથી ચલાયમાન થાય નહિ, તેનેજ સ્થિતપ્રજ્ઞ અર્થાત્ બ્રહ્મજ્ઞાની કહેવાય. આવી સ્થિતપ્રજ્ઞના જેવી તેમની સ્થિતિ હતી.

આ પ્રમાણે ગંગાતીરની યાત્રા કરતાં કરતાં સ્વામીજી પુણ્યક્ષેત્ર શ્રી કાશીપુરીમાં પધાર્યા. ત્યાં કેટલોક સમય રહ્યા બાદ પાછા ગંગાતીરે ભ્રમણ કરતા કરતા ફતેહપુર જીલ્લાના અસની ગામે આવ્યા. ત્યાં તેઓ એક વૃદ્ધ પંડિત સાથે કેટલોક સમય રહ્યા. આ સમયે તેમણે સંન્યાસના ચિહ્નસ્વરૂપ દંડને પણ આત્મતત્ત્વના ચિંતનનો વિરોધી ગણી, ગંગાજીમાં પધરાવી દીધો; કેમકે જે ઉદ્દેશથી લોકો સંન્યાસ લે છે તે તો ક્યારનોય–સંન્યાસ લીધા પૂર્વેજ તેમણે સિદ્ધ કર્યો હતો. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કેઃ–

"न यतेराश्रमः प्रायो धर्महेतुर्महात्मनः ।
शान्तस्य समचित्तस्य बिभृयादुत वा त्यजेत् ॥"

અર્થાત્ શાંત અને સમાન દૃષ્ટિવાળા મહાત્મા પુરુષોને આશ્રમધર્મથી કશી વિશેષતા નથી. તે ગમે તે આશ્રમમાં રહી શકે છે અથવા તેનાથી અતીત થઇને વર્તે છે.

અસનીમાં કેટલોક સમય એકાંતપ્રદેશમાં ભગવદ્‌ભક્તિ કરી સ્વામીજી કાનપુર પધાર્યા. અહીં રામચરણ નામે એક કાન્યકુબ્જ બ્રાહ્મણ રહેતો હતો. તે બહુ ધાર્મિક અને વિદ્વાન હતો. ભગવાન-

ની પ્રીતિ મેળવવા માટે તે હમેશાં સાધુ મહાત્માઓની સેવા કરતો. સ્વામીજીની તેણે બહુજ ભક્તિભાવથી સેવા કરી. ગયાદત્ત નામે એક ક્ષત્રિય પણ સ્વામીજીની શિષ્યભાવે સેવા કરતો. તેજ પ્રમાણે રામનારાયણ દ્વિવેદી પણ સેવા કરતા. તે ત્રણેયને સાથે લઇ સ્વામીજી પોતાની જન્મભૂમિ મૈથીલાપુરમાં પધાર્યા. ગામવાસીઓ સ્વામીજીનાં દર્શન કરી કૃતાર્થ થયા. જન્મભૂમિમાં સ્વામીજીએ માતાપિતા તેમજ પુત્રવિયોગથી વ્યાકુળ સ્ત્રીનાં પણ દર્શન કર્યાં; પરંતુ તેથી તેમનું ચિત્ત ચલાયમાન ન થયું. તેઓ સર્વને સંસારની અસારતાનો ઉપદેશ કરી થોડાજ સમયમાં ત્યાંથી ચાલી નીકળ્યા.

મૈથીલાપુર છોડવાની સાથે સ્વામીજીએ વસ્ત્રનો પણ ત્યાગ કર્યો—માત્ર કૌપીનધારીજ રહ્યા અને ગંગાકિનારે એક વૃક્ષ નીચે રહેવા લાગ્યા. શીત, ગ્રીષ્મ અને વર્ષાઋતુના ક્લેશપ્રત્યે બેદરકાર થઇ મૌન ધારણ કરીને સ્વામીજી શ્રેષ્ઠ દશા સિદ્ધ કરવા લાગ્યા. વરસાદમાં તેમનો દેહ ભીંજાઈ જતો; ઉનાળાના પ્રખર તાપમાં દેહ બળી ઉઠતો અને શિયાળાની કડકડતી ટાઢમાં ધાબળો કે કપડાં ઓઢવાં તો બાજુએ રહ્યાં પણ પાસે ધણી સરખી સળગાવતા નહિ. તેઓ આહારનિમિત્તે ક્યાંય જતા નહિ, અને મૌનવ્રતધારી હોવાથી નિશાનીથી પણ કોઇને પોતાની આવશ્યકતા જણાવતા નહિ. જે કોઇ ભક્તની ઇચ્છા થાય તે કંઇક ખાવાનું તે વૃક્ષ નીચે મૂકી જતો. ત્રણ વર્ષપર્યંત તેમણે આવું ઉગ્ર તપ કર્યું. કલિયુગમાં આવી તપશ્ચર્યા વિરલ છે.

લોકો કહે છે કે, જ્ઞાનમાર્ગ તો બહુ કઠણ છે; પણ શું ત્યારે ભક્તિમાર્ગ કાંઇ સહજ છે ? કદી નહિ. સ્વધર્મપરાયણ સુવિખ્યાત સ્વ. બાબુ બંકિમચંદ્રે લખ્યું છે કેઃ—

“आत्मैवेदं सर्वमिति । सर्वत्रैष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नात्मरतिरात्मक्रीड आत्ममिथुन आत्मानंदः स स्वराड् भवतीति ॥ (“છાન્દોગ્યોપનિષદ્” )

અર્થાત્ આ સર્વ આત્માજ છે તે જોઇ, સમજી અને જાણી લઇને જે આત્મામાંજ રચ્યોપચ્યો રહે, તેની સાથેજ ક્રીડા કરે, તેનોજ સાથી રહે, તેનોજ આનંદ અનુભવે, તેજ પોતે પોતાનો રાજા બને છે અને આનુંજ નામ ખરો ભક્તિવાદ છે.

જ્ઞાનવિના મુક્તિ નથી. ભક્તિમાર્ગમાં સાધનાવડે સાધકને ભગવદ્દર્શન થવા છતાં પણ મુક્તિ થતી નથી. તેણે ત્રિગુણાતીત

થવુંજ જોઇએ; કારણ કે યોગવાસિષ્ઠના નિર્વાણપ્રકરણમાં મહામુનિ વસિષ્ઠજીએ શ્રીરામચંદ્રજીને કહ્યું છે કે "વત્સ! આત્મપદજ પરમ પદ છે, એમ મેં તને વારંવાર કહ્યું છે. ઈશ્વરની અનંત શક્તિના પ્રભાવવડે આ સમગ્ર પૃથ્વીનો પ્રલય થઇ જાય છે. કાળબળે સર્વ દિશાઓ, સમુદ્ર તથા ધ્રુવ, પ્રહ્‌લાદાદિ અમર ગણાતા દેવોનો પણ નાશ થાય છે. અરે! વાયુ, સૂર્ય, ચંદ્ર, અગ્નિ, યમ, આકાશ તેમજ બ્રહ્મા, વિષ્ણુ અને પ્રલયકર્તા મહાદેવનો પણ નાશ થયાવિના રહેતો નથી."

કર્મ, ભક્તિ અને જ્ઞાન, એ ત્રણ માર્ગ હિંદુશાસ્ત્રમાં પ્રચલિત છે. આ દેખીતા ત્રણ માર્ગમાં પણ ઉદ્દેશ તો એકજ છે. તે ત્રણેય માર્ગો એક સચ્ચિદાનંદસાગરમાં જઇ મળે છે; એટલુંજ નહિ પરંતુ એ બધાનો પરસ્પર એવો સંબંધ છે કે, એકની સાધના કરવા જતાં બીજાની સાધના આપોઆપ થઇ જાય છે. એકને કર્મમાર્ગ રૂચે છે, બીજો ભક્તિપરાયણ થાય છે; તો ત્રીજો જ્ઞાનમાંજ મસ્ત રહે છે. ભક્તિ કરવાથી ભક્ત ભગવાનમાં તન્મય થઇ જાય છે. આ તન્મયતાને લીધે ઉપાસ્ય મૂર્તિનું સ્વરૂપજ્ઞાન પણ થતું ચાલે છે; અને જેમ જેમ સ્વરૂપજ્ઞાન વૃદ્ધિ પામે છે, તેમ તેમ સ્નેહ પણ વૃદ્ધિ પામે છે; પરંતુ સકામ કર્મથી તો ગોલોકવાસી થવા છતાંય મુક્તિ મળતી નથી. કર્મનો ક્ષય થતાં ફરીથી જન્મ લેવો પડે છે.* નિષ્કામ કર્મદ્વારાજ સાધક મૃત્યુના બંધનને તોડી નાખી ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. સકામ કર્મની તો સર્વ સ્થળે નિંદા કરેલી છે. મહાનિર્વાણતંત્રમાં મહાદેવજીએ પાર્વતીને કહ્યું છે કે "હે દેવિ! (સકામ) કર્મનો ત્યાગ કર્યા વિના અને બ્રહ્મજ્ઞાન મેળવ્યા વિના સેંકડો જન્મસુધી કર્મ કર્યા કરો તોપણ મોક્ષ મળતો નથી."×

વાસ્તવિક રીતે જોતાં તો પરમેશ્વરને ચાહવો અને તેનું સ્વરૂપ જાણવું એ એકજ છે; અને તેથી જ્ઞાન અને ભક્તિને ચઢતાં-ઉતરતાં કે પરસ્પર વિરોધી ગણવાં એ તો એક પ્રકારનું અજ્ઞાનજ છે. અહીં, ભક્તિમાર્ગમાં આદર્શ ગણાતી એવી ગોપીઓ, જ્યારે શ્રીકૃષ્ણચંદ્ર સાથે તન્મય થઇ ગઇ છે ત્યારે પોતેજ કૃષ્ણ છે એવું ભાન થતાં શું કહે છે તે જોઈએઃ–

---

* "कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ॥"
(ગીતા અ. ૨, શ્લોક ૪૩)

× "ब्रह्मज्ञानादृते देवि कर्मसंन्यसनाद्विना ।
कुर्वन्कल्पशतं कर्म न भवेन्मुक्तिभाजनम् ॥"

"आरुह्येकापदाक्रम्य शिरस्याह्यापरां नृप ।
दुष्टाहे गच्छ जातोऽहं खलानां ननु दंडधृक् ॥
अन्या ब्रवीति कृष्णस्य ममगीतिर्निशाम्यताम् ।
दुष्ट कालीय तिष्ठात्र कृष्णोऽहमिति चापरा: ॥
अन्या ब्रवीति भो गोपा निःशंकः स्थीयतामिह ।
अलं वृष्टिभयेनात्र धृतो गोवर्धनो मया ॥"

(શ્રીમદ્ભાગવત.)

અર્થાત્ એક ગોપી બીજી ગોપીના ખભાપર ચઢીને કહે છે કે 'હે દુષ્ટા! દુષ્ટોને દંડ દેનાર હું જન્મી ચૂકયો છું.' બીજી કહે છે કે 'મારી વાત સાંભળો. હે દુષ્ટ કાલીય! ઉભો રહેજે; આ હું કૃષ્ણ આવ્યો છું.' ત્રીજી કહે છે 'હે ગોવાળીઆઓ! તમો નિર્ભય રહો! વરસાદથી ડરો નહિ. હું ગોવર્ધનધારી કૃષ્ણ છું.' માટે જેઓ એમ કહે છે કે "અમારે સાકર થવું નથી પણ સાકરનો સ્વાદ લેવો છે" તેવા સ્વાદીઆઓનો ઉદ્દેશ એવો હોય છે કે, આપણે આખો જન્મારો સાકરની લાલસા રાખીશું અને તેનું માધુર્ય ચાખ્યા કરીશું. વાત તો ઘણી સુંદર છે; કારણ કે આપણામાં ઉપભોગનીજ ઇચ્છા પ્રબળ છે. કોઇ સુંદર વસ્તુ જોઇ કે તરત તેનો ઉપભોગ કરવાની ઇચ્છા થાય છે, પરંતુ એ કામનાની નિવૃત્તિવિષે વિચાર કરતાં આપણને દુઃખ થાય છે. આપણે કોઇ દિવસ પૂર્ણ-કામ થઇ નિવૃત્તિના સુખમય રાજ્યમાં વિચરવાની ઇચ્છાજ કરતા નથી. આપણે બધી ચિંતા છોડી જેણે આ સકળ કામ્ય વસ્તુઓ સરજી છે, જે કામનાના અવધિરૂપ છે, જે યજ્ઞના ફળરૂપ હિરણ્ય-ગર્ભ અને આદિત્યવર્ણ× છે, પરાત્પર છે, સર્વ ભૂતોના આશ્રય છે, તે શાંતિસ્વરૂપ સુખનિધાન પ્રભુના ખોળામાં વિશ્રામ લેવાની ઇચ્છા કરતા નથી, તે અભય અને પાપવિનાશન મંગળસ્વરૂપનાં દર્શન કરી તે અમરસુખ અનુભવવાની કયારેય ઇચ્છા કરતા નથી; અને માત્ર ભોગવિલાસનાજ વિચારોમાં મસ્ત રહે છે. આવું હોવાથી જ્યાંસુધી સાકર ખાવાની ઇચ્છા રહ્યા કરશે ત્યાંસુધી આપણે સકામજ રહીશું. તેથી ગીતાજીમાં ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર નિષ્કામ થવાનો ઉપદેશ વારંવાર આપે છે; તે પ્રમાણે કામનારહિત થવું એજ ઇચ્છવા યોગ્ય છે.

---

× आदित्यवर्णं तमसः परस्तात् ॥ (શ્વેતાશ્વતરોપનિષદ ૩–૮)



# અધ્યાય ૫ મો—પગપાળા ભારતભ્રમણ

અસનીથી થોડે દૂર ગંગાકાંઠે સ્વામીજીએ ત્રણ વર્ષ મૌનવ્રત પાળી, કઠોર તપશ્ચર્યા કર્યા બાદ, પગે ચાલીને ભારતવર્ષનાં સઘળાં તીર્થસ્થાનોની યાત્રા શરૂ કરી. પહેલાં હરિદ્વાર જઇ ત્યાં ચક્રતીર્થ બ્રહ્મકુંડઘાટે સ્નાન કરી, કુશાવર્તઘાટે શ્રાદ્ધાદિ કાર્ય કર્યું. હરિદ્વારમાં બ્રહ્મકુંડઘાટની આસપાસનું દૃશ્ય અત્યંત મનોહારી છે. પાસે વહેતી કાકચક્ષુસમી નીલસલિલા ભગવતી ભાગીરથી; પેલે પાર દૂર દૂર દેખાતી શુદ્ધ શ્વેત બરફથી ઢંકાયલાં શિખરોવાળી હિમાદ્રિની પર્વતમાળા અને તેની બરાબર ટાપટીપનગરના સ્થિર, શાંત અને ગંભીર ધવલગિરિની શોભા જોઇને એમજ થતું કે, સંસારના ત્રિવિધ તાપથી તપેલા માનવી, અહીં નિવાસ કરે તો તે સંસારના સર્વ તાપોથી મુક્ત થઇ શકે. આથીજ ત્રિકાલદર્શી ત્રિલોચન શ્રીશંકરે રત્નગર્ભા ભારતભૂમિના સપાટ પ્રદેશ છોડી આ ગિરિરાજના શિખરપરજ પોતાનો નિવાસ રાખ્યો છે. હરિદ્વારથી સ્વામીજી પગે ચાલી ગંગોત્રી ગયા. આ ગંગોત્રી અથવા ગોમુખીતીર્થ, હરિદ્વારથી બહુ દૂર અને હિમાલયની વચમાં આવ્યું છે. ગંગોત્રી જઈ તમે ગમે તે દિશામાં જુઓ; પરંતુ એક પણ પશુ, પક્ષી કે કીડી મંકોડી કંઇ પણ દેખાશે નહિ! દેખાશે કેવળ દૂર—સુદૂર શિખરોપર શિખરવાળી ગગનસ્પર્શી પર્વતમાળા!

ગંગોત્રી જતાં રસ્તામાં "ભીમકી ઉદ્ધાર" નામે ગામડું આવે છે. અહીંથી થોડેક છેટે એક ઘણોજ ઉંચો પર્વત આવે છે, તે યાત્રાળુઓને ઓળંગવો પડે છે. આ પર્વત ઓળંગતાં સ્વામીજીના કષ્ટનો પાર રહ્યો નહિ. એક બળવાન અને સાધનસંપન્ન જે. બી. ફ્રેઝર નામના અંગ્રેજને આ પર્વત ઓળંગતાં કેટલું દુઃખ ખમવું પડયું હતું તેનો અનુભવ લખતાં તે નીચે પ્રમાણે જણાવે છેઃ—

"હવે તો બે ડગલાં ચઢવું એ પણ મહાભારત જેવું થઇ પડયું; એટલુંજ નહિ પરંતુ સાવ સપાટ પ્રદેશમાં પણ ચાલતાં પગ

ધ્રજતા અને પેટમાં દુઃખતું. મારા સાથીઓમાંથી કોઈ કોઇને માથામાં સખ્ત વેદના થવા લાગી અને કેટલાકને છાતીમાં દર્દ થવા લાગ્યું. ઘણાય થાકી ગયા હતા અને કોઇકને તો ચાલતાં ચાલતાં પણ ઉંઘ આવવા લાગી !”

ફ્રેઝર સાહેબે આમ થવાનું કારણ પણ જણાવ્યું છે. તેઓ જણાવે છે કે “ગંગોત્રી જતાં આ પર્વત જેવો ઉંચો બીજો એક પણ પર્વત આવતો નથી. આપણે જેમ જેમ ઉંચા ચઢીએ છીએ, તેમ તેમ હવા પણ હલકી થતી જાય છે; અને આખરે એવી હવામાં આવીએ છીએ કે જ્યાં આપણે શ્વાસોચ્છ્વાસ પણ લઇ શકતા નથી. આથીજ ઉપર જણાવેલાં દરદો થઇ આવે છે.”

સ્વામીજી આ પર્વત ઓળંગી, ત્રિકાંત પર્વત ભણી ગયા અને ત્યાંથી પણ દૂર ગયા. ત્યાં હર્ષિલા તથા ગોમતીગંગા નામની બે નદીઓનાં સંગમસ્થાને જઇ પહોંચ્યા. ત્યાંથી ઘણે દૂર જતાં ધુરાલી નામે એક ગામડું આવ્યું. અહીંથી ગંગોત્રી બાર કોશ* દૂર રહે છે. ધુરાલીની પેલી બાજુ મુકબ્બા નામે એક ગામ છે. આ ગામમાં માત્ર એકજ પંડિત દશ–પંદર અનુચરો સાથે રહે છે. અહીંથી થોડે છેટે કુશાલી નામે ગામ આવે છે. ત્યારપછી કોઇ પણ ગામ આવતું નથી, તેથી યાત્રાળુને રાતવાસો કોઈ પર્વતની ગુફામાંજ કરવો પડે છે. કુશાલીથી જેટલો રુદ્રહિમાલય દૂર છે, તેટલોજ દૂર પતંગિની પર્વત રુદ્રહિમાલયથી છે. આ પતંગિની પર્વત ઉપર પાંડવો કેટલોક સમય રહ્યા હતા. અહીંથી ગંગોત્રી માત્ર એકજ કોશ દૂર છે.

જે સ્થાનને લોકો “ગંગોત્રી” કહે છે ત્યાં એટલો બધો બરફ પડે છે કે માણસ તદ્દન પાસે ગયા સિવાય ગંગાનાં દર્શન કરી શકતો નથી. ગોમુખી પર્વતપરથી ઉતરતાંજ ભાગીરથીનું કેદારગંગા નામ પડે છે. અહીંથી બાર કોશ નીચે જતાં એક ચોરસ મંદિર આવે છે. મંદિર પણ બરફ જેવું ધોળું અને બાર ફૂટ ઉંચું છે. મંદિરની પૂર્વ તરફ એક દ્વાર છે. આ દ્વારમાંથી ગંગોત્રીના પવિત્ર જળનો સ્પર્શ થઇ શકે છે. માર્કટવેઇન સાહેબ આ ગંગાજળના ગુણાનુવાદ ગાતાં “મોર ટ્રેમ્પ્સ એબ્રોડ” નામના પુસ્તકમાં જણાવે છે કેઃ—

“બનારસમાં (કાશીમાં) ઘણી વાર કૉલેરા થાય છે, પરંતુ તે કૉલેરા ક્યારેય કાશીની બહાર ફેલાતો નથી. આનું કારણ જાણવા

* બંગાળમાં ક્રોશ અર્થાત્ કોશ એટલે બે માઇલ ગણાય છે.

આગ્રાથી સરકારના વિજ્ઞાનશાસ્ત્રી મિ. હેન્કીન કાશીમાં આવ્યા અને કેટલાક પ્રયોગો કર્યા. તેમણે ગંગાજળમાં કૉલેરાનાં પુષ્કળ જંતુઓ નાખ્યાં. છ કલાકમાં તો જંતુનું નામ-નિશાન પણ ન રહ્યું. પછી કૂવાના ચોખ્ખા-જંતુરહિત પાણીમાં કૉલેરાનાં થોડાં જંતુઓ નાખી જોયાં તો તેમાંથી અનેક જંતુઓ ઉભરાવા લાગ્યાં. "

"હિંદુઓ જમાના થયાં ગંગાજળને અતિ પવિત્ર માને છે તથા ગમે તેવી અપવિત્ર વસ્તુને પણ પવિત્ર કરનાર માને છે તેનું કારણ મને હવે સમજાયું. ઉપરથી ગમે તેવું ગંદું કે મેલું જણાતું હોય કે પછી તેમાં મુડદાં તરતાં હોય તોપણ હિંદુઓ અત્યંત શ્રદ્ધાભક્તિથી ગંગાજળમાં સ્નાન કરે છે અને તેનું પાન કરે છે. તે જોઇ હિંદુઓની હાંસી કરનારાઓને હવેથી જરા વિચાર કરવો પડશે. હિંદુઓએ આ ગંગાજળનું રહસ્ય કેવી રીતે જાણ્યું? શું હિંદુઓમાં પણ જંતુશાસ્ત્રીઓ થઇ ગયા છે? એ વિષે કંઇ કહી શકાતું નથી. પરંતુ આપણે માત્ર એટલુંજ કહી શકીશું કે, આપણે (પાશ્ચાત્યો) જંગલી દશામાંથી મુક્ત નહોતા થયા તે પહેલાં કેટલાય સમયથી હિંદુઓ તો સુસંસ્કારી હતા. "

વળી ફ્રેઝર સાહેબ ગંગોત્રીવિષે લખે છે કેઃ—" આ તીર્થનાં હિંદુઓ અત્યંત પવિત્ર તેમજ પૂજ્યભાવથી દર્શન કરે છે તેનું કારણ આ પુણ્યભૂમિનું મનોહર દૃશ્ય જોતાંજ સમજાઇ જાય તેવું છે."

ઉપરોક્ત મંદિરની પાસેજ યાત્રાળુઓને રહેવામાટે બે-ત્રણ લાકડાની કોટડીઓ છે. આ સ્થાન વિશાળ ન હોવાથી, અધિક યાત્રાળુઓ હોય છે ત્યારે તેમને પર્વત-ગુફાનો આશ્રય લેવો પડે છે.

ગંગોત્રીનાં દર્શન કરી સ્વામીજી કેદારનાથ તથા બદ્રિકાશ્રમ ગયા. ત્યાંથી હરિદ્વાર પાછા ફરી સ્વામીજી શાસ્ત્રમાં જણાવેલ કૂર્માચલને રસ્તે થઈ માનસરોવર ગયા. રસ્તામાં સ્વામીજીને જે જે અસાધારણ કષ્ટો વેઠવાં પડયાં છે તેનું વર્ણન આ ક્ષુદ્ર લેખિનીથી થઇ શકે તેમ નથી. પચાસ વર્ષ પહેલાં એક અંગ્રેજ મુસાફર કેટલાક અનુચરો સાથે કૂર્માચલને રસ્તે થઈ માનસરોવર જવા નીકળ્યા હતા; પરંતુ તેમને અર્ધે રસ્તેથીજ પાછું વળવું પડયું હતું. તેઓ તેમના એક પુસ્તકમાં લખે છે કે " રસ્તામાં સ્તૂપાકાર બરફના ઢગલા જોતાંજ મનમાં એક જાતની વેદના થતી. ટાઢ તો એટલી બધી હતી કે જાણે આત્મા પણ થીજી જાય. "

શાસ્ત્રમાં લખ્યું છે કે, યાત્રાળુઓએ પહેલાં કૂર્માચલ (હાલ તેને

કુમાયુન કહે છે ) પાસેની ગંડકી અને લોહાનદીમાં સ્નાન કરી કૂર્મશિલા પાસે આવવું. આ કૂર્મશિલા, હાલની ગાગાર પર્વતમાળા વચ્ચે આવેલો એક નાનો પર્વત છે. કૂર્મશિલાની પાસે હંકાતીર્થ નામે નદીમાં સ્નાન કરી પાતાળ–ભુવનેશ્વર નામના તીર્થસ્થાનમાં જવાય છે. આ પાતાળ–ભુવનેશ્વર હાલમાં ગાંગોલી પરગણામાં આવેલા ગાંગોલી હાટ ડાક-બંગલાથી થોડે દૂર ઉત્તરમાં છે. અહીં એક ગુફા તથા એક શિવમંદિર છે. પાતાલ–ભુવનેશ્વરથી આગળ ચાલીએ તો પહેલાં પવનપર્વત અને પછી પતાકાપર્વત આવે છે. આ પતાકાપર્વત હાલના ચિથોડાગઢથી થોડેક દૂર ઉત્તરમાં છે. ત્યાંથી થોડે દૂર જઈએ તો વ્યાસાશ્રમ આવે છે અને ત્યાંથી ઘણે દૂર જતાં તારકપર્વત આવે છે.

આ તારકપર્વત પાસે તારિણી નદીમાં સ્નાન કરી આગળ ચાલીએ એટલે તિબેટની હદ આવે છે. ત્યાંથી કેટલેક દૂર જઇએ એટલે ગૌરીપર્વત આવે છે. આ ગૌરી પર્વતની પાસેજ માન-સરોવર છે. માનસરોવરની લંબાઇ આઠ કોશ અને પહોળાઈ છ કોશ છે. અહીં પહેલાં રાજહંસ નામે મહાદેવની પૂજા કરાય છે. પછી માનસરોવરની પ્રદક્ષિણા કરવી અને રસ્તામાં જે જે નદીઓ માનસરોવરમાં મળે છે તેમાં સ્નાન કરવું. દક્ષિણમાં શંભુ પર્વતમાં-થી શષ્ટિ નદી, ઉત્તરમાં નીલપર્વતમાંથી કપિલા નદી અને કૈલાસ-શિખરમાંથી મંદાકિની, પુષ્પભદ્રા તથા ચંદ્રભાગા નામની નદીઓ માનસરોવરમાં મળે છે. માનસરોવરથી ઉત્તરમાં દોઢ કોશ છેટે કૈલાસપર્વત છે. કૈલાસપર્વતનો ઘેરાવો બે કોશ અને ઉંચાઇ વીસહજાર ફુટ છે. તે આખોય બરફથી ઢંકાયેલો છે. કૈલાસપર્વત-ની પ્રદક્ષિણા કરતાં બે દિવસ લાગે છે. માનસરોવર પાસે રાવણ-હ્રદ* નામે એક બીજું સરોવર પણ છે.

માનસરોવરથી પાછા આવી, સ્વામીજી પંજાબ દેશમાં આ-વેલા જ્વાલાતીર્થમાં ગયા. જ્વાલામુખીના મંદિરમાં પેસતાંજ એક

* હ્રદ–કુદરતી મહાસરોવર; અંગ્રેજીમાં 'લેક' કહેવાય છે. કેટ-લાક માઇલ સુધી પાણીનો જથ્થો હોય અને તેની ચોતરફ જમીન હોય એવા કુદરતી મહાસરોવરને હ્રદ કહેવાય. સરોવર ખોદીને પણ બંધાવી શકાય જ્યારે આ કુદરતી હોય.

અમે આ ગ્રંથમાં પ્રસંગોપાત ' સરોવર ' શબ્દનો ઉપયોગ ઉપર જણાવેલા અર્થમાં કર્યો છે.

ગુફા જોવામાં આવે છે. આ ગુફાની વચમાં એક ધૂણીનું દર્શન કરતાં અવર્ણનીય આનંદ થાય છે. ત્યાંથી સ્વામીજી કુરુક્ષેત્રમાં આવ્યા. ત્યાં પાંચ સ્થાનો દર્શન કરવા જેવાં છેઃ–(૧) **કુરુક્ષેત્ર** એટલે કે **કુરુરાજાનું દાનક્ષેત્રઃ**–અહીં અર્ધા કોશના ઘેરાવાવાળું તળાવ છે; અને તેની વચમાં લક્ષ્મીનારાયણનું મંદિર છે. કૌરવ–પાંડવોનું જે મહાભારત યુદ્ધ થયું હતું તે સ્થાન અહીંથી ચાર–પાંચ કોશ દૂર છે. (૨) **દ્વૈપાયનહ્રદ**–આ હ્રદ(સરોવર)માં દુર્યોધન સંતાઈ ગયો હતો. (૩) **પંચપાંડવાશ્રમ.** (૪) **ભદ્રકાલીનું પીઠસ્થાન**–પાંડવો કહેતા કે, અહીં માનું દર્શન જળરૂપે થાય છે; કેમકે પીઠ-સ્થાનપર એક કૂવો ખોદેલો છે. આ સ્થાન શહેરથી અર્ધા કોશ છેટે જંગલમાં છે; હાલ ત્યાં એક બંગાળી ગૃહસ્થે માતાજીની મૂર્તિ પધરાવી છે;અને(૫) **થાણેશ્વર મહાદેવઃ**–કુંતી માતાએ આ થાણે-શ્વર મહાદેવની એકસોઆઠ સુવર્ણચંપક પુષ્પોથી પૂજા કરી હતી.

પંજાબમાં આવેલું અમૃતસરનું સુવર્ણમંદિર અહીંથી બહુ દૂર નથી. શીખોનું આ મનોહર સુવર્ણમંદિર આખુંયે સોનાનાં પતરાંથી મઢેલું છે; અને એક મોટા સરોવરની વચ્ચોવચ આવેલું છે અને સંધ્યાસમયે જ્યારે હજારો શીખ ભકતો એકત્ર થઈને નામસંકીર્તન કરતા કરતા અને ભજનો ગાતા ગાતા જળા-શયની ચારે બાજુએ પ્રદક્ષિણા કરે છે, ત્યારે અનેક મુખે અને વિવિધ વાજીંત્રોદ્વારા નીકળતો સંગીતધ્વનિ સાંભળીને ભકિતરસની જે અમૃતધારા વહે છે, તે મલિન મનને પણ દ્રવિત કરી નાખે છે. શીખ લોકોમાં કોઇ ખાસ પૂજાપદ્ધતિ નથી, પરંતુ સુંદર બાંધણી અને કારીગરીવાળાં મંદિરોમાં શ્રી નાનકાદિ ગુરુઓના રચેલા કેટલાક ગ્રંથો સાચવી રાખેલા જોવામાં આવે છે. આ ગ્રંથો ઉપર હજારો શીખ નરનારીઓ પુષ્પવૃષ્ટિ કરે છે અને મંદિરની ચારે બાજુએ ભકિતપૂર્ણ હ્રદયે પ્રદક્ષિણા કરે છે. સ્વામીજી આ સુવર્ણ-મંદિરની બહુ પ્રશંસા કરતા અને કહેતા કે, કાશી વિશ્વનાથની પેઠે સુવર્ણમંદિરની પણ સઘળા ભકતોએ યાત્રા કરવી જોઇએ. ત્યાંથી પગપાળા મુસાફરી કરતા કરતા સ્વામીજી નૈમિષારણ્યમાં આવ્યા. હાલમાં લક્ષ્મીથી પંદર કોશ દૂર શાંડિલા નામે સ્ટેશન છે. ત્યાંથી બળદગાડીમાં બેસી નૈમિષારણ્ય જવાય છે.* રસ્તામાં 'હત્યાહરણ' નામે એક તીર્થ આવે છે. કહેવાય છે કે, શ્રીરામચંદ્રજી અહીં આવીને

* હાલમાં રેલ્વે થઇ છે.

એક તળાવમાં સ્નાન કરીને રાવણહત્યાના પાપથી મુક્ત થયા હતા. બીજે દિવસ સવારમાં હત્યાહરણમાં સ્નાન કરી, તીર્થવિધિ સંપૂર્ણ કરી, ચાલી નીકળવાથી સંધ્યાકાળે નૈમિષારણ્યમાં પહોંચાય છે. પ્રકૃતિની લીલાભૂમિ, ગાઢ જંગલોથી વિંટાયેલી, પક્ષીઓના મધુર કલરવથી ભરપૂર, લીલાંછમ વૃક્ષોથી સુશોભિત અને સાધુજનોને પ્રિય એવા આ નૈમિષારણ્યને પ્રકૃતિદેવીએ જાણે સંસારકોલાહલથી બચાવી લેવા પોતાના ખોળામાં છુપાવી રાખ્યું હોય નહિ એમ લાગતું હતું. કલકલ ધ્વનિ કરતી, લીલાછમ કાંઠાવાળી, પુણ્યસલિલા ગોમતી ભારતના આ પવિત્ર તીર્થને-ભગવાન વ્યાસજીની લીલાભૂમિને-પોતાના તરંગોવડે સ્નાન કરાવતી વેગથી વહેતી હતી. નૈમિષારણ્યમાં કેટલાંક દર્શનીય સ્થાનો છેઃ-(૧) **ચક્રતીર્થ**:-આ એક નાનું તળાવ છે અને તેની વચ્ચે નાનાં નાનાં બાકાંવાળી એક ગોળાકાર ભીંત છે. યાત્રાળુઓ પહેલાં અહીં સ્નાન કરે છે. (૨) **પંચપ્રયાગ**:-આ પણ એક નાનું તળાવ છે. (૩) **કાશીતીર્થ**:-આ કાશીતીર્થ તળાવની પાસે બે નાનાં મંદિરો છે. એક મંદિરમાં શ્રીવિશ્વનાથ બિરાજે છે, બીજામાં કોઇ બીજું શિવલિંગ છે. (૪) **તપોવન**:-અહીં પ્રાચીન સમયમાં મહાભારતની પારાયણ થતી. (૫) **વેદવ્યાસની ગાદી**:-આ સ્થાન પણ બહુ મનોહર છે. પાસે ક્યાંય પણ મનુષ્યની વસ્તી નથી તેથી શાંત એકાંત પ્રદેશ છે; માત્ર પુષ્પપરિમલવાહી વાયુદેવતા સાથે પક્ષીઓનો કિલકિલાટજ આ ગંભીર શાંતિનો ભંગ કરે છે. અહીં કશ્યપઋષિ તથા મનુ ભગવાનની સમાધિ છે.

નૈમિષારણ્યથી સીતાપુર જતાં રસ્તામાં મિશ્રી નામે સ્થાનમાં દધીચિઋષિનો આશ્રમ આવે છે. અહીં દધીચિ ઋષિએ દેવોના ઉપકારમાટે પોતાના દેહનું દાન કર્યું હતું. ત્યાંથી સ્વામીજી અયોધ્યા આવ્યા. અયોધ્યામાં જ્યાં જાઓ ત્યાં રામ, લક્ષ્મણ અને દશરથ વગેરેની મૂર્તિઓનાં દર્શન થાય છે. અયોધ્યા સરયૂનદીને કાંઠે આવેલું છે. તેમાં મુખ્ય સ્થાન તો ‘હનુમાનગઢી’ છે. તેમાં હનુમાનજીની મૂર્તિ સ્થાપેલી છે. અહીં હનુમાનજીનાં દર્શન કરતાંજ એવો પ્રશ્ન ઉઠે છે કે, લોકો ભગવાન રામચંદ્રજીને છોડી ભક્ત હનુમાનજીની આવી ભક્તિ કેમ કરે છે? કેમકે અહીં જેટલાં મનુષ્યો દર્શને આવે છે તેટલાં મનુષ્યો બીજાં કોઇ મંદિરોમાં ક્યારેય જણાતાં નથી.

અયોધ્યાથી સ્વામીજી કાશીપુરીમાં આવ્યા. ત્યાંથી પ્રયાગક્ષેત્રમાં ત્રિવેણીસ્નાન કરી, વેણીમાધવનાં દર્શન કરી વૃંદાવનમાં આવ્યા. પૂર્ણાવતાર ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની લીલાભૂમિ વૃંદાવનનાં રમણીય દૃશ્યોનું યથાર્થ વર્ણન કરવાનું સામર્થ્ય અમારી કલમમાં નથી. અમે અનેક સ્થળે ફર્યા છીએ, પણ હરિદ્વારસિવાય બીજે ક્યાંય અહીંના જેવું મનોહારી સૌંદર્ય જોયું નથી. આજે પણ અનેક મયૂર-મયૂરી આનંદે નૃત્ય કરતાં કરતાં વ્રજવાસીઓનાં આંગણાંમાં વિહાર કરે છે. વ્રજાંગનાઓ આજે પણ તે કાલિંદીને કાંઠે પાણીનાં બેડાં લઈ ધીરે ધીરે જળ ભરવા જાય છે; તેમજ દૂર દૂર ભૂરા આકાશ સાથે મળી જતી, વૃક્ષોથી છવાઇ રહેલી અને દૂર સુદૂર ફેલાઇ રહેલી હરિયાળી ભૂમિપર ગાયોનાં ધણ અને મૃગલાંઓનાં ટોળાં સ્વચ્છંદે વિચરે છે; પરંતુ તે વૃંદાવનવિહારી, શ્રીકૃષ્ણચંદ્રનાં દર્શન ન થવાથી, એ બંસીનાદોના અભાવથી ભક્તોને મન વૃંદાવન શૂન્યવત્ લાગે છે. બેશક, સાચા ભક્તોને તો આ બધો અભાવ તે મહાભાવના પ્રતાપે દૂર પણ થઇ જાય છે.

વૃંદાવનમાં ઘણાંય મનોહર મંદિરો છે. મદનમોહન, ગોપીનાથ, શ્રીકૃષ્ણચંદ્ર વગેરેની મૂર્તિઓ આ મંદિરોમાં વિરાજે છે. વૃંદાવન જેટલું નિર્જન છે, તેટલુંજ મથુરાં કોલાહલપૂર્ણ છે. મથુરાંમાં વિશ્રામઘાટ, દ્વારકાનાથનું મંદિર, ધ્રુવક્ષેત્ર વગેરે કેટલાંક સ્થાનોનાં યાત્રાળુઓએ અવશ્ય દર્શન કરવાં જોઇએ. મધુવન, તાલવન, ભાંડારવન, કુંદવન, બકુલવન, ભદ્રવન, ખદિરવન, મહાવન, બિલ્વવન, લોહાર્ગલવન, વગેરે વનસમૂહમાં નિધુવન અને નિકુંજવન વૃંદાવનમાં આવેલાં છે. પરદેશી યાત્રાળુને જોઇ વૃંદાવનનાં નાનાં નાનાં બાળકો જ્યારે નીચેની પંક્તિઓ બોલે છે ત્યારે ભક્તોનાં હૃદયમાં શ્રીદામા-સુદામાદિ ભગવાનના ગોપસખાઓની વાત યાદ આવે છે:-

**श्यामकुंड, रा ाकुंड, गिरिगोवर्धन ।**
**मधुर मधुर वंशी बाजे एइ वृंदावन ॥ बाछा बोल हरि ॥**

વૃંદાવનથી સ્વામીજી જયપુર, પુષ્કરરાજ વગેરે તીર્થોમાં થઇ ગુજરાતમાં દ્વારકા ગયા. દ્વારકા અમદાવાદથી ૨૩૫ તથા વડોદરાથી ૨૭૦ માઇલ દૂર આવેલું છે. સંન્યાસગ્રહણ પહેલાં પણ સ્વામીજી દ્વારકામાં કેટલાક દિવસ રહ્યા હતા. પહેલાં દ્વારકાની ચારેપાસ સમુદ્ર હતો. હાલ એક બાજુ રેતીનો ચઢાવ થતાં એક રસ્તો બની ગયો

છે.* દ્વારકાનાથના મંદિરની બાજુમાંજ એક દેવકીજીનું સુંદર મંદિર છે. સ્વામીજીએ પગે ચાલીને આખા મુંબઇ ઇલાકાની મુસાફરી કરી અને ગોકર્ણેશ લિંગનાં દર્શન કરી તેઓ ભારતવર્ષની છેલ્લી સીમા સેતુબંધ રામેશ્વરમાં આવી પહોંચ્યા. રામેશ્વર નામે એક નાના બેટમાં ભારતવિખ્યાત રામેશ્વર મહાદેવનું મંદિર છે. બેટની લંબાઈ સાત કોશ અને પહોળાઇ અઢી કોશ છે. મંદિરમાં પ્રવેશ કરતાંજ બહુજ સૂક્ષ્મ તથા સુંદર કારીગરીવાળું, પચાસ હાથની ઉંચાઇવાળું મુખદ્વાર આવે છે. આ દરવાજાની અંદર ત્રણ ત્રણ સ્થંભોની હારો આવેલી છે. ત્યાંથી આગળ જતાં ત્રણસો હાથ સમચોરસનો એક મોટો ચોક આવે છે. આ ચોકની ચારે બાજુએ સુંદર મંદિરોની હાર આવેલી છે.

રામેશ્વરથી સ્વામીજી મદ્રાસ પ્રાંતમાં થઇ ઉત્કલમાં શ્રીજગન્નાથપુરીમાં આવ્યા અને ત્યાંથી બંગાળમાં આવ્યા. ત્યાંથી આસામ તથા બિહાર પ્રાંતનાં તીર્થોમાં ફરી વિદર્ભ તથા શોણભદ્ર દેશનાં તીર્થસ્થાનોનાં દર્શન કર્યાં. છેવટે પાછા ગંગા-યમુનાના સંગમસ્થાન શ્રીપ્રયાગક્ષેત્રમાં આવ્યા.

સંન્યાસીઓએ સાત પુરી, ચાર ધામ અને આઠ ખંડની જે યાત્રા કરવી જોઇએ તે સ્વામીજીએ કરી હતી. હિમાદ્રિખંડ અથવા હિમાલય, માનસખંડ અથવા માનસરોવર, કૈલાસખંડ અથવા કૈલાસ પર્વત અને કેદારખંડ, એ સર્વ ઠેકાણે તેઓ ગયા હતા. જે પ્રદેશમાં રામેશ્વર આવેલા છે તે રેવાખંડમાં પણ મુંબઇ થઇને તેઓ ગયા હતા. મુંબઇપ્રદેશની મુસાફરી વખતે તેમણે વર્તમાન કાનડા જીલ્લામાં આવેલા શ્રીગોકર્ણેશ્વર લિંગનાં પણ દર્શન કર્યાં હતાં. ગૃહત્યાગ કર્યા પછી તો તેઓ ઉજ્જનમાં રહ્યા હતા. કાશીખંડમાં તેમના આવવાનો ઉલ્લેખ કરવો બીનજરૂરી છે. ગંગોત્રીથી તે ગંગાસાગરસુધીનાં ગંગાકિનારાનાં સર્વ સ્થાનોમાં તેઓ ફર્યા હતા.

આ રીતે સ્વામીજીએ માત્ર કૌપીનભેરજ સઘળાં તીર્થોની પગપાળા યાત્રા કરી હતી. કોઇ કોઈ વાર તેમને નાના પ્રકારનાં દુઃખો સહન કરવાં પડયાં હતાં; પરંતુ સુખ કે દુઃખ તેમના મનને ચલિત કરી શક્યું નહિ. શારીરિક કે માનસિક ક્લેશને તેમના મનમાં સ્થાનજ મળ્યું નહિ. કોઇ કોઇ દિવસ ભોજન મળે નહિ,

---

* હવે જામનગરથી દ્વારકા રેલ્વે થઈ છે અને એ રેલ્વે જામનગર તથા વડોદરા રાજ્ય તરફથી બાંધવામાં આવી છે.

અર્ધા ભૂખ્યા રહેવું પડે કે અનાહારે પણ દિવસ ગાળવા પડે. કોઇ વાર ઝાડ નીચે તો કોઇ વાર નિર્જન વનમાં, કોઇ વાર પર્વતને શિખરે તો કોઇ વાર સમુદ્રકિનારાની રેતી ઉપર, કોઇ વાર જનશૂન્ય શ્મશાનમાં તો વળી કોઇ વાર વ્યાઘ્રાદિ હિંસક પશુઓવાળી પર્વતગુફાઓમાં પણ રાત્રિ ગાળતા હતા.

એક વાર બદ્રિકાશ્રમના રસ્તામાં બરફ પડતાં, સ્વામીજીને ઘણું દુઃખ પડ્યું હતું. ટાઢથી તેમનું આખું શરીર અકડાઇ ગયું હતું અને રસ્તામાં તેઓ મૃતવત્ પડ્યા હતા. પાસે સેવા-શુશ્રૂષા કરનાર કોઇ પણ ન હતું. થોડા સમય બાદ એક મહાપુરુષ ત્યાં થઇને જતા હતા, તેમણે સ્વામીજીની આવી દુઃખદ અવસ્થા જોઇ તેમની સેવા-શુશ્રૂષા કરી તેમનો પ્રાણ બચાવ્યો હતો.

દક્ષિણમાં યાત્રા કરતાં એક વખત સ્વામીજીને ત્રણ દિવસસુધી ભિક્ષા ન મળી. ચોથે દિવસે જ્યારે તેઓ એક વૃક્ષ નીચે મૃતવત્ પડ્યા હતા ત્યારે અચાનક એક વ્યક્તિએ આવી તેમને નાના પ્રકારની ખાદ્ય સામગ્રી આપી તેમના પ્રાણની રક્ષા કરી હતી.

એક વખત સંધ્યાસમયે સ્વામીજી હરિદ્વારની પાસેના ગંગા અને પાંડે નદીના સંગમ પાર ઉતરતા હતા, તેવામાં આકાશ એકાએક વાદળાંથી છવાઇ ગયું. જોતજોતામાં ચોતરફ અંધકાર વ્યાપી ગયો, મૂશળધાર વરસાદ વરસવા લાગ્યો અને પૂર આવતાં નદી બન્ને કાંઠે વહેવા લાગી. આ ભયંકર સમયે ક્યાં જવું અને કેમ કરવું તેનો નિર્ણય નહિ કરી શકવાથી તેમજ બીજો ઉપાય ન હોવાથી તે મહાન સંયમી અને અસાધારણ મનોબળવાળા સ્વામીજી તો આખી રાત નદીમાં ઉભાજ રહ્યા.

આ પ્રમાણે અનેક સમયે આ મહાત્માને જે દુઃખો સહન કરવાં પડ્યાં છે તેની ગણત્રી થઇ શકે તેમ નથી; તેમ તે બધાંનું વર્ણન પણ નિરર્થક છે. સ્વામીજી આ પ્રમાણે એક પાઇ પણ પાસે રાખ્યા સિવાય તેર વર્ષસુધી તીર્થયાત્રા કરી, અને ફરીથી સ્વર્ગદ્વારરૂપ હરિદ્વારમાં આવ્યા.

આ પુણ્યતીર્થમાંજ તેમને સ્વનામધન્ય અનંતરામજી નામના મહાપુરુષનો સમાગમ થયો. અનંતરામજીનું વતન પટના જીલ્લાના રઘુપુર ગામમાં હતું. તેઓ શાકદ્વીપી બ્રાહ્મણ હતા. વેદાંતમાં તેઓ પારંગત હતા. સંસાર છોડી, સંન્યાસી થઇ તેઓ અહીં ભગવત્ચિંતનમાં લીન રહેતા હતા.

સ્વામીજીને તેમના સમાગમથી ખૂબ આનંદ થયો અને પોતે વેદાંતમાં પારંગત હોવા છતાં, વિશેષતા માટે તેમની પાસે રહી શારીરિક ભાષ્ય, ગીતાભાષ્ય, ચિત્સુખી, પંચદશી, વેદાંતપરિભાષા, દશોપનિષદ્ વગેરે ગ્રંથો ફરીથી જોઇ ગયા. બ્રહ્મનિષ્ઠો સ્વાભાવિક રીતેજ આપવડાઈ દર્શાવતા નથી અને તેથીજ સ્વામીજી અનંતરામજી પંડિત પાસે શિષ્યભાવે રહ્યા હતા. અનંતરામજીને પણ સ્વામીજીના સહવાસથી આનંદ થયો અને બન્ને જણ અનેક પ્રકારે પરમાત્મતત્ત્વની આલોચના કરતા એકબીજાને વિશેષ સુખી કરવા લાગ્યા.

મીમાંસકો કહે છે કે, યથાવિધિ કર્મનાં અનુષ્ઠાનથી મુક્તિ મળે છે. વેદાંતીઓ કહે છે કે, જ્ઞાનવિના મોક્ષ નથી અને કર્મ તો માત્ર જ્ઞાનનું સાધન છે; પરંતુ સ્વામીજીનાં દર્શન કરતાં એમજ થતું કે, આ કર્મ ને જ્ઞાનનો વિવાદ અસહ્ય થઇ પડવાથી કર્મ અને જ્ઞાન બન્ને સ્વામીજીનું રૂપ ધરી પૃથ્વીપર પધાર્યાં છે. કેમકે સ્વામીજી વેદાંતમાં પારંગત હોવા છતાંયે તેમણે યથાવિધિ તીર્થયાત્રા તથા સેવાસાધના કર્યાં હતાં. ભગવદ્‌ભકત સાચા મહાપુરુષનાં લક્ષણો એવાંજ હોય છે. *



---

* સ્વામીજીએ કંઇ પોતાનાજ કલ્યાણમાટે તીર્થયાત્રા નહોતી કરી. તેઓશ્રીએ તો અનેક જીવોનું શ્રેય થાય એવાં કામો પણ સાથે સાથે કર્યાં હતાં.' લોકકલ્યાણ કરવું ' એ તેમનું જીવનવ્રત હતું. અરે ! દેહાવસાનકાળે પણ પોતાના દેહને બાળી કે દાટી ન દેતાં, તેના કટકા કરી પક્ષીઓને ખવડાવી દેવાની તેઓશ્રીએ આજ્ઞા કરી હતી.

સ્વામીજીની પરોપકારની પ્રેરણા, તેમના દેહાવસાન બાદ પણ, કેવી રીતે ફળતી તે નીચેના દૃષ્ટાંતપરથી જોઇ શકાશેઃ-

" મહુ છાવણીમાં એક સંસ્કૃત પાઠશાળાની ખાસ જરૂર હતી. ત્યાંના મહાજનોએ સને ૧૯૦૪ ના સપ્ટેમ્બરની બારમી તારીખે કેન્ટોન્મેન્ટ મેજિસ્ટ્રેટ મેજર વેકના હાથે સંસ્કૃત પાઠશાળાનો પાયો નંખાવ્યો; અને આ પાઠશાળાનું નામ 'સ્વામી ભાસ્કરાનંદ પાઠશાળા' રાખવામાં આવ્યું છે. કેમકે તેમણે તે માટે અગાધ પરિશ્રમ લીધો હતો." ('ધી ટેલિગ્રાફ' તા. ૨૧-૯-૧૯૦૪)



# અધ્યાય ૬ ઠ્ઠો—ભક્તિસાધના

હરિદ્વારમાં કેટલોક સમય રહી સ્વામીજી શ્રીકાશીપુરીમાં આવ્યા. સ્વામીજીએ સત્તાવીસ વર્ષની ઉંમરે સંન્યાસ લીધો હતો. હાલ તેમની ઉંમર ચાળીસ વર્ષની હતી.

સંન્યાસ લીધા પછી તેર વર્ષ સુધી સ્વામીજીએ ઉગ્ર તપશ્ચર્યા કરી હતી, તોપણ હજી એક સાધન બાકી રહ્યું હતું. યોગીશ્રેષ્ઠ સ્વામીજીની ભક્તિ—સાધના હજુ સોળે કળાએ ખીલી ન હતી; તેથી તેઓશ્રી કાશી આવી, ગંગાકાંઠે મધ્યાહ્‌ન સૂર્યથી તપેલી રેતી ઉપર બેસી ચંદ્રમૌલીશ્વર શ્રીકાશીવિશ્વનાથની આરાધના કરવા લાગ્યા. આ સમયે તેઓ પ્રાણાયામ, ધ્યાન, ધારણા, પ્રત્યાહાર વગેરે છોડી દઇ, આહાર—નિદ્રાનો ત્યાગ કરી, રાત્રિદિવસ 'વિશ્વનાથ' 'વિશ્વનાથ'એમ ઉંચે સ્વરે નામોચ્ચારણ કરવા લાગ્યા.તેઓ કેટલીકવાર મનોમન હસતા તો ઘડીકમાં તેમની આંખોમાંથી પ્રેમાશ્રુ વહેતાં. સ્વામીજીની આ મહાભાવની મહાવસ્થાનું વર્ણન કરતાં સ્વ. ભૂધર બાબુ પોતાના "સાધુદર્શન" નામે પુસ્તકમાં લખે છે કેઃ—"તે સમયે તેઓશ્રી (સ્વામીજી) ગંગાતટેજ રહેતા. જે બાબતો સામાન્ય મનુષ્યને મહાન કષ્ટદાયી હોય તે કરવાનું તેમને બહુ ગમતું. કડકડતી ટાઢમાં ઉઘાડે શરીરે બરફ જેવા ગંગાજળમાં કાષ્ઠવત્ બેસી રહેવામાં તેમને બહુ આનંદ આવતો. ઉનાળાના પ્રચંડ તાપમાં તપેલી રેતીમાં ધ્યાન કરતાં પડયા રહેવું એ તેમને બહુ ગમતું. તે સમયમાં સ્વામીજીને કોઇએ કયારેય આહાર કરતાં જોયા નથી. જો કોઇ ભાવિક ભક્ત પ્રેમથી કંઇ ભોજન લાવે તો સ્વામીજી તેનું નિરીક્ષણ કરી હસતા હસતા તે સ્થાન છોડી ચાલ્યા જતા. આથી કરીને સ્વામીજી એવા દુર્બળ થઇ ગયા, કે તેમનામાં ઉઠવાની શક્તિ પણ રહી નહિ. આવી સ્થિતિમાં તેઓ એકજ સ્થાને સમાધિસ્થ દશામાં પડી રહેતા.

સ્વામીજીએ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર

અને સંયમ, એ છયે અંગનો અભ્યાસ કર્યો હતો; અને સોડહં જ્ઞાનથી પ્રકૃતિ-પુરુષ સાથે એકત્વનો અનુભવ પામીને શુદ્ધ બ્રહ્મ-સ્વરૂપના ધ્યાનમાં મસ્ત રહી, ક્યારેક હિમગિરિનાં ધવલ શિખરપર તો કયારેક હિંસક પશુવાળા ગાઢ જંગલમાં અથવા બરફથી છવાય-લી કોઈ ગુફામાં રહી તેમણે અતિ ઉગ્ર તપશ્ચર્યા કરી હતી. વળી આપણે આગળ જોઈ ગયા તેમ સ્વામીજીએ હરિદ્વારમાં સૂત્રભાષ્ય, ઉપનિષદ્, ગીતા વગેરે વેદાંતગ્રંથના પરિશીલનદ્વારા જ્ઞાનયોગ સાધ્યો હતો; અને હવે કાશીમાં ભક્તિયોગ સિદ્ધ કરી સ્વામીજીએ મહાજ્ઞાન અને પરાભક્તિની એકતા અનુભવી. ખીલેલાં પુષ્પની સુગંધ જેમ ચોતરફ પ્રસરે છે, તેમ સ્વામીજીની અસાધારણ તપશ્ચર્યાની વાત પણ ચોતરફ ફેલાઇ ગઈ અને ભક્તોનાં ટોળેટોળાં તેમનાં દર્શન કરવા આવવા લાગ્યાં. તેમને આ લોકમેદની રુચતી નહિ તેથી તેઓ કોઇ કોઈ વાર ગંગાજીના સામે કાંઠે રામનગરની ટેકરી ઉપર ચાલ્યા જતા અને ઘણોખરો સમય ત્યાંજ ધ્યાનમગ્ન રહેતા.

ઉનાળાના પ્રચંડ તાપમાં તપેલી રેતીપર બેસીને દુઃખ કે શોકની લાગણીવગર તેઓ પરમાત્મચિંતનમાં મગ્ન રહેતા; અને શિયાળાની કડકડતી ઠંડી કે ચોમાસાના મુસળધાર વરસાદમાં શરીર અકડાઈ જાય કે ભિંજાઇ જાય તોપણ બીજી દિશામાં તેઓ નજર ફેંકતા નહિ. આ રીતે દિવસપર દિવસ અને માસપર માસ વીતવા લાગ્યા.

આવું જોઇને ભક્તોની ભીડ તો દિનપ્રતિદિન વધવા લાગી. આથી સ્વામીજીને કંટાળો આવી કાશીના કોઇ એકાંતભાગમાં રહેવાની ઇચ્છા થઈ. તરતજ સ્વામીજી, અયોધ્યાપ્રદેશના આમેટીના રાજાબહાદુર શ્રી. લાલમાધવસિંહની પ્રાર્થનાથી તેમના 'આનંદબાગ'ના અત્યંત રમણીય ઉદ્યાનમાં રહેવા આવ્યા. રાજાએ સ્વામીજીની સેવામાટે આઠ સેવકો રાખ્યા હતા; પણ સ્વામીજીએ તે સેવકોને એટલુંજ કહ્યું કે " મારે બીજી કોઇ સેવાની આવશ્યકતા નથી,અહીં કોઇને આવવા ન દો એટલે બધી સેવા થઇ ગઇ સમજીશ." આથી સેવકોને બીજું કંઈ કામ કરવાનું રહ્યું નહિ. એટલે ચાર જણ પહેરાપર રહેતા અને બીજા ચાર જણ આનંદ-બાગનાં ભાતભાતનાં વૃક્ષો અને છોડવાઓને સંભાળવાનું તથા પાણી સિંચવાનું કામ કરતા હતા. આ આનંદબાગ દુર્ગાવાડીની પાસેજ આવેલો છે. તેની ચોતરફ ફરતી દિવાલ આવેલી છે. દર-

વાજામાં પેસતાંજ એક મોટો કૂવો આવે છે. વિવિધ પ્રકારનાં પુષ્પ-વૃક્ષો ઉદ્યાનની શોભામાં વૃદ્ધિ કરી રહ્યાં છે. સેંકડો ફૂલ-ઝાડોની બાજુમાં થઇ પસાર થતા પથ્થરના સુંદર રસ્તાઓ બનાવેલા છે. ઠેકઠેકાણે લતામંડપો, કેતકીકુંજો તથા માલતી-માધ્વી આદિ લતાઓના મંડપોની શીતળ છાયામાં આવી રહેલી ઇંટ-ચૂનાથી તૈયાર કરેલી મનોહર બેઠકો તેમજ પુષ્પ-લતાઓથી વિંટાયલાં આમ્રવૃક્ષો ફળફૂલથી લચી રહીને ઉદ્યાનની શોભામાં અભિવૃદ્ધિ કરે છે. બાગની વચ્ચોવચ્ચ પાંચ બકુલવૃક્ષો એક સુંદર વાવની આસપાસ આકાશ સાથે જાણે વાતો કરતાં હોય તેવી રીતે ઉભાં છે; અને ઇંટચૂનાનાં બનાવેલાં સફેદ દૂધ જેવાં નિવાસસ્થાનો તો હંસોની પેઠે શોભતાં થકાં શાંતિદેવીના ધામસમાં બની રહ્યાં છે.

વ્યાસાદિ મહર્ષિઓએ કાશીપુરીને ‘ આનંદકાનન ’ કહી છે. તેજ આનંદકાનનમાં આનંદબાગ આવેલો છે. જે આનંદની કણિકામાત્રથી આ સમગ્ર સંસાર આનંદમાં તરબોળ થઇ જાય, તે પરમાનંદસાગરમાં નિમગ્ન રહી, આનંદસ્વરૂપ ભાસ્કરાનંદ સ્વામી આનંદબાગમાં સદા આનંદમાં રહેવા લાગ્યા.

આનંદબાગમાં સ્વામીજીજ કેવળ બ્રહ્મધ્યાનમાં નિમગ્ન રહેતા હતા એમ નહિ, પરંતુ બાગમાંનાં વૃક્ષો પણ સ્વામીજીના શમ-દમ વગેરે ગુણોના પ્રભાવે કરીને શાંતચિત્ત મુનિવરોની પેઠે શોભતાં હતાં. યતીન્દ્રચરિતમાં લખ્યું છે કે:-

**विकसत्कुसुमं सुरवच्छकुनं, प्रचलत्तरुकं प्रबलत्सुकृतम् ।**
**विलसन्मुनि संघमनोविभवं, वनमेनमसेवत चित्रकथं ॥**
**कुसुमे कुसुमे शकुने शकुने, क्षितिजे क्षितिजे मनुजे मनुजे ।**
**अवधूत तमोंश रजोंशचयं, रज एव विराजति तस्य पदः ॥**

અર્થાત્ નાના પ્રકારનાં ખીલેલાં પુષ્પથી, પક્ષીઓના મધુર સ્વરથી અને ધીર સમીરથી થતા ડોલનથી, આનંદબાગનાં વૃક્ષો મુનિઓનાં મનમાં ભગવદ્ભાવ જાગ્રત કરીને સ્વામીજીની સેવા કરતાં હતાં. આનંદબાગના દરેક પુષ્પના, પક્ષીના તેમજ મનુષ્યના રજોગુણ-તમોગુણનો લોપ થઇ ગયો અને સર્વે સ્વામીજીની ચરણરજથી વિભૂષિત થયાં-અર્થાત્ શુદ્ધ સત્ત્વમય થઇ ગયાં હતાં.



# અધ્યાય ૭ મો—સ્વામીજીની પરીક્ષા

એકાંતમાટે સ્વામીજી ગંગાતટ છોડી આનંદબાગમાં આવ્યા હતા. પરંતુ અહીં પણ લોકોની સંખ્યા દિનપ્રતિદિન વધવા લાગી, તેથી સ્વામીજી આનંદબાગના મકાનમાં એક ભોંયરામાં રહી, ઉપનિષદાદિના પાઠમાં સમય ગાળવા લાગ્યા. તેઓ માત્ર સાયંકાળે એક વખત બહાર નીકળતા. તે વખતે જેઓ હાજર હોય તેમને દર્શનલાભ મળતો.

સ્વામીજી આનંદબાગમાં એકાંતસેવન કરવા લાગ્યા ખરા, પણ હવે દર્શનાર્થીઓની સીમા ન રહી. બાળક શું કે ઓઝલપડદાવાળી યુવતી કે પ્રૌઢા શું—અરે! રાણી–મહારાણીઓ પણ પાલખીમાં બેસી આનંદબાગમાં સ્વામીજીના દર્શને આવવા લાગી. તેવામાં એક રાજાને સ્વામીજીની પરીક્ષા કરવાની ઇચ્છા થઇ. કાશીની પ્રખ્યાત લાવણ્યવતી ત્રણ વારાંગનાઓને રાજાએ એ કાર્યમાં જોડી. જે જે વારાંગના સ્વામીજીને ચલાયમાન કરી શકે તેને તેને સો સો રૂપિયા આપવાનું રાજાએ વચન આપ્યું. વારાંગનાઓએ બીડું ઝડપ્યું. તેમણે એક રાત્રે આનંદબાગના પૂર્વદરવાજેથી પ્રવેશ કર્યો. દૈવયોગે પહેરાવાળા પણ પોઢી ગયા હતા. રાજા પણ અનુચરસહિત બાગમાં એક ખૂણામાં કેતકીકુંજની આડમાં છુપાઇ રહ્યો અને કાર્યસિદ્ધિ થયે તરત પોતાને ખબર આપવાનું વારાંગનાઓને કહી રાખ્યું. હાથમાં દીવો લઇ વારાંગનાઓ ધીમે ધીમે પગથીઆં ઉતરી સ્વામીજીના ભોંયરા પાસે જઇ પહોંચી. જોયું તો સ્વામીજી સમાધિસ્થ હતા. પાસે એક પુસ્તક પડ્યું હતું તથા દીવો બળતો હતો. સ્વામીજીની મુખમુદ્રા જોઇ વારાંગનાઓના હૃદયમાં પણ મહાભાવનો સંચાર થયો, તેમની પાપબુદ્ધિ વિલીન થઇ ગઈ અને બહાર આવી રાજાને જણાવ્યું કે, તેમનાથી આ કાર્ય નહિ બની શકે; પણ રાજાએ આ વખતે એક હજાર રૂપિયાની બક્ષીસનો લોભ બતાવ્યો. હજાર તો શું પરંતુ કરોડો રૂપિયા આપે તોય શું! ધર્મની વિમલ મૂર્તિને કોણ

મલિન કરી શકે ?

ગમે તેમ પણ વળી વારાંગનાઓ લોભાઇ. હજાર રૂપિયાની માયામોહિનીથી તેઓ બચી શકી નહિ. ફરીથી હાવભાવ કરતી તેઓ ભોંયરા પાસે ગઇ અને જોયું તો સ્વામીજી સમાધિમાંથી જાગ્યા હતા.

તેમને જોઇ સ્વામીજીએ કેસરી સિંહના જેવો હુંકાર કરી કહ્યું કે 'પ્રાણની પરવા હોય તો તત્કાળ ચાલ્યાં જાઓ !' કેવો ભયંકર ધ્વનિ! એકદમ બે વારાંગનાઓ તો ત્યાંથી પલાયન કરી ગઇ, પણ ત્રીજી હજુયે સ્વામીજીને મોહમાં ફસાવવા ઇચ્છતી ઉભી રહી. જોતજોતામાં એક મોટો સર્પ ત્યાં આવ્યો અને તે વારાંગનાના બન્ને પગમાં વિંટાઇ વળ્યો. તે હતભાગિણીએ કારમી ચીસ પાડી અને "પિતા! રક્ષા કરો, રક્ષા કરો !" એમ કહેતી કહેતી સ્વામીજીનાં ચરણોમાં પડી. પરંતુ સ્વામીજી કંઇપણ બોલ્યાચાલ્યા વગર તેને તેજ અવસ્થામાં રહેવા દઈ ઉપર ચાલી નીકળ્યા અને બાકીની રાત્રિ ઉપરજ ગાળી.

આ તરફ રાજા અને અનુચરો પેલી વેશ્યાનું શું થયું તે જોવા-જાણવા માટે ભોંયરામાં દાખલ થયા; પરંતુ તેને જોતાંજ તેઓ સ્તબ્ધ થઈ ગયા અને રખેને સર્પ પોતાને પણ લિંટાઈ વળે એવા ભયથી તેઓ સૌ જીવ લઇને નાઠાં.

રાજા વગેરે પલાયન કરી ગયા. સ્વામીજી ઉપર ચાલ્યા ગયા, પણ પેલી વેશ્યાને તો ચાર ઘડી રાતસુધી તેજ દશામાં રહેવું પડ્યું અને જ્યારે પરોઢીઉં થયું ત્યારે તે સર્પ પોતાની જગ્યાએ ચાલ્યો ગયો અને તે વેશ્યા પણ આનંદબાગમાંથી જીવ લઇને નાઠી.

યોગેશ્વર મહાદેવજીને ધ્યાનભંગ કરવાના મિથ્યા પ્રયત્નમાં મદન પોતેજ મહાદેવજીના ક્રોધાગ્નિથી ભસ્મીભૂત થઇ ગયો ખરો; પરંતુ પૂર્વજન્મના સુકૃતસંચયથીજ તેને આવું મૃત્યુ મળ્યું; કેમકે ભગવાનના સાન્નિધ્યમાં તો કોઇ ભાગ્યશાળીનોજ દેહાંત થાય છે. બાળક કૃષ્ણચંદ્રને સ્તનપાન કરાવવાનિમિત્તે સ્તનપર કાળકૂટ વિષ ચોપડી, પૂતના તેમને મારવા જતાં પોતેજ મૃત્યુ પામી ખરી; પણ તેને યશોદા માતાના જેવીજ ગતિ પ્રાપ્ત થઇ. તેજ પ્રમાણે સ્વામીજી જેવા મહાપુરુષની પરીક્ષા કરવા જતાં તે વેશ્યાના મનમાં પણ ઘણોજ પશ્ચાત્તાપ અને દુઃખ થાય તેમાં આશ્ચર્ય શું ?

આનંદબાગમાંથી નાસી છુટ્યા બાદ તે વેશ્યાને અત્યંત પશ્ચાત્તાપ થયો. બે દિવસસુધી તેણે કંઇ ખાધું-પીધું પણ નહિ,

કેવળ ચોધાર આંસુએ રોયાંજ કર્યું. વિચાર કરીને તેણે નિશ્ચય કર્યો કે ' તીર્થયાત્રા કરી આ પાપનું પ્રાયશ્ચિત્ત કરીશ. ' પછી તરતજ તે પોતાની માલ–મિલ્કત વેચી નાખી હરિદ્વાર તરફ ચાલી નીકળી; અને બે વર્ષ સુધી ભારતવર્ષનાં અનેક તીર્થોની યાત્રા કરી, છેવટે કાશીમાં પાછી આવી. ત્યારબાદ તેણે એક ગૃહસ્થને ત્યાં રહી પવિત્રતાથી બાકીનું જીવન ગાળ્યું હતું.

હાલ તે રમણીનો દેહાંત થયો છે. તે જ્યાંસુધી જીવી ત્યાંસુધી ઘણીયે વાર આનંદબાગમાં સ્વામીજીનાં દર્શન કરવા આવતી હતી.×



× આ ઘટના ઘણા લોકો જાણે છે. જુઓ, પરિશિષ્ટમાં આપેલો કલકત્તાનિવાસી બાબુ ક્ષેત્રમોહન બસુ મલ્લિકનો પત્ર.



# અધ્યાય ૮ મો—સમાધિ અને કૌપીનત્યાગ

ચારિત્રપરીક્ષાવાળી ઘટના બન્યા પછી આનંદબાગમાં આવવાનો કોઈને અધિકાર રહ્યો નહિ. એ પછી સ્વામીજી સંપૂર્ણપણે નિશ્ચિંત થઇને મનન, ચિંતન અને ધ્યાનાદિમાં સમય વીતાવવા લાગ્યા.

આ પ્રમાણે છ માસ વીત્યા. એક દિવસ રાત્રે દુર્ગાકુંડની પાસે એક બે માળવાળા ઘરની અગાશીમાં, બહુ ઉકળાટને લીધે નિદ્રા ન આવવાથી એક માણસ આમતેમ આંટા મારતો હતો. પૂર્ણિમાની રાત હતી. હજી માત્ર બેજ ઘડી રાત વીતી હતી. પૂર્ણચંદ્રની ધવલ જ્યોતિથી કાશીનગરીએ દિવ્ય કાંતિ ધારણ કરી હતી. મંદિરોના સુવર્ણકલશો કૌમુદીથી અપ્રતિમ શોભા ધારણ કરતા હતા, તે જોઇ એમજ થતું કે, કાશીપુરીનો ભગવાન શંકર કદી ત્યાગજ કરતા નથી. સઘળું શાંત હતું. માત્ર વચ્ચે વચ્ચે બકુલ વૃક્ષપરથી બેએક નિશાચર પક્ષીનો ધ્વનિ કર્ણગોચર થતો. પાસેજ અસિસંગમની બાજુએ થઇ ભગવતી ભાગીરથી ધવલ ચંદ્રિકામાં તરલ તરંગોથી નાચતી—કૂદતી મણિકર્ણિકાના ઘાટ તરફ વહેતી હતી. ચોતરફ સુગંધી પ્રસારતો શીતળ પવન મંદમંદ વાતો હતો. આ સમયે અગાસીપરના માણસે જોયું કે, આનંદબાગનો પશ્ચિમનો દરવાજો ઉઘાડી કોઇ બહાર આવ્યું અને ક્ષણ વારમાં તે દુર્ગાકુંડમાં ડૂબકી મારી અદૃશ્ય થઈ ગયું. ચંદ્રના પૂર્ણ પ્રકાશને લીધે તે બરાબર જોઇ શક્યો અને ધાર્યું કે, સ્વામીજી સિવાય બીજું કોઈ નથી. બીજે દિવસ તપાસ કરતાં જણાયું કે, તે સ્વામીજીજ હતા.

આ પ્રમાણે એકાંતસેવન કર્યા પછી સ્વામીજીને નિર્વિકલ્પાવસ્થા પ્રાપ્ત થઈ. નિર્વિકલ્પ સમાધિની અવસ્થામાં આત્મચેતન પોતાના મહિમામાં સ્થિતિ થઇ રહે છે.

આ પ્રમાણે નિર્વિકલ્પ સમાધિમાં પ્રાણ અને વૃત્તિનો સંપૂર્ણ લય થતાં સાધક ચિત્સાગરમાં મગ્ન થઇને પરમાનંદમય પરમાત્મ-

સ્વરૂપનો અનુભવ પ્રાપ્ત કરે છે. આ પ્રમાણે થતાં તે સાધક મટી સિદ્ધ બને છે અને શરીર છુટતાં સુધી યોગીશ્વરભાવથી રહે છે.

સિદ્ધાવસ્થા પ્રાપ્ત થયા બાદ સ્વામીજી આનંદબાગના ભોંયરામાંથી નીકળી કયારેક દુર્ગાકુંડમાં તો કયારેક ગંગાતટની કોઇ ગુપ્ત ગુફામાં બે ત્રણ માસ ગાળી આવતા. કહેવાની જરૂર નથી કે, તે સમયમાં તેઓ કંઇપણ ખાતાપીતા નહિ. અરે એ તો શું પણ પાણીનીયે તેમને આવશ્યકતા રહેતી નહિ—અર્થાત્ તેઓ વાયુપરજ નિર્ભર રહી બ્રહ્માનંદમાં મસ્ત રહેતા ! આ અવસ્થા પ્રાપ્ત થયા બાદ સં. ૧૯૨૫માં સ્વામીજીએ કૌપીનનો પણ ત્યાગ કર્યો.÷

આ પ્રમાણે પરમાત્મામાંજ નિમગ્ન રહેનારા અને સર્વત્ર અનંતરૂપિણી બ્રાહ્મી દૃષ્ટિ જેમણે સ્થાપન કરેલી છે તેમને હવે કૌપીનનું આવરણ પણ બીનજરૂરી લાગ્યું. હવે તો અનંત આકાશરૂપી આશ્રયસ્થાન, ભૂમિતલ ઉપર શય્યા, દશે દિશારૂપી વસ્ત્રો, હાથનું ઓશીકું, અનુકૂળ વાયુનો પંખો, ચંદ્રરૂપી દીપક અને વૈરાગ્યરૂપી વનિતાના સહવાસથી પરમાનંદ પ્રાપ્ત કરી વિપુલ વૈભવશાળી નરેન્દ્રની પેઠે સ્વામીજી પરમ આનંદનો અનુભવ અને શરીરના નિભાવપૂરતો આહાર કરવા લાગ્યા. કોઇ પણ પ્રકારની સંગ્રહી વૃત્તિ પણ નહોતી. હવે તેમને મન તૃણ અને કાષ્ઠ, શત્રુ અને મિત્ર, સર્પ અને હાર, મણિ અને માટી, પુષ્પશય્યા તથા પૃથ્વી, એ બધું સમાન હતું.

મુંડકોપનિષદ્‌માં કહ્યું છે કેઃ—

**यदा पश्यः पश्यते रुक्मवर्णं, कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् ।**
**तदा विद्वान पुण्यपापे विधूय, निरंजनः परमं साम्यमुपैति ॥**
**भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्व संशयाः ।**
**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥**

---

÷ સ્વામીજીએ પહેલાં સંસારત્યાગ કર્યો, પછી વસ્ત્રત્યાગ કર્યો અને છેવટે જ્યારે કૌપીનત્યાગ કર્યો ત્યારે સ્વામીજીએ કહ્યું કે 'સંસાર અને સમાજ ! હવે તમારી પાસે મારે કંઈ માગવાનું રહ્યું નથી.' જગતપ્રત્યે આવી ઘોષણા કરીનેજ કાશીના આનંદબાગમાં આનંદસ્વરૂપ ભાસ્કરાનંદ જ્ઞાનરત્નની મુઠી લઇને જ્ઞાનનું સદાવ્રત ખોલી બેઠા હતા.

['સારસ્વત પત્ર' તા. ૭ શ્રાવણ—૧૩૦૬ (બંગાબ્દ)]

અર્થાત્ દ્દષ્ટા, જ્યારે બ્રહ્માના પણ સ્રષ્ટા, સુવર્ણકાંતિસમાન તેજોમય પરમાત્માનાં દર્શન કરે છે, ત્યારે તે પાપપુણ્યનો ત્યાગ કરી શુદ્ધ થઇને પરમ સામ્ય અનુભવે છે.

તે પરાવર (કાર્યરૂપે અશ્રેષ્ઠ અને કારણરૂપે શ્રેષ્ઠ) બ્રહ્મનાં દર્શન થતાં અવિદ્યાને લીધે જન્મેલી વિષયવાસનાનો લય થાય છે અને સઘળા સંશયો છેદાઇ જઇને સાધકનાં સઘળાં કર્મોનો ક્ષય થાય છે.





# અધ્યાય ૯ મો—નિષ્કામ ધર્મ અને ત્યાગશીલતા

સ્વામીજી આ પ્રમાણે કૌપીનત્યાગ કરીને પુરાતન કાળના અસભ્ય મનુષ્યની પેઠે ઓગણીસમી સદીના સભ્ય લોકોથી ભરેલી કાશીપુરીના એક ભાગમાં રહેવા લાગ્યા. દુઃખી, કંગાળ અને રાય કે રંક સર્વ પ્રકારના મનુષ્યો સ્વામીજીનાં દર્શન કરી કાંઇ ને કાંઇ શુભ લાગણી અનુભવતાં.

જ્યારે કોઇ સ્ત્રીઓ દર્શન કરવા આવતી ત્યારે સ્વામીજી પાસે બેઠેલા કોઇ પાસેથી વસ્ત્ર માગી લઇ કેડ ઉપર વિંટાળી લેતા; અને જ્યારે તેઓ ચાલી જતી ત્યારે પાછા મૂળસ્થિતિમાં રહેતા.

સ્વામીજી હવે જળપાન માટે પણ પાત્ર રાખતા નહિ. આસનમાં પણ એક ભક્તે આપેલી સાદડીજ તેમના આસનસ્થાને પડી રહેતી. દિવસે તેઓ આનંદબાગના વિશાળ ચોગાનમાં અંતર્મુખ થઇ બેસી રહેતા અને રાત્રે મકાનમાં ભૂતલની શય્યા કરી હાથનું ઓશિકું બનાવી પડી રહેતા. આમ તેઓ સદા સચ્ચિદાનંદસાગરમાં નિમગ્ન રહેતા.

આનંદબાગમાં સ્વામીજી પધાર્યા તે પછી અઢાર વર્ષ બાદ સ્વ૦ ભૂધર બાબુએ સ્વામીજીનાં દર્શન કર્યાં હતાં. તે સમયનો ચિતાર આપતાં તેઓ લખે છે કે:—"મેં અનેક સાધુઓનાં દર્શન કર્યાં છે, પણ આવું હાસ્યપૂર્ણ પ્રસન્નવદન ક્યાંય જોયું નથી. જાણે હૃદયમાંથી આનંદસાગર ઉછળી ઉછળી તેમના મુખદ્વારા વહી રહ્યો છે અને ચક્ષુદ્વારા પણ આનંદાશ્રુનું રૂપ ધારણ કરી શરીર ઉપર ટપકી રહ્યો છે. આવી પવિત્ર મૂર્તિનાં દર્શનથી પણ હૃદય પવિત્ર થાય છે. શરીર બહુ કૃશ જણાય છે તોપણ તેમાંથી દિવ્ય કાંતિ ઝળકી ઉઠે છે. જરા, વ્યાધિ આદિ દુઃખોથી જાણે તે સદાયે અલિપ્ત છે. તેઓ મનોબળના આદર્શસમા છે. તેમના મધ્યમ કદના બાંધામાં એકે એક હાડકું તથા પાંસળી જણાઇ આવે છે તોપણ એક રાજવંશીને પણ આંજી નાખે એવો તેમનો પ્રભાવ છે."

"એક દિવસ અમે પોષ માસના પરોઢીઆમાં ઉઠી સ્વામીજીનાં દર્શન કરવા ગયા; અને જે જોયું તે તો અવર્ણનીય હતું. આખી

રાત પડેલું ઝાકળ વૃક્ષોને ભીંજવી નીચે લીલીછમ દુર્વા (ધરો) ઉપર પડેલું છે અને સ્વામીજી તેના ઉપર સૂઇ રહ્યા હતા! એ ઝાકળનાં બિંદુઓ સ્વામીજીના શરીર ઉપર મુક્તાહારની પેઠે શોભી રહ્યાં હતાં. આવી કડકડતી ટાઢમાં કંઇ ઓઢવાનું ન હોવા છતાં તેમને કંઇ દુઃખ જણાતું ન હતું. રાતે પોતાની પાસે ધૂણી પણ કરતા નહિ. સ્વામીજીને અર્શનો વ્યાધિ હતો તેથી એક ભોળા ભકતે માદળીઉં બાંધવા કહ્યું. સ્વામીજીએ તેને કહ્યું કે "વ્યાધિ બે પ્રકારના છેઃ—એક કર્મકૃત અને બીજો ધાતુજ. ધાતુજ વ્યાધિ ચિકિત્સા-સાધ્ય છે, પરંતુ કર્મકૃત વ્યાધિ તો ભોગવ્યાવિના છુટકોજ નથી."

ચાળીસ વર્ષની ઉંમરે સ્વામીજી આનંદબાગમાં પધાર્યા ત્યારથી તે દેહાવસાનસુધી એજ દિગંબર અવસ્થામાં રહ્યા. દેહાવસાનકાળે પણ લુગડું ઓઢયુંનથી. તેમણે કદી પણ જળપાત્ર રાખ્યું નથી. કોઇ વાર કોઇ ભક્તના પાત્રથી સ્વામીજી જળપાન કરતા ત્યારે પણ તરતજ તે પાત્ર પાછું આપી દેતા; અને સામાન્ય રીતે તો કરપાત્રદ્વારાજ જળપાન કરતા. સ્વામીજીની આ સ્થિતિ જોઈ એક ભકત પથ્થરનો પ્યાલો લાવ્યો, પણ સ્વામીજીએ જળપાન કરી તે પણ એક ભકતને આપી દીધો હતો. સ્વામીજીના એક સંન્યાસી શિષ્યે, બીજે દિવસ રાંધવા માટે એક બે લાકડાં રાખ્યાં હતાં તે જોઇ સ્વામીજીને બહુજ દુઃખ થયું; કેમકે સ્વામીજીને મન તો સંન્યાસીએ ઈશ્વરેચ્છાથી જે ખાનપાન મળે તે વડેજ નભાવી લેવું જોઇએ.

રાજા, મહારાજા, રાણીઓ, દીન, દરિદ્ર અને આબાલ—વૃદ્ધ સૌ કોઇ સ્વામીજી માટે ભોજનની સારી સારી વાનીઓ લાવતા ત્યારે સ્વામીજી તેમનો ભાવ જોઇ પ્રસન્ન થતા, પણ કંઇ ખાતા નહિ. કદાચ બહુ આગ્રહ થતો ત્યારે ભક્તનું મન જાળવવા તેમાંથી એકાદ બે ગ્રાસ લેતા.

મહારાજા તેમજ મહારાણીઓ તરફથી નિત્ય નવી નવી ભોજનસામગ્રી તેમને માટે આવતી. સિંગાપુરથી કેસુર, દૂરના ફ્રાન્સ દેશમાંથી સાહેબ ભકતોએ મોકલેલ દ્રાક્ષ, ચીનમાંથી કેળાં, કાબૂલથી જરદાલુ અને નિઝામની રાજધાનીમાંથી તરબૂચ વગેરે ફળફળાદિ તથા મેવો ટપાલ કે રેલ્વે મારફત હમેશાં આવ્યા કરતો; પરંતુ સ્વામીજી તો જે ભકતો દર્શને આવતા તેમને આ બધું વહેંચી દેતા.કાશીના મેજીસ્ટ્રેટ, કમિશ્નર,જજ્જ, પોલીસ સુપરિન્ટેન્ડન્ટ, સિવિલ સર્જન વગેરે સાહેબ લોકો સ્વામીજીને ઘણી ભેટો

ફળ–ફળાદિની મોકલતા અને સ્વામીજી પણ તેમને જૂદી જૂદી જાતનાં દુષ્પ્રાપ્ય ફળો વગેરે મોકલતા.

કાશી, ભિંગા, નેપાળ, નાગોધ, બડહર, બેતીઆ, અયોધ્યા વગેરેનાં રાજા–રાણીઓ નાના પ્રકારની ખાદ્ય સામગ્રી ખાસ સ્વામીજી માટે તૈયાર કરાવી પોતે હાજર રહીને ભોજન કરાવવા માટે આનંદબાગમાં લાવતાં. સ્વામીજી પણ તેમની પ્રીતિ જોઇને તે બધું સ્વીકારી લેતા, પણ તેઓ જાય ન જાય તેટલામાં તો સ્વામીજી એ સઘળું આનંદબાગનાં પક્ષી કે ગૌમાતાઓને આપી દેતા. "વસ્તુતઃ નિર્લોભ અને નિરહંકાર સ્વામીજી જગતસન્મુખ નિષ્કામ ધર્મનો જે આદર્શ રજુ કરી ગયા છે તે તો જગતમાં અતિશય દુર્લભજ છે.

વિદેહમુક્ત મહાત્મા વિજયકૃષ્ણ ગોસ્વામી પણ સ્વામીજીના પરમ ભકત હતા. તેઓ એક સમયે સ્વામીજીનાં દર્શને આવેલા ત્યારે જોયું તો એક મહારાજા સોનામહોરનો થાળ સ્વામીજીનાં ચરણો પાસે ધરીને તે સ્વીકારવાની વારંવાર વિનતિ કરી રહ્યા છે; પરંતુ પૂર્ણકામ અને સુવર્ણ તથા પથ્થરને સમાન ગણનાર સ્વામીજીએ એ પ્રાર્થના સ્વીકારી નહિ. ત્યારપછી સ્વામીજીને ઉદ્દેશીને વિજયબાબુ નીચેના શ્લોકો બોલ્યાઃ—

न योगी न भोगी न वा मोक्षकांक्षी
न वीरो न धीरो न वा साधकेन्द्रः ।
न शैवो न शाक्तो न वा वैष्णवो वाऽवधूतश्चिदानंदरूपो महेशः ॥
श्मशाने गृहे वा हिरण्ये तृणे वा तनुजे रिपौ वा हुताशे जले वा ।
स्वकीये परे वा समत्वेन बुद्धो विरेणेऽवधूतो द्वितीयो महेशः ॥
अभेदेन पश्यञ्जगत्सर्वमेतद्वने वा गृहे वा समानानुरागः ।
सदानन्द पूर्णः प्रसन्नेन्दुरक्तो विरेजेऽवधूतो द्वितीयो महेशः ॥

અર્થાત્ આપ નથી યોગી, ભોગી, મુમુક્ષુ, વીર, ધીર, સાધકશિરોમણિ, શૈવ, શાક્ત કે વૈષ્ણવ; પરંતુ આપ તો સચ્ચિદાનંદસ્વરૂપ સાક્ષાત્ મહાદેવજી છો. આપને શ્મશાન અને ઘર, સોનું અને ઢેકું, પુત્ર અને શત્રુ, અગ્નિ અને જળ તેમજ પોતાનું અને પારકું સર્વ સમાન છે. આપ તો બીજા મહાદેવજી છો. આપ આ જગતને અભેદદૃષ્ટિથી જુઓ છો. ઘર અને જંગલ આપને સમાન છે. આપ સદા આનંદી તથા પૂર્ણેન્દુસમાન પ્રફુલ્લિત છો. આપ તો બીજા મહાદેવજી હો તેવા શોભો છો.

સુવર્ણત્યાગનો એક બીજો પણ પ્રસંગ જાણવા જેવો છે. દક્ષિણ-દેશમાં આવેલા બડહરનાં રાણીજીએ સ્વામીજી પાસે દીક્ષા લીધી હતી. એક વખત એવો મુકર્દમો ચાલ્યો કે જેમાં રાણીજીની સઘળી મિલ્કત જાય તેવો અણીનો પ્રસંગ આવી લાગ્યો. રાણીજી-એ આ વિષમ પ્રસંગે ગુરુશરણ શોધ્યું. સ્વામીજીએ તેમને કહ્યું કે "આ મુકર્દમામાં તમારી સામેવાળા ફાવશે નહિ." સ્વામીજીનો આશીર્વાદ ફળ્યો. રાણીજીએ તરત દોઢલાખ રૂપિયા સ્વામીજીની સેવામાં મોકલ્યા. કહેવાની જરૂર નથી કે, સ્વામીજીએ તેમાંથી રાતી પાઈ પણ સ્વીકારી નહિ. ત્યારપછી રાણીજીએ સ્વામીજીની સંમતિ લઈ આનંદબાગની પાસેજ તે રૂપિયામાંથી એક અતિથિશાળા બંધાવી, તેમાં શિવમંદિર બનાવી મહાદેવજીની મૂર્તિની પ્રતિષ્ટા કરી. વળી સ્વામીજીનો નિષેધ છતાંય રાણીજીએ કૃતજ્ઞતાના ચિહ્નતરીકે, અતિથિશાળાના એક ભાગમાં સ્વામીજીની આરસની મૂર્તિ પણ પધરાવી. હાલ પણ તે અતિથિ-શાળા ભક્તોપ્રત્યે સ્વામીજીના અપાર અનુગ્રહનું સ્મરણ કરાવે છે.

વેદમાં જીવન્મુક્તનાં લક્ષણ આ પ્રમાણે વર્ણવેલાં છેઃ—"તે આંતર્જગત તેમજ બાહ્યજગતમાં સર્વત્ર એકભાવે રહે છે, અં-તરથી પરમાત્મતત્ત્વમાં લીન રહે છે; ત્યારે બીજી બાજુએ સઘળો વ્યવહાર ચાલ્યાં કરે છે, પરંતુ તેના કોઇ પણ કાર્યમાં આસક્તિની ગંધ સરખીયે નથી હોતી."

સ્વામીજીને લેશમાત્ર આસક્તિ નહોતી, તેના પ્રમાણમાટે અમે વાચકવર્ગને પરિશિષ્ટમાં આપેલો પહેલો પત્ર વાંચી જવા ભલામણ કરીએ છીએ. ઇ. સ. ૧૮૯૮માં સંયુક્ત પ્રાંતના છોટા લાટ સાહેબ (લેફ્ટેનન્ટ ગવર્નર) આનંદબાગમાં સ્વામીજીનાં દર્શન કરવા આવ્યા હતા. જ્યારે મેં સને ૧૯૦૪માં છોટા લાટ સાહેબને સ્વામીજીવિષે એક પત્ર લખ્યો, ત્યારે તો છ વર્ષ થઇ ગયાં હતાં; તોપણ તેમને સ્વામીજીના ખાસ ખાસ ગુણોનું વિસ્મરણ થયું ન હતું. સ્વામીજીનો જે દેશમાં જન્મ અને નિવાસ હતો, તેજ દેશના શાસનકર્તાને પોતાની પાસે આવતા જોઇ તેઓ કિંકર્તવ્યમૂઢ (બહાવરા) બની જતા નહિ. "લાટ સાહેબ મને મળવા આવે છે, અહો! હું કેવો મોટો!" એમ વિચારી પોતાની મહત્તા દર્શાવવા-નો જરા પણ પ્રયત્ન તેમણે કર્યો નથી. તેઓ તો માત્ર અભ્યા-ગત—મહેમાન—ને સંતોષ આપવા ઇંતેજાર હતા; અને લાટ સાહેબ-

ની સાથે પણ વાતચીત કરતાં સંતોષ અને આનંદ થાય છે, એમ દેખાડવાના અભિલાષી હતા. લાટ સાહેબને પણ જણાયું કે, સ્વામીજી કંઇ પોતાના આવ્યાથીજ ખાસ આનંદ અનુભવતા નથી, કેમકે તેઓ તો જીવન્મુક્ત હોઇને તેમને કોઇ બાબતની સ્પૃહા નહોતી, તેમ ઘૃણા પણ નહોતી. તેમની દૃષ્ટિ અર્થશૂન્ય, કામનાશૂન્ય અને ઇંદ્રિયવ્યાપાર શાંત હતા.* તેઓ સ્વેચ્છા પ્રમાણે જોતા, સાંભળતા, સ્વીકારતા, સુંઘતા કે જમતા; પણ તે સઘળું અનાસક્તપણાથીજ થતું. તેમને વિશ્વનો નાશ થાય એવી પણ ઇચ્છા નહોતી, તેમજ તે હયાત રહે તેમાં પણ તેમને કંઈ નફો-નુકસાન નહોતું. જીવન-મરણ સૌ સમાન હતું. તેમને કશું જાણવાનું, બોલવાનું કે કરવાનું નહોતું. તેમને મન સ્વર્ગનું રાજ્ય અને ભિક્ષાવૃત્તિ, લાભ અને હાનિ, વસ્તી અને જંગલ, તેમજ બંધ તથા મોક્ષ, × એ સઘળું સરખું હતું. સર્વ પ્રકારના સંકલ્પોની સીમાએ આવી રહ્યા પછી આ જગત, પદાર્થ કે વાસના રહેજ ક્યાં? ધ્યાન, ધારણા કે મુક્તિ પણ ક્યાંથી રહે? તેમને કોઇપણ પ્રકારના અનુષ્ઠાનવિનાજ નિત્યસમાધિ રહેતી. જડપણે પડી રહેતા, પણ સદા ચૈતન્યવાન-જાગૃત-રહેતા. અપાર વિદ્વત્તા હોવા છતાં પાંડિત્યનું અભિમાન તો તેમનામાં લેશમાત્ર નહોતું. ધન્ય છે એવા યોગીરાજને!

"न धावति जनाकीर्णं नारण्यमुपशान्तधीः।
यथा तथा यत्र तत्र समये वावतिष्ठते ॥"

અર્થાત્ શાંતચિત્ત વ્યક્તિ, શાંત એકાંત અરણ્યમાં પણ રહેતી નથી, તેમ જનકોલાહલપૂર્ણ વસ્તીમાં પણ નથી રહેતી. તે તો જ્યારે ગમે ત્યારે ગમે ત્યાં રહી શકે છે.

આત્મતત્ત્વમાંજ જે ચકચૂર રહે છે અને જે જીવનમુક્ત હોય છે તેને ધર્મ, અર્થ, દ્વૈતભાવ, અદ્વૈતભાવ, ગુરુ, શિષ્ય, પુ-

* પરિશિષ્ટમાં મહારાજા સર યતીંદ્રમોહન ઠાકુરનો પત્ર જુઓ.

× હું વચમાં કાશીધામમાં જઇ એકાદ માસ ઉપરાંત તેમની સાથે રહેતો. સ્વામીજી કૃપા કરીનેજ મને તેમની પાસે રહેવા દેતા; એટલુંજ નહિ પરંતુ રાત્રે પણ, જે બે મજલાવાળા ઘરમાં એક કીડીને પણ પ્રવેશ કરવાનો અધિકાર નહોતો ત્યાં તેમની પાસેજ હું શયન કરતો. મેં ખાસ ધ્યાનપૂર્વક જોયું છે કે, દેહત્યાગ પહેલાંનાં છેલ્લાં દશ વર્ષ તો તેઓ નિષ્ક્રિય હતા; ધ્યાન, ધારણા, પૂજા, પાઠ કંઇપણ કરતા નહિ.
(બંગાળી લેખક)

રુષાર્થ, અસ્તિત્વ, અનસ્તિત્વ એવું કંઇ પણ રહેતું નથી.

અહા! મુક્ત પુરુષોની કેવી ચમત્કારિક સ્થિતિ! તેઓ નથી જાગતા કે ઉંઘતા, આંખો નથી તો ખોલતા કે નથી મીંચતા; પ્રવૃત્તિયે નહિ ને નિવૃત્તિયે નહિ, સર્વત્ર સમદષ્ટિ, બધીજ અવસ્થામાં એકભાવ, નિષ્કામ તેમજ સર્વત્ર વિરાજમાન હોય છે. તેઓ કોઇની સ્તુતિ કે નિંદા નથી કરતા. બહારથી વ્યવહાર કરતાં છતાં નિર્લેપ; ધર્મ, અર્થ, કામ એની વાત તો દૂર રહી, પરંતુ આત્મતત્ત્વમાં સ્થિતિ પામેલો માનવી એટલો બધો ઇચ્છારહિત થઇ જાય છે કે તેને મોક્ષની પણ ઇચ્છા રહેતી નથી. તે તો નિત્યતૃપ્ત, ધીર, સ્થિર, ગંભીર અને સદા આનંદી હોય છે. તે તો પોતાને પોતામાંજ લીન કરી દઇને સ્વારાજ્યસિદ્ધિને પામ્યો હોય છે.

સ્વામીજી આનંદબાગમાં પરમહંસરૂપે રહ્યા ત્યારપછી પાંચ વર્ષે સં૦ ૧૯૩૦ માં તેમના પિતા મિશ્રીલાલના મનમાં વૈરાગ્યનો ઉદય થયો તેથી હવે તેમને વધારે વખત ઘેર રહેવું રુચ્યું નહિ. તેમને સંસાર અસાર અને મિથ્યા જણાયો; તેમજ મનને આ અસાર સંસારમાંથી, તેમજ સગાં સંબંધીમાંથી અને ઘરબારમાંથી ખેંચી લઇ, ભગવાનનું શરણ લેવું એજ શ્રેયસ્કર છે એમ લાગ્યું. એક દિવસ સવારમાં મિશ્રીલાલ ગૃહત્યાગ કરી ચાલી નીકળ્યા અને પવિત્ર કાશીપુરીમાં આવી તેમણે પરમકલ્યાણકારી મોક્ષપ્રદ સંન્યાસાશ્રમ ગ્રહણ કર્યો. ત્યારપછી બે વર્ષે તેમણે કાશીમાં દેહ ત્યાગ કર્યો.

પતિ અને પુત્રે ગૃહત્યાગ કર્યા પછી સ્વામીજીનાં દયાળુ અને પુણ્યશાળી માતાજી પણ તીર્થાટન કરવા નીકળી પડયાં; અને સર્વ તીર્થોની યાત્રા કરી તેઓ બદ્રિકાશ્રમમાં આવ્યાં. ત્યાં તેમને વિષમ વ્યાધિ લાગુ પડયો. ત્રિકાળજ્ઞાની સ્વામીજી યોગબળથી માતાજીની દુઃખી સ્થિતિ જાણી જઇને કાશીથી માતાજી પાસે જઇ પહોંચ્યા. સ્વામીજી આવી પહોંચતાં માતાજીએ પુત્રના ખોળામાં મસ્તક રાખી "બદ્રિનારાયણ"નું પાવનકારી નામ લેતાં લેતાં જીવનલીલા સમાપ્ત કરી. આવાં જીવન્મુક્ત માતપિતાને ત્યાં સ્વામીજી જેવા બ્રહ્મનિષ્ઠ પુત્ર જન્મે એમાં આશ્ચર્ય શું?

સ્વામીજીનાં ધર્મપત્ની પણ કાશીમાં આવી, ઉગ્ર તપશ્ચર્યા કરતાં કરતાંજ આ ભૌતિક દેહનો ત્યાગ કરી પરમ પાવનકારી જ્યોતિમાં ભળી ગયાં હતાં.



# અધ્યાય ૧૦ મો—ભક્તો તથા દર્શકો

પ્રાણીમાત્રને પ્રેમનું દાન કરવા સારૂજ જાણે સ્વામીજી પુણ્ય-ભૂમિ વારાણસીમાં રહેવા લાગ્યા અને પહેલા વર્ષે એક કલાક, બીજે વર્ષે બે કલાક અને ક્રમે ક્રમે આખો દિવસ આનંદબાગનો દરવાજો ભક્તો માટે ખુલ્લો રહેવા લાગ્યો. હવે દેશદેશાંતરથી અસંખ્ય નરનારીઓ સ્વામીજીનાં દર્શન અને અમૃતમય ઉપદેશનો લાભ લેવા લાગ્યાં. મહાપુરુષના આ ઉદાર વિશ્વવ્યાપી* પ્રેમમાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી—સૌ કોઈ એકસરખી રીતે આનંદ અનુભવતાં; કેમકે સ્વામીજીના એ દિવ્ય પ્રેમમાં પોતાનું કે પારકું, ઉંચ કે નીચ, તેમજ નામ, રૂપ કે જાતિભેદને અવકાશજ ન હતો. ત્યાં તો કેવળ પ્રેમનું—આત્મભાવનુંજ—સામ્રાજ્ય પ્રવર્તતું હતું.

"स यथेमानद्यः स्यन्दमानाः समुद्रायनाः समुद्रं प्राप्यास्तंगच्छन्ति भिद्येते तासां नामरूपे समुद्र इत्येवं प्रोच्यते। एवमेवास्य परिद्रष्टुरिमाः षोडशकलाः पुरुषायणाः पुरुषं प्राप्यास्तं गच्छन्ति, भिद्येते नामरूपे पुरुष इत्येवं प्रोच्यते स एषोऽकलोऽमृतो भवति तदेष श्लोकः ॥ (અથર્વવેદ—પ્રશ્ન ૬, શ્લોક ૫)

અર્થાત્ સમુદ્ર તરફ વહેતી નદીઓ સમુદ્રમાં મળતાં, નામરૂપનો લય પામી "સમુદ્ર"રૂપેજ ઓળખાય છે; તેજ પ્રમાણે પરમ પુરુષપ્રતિ પ્રયાણ કરતા જીવરૂપ પરિદ્રષ્ટાની સોળે કળા તેમાંજ લીન થવાથી તેના નામરૂપનો લય થાય છે અને તે અકળ અને અમર થાય છે; અને તેથી તે જીવને માત્ર પરમપુરુષજ કહેવાય છે.

હવે સ્વામીજી નિષ્ક્રિય, નિર્દોષ અને નિરંજન બ્રહ્મતેજને જળ, સ્થળ, ઘટ, પટ, ખર, વાનર, મનુષ્ય—સર્વમાં જોવા લાગ્યા.

* ભારતવર્ષમાં તેમના જેવા બ્રહ્મવિદ્યાના પંડિત કોઇ નહોતા; પણ શું કોઇ પાંડિત્યનાજ બળથી જગતને મુગ્ધ કરી શક્યું છે? તેઓ તો પોતાના દિવ્ય ચારિત્ર અને પ્રેમથીજ જગદ્વંદ્ય બની ગયા હતા.
('સંજીવની' શ્રાવણ નવમી ૧૩૦૬—મંગળ૭૬)

તેઓ બ્રહ્માનંદમાં નિમગ્ન રહીને હિંદુ કે અહિંદુ કોઇનો પણ ભેદભાવ રાખ્યા સિવાય તે પરમપ્રસાદી વહેંચવા લાગ્યા; અને સૌ શ્રોતાઓ તેમનું સંભાષણ સાંભળી પુલકિત થવા લાગ્યા! આ રીતે આનંદબાગ તો "પ્રેમબજાર" બની રહ્યું હતું. જેને વિદ્યુત્ પ્રકાશિત કરી શકતી નથી, જેના તેજથીજ સૂર્યચંદ્રાદિ પ્રકાશમાન છે, એવા અજન્મા, અચળ અને વિષયાતીત પ્રભુને જાણીને સ્વામીજીએ જે અમૃતપદ પ્રાપ્ત કર્યું હતું; તેથી હવે સ્વામીજી ત્રણે અવસ્થામાં એકસરખી ચૈતન્યસમાધિમાં રહેતા.

અપરિચ્છિન્ન પરમ તત્ત્વનો આશ્રય લેવાથી સ્વામીજીને હવે પરિચ્છિન્ન વસ્તુમાં લેશમાત્ર મમતા રહી નહોતી. તેમના દર્શને આવતા લોકોમાંથી તત્ત્વજ્ઞો તો સમજીજ લેતા કે, સ્વામીજીનું મન આ પાપમય સંસારમાંથી ઉઠી જઇને કોઇ લોકાતીત સ્થાને પહોંચી ગયું છે અને ત્યાંનો અનુપમ આનંદ ભોગવતાં પોતે આનંદપૂર્વક હાસ્ય કરે છે. તેમના મુખમાંથી 'પ્રેમ, પ્રેમ' એજ શબ્દો વહી રહ્યા છે. તેમની આગળ ભલેને ગમે તે હાજર થાય, તેઓ સચેતન જીવને જોતાંજ આનંદથી પ્રફુલ્લ થઈ જતા અને જીવમાત્રને તેની શક્તિ પ્રમાણે ચૈતન્યજ્ઞાનનો બોધ આપી પ્રેમામૃતથી પુલકિત બનાવતા.

જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ સ્વામીજીની ખ્યાતિ ખૂબ ફેલાઇ; અને આ મહાપુરુષના મહાપ્રેમથી ખેંચાઇ જનસમાજ ચારે દિશાએથી કીડીઓની માફક ઉભરાવા લાગ્યો. કાશીનરેશ મહારાજ ઇશ્વરીપ્રસાદ સિંહ બહાદુર (જી. સી. એસ. આઇ.) તો સ્વામીજીનાં દર્શન કરવા સૌથી પહેલા આવ્યા હતા. તેમણે પોતાના રામનગરના રાજભવનમાં સ્વામીજીની આરસની મૂર્તિ પધરાવી છે. સ્વામીજી હજુયે લોકોમાં બહુ પરિચિત થયા નહોતા, હજુયે તેઓ ઘણો વખત ભોંયરામાં રહેતા હતા; પણ કોણ જાણે ક્યાંથીયે ખબર મળી કે, રૂશિયાના છેલ્લા ઝાર* (તે વખતના પાટવી પુત્ર) સ્વામીજીનાં દર્શન કરવા આવ્યા હતા. સ્વામીજી ભોંયરામાંથી બહાર નીકળી ઉપર આવીને જુએ છે તો કોઇ બે સાહેબો તેમની રાહ જોતા આનંદબાગમાં ઉભા છે. સ્વામીજીને જોતાંજ તેઓ ઉતાવળા ઉતાવળા તેમની પાસે આવ્યા અને યથોચિત સન્માનવિધિ કર્યા પછી તેમણે જણાવ્યું કે, તેઓ સ્વામીજીનાં દર્શનમાટેજ આવ્યા છે. એ સાંભળી સ્વામીજી ઘણા ખુશી થયા અને પરિચય

* જેને પદભ્રષ્ટ કરી શિરચ્છેદ કરવામાં આવ્યો હતો તે.

પૂછતાં જણાયું કે, રૂશિયાનો શાહજાદો પોતાના નાનાભાઈ સાથે તેમની સમક્ષ હાજર છે.

ત્યારબાદ અયોધ્યાનરેશ મહારાજા સર પ્રતાપનારાયણ સિંહ બહાદૂરે ( કે. સી. એસ. આઇ.) કાશીપુરીમાં આવી સ્વામીજી પાસે દીક્ષા લઇ તેમના અનન્ય ભક્ત થયા હતા. તેઓ ઘણી વાર અયોધ્યાથી સ્વામીજીનાં દર્શન કરવા આવતા અને જાતેજ સ્વામીજીની સેવા કરતા.

એક વખત મહારાજા સર પ્રતાપનારાયણ સ્વામીજીની સેવા-માં કાશીએ આવ્યા. કેટલાક દિવસ પછી તેઓ ઉપર તરત અયોધ્યા પાછા ફરવાનો તાર આવ્યો; પણ સ્વામીજીની રજા લેવા જતાં, સ્વામીજીએ તેમને તે દિવસે કાશી છોડીને જવાની વારંવાર ના પાડી. મહારાજાની સ્થિતિ કફોડી થઈ પડી. એક તરફ ખાસ કામમાટે તેઓને તત્કાળ અયોધ્યા જવાની જરૂર અને બીજી તરફ સ્વામીજીનો નિષેધ, એ સ્થિતિમાં કંઇ પણ નિર્ણય કરી શક્યા નહિ. છેવટે સ્વામીજીએ કહ્યું કે, હવે જો જવુંજ હોય તો જે ગાડીમાં જવા તૈયાર થયા છો તે છોડી બીજી ગાડીમાં જજો. સ્વામીજીનો આદેશ મહારાજાએ શિરોધાર્ય ગણ્યો, અને બીજી ગાડીએ જવા રાજઘાટ સ્ટેશને આવતાં મહારાજાને ખબર મળ્યા કે "આગલી ગાડી જોનપુર પાસેના એક સ્ટેશને બીજી ગાડી સાથે અથડાઇ પડી અને અનેક લોકો માર્યા ગયા છે." આ સમાચાર જાણ્યાથી મહારાજા સ્વામીજીના નિષેધનું રહસ્ય સમજી ગયા. આ ઘટનાની સત્યતાવિષે ખાત્રી કરવા અમે (બંગાળી લેખકે) તેમને એક પત્ર લખી પૂછાવ્યું હતું તેના ઉત્તરમાં તેમણે લખેલો પત્ર પરિશિષ્ટમાં આપીએ છીએ. (જુઓ પરિશિષ્ટ, પત્ર ૩ જો.)

સ્વામીજીના માહાત્મ્યની વાત સાંભળીને ક્રમશઃ એટલાં બધાં સ્ત્રીપુરુષો દર્શન સારૂ દરરોજ આનંદબાગમાં આવવા લાગ્યાં કે તેમની સંખ્યા કાઢવી મુશ્કેલ પડે. હિંદુસ્થાની, બંગાળી, મદ્રાસી, મહારાષ્ટ્રી, ગુજરાતી, પંજાબી, પંચગૌડ, દ્રાવિડ, તેલંગી, સોરઠી, હિંદુ, મુસલમાન, બ્રહ્મસમાજી, શીખ, કિરસ્તાની-ખ્રિસ્તી ઇત્યાદિ સર્વ ધર્મના અને સર્વ વર્ણના અનેક લોકો તેમનાં દર્શનનો લાભ લેવા આનંદબાગમાં આવવા લાગ્યા. યૂરોપના આઇસલાંડ, જર્મની, ઇંગ્લાંડ, ફ્રાન્સ, રૂશિયા, બેલ્જીઅમ, નોર્વે, ઇટાલી તથા અમેરિકા તેમજ એશિયાના ઓસ્ટ્રેલિયા, ચીન, જાપાન, ન્યુઝીલાંડ

વગેરે દેશોનાં જ્ઞાની તથા ઉચ્ચ દરજ્જાનાં ગૌરાંગ સ્ત્રી–પુરુષો આ સર્વત્યાગી નગ્ન સંન્યાસીને જોવા સારૂ દરરોજ સંખ્યાબંધ આવવા લાગ્યાં. કોઈ કોઈ દહાડો તો લોકોની સંખ્યા એક હજાર સુધી પહોંચતી. કોઈ કોઈવાર સ્વામીજી દર્શન આપવાં સમૂળગાં બંધ કરી દેતા, પરંતુ તેમની બંધીને કોઇ ગણકારતું નહિ; આનંદબાગનો દરવાજો અંદરથી સાંકળ–આગળાથી સજ્જડ બંધ કરેલો હોય છતાં દર્શનાતુર લોકો બહારની બાજુએ ટાંપ્યાંજ કરતાં. તે લોકોનો બીજો કશોજ ઉદ્દેશ ન હતો, ફક્ત ક્યારે ફરીને દરવાજો ઉઘડે અને તેઓ એ જગદ્વિખ્યાત યોગીપુરુષ ભાસ્કરાનંદની પદ્માસને બિરાજેલી પુણ્યપવિત્ર મૂર્તિનાં દર્શન કરી નેત્રોને સાર્થક કરે, જીવન ધન્ય કરે. એજ ઉદ્દેશ હતો. કોઈ કોઇ દિવસ તો એટલા બધા લોક આવતા કે જાણે આનંદબાગમાં મેળો ભરાયો ન હોય.

સ્વામીજીની શિષ્યસંખ્યા એક લાખ કરતાં પણ વધારે હશે. ૧૮૯૮ની સાલની યાદીમાં જોતાં સ્વામીજીના હિંદુસ્થાની અને બંગાળી ડેપ્યુટી માજિસ્ટ્રેટનો હોદ્દો ધરાવનાર શિષ્યોની સંખ્યા ૩૨૫, તથા મુન્સફ અને સબજજ્જના હોદ્દાવાળા શિષ્યોની સંખ્યા ૫૬૬ ની મળી આવે છે. તે ઉપરાંત કલકત્તા, અલાહાબાદ, મુંબાઇ, પંજાબ વગેરે સ્થાનોના જે મોટા મોટા વકીલ–બૅરિસ્ટર, ઈંજીનિયર, ડૉક્ટર તથા ઉચ્ચાધિકારી રાજપુરુષો તેમના ભક્ત અને શિષ્ય હતા તેમની સંખ્યા તો કોણ ગણી શકે ? આનંદબાગમાં આવી કેવળ દર્શનજ કરી ગયા હોય એવા લોકની સંખ્યા નહિ તોય વીસ–પચીસ લાખ હશે.

આનંદબાગમાં આવી સ્વામીજીએ મુકામ કર્યા પછી થોડાજ વર્ષમાં મોટા મોટા રાજા–મહારાજા વગેરેએ આવીને આનંદબાગની નજીકમાં બંગલાઓ વગેરે બાંધીને વસવાટ કર્યો તેથી જોતજોતાંમાં એ સ્થાન એક રાજવાડા જેવું થઇ રહ્યું. કાશીરાજનો મહેલ અસીસંગમને સામે તીરે આવ્યો હતો. ભિંગાધિપતિ, સ્વામીજી જે ઘરમાં રહેતા હતા તેની પડોશમાંજ એક નવો બંગલો બંધાવી તેમાં સહકુટુંબ રહેવા લાગ્યા. બીજી બાજુએ બેતિયાનાં મહારાણી, નાગોધ અને અનચેરાના રાજા વગેરેએ આનંદબાગની બહુ નજીકમાંજ બંગલા બંધાવ્યા.

"ભારતવર્ષના લગભગ સઘળા રાજા–મહારાજાઓ ભાસ્કરાનંદ

સ્વામીજીના ભક્ત શિષ્ય હતા, એમ કહેવામાં અતિશયોક્તિ નથી. કાશી, અયોધ્યા, કાશ્મીર, રેવા, નાટોર, ભિંગા, ડુમરાઓન, બેતિયા, શિયારશોલ, દરભંગા, (કેટલાં નામ ગણાવીએ?) હૈદ્રાબાદના નિઝામ, મુર્શિદાબાદના નવાબ, રામપુર રાજ્યના મુસલમાન રાજકર્તા વગેરે તેમના ખાસ ગુણગ્રાહી હતા. એ સર્વેના તેઓ ખાસ પરિચિત હતા અને બધાંના તેઓ ભક્તિપાત્ર હતા."

દિલ્હીના આગલા બાદશાહના વંશજ, દુર્ગાકુંડના નવાબ સાહેબ આદિ અસંખ્ય મુસલમાન સ્ત્રીપુરુષો પણ સ્વામીજીનાં દર્શન કરવા તથા તેમનાં વચનામૃત સાંભળવા સારૂ આનંદબાગમાં આવતાં. કાશીધામના પ્રસિદ્ધ પંડિતો, ડેપ્યુટી માજિસ્ટ્રેટો, મુસલમાન કોટવાલ અને બીજા ઉચ્ચ પદાધિકારી રાજપુરુષો ઘણી વાર સ્વામીજીની પાસે આવતા; અને કાયા–મનસા–વાચા ફક્ત એટલીજ પ્રાર્થના કરતા કે, જ્યાંસુધી સ્વામીજી મહારાજ કાશીમાં બિરાજે ત્યાંસુધી તેમની બદલી બીજે ઠેકાણે ન થાય.

સ્વામીજીનાં દર્શન કરીને માનવજીવન સાર્થક કરવા કિંવા તેમની પાસે મંત્ર ગ્રહણ કરી ઐહિક અને પારલૌકિક કલ્યાણ સાધવાની આશાએ રાજા-મહારાજાઓ આવતા, તે સિવાય અમારા જેવા દીનહીન મનુષ્ય પણ તેમની કૃપાનો લાભ મેળવતા તેમની તો સંખ્યા કાઢવીજ મુશ્કેલ છે. કેટલા બધા ફાટલાં-તૂટલાં મલિન વસ્ત્રધારી રસ્તાના કંગાલો, કેટલા કન્યાદાન દેવાને અસમર્થ એવા મનુષ્યો તેમની સહાયની આશાએ આવી "ગહન સંસારસંકટમાંથી ઉગારો" એવા નાદે આનંદબાગને સતત ગજાવી મૂકતા; કેટલાય અસાધ્ય રોગોથી પીડાતા દરદીઓ અશ્રુપાતથી આનંદબાગને ભીંજવતા; તેમની ગણત્રી કોણ કરી શકે?

એક દિવસ કલકત્તામાં ભવાનીચરણ દત્તની ગલીમાં રહેતા મેડિકલ કૉલેજની પરીક્ષામાં પાસ થયેલા ડૉકટર ભાદુડી મહાશય સ્વામીજી પાસે આવ્યા. તે પોતે ડૉકટર હોવા છતાં પોતાનો ચૌદ વર્ષનો અમ્લશૂલનો વ્યાધિ મટાડવા અશક્ત નીવડયા અને અંતે અસહ્ય પીડાથી તરફડતા સ્વામીજીને શરણે આવ્યા હતા. સ્વામીજીએ તેમનું કષ્ટ જોઈ દયા કરીને તેમના પેટપર ફક્ત એકજ વાર સ્પર્શ કર્યો એટલે ક્ષણવારમાં તેમની સકળ પીડા દૂર થઇ ગઇ. આ જોઈને મારી તો ખાત્રીજ થઇ ગઇ કે, ખરે! બ્રહ્મબળસમાન બીજું બળ નથી. ઘોર નાસ્તિક ડૉકટર મહાશય આ બનાવથી તેજ ક્ષણે

આસ્તિક ભાવવાળા બની ગયા હતા.

ઇસ્ટ ઈન્ડિયન રેલ્વેના 'કારવિગોયાન' નામના સ્ટેશનથી થોડેક દૂર એક ગામમાં બાબુ નારાયણસિંહ નામના એક જમીનદાર રહેતા હતા. કેટલાંક વર્ષ પર, એક દિવસ તેમના મનમાં એકાએક સ્વામીજીનાં દર્શન કરવાની તીવ્ર ઇચ્છા થઈ આવી. તેઓ પતિપત્ની બંને સ્વામીજીનાં શિષ્ય હતાં. જ્યારે જ્યારે નારાયણબાબુ કાશીધામમાં આવતા, ત્યારે દરેક વખતે તે પત્નીને સાથે લઈને આવતા; કિંતુ આ વખતે તેમની પત્ની સગર્ભા હતી અને દશમો માસ જતો હતો, તેથી તેઓ એકલાજ છાનામાના ઘરમાંથી નીકળી પડયા; પણ 'મોગલસરાઇ' સ્ટેશન આવતાં તેમણે જે જોયું તેથી તો તે આભાજ બની ગયા. તેમણે જોયું કે, પોતાની પત્ની તેની એક સહચરી સાથે પોતાની પાછળ પાછળ આવે છે. બાબુ નારાયણસિંહને હવે બીજો ઉપાય નહિ સૂઝવાથી પત્નીને સાથે લઇ જવાની ફરજ પડી. આનંદબાગમાં આવી સ્વામીજીની અનુમતિ લઇ બાગમાંના એક ઘરમાં ઉભય પતિપત્નીએ મુકામ કર્યો; પરંતુ બીજે દિવસે સવારમાંજ નારાયણ બાબુ અત્યંત ચિંતાગ્રસ્ત થઇ પડયા. તેમની પત્નીને પ્રસવપીડા શરૂ થઇ હતી. એક તો પરદેશ અને વળી તેમાં ગુરુગૃહે નિવાસ, તેથી સ્રીને લઇને હવે કયાં જવું તેની તેમને કંઇ સૂઝ ન પડવાથી તે બહુજ ચિંતાગ્રસ્ત થઇ ગયા. પરદુઃખહારી સ્વામીજી ભક્તને વિપદ્‌માં પડેલો જોઈ કેટલી ઘડી સ્થિર બેસી રહે? મારા સદ્‌ભાગ્યે આ ચમત્કાર જોવા હું તે વખતે ત્યાં હાજર હતો. એટલામાં કાશીના ભેલુપુરા મહોલ્લામાં રહેતી માનકી નામની એક ડોશી સ્વામીજીનાં દર્શને આવી ચઢી. સ્વામીજી બેઠા હતા તે એકદમ ઉભા થઇ ગયા અને માનકી ડોશીને સાથે લઇને જે ઘરમાં નારાયણ બાબુ ચિંતાગ્રસ્ત ચિત્તે પત્નીની પાસે બેઠા હતા ત્યાં આવી હાજર થયા. સ્વામીજીએ નારાયણ બાબુને કંઇ પણ પૂછપરછ ન કરતાં એકદમ માનકીને કહ્યું કે "તું આ બાઈના માથાપર હાથ મૂકી ત્રણ વાર એમ બોલ કે 'આ સ્રીને પુત્રપ્રસવ હજી દશ દિવસ રહીને થશે.'" સ્વામીજીની આજ્ઞાનુસાર માનકી એ વાકય ત્રણ વાર બોલી, એટલે ઘડીવારમાં તો તે બાઇની પ્રસવવેદના શાંત થઈ જઇને તે સ્વસ્થ થઇ ગઇ અને સ્વામીજી સહાસ્યવદને ત્યાંથી બહાર ચાલ્યા ગયા. રાજા હોય, મહારાજા હોય કે વકીલ હોય કે હાકેમ હોય, પણ

ધર્માનુરાગીસિવાય કોઇને પણ પાંચ મિનિટ કરતાં વધારે વખત સ્વામીજી પોતાની પાસે રહેવા દેતા નહિ. કેમકે એ પ્રમાણે ન થતું તો એક કલાકમાં ત્યાં આગળ એટલી બધી ભીડ જામી જતી કે કોઇનાથી સરળ રીતે વાતચીત થઇ શકતી નહિ, અને સ્વામીજીને પોતાને પણ શાંત રહેવું પડતું.

એ તો એક સાધારણ નિયમ છે કે, જગતમાં સમાન કોટિના લોકો વચ્ચેજ પરસ્પર મિત્રતાની ગાંઠ બંધાય છે. દીનહીન કંગાલની સાથે ધનવાનની અથવા તો પંડિતની સાથે મૂર્ખની મિત્રતા જામ્યાનો દાખલો મળવો અત્યંત વિરલ હોય છે. ધર્મજગતનો નિયમ પણ એવોજ છે. તે મુજબ સ્વામીજીને કાશીનિવાસી વિખ્યાત વેદાંતી વિશુદ્ધાનંદ સ્વામીની સાથે મિત્રતરીકેનો સંબંધ હતો; સ્વામી વિશુદ્ધાનંદ પણ તેમને "બડેદાદા" એટલે "મોટાભાઇ" કહીને બોલાવતા હતા. વળી મળવા માટેજ મહાત્મા તેલંગસ્વામી કોઈ કોઇ વાર સ્વામીજી પાસે આનંદબાગમાં આવતા, તેમજ સ્વામીજી પણ પ્રસંગોપાત તેલંગસ્વામીની કુટિરે જતા હતા.

એક વખત બપોરે મહાત્મા તેલંગસ્વામી આનંદબાગમાં આવ્યા. સ્વામીજી પણ તત્કાળ, એક પહેરેગીરને બાગના બંધ દરવાજાનું રક્ષણ કરવાનું સોંપી, મહાત્મા તેલંગસ્વામી સાથે બાગમાંના એક કેતકીકુંજ તરફ ગયા. આશરે અર્ધો કલાક પછી બિહાર દેશનો એક રાજા આનંદબાગના દરવાજાપર આવી કમાડ ઠોકવા લાગ્યો. પહેરેગીરે સ્વામીજીની મનાઇ છે એમ જણાવી તેને બીજે કોઈ દિવસે આવવા સૂચવ્યું; પણ ધનમદથી છકેલા ઉદ્ધત સ્વભાવના રાજાને તે અસહ્ય લાગ્યું, કેમકે તેના રાજ્યની આમદાની વાર્ષિક વીસલાખની હતી. પહેરેગીર કમાડ ખોલતો નથી એમ જોઇ તેણે પોતાની સાથેના શસ્ત્રધારી બે સેવકોને વરંડો કૂદી જઈ અંદરથી કમાડ ખોલી નાખવા હુકમ કર્યો. પ્રબળ પ્રતાપી રાજાનો તે હુકમ તત્કાળ અમલમાં આવ્યો. આણી તરફ પહેરેગીર બળાત્કારે દરવાજો ઉઘડતો જોઈ સ્વામીજીને તે વાતની ખબર કરવા કેતકીકુંજ તરફ ઉતાવળો ઉતાવળો ગયો, તેની પાછળ પાછળ રાજા પણ ગયો; કિન્તુ રાજાએ જઇને શું જોયું ? તેણે દીઠું કે, તેલંગસ્વામી અને સ્વામીજીના દેહો કેતકીકુંજની જમીનપર શબવત્ પડયા છે. બંનેએ પોતપોતાના દેહનો થોડાક વખત માટે પરિત્યાગ કરી, તે વખતે કયા અમર ધામમાં–કયી લોકાતીત દિવ્યભૂમિમાં–વિચરણ

કર્યું છે તે કોણ કહી શકે તેમ છે? આ જોઇને રાજા તો દિંગ થઈ ગયો. તે જો હજીએ ત્યાંથી પાછો ફર્યો હત, તો તેને મહાપુરુષોના કોપનો ભોગ થવું પડયું ન હોત; પણ ધનમદથી ઉન્મત્ત રાજા, જગતમાં ધનસિવાય બીજા કશાનો પ્રભાવ માનતો નહિ. ત્યાંથી પાછા ફરવાનું તો દૂર રહ્યું, પણ મૃતવત્ પડેલા મહાત્મા તેલંગસ્વામીના દેહને તેણે સ્પર્શ કર્યો. સ્પર્શ થતાંજ બન્ને દેહોમાં જાણે પ્રાણસંચાર થયો, પછી શ્વાસોચ્છવાસ ચાલવા લાગ્યો અને ક્ષણવારમાં તે બંને મહાયોગીઓ બેઠા થઇ ક્રોધથી લાલચોળ નેત્રોવડે તે રાજાપ્રતિ જોવા લાગ્યા. તેઓનું એવું ભયંકર રૂપ જોઇને રાજાએ બીકના માર્યા ત્યાંથી નાસવા માંડયું; પણ થોડેક સુધી ગયો ન ગયો એટલામાં તો તે ધબ લઇને પૃથ્વીપર પટકાયો ને નિશ્ચેષ્ટ થઈ ગયો. રાજાના સેવકો તેને એજ અવસ્થામાં પાલખીમાં નાખી ઝટપટ આનંદબાગ છોડી ગયા. સાંભળ્યું છે કે, બાર કલાક સુધી રાજા તેવીજ સ્થિતિમાં–નિશ્ચેષ્ટ–રહ્યો હતો.

કેટલાક દિવસ પછી, એક રાજા તરેહ તરેહનાં ઉત્તમ ઉત્તમ ફળફૂલો અને બીજા ખાદ્ય પદાર્થો લઈ, લગભગ પચાસ સેવકો સાથે સ્વામીજી પાસે આવ્યો; પરંતુ કોણ જાણે કેમ સ્વામીજીએ તેને આનંદબાગમાંથી તત્કાળ કાઢી મૂક્યો. શસ્ત્રાસ્ત્રધારી સેવકોથી વિંટળાયલા પ્રતાપશાળી રાજાનો તે પ્રતાપ હવે રહ્યો નહોતો, એટલે તેણે મનનો ક્ષોભ મનમાંજ સમાવ્યો, કારણ કે તે સમજી ગયો હતો કે, યોગબળ આગળ અર્થબળ કંઇજ વિસાતમાં નથી.

આ બનાવ પછી સ્વામીજીનાં દર્શનનો લાભ દુર્લભ થઈ પડયો. આઠે પહોર આઠ પહેરેગીરો આનંદબાગના દરવાજાપર ચોકી માટે રહેવા લાગ્યા, અને કોઇને પણ રજાસિવાય અંદર પેસવાનો અધિકાર રહ્યો નહિ. ફક્ત સાધુ, સંન્યાસી, પરમહંસ, દંડી, બ્રહ્મચારી ઇત્યાદિ સંસારત્યાગી પુરુષો જ્યારે ઇચ્છા કરે ત્યારે સ્વામીજી પાસે જઇ શકતા; પરંતુ સાધારણ દર્શક વર્ગ સ્વામીજીની અનુમતિ વગર અંદર જઇ શકતો નહિ.આમ છતાં સ્વામીજીના ભક્તો માટે આ અટકાયત નહોતી. રાજાઓનું આગમન પણ તેમણે તદ્દન બંધ કર્યું નહિ, કારણ પોતે નિષ્કિંચન હોવા છતાં તેમની (રાજાઓની) મારફત કેટલા બધા લોકોના કેટલી બધી જાતના ઉપકાર કરાવ્યા છે તેની સંખ્યા કાઢવી મુશ્કેલ છે. સ્વામીજીના આદેશથી કેટલા રાજાઓએ કેટલાં માબાપવિનાનાં બાળકો, દરિદ્ર બ્રાહ્મણો, અનાથ

સ્ત્રીઓ તેમજ નિઃસંતાન વૃદ્ધોના પોષણનો ભાર ઉઠાવ્યો હતો, તેનો નિર્ણય કરવો પણ સંભવિત નથી; તથાપિ કોઇ કોઈવાર રાજા-પ્રજાનો ભેદ રહેતો જણાતો નહિ. એમ પણ જણાયું છે કે, કોઈ કોઇ દિવસ તો રાજામાત્રને દર્શનની બંધી કરી દેતા, અને દીન દરીદ્ર, કાતર, કંગાલ-જે આવતા તેમની સાથે તેઓ પ્રફુલ્લચિત્તે વાતો કરતા. ÷ કારણ કોઇ કોઇ દિવસ મોટાં મોટાં રાજારાણીઓ, મુન્સફ, ડેપ્યુટી ઇત્યાદિનાં એટલાં બધાં ગાડી ઘોડાં ને પાલખીઓ આવતાં કે તે દિવસે દીન-દરિદ્રને તેમનાં દર્શનનો લાભ દુષ્કર થઈ પડતો. એટલા માટેજ એકાદ દિવસ તેઓ એકલા દીન-દરીદ્રનેજ દર્શન આપતા. જે લોકો કેવળ સ્વાર્થસાધનાને માટેજ તેમની પાસે આવતા તેમની સાથે તેઓ વાતજ કરતા નહિ. કાશીના કેટલાક લોકના ઉપદ્રવથી તેમને બહુ વિરક્તિ થતી. તેઓ રાજા-મહારાજાઓથી પ્રેરાઇને અને કોઇ કોઈવાર પોતાના વતનમાં રહેતાં સગાંસંબંધીઓ અસાધ્ય રોગોની શાંતિ માટે ઔષધ લેવા આવતા. અંતર્યામી સ્વામીજી એમનો મનોગત વિચાર જાણી જઇને તેમને આનંદબાગમાં પ્રવેશજ કરવા દેતા નહિ. એવી રીતે પાછા ફરેલા માણસો બહાર સર્વત્ર એમ ફેલાવતા કે,સ્વામીજી આગળ ફક્ત મોટા લોકોનેજ આદરસત્કાર મળે છે. જે જાતે દિગંબર છે, જે એક કોડી સુદ્ધાં હાથમાં ઝાલતા નથી અને જીવમાત્રની સાથે સદ્ગુણનીજ આપ-લે કરવામાં જે આનંદ માને છે, તે મહાપ્રેમીની આગળ ગરીબ કે તવંગરનો ભેદજ નહોતો; એમ કહેવાની જરૂર છે? તેમની આગળ છેક દરિદ્રમાં દરિદ્રથી માંડીને તે મોટા રાજા-મહારાજા સુધીના લોકો જતા, કિન્તુ ધની-નિર્ધનના ભેદને તેઓ સમજતાજ નહોતા. નિર્ધનને છાંડીને ધનીની ખુશામત કરતા તેઓ કદી જણાયા નથી. આનંદ અને પ્રેમની તેઓ સાક્ષાત્ મૂર્તિ હતા.

આચાર-વ્યવહારમાં ચૂસ્ત હિંદુ હોવા છતાં ઉદારહૃદય સ્વામીજીએ ઢાકાના ડેપ્યુટી માજીસ્ટ્રેટ બાબુ ચંડીચરણ બસુને યજ્ઞોપવીત આપ્યું હતું. ચંડીબાબુના જેવો સ્વામીજીનો અનન્ય ભક્ત કોઇકજ દીઠામાં આવશે. એક દિવસ ચંડી બાબુને અચાનક એવો ભાવ થયો કે, તે પોતાને હાથે રસોઈ બનાવીને સ્વામીજીને

÷ "મોર ટ્રેમ્પ્સ એબ્રોડ" નામના પુસ્તકમાં એક ઠેકાણે માર્કટવેન સાહેબે લખ્યું છે કે "અમે ત્યાં ગયા ત્યારે અમારે પણ બાગમાંજ ઉભા રહેવું પડયું હતું."

આરોગાવે; પણ બીજીજ પળે તેમને લાગ્યું કે, ઉંચા હાથ કરેલા ઠીંગુજીની માફક ચાંદો પકડવાનો ખાલીજ પ્રયાસ તે કરે છે; કારણ કે તે જાતિએ શૂદ્ર હતા. પણ કેવું આશ્ચર્ય ! ચંડી બાબુ આનંદબાગમાં એકાન્ત સ્થળે એકલા બેસી એ પ્રમાણે વિચાર કરતા હતા એવામાં એકાએક તેમણે સ્વામીજીને પોતાની સન્મુખ આવી ઉભેલા દીઠા. સ્વામીજી ચંડી બાબુના મનની વાત જાણી લઇને ચંડી બાબુને બોલવાનો વખત પણ ન આપતાં બોલ્યા કેઃ— "જો, લોક તને શૂદ્ર કહે છે, પણ તુંજ ખરો બ્રાહ્મણ છે. હું તને ઉપવીત આપીશ. મારી બહુ ઈચ્છા થઇ છે કે, હું તારા હાથની બનાવેલી રસોઇ જમું." ચંડી બાબુ ઉત્તરમાં શું બોલવું તે કંઈ સમજી શકયા નહિ; તે તો નિસ્તબ્ધભાવે એકીટસે સ્વામીજી તરફ જોઇ રહ્યા,તથા તેમનાં બંને નેત્રોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં.બીજેજ દિવસે સવારના પહોરમાં સ્વામીજીએ ચંડી બાબુને વિધિપુરઃસર પ્રાયશ્ચિત્ત કરાવીને યજ્ઞોપવીત ધારણ કરાવ્યું,અને તેમનાજ હાથની બનાવેલી રસોઇ જમીને તેમના મનની અભિલાષા પૂર્ણ કરી; કિન્તુ સ્વામીજીએ ચંડી બાબુને આજ્ઞા કરી હતી કે, બ્રાહ્મણ સિવાય બીજી કોઇ પણ વર્ણના હાથની રસોઇ તેમણે જમવી નહિ.

શ્રી કાશીધામમાં આવ્યા પછી આ પ્રમાણે પરમાનંદથી ચાંડાળ વગેરે સર્વ કોઇને પ્રેમવારિથી સ્નાન કરાવતા થકા સ્વામીજી છવ્વીસ વર્ષ રહ્યા, પરંતુ દેહાવસાનનાં છેલ્લાં છ વર્ષ તો તેમણે આનંદબાગનાં દ્વાર સર્વદા સૌ કોઇ માટે સતત ખુલ્લાં મૂક્યાં હતાં. હરકોઇ વખતે હરકોઇને તેમનાં દર્શન મળતાંજ.

કાશીવાસી સાહાઇ તેલી નામનો એક દીનહીન ભીખારી સ્વામીજીને બહુ પ્રિય હતો. તે દરરોજ વહેલો પરોઢીઆમાં સૌથી પહેલો સ્વામી  નાં દર્શન કરવા માટે નિયમિત રીતે આવતો. સ્વામીજી પણ તેને જોતાં વારમાં "આવ મારા બાપુ" એમ કહીને વાત કરતા. જે લોક કહેતા કે, પૂજ્યપાદ સ્વામીજી કેવળ ધની, માની અને અધિકારી લોકોનો વિશેષ આદર કરે છે, તેમનું એ કથન બીલકુલ પાયાવગરનું હતું.

સ્વર્ગસ્થ બાબુ ભૂદેવ મુખોપાધ્યાય (સી. આઇ. ઈ.) સ્વામીજીના પરમ ભક્ત હતા. ભૂદેવ બાબુના સંબંધમાં તેમના સુયોગ્ય પુત્ર ડેપ્યુટી માજીસ્ટ્રેટ બાબુ મુકુન્દદેવ મુખોપાધ્યાય તરફથી જે પત્ર મળ્યો છે તે પરિશિષ્ટમાં દાખલ કર્યો છે.(પરિશિષ્ટમાં પત્ર નં.૪ વાંચો)

આનંદબાગમાં સ્થાપન કરેલી સ્વામીજીની મૂર્તિ નીચે લખેલો આ શ્લોક ભૂદેવ બાબુનો રચેલો છેઃ—

जातो ब्रह्मकुले स्वतो हि पवितः पूतः पुनर्विद्यया ।
ज्ञानेन ज्वलितस्तपोभि रुदितो ब्राह्मं महोमूर्तिमत् ॥
भित्त्वा संतमसं प्रबोध्य जगती मानंदयन्प्राणिनो ।
ज्ञान प्रेम मयोऽर्कवेन्द्र मिलितः* श्री भास्करानन्दकः ॥

અર્થાત્ ભાસ્કરાનંદ સ્વામીસંબંધી કહે છે કે “ આપનો બ્રાહ્મણકુળમાં જન્મ છે, સ્વભાવથીજ પવિત્ર છો; પરંતુ સગુણ વિદ્યાની ઉપાસના કરીને વિશેષ પવિત્ર થયા છો. નિર્ગુણ જ્ઞાનથી આપની કાંતિ વિશેષ ઝળકી ઉઠી છે. અખંડ નિર્વિકલ્પ સમાધિથી આપનું બ્રહ્મતેજ વિશેષ પ્રકાશી નીકળ્યું છે. અરે ! વધુ શું કહીએ ? આપ તો સાક્ષાત્ બ્રહ્મ છો. વળી જેમ સૂર્ય અંધકારનો નાશ કરી, પ્રાણીમાત્રને જાગૃત કરી આનંદિત કરે છે, તેમ આપ પણ જીવોના અજ્ઞાનાંધકારનો નાશ કરી, મોહનિદ્રામાંથી જાગ્રત કરી તેમને બ્રહ્માનંદનો માર્ગ દર્શાવો છો. હે યતીન્દ્ર! આપ સાક્ષાત્ જ્ઞાન અને પ્રેમની મૂર્તિરૂપે શોભી રહ્યા છો. ”

**દરભંગાનરેશ જીવનના કયા સમયે સાચા સુખી હતા?**

દરભંગાધિપતિ સ્વ૦મહારાજ લક્ષ્મીશ્વર બહાદૂર (કે. સી.એસ. આઇ.) સ્વામીજીના ખાસ ભક્ત હતા. મહારાજનાં સર્વ પ્રકારનાં મહત્કાર્યોના મુખ્ય સલાહકાર સ્વામીજીજ હતા. ગત ૧૮૯૭-૯૮ ની સાલના ભયંકર દુષ્કાળમાં મહારાજે પોતાની પ્રજાના સંકટ-નિવારણાર્થે એકી રકમે આઠલાખ રૂપિયા આપ્યા હતા. આટલી મોટી રકમ બીજો કોઇ પણ આપી શકે નહિ, કિન્તુ આ દાનની સલાહ આપનાર પરદુઃખે દુઃખી થનાર સ્વામીજીજ હતા. એક વાર કોઇ સંબંધીએ મહારાજ બહાદૂરને પૂછ્યું કે, તેઓ જીવનના કયા સમયે સૌથી વધારે સુખી હતા; તેના જવાબમાં મહારાજે કહ્યું— “જુઓ, હું બંગાળા દેશનો એક મુખ્ય રાજા છું; ધનમાં, માનમાં— સર્વ બાબતોમાં મને અનેક જણ મોટો કહે છે. મારે દાસ, દાસી,

---

* ભૂદેવબાબુના ‘यतीन्द्रचरित्’ માં ‘अर्कचन्द्रः’ એવો પાઠ છે, પરંતુ શિલાલેખમાં તો ‘अर्कवेन्द्रः’ છે. ‘अर्कवेन्द्र’ નો સમાસ આ પ્રમાણે કરવામાં આવ્યો છેઃ–अर्कं परमात्मानं वात्ति–जानाति इति अर्कवाः यति ः । વળી શ્રુતિમાં કહ્યું છે કે ‘सूर्य आत्मा जगतस्तस्थुषश्च ।

ગાડી, ઘોડા, હીરામાણેક-કશાનો અભાવ નથી. હરહમેશ સેંકડો મનુષ્યો મને સુખી રાખવા માટે તનતોડ મહેનત કરી રહ્યા છે. હિંદુસ્થાનના ગવર્નર જનરલના રાજદરબારમાં, ગવર્નર સાહેબના સભાસ્થાનમાં, વિલાસીઓના વિલાસભવનમાં, ગરીબોના ઝુંપડામાં, સંન્યાસીઓના પવિત્ર આશ્રમમાં, અરે ! ભારતનાં સર્વ સ્થાનોમાં હું યથેચ્છ ગમન કરી શકું છું, કોઇ ઠેકાણે કોઇ પણ વખતે મારા માન-સન્માનમાં ખામી આવતી નથી; પરંતુ જે દિવસે મને કાશીધામમાં પરમહંસશ્રેષ્ઠ મહાત્મા ભાસ્કરાનંદ સ્વામીજીનાં પ્રથમ દર્શન થયાં, તે દિવસે જે આનંદનો અનુભવ મેં કર્યો છે તેનું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી. જે સમયે સ્વામીજી મને ઉદ્દેશીને બોલ્યા કે 'જો, લોકો મને ત્યાગી કહે છે, પણ મને વિચાર થાય છે કે, શું હું ખરો ત્યાગી છું ? જો તેમજ હોય તો પછી તને આવતો જોઇને મારૂં મન આજે કેમ વિચલિત થયું ?' તે સમયે સ્વામીજીને એમ કહેતા સાંભળીને મને જે અનહદ આનંદ થયો છે તે વાણીદ્વારા કહી બતાવવા હું કેવળ અશક્ત છું. મને વારંવાર એમજ થયા કરે છે કે, આ જીવનમાં તો ફરી કદીએ એવો આનંદાનુભવ મારા નસીબમાં હશે નહિ."

આ સંવાદ મહારાજ બહાદુરના સ્વર્ગારોહણ પછી ૧૩૦૯ બંગાબ્દના માઘ માસના "બંગાવાસી"માં પ્રસિદ્ધ થયો હતો.

ગાયક લોકો સંગીતશાસ્ત્રમાં સંપૂર્ણ જ્ઞાતા હોવા છતાં સૌથી પહેલાં પોતાનું ગાન સ્વામીજીને આવી સંભળાવતા અને પછીજ અન્યત્ર કમાણીમાટે જતા. કથા કરનારાઓ કથા કરવાનું શીખી સર્વપ્રથમ સ્વામીજીનેજ પોતાની શક્તિનો પરિચય આપતા અને સ્વામીજીનો આશીર્વાદ મેળવ્યા પછીથીજ પોતપોતાના વ્યવસાયમાં પ્રવૃત્ત થતા. એટલે સુધી કે રસ્તાના કેટલાક મિઠાઇવાળા ફેરીઆઓ પણ નિત્ય સ્વામીજીનાં દર્શન કરીને પછીજ મિઠાઇ વેચવા સારૂ નીકળતા. અને તેમને પોતપોતાના ધંધામાં ઠીક ફાયદો થતો.

એક દિવસ સવારના પહોરમાં સ્વામીજી બેઠા હતા તેવામાં એક હિંદુસ્થાની શિષ્ય સ્વામીજીને ગાન સંભળાવવા આવ્યો. તેણે હિંદીમાં નીચેના ભાવનું એક ગાન ગાયું:—

**તમે કાળી, તમે વિશ્વનાથ, તમે અનાદિ પરમ બ્રહ્મ.**

ગાયનનાં એક કે બે ચરણ ગવાયાં ન ગવાયાં એટલામાં તો તે યુવક સમાધિવશ થઇ ગયો. દેહનું હલન-ચલન થતું નહોતું,

આંખનો પલકારો નહોતો, બાહ્યજ્ઞાન બીલકુલ નહોતું, શ્વાસોચ્છ્વાસ ચાલે છે કે નહિ તે જણાતું નહોતું-અર્થાત્ તે એક ચિત્રવત બની ગયો. જાણે કેમ આ રાજ્યની પાર બીજું કોઈ રાજ્ય હોય, જ્યાં શાંતિદેવીનો ચિરવાસો હોય અને ત્યાં જઇને ગાયક શાન્તિદેવીના સુખમય ખોળામાં નિરાંતે ઉંઘી ગયો ન હોય! અર્ધો કલાક પછી તેની સમાધિ છૂટી ત્યારે સ્વામીજીએ કહ્યું:—"વત્સ! સ્ત્રી-પુત્રાદિના ભરણપોષણ માટે હવે તારે ઘેર ઘેર ભટકવું નહિ પડે; નિશ્ચિંત મનથી ઘરમાં બેસી ભગવદ્ આરાધનામાં મગ્ન રહે, ભક્તના "યોગક્ષેમ" નો ભાર ભગવાન સર્વદા વહેતા આવ્યા છે."

કલિકાળના જીવો કાલમાહાત્મ્યથી સ્વાભાવિક રીતેજ ધર્મહીન અને દુર્બળચિત્ત હોય છે. તેમાં વળી વિજાતીય શિક્ષણ અને વિજાતીય આદર્શને લીધે ઘણોખરો ભાગ હતબુદ્ધિ (સારાસારના વિચારરહિત) થયો છે. માયાના આવરણથી અને અહંભાવના પ્રાધાન્યથી સઘળો શિક્ષિત વર્ગ આસુરી ભાવવાળો થયો છે તથા તમોગુણના પ્રભાવે કરી સત્‌ને અસત્‌તરીકે સમજે છે. એવા પ્રકારના અનેક જણ સ્વામીજીના સમાગમથી સુધર્યા છે અને અત્યારે પણ કાયા-વાચા-મનસા તે મુજબ વર્તન કરતા જોવામાં આવે છે.

એક વખત કલકત્તાના કોઈ લક્ષાધિપતિની સ્ત્રી મરી ગઈ. ગઇ કાલસુધી જે ભોગોને તે સર્વ સુખનાં ધામ સમજતો હતો તેજ ભોગો અત્યારે એક માણસના અભાવે તેને કડવા ઝેર લાગવા માંડયા; અને મનના આવેશને વશ થઇ તે ગૃહનો ત્યાગ કરીને કાશીધામમાં આવ્યો.

પરંતુ એક તો તે લક્ષાધિપતિ શ્રીમંત, તેમાં વળી આધુનિક શિક્ષણથી સંસ્કારી થયલો "આદર્શ પુરુષ" તેથી તેને આ ઉત્તરવાહિની, અર્ધચંદ્રાકૃતિ ગંગા નદીથી શોભતી હજારો શિવમંદિરોને હૃદયપટ પર ધારતી, અસંખ્ય શંખનાદ ને ઘંટાનાદથી ગર્જી રહેતી, વિવિધ જાતનાં નરનારીઓથી ઉભરાઇ જતી આનંદમયી નગરી સારી લાગી નહિ. તેથી તે પોતાને મનપસંદ સ્થાનમાં જઇ રહેવા લાગ્યો. કાશીથી બહુ આઘે નહિ એવા 'શિકરોલ' નામના સ્થાનમાં તેણે એક મકાન ભાડે રાખ્યું. ખાવાપીવાની ગોઠવણ અંગ્રેજી હોટેલમાં ચાલતી; પરંતુ પોતાના આદર્શરૂપ સેંકડો અંગ્રેજ સ્ત્રીપુરુષો એક નગ્ન સંન્યાસીનાં દર્શન કરવા

રોજ આનંદબાગમાં જાય છે એવું દેખીને, તેના મનમાં કુતૂહલ થયું, અને તે પણ એક દિવસ સવારના પહોરમાં આનંદબાગમાં આવી હાજર થયો. થોડી વાર રહીને સ્વામીજીએ તેને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું, પણ અંગ્રેજી પોષાકમાં સજ્જ થયેલો તે બાબુ તે વાત કાને ન ધરતાં નીચી મુંડીએ ત્યાં બેસીજ રહ્યો. એ પ્રમાણે બેઠાં બેઠાં આખો દિવસ પૂરો થયો, સૂર્ય પણ આથમી ગયો. આખો દિવસ ખાધાપીધા વગર બેસી રહેલા તે બાબુને સ્વામીજીએ કહ્યું "નકામો શામાટે ભૂખતરસથી પીડાય છે?" બાબુએ જવાબ આપ્યો—"છતાં પ્રાણ કેમ જતા નથી? સ્વામીજી! સંસારમાં કંઈ પણ સુખ નથી એમ નિશ્ચય થવાથીજ આ પ્રમાણે અનાહારથી આ સ્થળે પ્રાણ છોડીશ; તેથી જો આપની કૃપા હોય–" આ વાક્ય પૂરૂં થતાં ન થતાંમાં તો સ્વામીજી બોલી ઉઠયા–"સ્ત્રી મરી ગઇ છે તેનું સૂતક હજી ઉતર્યું નથી ને તેમ છતાં દરરોજ રાત્રે વિદેશી સ્ત્રીને બોલાવી મંગાવે છે."

આ સાંભળીને બાબુ તો દિગ્મૂઢજ થઇ ગયો અને વિચારવા લાગ્યો કે "જે વાત મારાસિવાય કાશીમાં કોઇને પણ ખબર નથી તે મારી સ્ત્રીના મરણની વાત આમણે શી રીતે જાણી? વળી બીજું કે, કાશીમાં આવ્યો ત્યારથીજ હું અંગ્રેજી હોટેલમાં રહું છું, અને કોઇ પણ દેશી માણસ સાથે મેં વાત પણ નથી કરી, તો પછી આમણે આ બધી વાત જાણી કેવી રીતે?" આખરે બાબુને ખાત્રી થઇ કે, સ્વામીજી ખરેખર કોઇ મહાપુરુષ છે; અને તેજ ઘડીએ સ્વામીજીનાં ચરણમાં પડીને તે અવિરત અશ્રુ સારવા લાગ્યો. કહેવાની જરૂર નથી કે, સ્વામીજીએ તેને વિધિપૂર્વક પ્રાયશ્ચિત્ત કરાવીને દીક્ષા આપી. એની મિલ્કતનું વાર્ષિકઉત્પન્ન ત્રણ લાખ કરતાં વધારે હતું, કિન્તુ હવે તે દ્રવ્યનો મોટોભાગ જૂદાં જૂદાં સત્કાર્યોમાં વપરાવા લાગ્યો.×

આવી રીતે કેટલાય નાસ્તિકો પાપમાર્ગનો પરિત્યાગ કરી સન્માર્ગે ચઢયા છે, ટોલ–ટપ્પા કરવા આવેલા કેટલા પાખંડીઓ પણ ભક્ત થઇને પાછા ફર્યા છે, કેટલાય પાપીઓનાં હૃદયોમાં પ્રેમભક્તિનાં ઝરણાં ફૂટયાં છે તેની સંખ્યા કાઢવી મુશ્કેલ છે. કાશીમાં આવી રહ્યાને છવીસ વર્ષની મુદતમાં મારા જેવા કેટલા મહાપાપીઓ, કેટલા "જગાઇ–માધાઇ" તેમની અપાર કૃપાના

× આ બનાવની વાત અમે કલકત્તાના બઉ બજારમાં રહેતા સ્વામીજીના એક શિષ્યને મોઢે સાંભળી છે. બંગાળી લેખક

બળે દુસ્તર ભવસાગરને તરી ગયા છે કાશીના જે પંડયાઓના અત્યાચારથી યાત્રાળુઓને બેહદ ત્રાસ વેઠવો પડતો હતો તે આસુરી ભાવવાળા પંડયાઓ પણ સત્ત્વભાવવાળા થયા છે.

સ્વામીજી વૈષ્ણવ, શાક્ત,શૈવ, બ્રાહ્મ વગેરે સર્વ સંપ્રદાયપ્રત્યે સમદૃષ્ટિથી જોતા હતા; કારણ કે તેમણે સાંપ્રદાયિક મતોની સંકુચિત સીમાને ક્યારનીએ ઓળંગી જઇ સઘળા ધર્મોના સારરૂપ, સઘળા સંપ્રદાયોના આશ્રયરૂપ અજર, અમર, અનંત પરમાત્મામાં એકતાર થઈને સર્વત્ર સમતાનું સેવન કર્યું હતું. સ્વામીજીમાં એક ખાસ અસાધારણ શક્તિ હતી. માણસને જોતાંજ તે વૈષ્ણવ, શાક્ત, શૈવ કે કયા સંપ્રદાયનો છે તે તેઓ સહેજે સમજી શકતા; તેથી જેઓ ધર્માધર્મનો સઘળો ભાર સ્વામીજીપર નાખી પોતે નિશ્ચિંત રહેતા તેઓને તેમના પોતાના જે કુળદેવતા હોય તેજ દેવતાના મંત્રની દીક્ષા આપતા. તત્ત્વમસિ મંત્રનો ઉપદેશ તો કોઇકજ વિશેષ ઉચ્ચાધિકારી ભક્તને આપતા. કોઇ કોઈવાર વળી મંત્ર આપતા પહેલાં થનાર શિષ્યને પૂછતા કે, કયા દેવતાનો મંત્ર ગ્રહણ કરવો છે ? કોઇ કોઇ ખાસ પ્રિય શિષ્યને સાત આઠ વર્ષ સુધી જૂદી જૂદી કઠોર સાધનાઓમાં યોજી રાખીને છેવટે તેનો બધો ભાર પોતાના હાથમાં લઇને બીજી બધી જાતની ક્રિયાઓમાંથી સ્વામીજી મુક્ત કરી ગયા છે.

સાધારણ ગુરુની પેઠે સ્વામીજી કોઈ પણ શિષ્યને કોઇ જાતની ક્રિયાપદ્ધતિની લાંબી લાંબી વાતો કહેતા નહિ; પરંતુ જેને જે જાણવાની આવશ્યકતા હોય તેને તેજ વાત તેઓ જણાવતા. બેએક ઉચ્ચાધિકારી શિષ્યોને સ્વામીજીએ યોગની જૂદી જૂદી પ્રક્રિયા વગેરેનું શિક્ષણ પણ આપ્યું હતું.

સ્વામીજી શાક્ત લોકોને શક્તિમંત્રની દીક્ષા આપતા હતા ખરા, પરંતુ પંચમકાર× સાધનના તેઓ અત્યંત વિરોધી હતા.

એક સમયે આનંદબાગના એક નોકરે કોઇ માદક પદાર્થનું સેવન કર્યું છે એવી ખબર થતાંજ સ્વામીજીએ તેને તેનો પગાર ચૂકવાવી દઇને તાબડતોબ આનંદબાગમાંથી રજા અપાવી. કાશીધામના તાંત્રિક મતાવલંબી સ્વામીશ્રી પૂર્ણાનંદજીના કેટલાક શિષ્યો આજકાલ એમ કહેતા જણાય છે કે, સ્વામીજી તેમના શિષ્ય હતા; પણ

× પંચમકાર સાધન-મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુન—જે વડે તંત્રમંત્રમાં કાલિકાની ઉપાસના કરવામાં આવે છે.

કહેવું બીનજરૂરી છે કે, તે વાત બીલકુલ ગલત છે. સ્વામીજીના શિષ્યમાત્ર જાણે છે કે, તેમની અને પૂર્ણાનંદસ્વામીની હયાતિ દરમિયાન કાશીધામમાં એકે દહાડો તેઓને અરસપરસ મેળાપ કે વાતનો પ્રસંગ સુદ્ધાં પ્રાપ્ત થયો નથી. સ્વામીજીએ હરિદ્વારમાં જે અનંતરાય નામના સાધુ પાસે ગીતાભાષ્યાદિ ગ્રંથોનું અધ્યયન કર્યું હતું તેમને પોતે ગુરુતરીકે માનતા હતા અને તે વાતનો તેઓશ્રીએ પોતાના લખેલા ઉપનિષદાદિ ગ્રંથોમાં વારંવાર સ્વીકાર પણ કરેલો છે. વળી આગળ કહેવાઇજ ગયું છે કે, દખ્ખણના મહાયોગી પૂર્ણાનંદસ્વામીની પાસેથી તેઓએ યોગશિક્ષા પ્રાપ્ત કરી હતી અને અંતે સંન્યાસધર્મની દીક્ષા પણ તેમની પાસેજ લીધી હતી.

ભકતવૃંદ પૈકી જેઓને તેમની કૃપાનો લાભ પ્રાપ્ત થતો તેઓ પોતાની જાતને ધન્ય માનતા. તેમનો ઉપદેશ માત્ર વાણીમાંજ પૂરો થતો નહિ, ભકતમાત્ર તેમના આદેશ પ્રમાણે કાર્ય કરીને તેઓશ્રીની અપાર કૃપાના બળથી સાથે સાથે પ્રત્યક્ષ ફળ પણ અનુભવતા. આ પ્રમાણે પ્રત્યક્ષ ફળ અનુભવતાં અમારામાંના અનેક જણ કેટલીક વાર તો બાહ્યજ્ઞાન-શૂન્ય થઇ જતા અને કશાનું ભાન રહેતું નહિ.

કાનપુરનિવાસી પંડિત રામચરણ ત્રિવેદી નામનો એક ઉચ્ચ બ્રાહ્મણ સ્વામીજીનો પૂર્ણ કૃપાપાત્ર હતો. તે પોતે લખપતિ હોવા છતાં મન, વચન અને કાયાથી અહોરાત્ર સ્વામીજીની સેવા કરવામાંજ પોતાને ધન્ય માનતો હતો. અહર્નિશ સ્વામીજીની સેવામાં મંડયો રહેવાથી તેના સંસારવ્યવહારનાં કાર્યોમાં અનેક અડચણો ઉભી થવા પામી; તેથી યજ્ઞેશ્વર નામના બીજા એક બ્રાહ્મણને સ્વામીજીની સેવામાં આમેટી દરબાર તરફથી રોકવામાં આવ્યો.

૧૮૯૯ ના ફેબ્રુઆરીની ૧૯ મી તારીખે નેપાળના મુખ્ય સેનાપતિ અને તેમના પુત્રો સ્વામીજીનાં દર્શને આવ્યા. નેપાળના રાણા મિનાબહાદૂર સ્વામીજીના ખાસ શિષ્ય હતા. તે કલકત્તામાં નેપાળ રાજ્યના પ્રતિનિધિતરીકે રહેતા હતા અને અંગ્રેજ સરકાર તરફથી તેમને કર્નલની પદવી મળી હતી; પરંતુ સ્વામીજીની અપાર કૃપાના બળે સંસારની અનિત્યતા તેમના મનમાં સચોટ વસી જવાથી ધન, માન, સ્ત્રી-પુત્રાદિ સર્વનો પરિત્યાગ કરીને તે હિમાલયપર્વતમાં શાલિગ્રામ નદીના કાંઠે એક ઝુંપડી બાંધી તેમાં અત્યંત કઠોર તપસ્યા કરતા રહેવા લાગ્યા. તેઓ કહેતા કે, સ્વામીજી આટલે બધે દૂર હિમાલયમાં પણ ઘણી વાર

તેમને સૂક્ષ્મદેહે દર્શન આપતા હતા.x નેપાળના મુખ્ય રાજ્ય-મંત્રી શ્રી સમશેરજંગ રાણા બહાદૂર પણ સંવત ૧૯૪૯માં જે દિવસે સ્વામીજીનાં દર્શને આવ્યા હતા, ત્યારે રાજઘાટથી તે આનંદબાગ સુધીના રાજમાર્ગ ઉપર પહેરો મૂકવામાં આવ્યો હતો. તેઓ ચીન અને બ્રિટિશ સરકાર તરફથી અનેક માન-ચાંદ ધરાવતા છતાં પણ સ્વામીજી પાસે તો પગે ચાલીનેજ આવ્યા હતા.

સ્વામીજી કરતાં વિશેષ વયોવૃદ્ધ સેંકડો દંડીઓ, પરમહંસો વગેરે દરરોજ તેમનાં દર્શન કરવા આવતા હતા.

સ્ટેશનજજ્જ બાબુ તેજચંદ્ર મુખોપાધ્યાય (એમ. એ. બી. એલ.) મહાશયના મુખદ્વારા નીચે લખેલી એક વિસ્મયજનક વાત અમે સાંભળી છે:—

પાલ મહાશય નામના એક બ્રહ્મચારી ઘણા લાંબા વખતથી કાશીધામમાં રહેતા હતા. તેમણે અને મેં નાનપણમાં એકજ નિશાળમાં ને એકજ વર્ગમાં અભ્યાસ કર્યો હતો. વખત જતાં તેઓ બ્રહ્મચારી થયા અને હું મુન્સફ થયો. વચમાં એક વાર કાશીમાં પાલ મહાશયની સાથે મારો મેળાપ થઈ ગયો. બીજી વિવિધ વાતો થયા પછી પાલ મહાશયે મને કહ્યું કે "શીતઋતુમાં એક દહાડો મળસ્કામાં અમે ત્રણ બ્રહ્મચારીઓ સ્વામી ભાસ્કરાનંદનાં દર્શનાર્થે આનંદબાગમાં ગયા. સ્વામીજી સાથે અમારે ખાસજાણ-પિછાણ હતી તેથી સહેજમાં અમને તેમનાં દર્શન પ્રાપ્ત થયાં.આહાર-ને માટે અમને ખાસ પરવા જેવું નહોતું. સ્વામીજીએ તે દિવસે અમને એક પુસ્તક વાંચી સંભળાવવા માંડ્યું, અમે પણ એકચિત્તે તે સાંભળતા હતા. જોતજોતામાં વખત પુષ્કળ થઈ ગયો, ત્યારે સર્વદર્શી સ્વામીજીએ અમને પ્રશ્ન કર્યો-'તમે કાંઈ ખાશો કે?' અમે ઉત્તર આપ્યો કે 'અમારા ત્રણ જણ પૂરતો ખોરાક ક્યાંથી મળી શકશે?' સ્વામીજીએ દિવ્ય હાસ્ય કરીને કહ્યું 'ઠીક, તમે ભોજન માટે તૈયાર થાઓ, અહીંઆંજ ભોજનસામગ્રી આવશે; તમારે શું શું પદાર્થ ખાવાની ઇચ્છા છે તે મને કહો.' એ સાંભળીને અમારામાંથી એકે

---

x એ મહાભક્તને જોઇને વિલાયતના પંડિત અને ચુસ્ત ખ્રિસ્તી ડૉક્ટર ફેયરબર્ને વિલાયતના "નાઇન્ટીન્થ સેન્ચ્યુરી" નામના પ્રસિદ્ધ પત્રમાં લખ્યું છે કે "તેમને જોઇને મને લાગતું કે જાણે સજ્જન-તાજ સાક્ષાત્ રૂપ લઇને હાજર ન હોય! મેં ભલભલા ખ્રિસ્તીઓમાં પણ આવી સુજનતા જોઇ નથી."

જવાબ આપ્યો કે 'અમારે શીરો, બરફી, ખીર,દહીં, સન્દેશ, કેરી અને મીઠાં લીંબુ ખાવાં છે.' આ વાત હજી તો પૂરી થઇ નથી એટલામાં તો બે દિવ્યાકૃતિ સુંદર બાળકો અમારા તરફ આવતા જણાયા. બાળકોએ આવી માથાપરનાં છાબ સ્વામીજીનાં ચરણ આગળ મૂકયાં, અને ક્ષણવારમાં કોણ જાણે કયાંયે અલોપ થઇ ગયા, તેની અમને તો ખબરજ પડી નહિ. આના કરતાં પણ વધારે તાજુબીની વાત તો એ હતી કે, અમે જે જે પદાર્થ ખાવાની ઇચ્છા કરી હતી, તેટલાજ પદાર્થો તે બાળકોએ આણ્યા હતા."×

એક વખત સ્વામીજી કાશીનરેશના સંસ્કૃત વિદ્યાલયમાં પગે ચાલીને ગયા હતા. તે વખતે વિદ્યાલયમાં શ્રી. દામોદર શાસ્ત્રી, શ્રી. રામમિશ્ર શાસ્ત્રી, શ્રી. રામશાસ્ત્રી, પં. ભવાનીદત્ત દીક્ષિતજી, શ્રી. તાત્યા શાસ્ત્રીજી, શ્રી. ગંગાધર શાસ્ત્રીજી, શ્રી. સુધાકર પંડિતજી, બૃહસ્પતિ જેવા શ્રી. કૈલાસચંદ્ર ભટ્ટાચાર્ય વગેરે પંડિતો હાજર હતા. સ્વામીજીને આવતા જોઇ સઘળા શાસ્ત્રીઓ પોતપોતાનાં કામ પડતાં મૂકી સ્વામીજીને સામા લેવા ગયા અને કોઈએ તેમના ઉપર પુષ્પવૃષ્ટિ કરી તો કોઈ પંખો નાખવા લાગ્યા તો કેટલાક ચરણરજ મસ્તકપર ચઢાવવા લાગ્યા. આ સમયનું વર્ણન કરતાં 'यतीन्द्रचरित्' માં લખ્યું છે કેઃ—

हित्वा ब्रह्म मुखानि वक्त्रकमलान्येषां श्रिता भारती ।
किं चैतज्जगदेव देव वचनैः स्वर्गाधिकं राजति ॥
चातुर्वर्ण्यमथैतदीय चरणान्श्रित्वाऽऽत्मबोधक्षमं ।
तेप्येवं प्रणतायतौ यदि तदान्येषां कथा का नृणाम् ॥

સારાંશ કે, સરસ્વતીના શ્રેષ્ઠ પુત્રો જેવા આ પંડિતો, કે જેમના આશ્રયથી ચારે વર્ણો પોતાની જીવનયાત્રા ચલાવે છે, તેઓ પણ જ્યારે સ્વામીજીને મળતાં આ પ્રમાણે આચરણ કરે ત્યારે બીજા માનવીઓનું તો કહેવુંજ શું ?

સને ૧૮૯૯ના જાન્યુઆરીની ૧૪મી તારીખે કાશ્મીરનરેશ મેજર જનરલ મહારાજ સર પ્રતાપસિંહજી (જી. સી. એસ. આઇ.) બહાદૂર, તેમના વચટ ભાઇ કાશ્મીરના મુખ્ય સેનાપતિ રાજા

× આ બનાવની સત્યતાવિષે ખાત્રી કરવા સારૂ બાબુ તેજચંદ્ર મુખોપાધ્યાય મહાશયને એક પત્ર લખી પૂછાવ્યું હતું, તેના ઉત્તરમાં પરિશિષ્ટમાં દાખલ કરેલો પાંચમા નંબરનો પત્ર તેમણે લખ્યો હતો.

રામસિંહ (કે. સી. બી.) અને કનિષ્ઠ ભાઇ કાશ્મીરની ધારાસભા-(કૌંસિલ)ના સહકારી (જોઇન્ટ) પ્રમુખ રાજા અમરસિંહ (કે. સી. એસ. આઈ.) એ મહાશયો સ્વામીજીનાં દર્શનાર્થે આનંદબાગમાં આવ્યા હતા. સાંભળ્યું છે કે, સ્વામીજીપ્રતિ પોતાનો ભક્તિભાવ દર્શાવવવા સારૂ તેઓ આનંદબાગ પગે ચાલતા આવ્યા હતા. આનંદ-બાગ આવતાં એક કોશ કરતાં વધારે માર્ગ કાશ્મીરરાજે પગે કાપ્યો હતો. કોઇ કોઇ જણા તો વળી, ફક્ત તેમનાં દર્શન માટેજ, કોઇ કોઇ વાર બસેં બસેં-ત્રણુસેં ત્રણુસેં કોશથી પગપાળા આવતા હતા.





# પ્રકરણ ૧૧ મું—દૈવી શક્તિ

તપના પ્રભાવે સ્વામીજીને સર્વ પ્રકારની અલૌકિક દૈવી શક્તિઓ પ્રાપ્ત થઈ હતી; પરંતુ ખાસ જરૂર વગર તે સઘળી ઈશ્વરી શક્તિઓનો ચમત્કાર તેઓ બતાવતા નહિ. માત્ર કોઇ ભક્તનો વિશ્વાસ દૃઢ કરવા સારૂ કોઇ કોઇવાર કોઈ શક્તિનો ચમત્કાર જોવામાં આવતો, પરંતુ તે પણ બધાંની સમક્ષ નહિ. જે કોઈ ખાસ કારણવગર પોતાને દૈવી શક્તિવાળાતરીકે ઓળખાવે છે તે નિશ્ચય શઠ છે એમ જાણવું. યતીંદ્રચરિતમાં લખ્યું છે કેઃ—

वाराणस्यां ब्रह्मनालांतराल स्थायी श्रीमान् शीतलादिप्रसादः ।
तारुण्याप्तस्तत्तनूजोऽप्यकस्मात्प्रासादस्थोऽत्यूर्द्धतः क्वाप्यपप्तत् ॥
श्रुत्वा तेन व्याहृतं स्वामिवर्याः साशीः प्रादुः पादनिर्णे जनं स्वं ।
पित्रानीतस्यास्य पादोदकस्य पानाद्बालो नष्टसर्वव्यथोऽभूत् ॥

सपुत्र शीतलाप्रसाद प्राङ्विवाकजीवनं,
ददौ यतिः स्वतेजसास्त्यतोऽधिकं किमद्भूतम् ।
बहून्यमूदृशानि दुष्कराणि मानवा भुवि,
यतेर्महाद्भूतानि सिद्धिदानि वर्णयन्त्यहो ॥

અર્થાત્ ‘કાશીમાં બ્રહ્મનાલ મહોલ્લામાં રહેતા શ્રી. શીતલાપ્રસાદનો એક યુવાન પુત્ર અકસ્માત્ બહુ ઉંચેથી પડી ગયો. સર્વ સંબંધીઓ આ જોઈ બહુ દુઃખી થયા અને તેઓએ જોયું કે, હવે બચવાની આશા નથી. લાલા શીતલાપ્રસાદ તો સ્વામીજીના સેવક હતા. તેઓ તરતજ સ્વામીજી પાસે ગયા અને બધી હકીકત કહી. લાલાજીની હકીકત સાંભળી, સ્વામીજીએ આશીર્વાદપૂર્વક પોતાનું ચરણામૃત આપ્યું અને લાલાજીએ તે ચરણામૃત પુત્રને પાયું. તરતજ પુત્ર બેઠો થયો અને બધું દુઃખ દૂર થઇ ગયું. સ્વામીજીએ આ પ્રમાણે શીતલાપ્રસાદના પુત્રને જીવનદાન આપ્યું

તેથી બીજું વિશેષ આશ્ચર્યજનક શું હોઇ શકે ? સ્વામીજીવિષે આવી તો અનેક અલૌકિક અને સિદ્ધિપ્રદ અદ્‌ભુત ઘટનાઓ સાંભળવામાં આવે છે.

## સ્વ૦ સર રમેશચંદ્ર મિત્ર અને જગતભ્રાન્તિ

કલકત્તા હાઇકોર્ટના માજી જડ્જ સર રમેશચંદ્ર મિત્ર સ્વામીજીના એક ભકત હતા. તેઓ વચ્ચે વચ્ચે કાશીધામમાં આવી સ્વામીજી પાસે ધર્મોપદેશ શ્રવણ કરતા હતા.એક દિવસ સ્વામીજી, નેપાળના રાણા મિનાબહાદૂર અને એક બંગાલી શિષ્ય, એમ ત્રણ જણા બેઠા હતા; તેવામાં રમેશ બાબુ આવી ચઢયા અને બીજી વાતો થયા પછી બાબુએ જિજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો કે "મહારાજ! આપે કાલે કહ્યું કે, જગત કોઇ ચીજ નથી, વંધ્યાપુત્ર કે આકાશકુસુમવત્ સર્વ દૃશ્યમાન પદાર્થો મિથ્યા છે. એ વાત જો સત્ય માનીએ તો પછી આપને સ્પર્શ કરતાં કોઈ ચીજને હું અડકું છું, એવું ભાન કેમ થાય છે ?" એમ કહીને રમેશ બાબુએ સ્વામીજીનાં બંને ચરણોને સ્પર્શ કર્યો; પરંતુ હજી ચરણોપરથી હાથ ઉઠાવ્યા નથી એટલામાં તો રમેશ બાબુએ જોયું કે, સ્વામીજી અંતર્ધાન થઇ ગયા છે. ત્યાં આગળ ફકત પોતે, રાણા મિનાબહાદૂર અને પેલો બંગાળી શિષ્ય, એ ત્રણ જણાજ બેઠેલા હતા; પણ કેવું આશ્ચર્ય! ક્ષણવારમાં પાછા સ્વામીજી પ્રકટ થયા અને બોલાવવા લાગ્યા–"જો, રમેશ! મારો આ દેહ (દૃશ્ય પદાર્થ) આકાશમાં ઉગેલા ઝાડ જેવો મિથ્યા ન હોય, તો આ હું છું અને નથી પણ કેમ?" એમ કહેતાં કહેતાંમાં સ્વામીજી ફરી વાર અદૃશ્ય થઇ ગયા. રમેશ બાબુ સ્વામીજીની એવા પ્રકારની અલૌકિક શક્તિ જોઇને વિસ્મિત થયા નહિ, અને બીજી ક્ષણે જ્યારે પાછા સ્વામીજી પ્રકટ થયા ત્યારે કહ્યું:–"પણ મારો સંદેહ હજી મટયો નથી; મારા મનમાં એમ થાય છે કે, આપે યોગબળથી એવી જાતની અદ્‌ભુત શક્તિ પ્રાપ્ત કરેલી છે. ઠીક, પેલી દાડમડીનાં બે લાલ ફૂલો દેખાય છે તેને જો પળવારમાં આપ ગુલાબનાં ફૂલો કરી દેખાડો તો પછી આ જગત, મરુભૂમિમાં દેખાતા મૃગજળની માફક ખરેખર મિથ્યા છે; એ બાબતમાં મને લેશમાત્ર અંદેશો રહેશે નહિ." રમેશ બાબુનું આ કહેવું પૂરૂં થયું ના થયું એટલામાં તો તે બે દાડિમનાં ફૂલો સુંદર ગુલાબનાં ફૂલો બની ગયાં! તે પછી સ્વામીજી બોલ્યા— "આ જગત સ્વપ્નદર્શનની માફક સર્વથા મિથ્યા છે. સ્થૂળ-

દૃષ્ટિથી દેખાવા છતાં તે દૃશ્ય, સિદ્ધ કે જન્મેલું નથી. એકમાત્ર બ્રહ્મથી તેની ઉત્પત્તિ થયેલી છે. મહાપ્રલય વખતે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર× સુદ્ધાંનો લય થઇ જાય છે ત્યારે પછી એને સત્ય કહેવું બીલકુલ યોગ્ય નથી. બ્રહ્મરૂપ મહાસાગરમાં જગતરૂપ એક મહામોજું ઉદ્‌ભવેલું છે એટલુંજ; આ જગતને ઓળખતાં તેને (બ્રહ્મને) ઓળખાય છે, પણ તેને ઓળખ્યા પછી ફરી જગત રહેતું નથી. પછી તો સાધક તન્મય બની જાય છે. ”

૧૩૦૬ બંગાબ્દના શ્રાવણ સુદી ૭ ના ‘બંગવાસી’ પત્રમાંથી નીચે લખેલા કેટલાક બનાવો ઉતારીએ છીએ.

“સુખીરપુરનો રહીશ એક બ્રાહ્મણ સ્વામીજી પાસે રોગથી મુક્તિ મેળવવાની ઇચ્છાથી આવ્યો. એ માણસનું શરીર અત્યંત કૃશ હતું તથા જે કંઈ ખાતો તે તરત ઉલટી થઇ બહાર નીકળી જતું. સ્વામીજી તેને જોતાંજ તેનો મનોભાવ કળી ગયા અને બોલ્યા કે:—“ પંડયાજી ! ભોજન બનાવો.” આજ્ઞા પ્રમાણે તેણે ખીચડી રાંધી અને સ્વામીજીનો એક કણિકામાત્ર પ્રસાદ ખાતાં તે તદ્દન તંદુરસ્ત થઇ ગયો. ”

“પૂર્વબંગાળના કેટલાક બાબુઓ એક વાર તેમનાં દર્શન કરવા ગયા. કેટલાકે પ્રણામ કર્યા પછી એક બીજો બાબુ જેવો પ્રણામ કરવા જાય છે કે સ્વામીજીએ તેને તેમ કરતો અટકાવી કહ્યું:–‘તમને સૂતક પડયું છે, તમારા બાપ ગુજરી ગયા છે, તમે પ્રણામ કરશો નહિ. હમણાં ને હમણાં ઘેર જાઓ, ઘેર તમારી અનાથ માતા શોક-માં ઝુરે છે.’ પ્રથમ તો એ વાત બાબુના માન્યામાં ન આવી, પણ મુકામપર પાછા ફરતાંજ આંગણામાં તારવાળો હાથમાં તાર લઈને ઉભેલો દીઠો. તારમાં હતું કે—‘તમારા પિતા ગુજરી ગયા છે; તત્કાળ ઘેર આવો. ’”

“કાશીધામના ડેપ્યુટી માજીસ્ટ્રેટ રાય જગમોહનપ્રસાદ બહા-દુરે, ઇ. બી. એસ. રેલ્વેના મીરપુર સ્ટેશન પાસેના ‘ઝાડદિયા’ ગામમાં રહેતા બાબુ કામિનીકુમાર મજુમદારને કહ્યું હતું કે, હું સ્વામીજીને અંતર્યામીતરીકે ઓળખું છું. તેમની પાસે હું

× “ હે નારદ ! મારા (બ્રહ્મા) કરતાં પણ જે એક મહાન ઇશ્વર છે તેને તમે જાણતા નથી. તે મન–વાણીથી અગોચર પરમાત્માજ મારા, તમારા અને સમસ્ત જગતના ઇશ્વર છે તેથી તેમને નમસ્કાર કરૂં છું.” (શ્રીમદ્‌ભાગવત બીજો સ્કંધ–નારદપ્રતિ બ્રહ્માની ઉકિત.)

જેટલી વાર ગયો છું, તેટલી બધીયે વાર તેઓ મારા મનની વાત બધા સમક્ષ જાહેર કરી દેતા. તેમની એ શક્તિની પરીક્ષા કરવાના ઇરાદાથી કોઈ કોઇ વાર હું ઘેરથી નીકળતા પહેલાં મારે પૂછવાના પ્રશ્નો મનમાં ને મનમાં નક્કી કરી લેતો અને તેમની પાસે આવીને એનો વિચાર મનમાં એક વાર પણ આવવા દેતો નહિ; છતાં પણ તેમની પાસે આવીને બેસતાં બેસતાંમાં તો વગર પૂછ્યે તેઓ મારા મનના પ્રશ્નોના ઉત્તર આપી મને ચકિત કરી દેતા."

ગોયાડિ—કૃષ્ણનગરના સ્વધર્મનિરત પ્રવીણ વૈદ્યરાજ શ્રીયુત બાબુ સત્યજીવન લાહિડીએ અમને (બંગાળી લેખકને) આ પત્ર લખ્યો છે:— ગોયાડિ, ૨૮ પોષ, સંવત ૧૯૫૬

× × બાબુ ચંડીચરણ બસુ ઢાકા જીલ્લાના 'બહર' ગામમાં રહેતા હતા. તેઓ એ પ્રદેશના એક પ્રસિદ્ધ કુળમાં જન્મ્યા હતા. તેઓ ડેપ્યુટી માજીસ્ટ્રેટ હતા. કર્મવશાત્ તેમને મૂત્ર-રોગ(ડાયબિટીસ)નો ભયંકર વ્યાધિ થયો. એ રોગ આસ્તે આસ્તે એટલો વધી ગયો કે તેમના પ્રાણ જોખમમાં આવી પડયા. વિવિધ દવાઓ કર્યા છતાં કંઇ ફાયદો થયો નહિ. એ વખતે તેમના સાંભળવામાં આવ્યું કે, દિલ્હીમાં નવાબ સાહેબનો એક હકીમ છે તે મૂત્રરોગની ચિકિત્સામાં બહુ હોશિયાર છે. એ પરથી તે દિલ્હી ગયા અને તે હકીમની દવા લેવા માંડી. તેનાથી પણ કંઈ ફેર પડયો નહિ અને હકીમે પણ રોગ અસાધ્ય હોવાનું જણાવ્યું. ચંડીબાબુ જીવનની બાબતમાં હવે હતાશ થઈ ગયા. સારે નસીબે આ વખત તેમને એકાએક એમ થઇ આવ્યું કે, હવે જ્યારે પ્રાણની આશા નથી ત્યારે તો દીક્ષા લઇને મરવુંજ બહેતર છે, નહિ તો પશુયોનિમાં જવું પડશે. એમ વિચારીને ચંડીબાબુ કાશીધામમાં આવ્યા અને સ્વામીજીનું શરણ લીધું. દયાના અવતાર સ્વામીજીએ તેના પ્રત્યે અત્યંત માયા દેખાડીને તેને શિષ્ય કરવા સ્વીકાર્યું; પણ સાથે એમ જણાવ્યું કે, પ્રથમ કુળગુરુ પાસે મંત્ર ગ્રહણ કર્યા પછીથી પોતે મંત્ર આપશે. ચંડીબાબુ તો એ સાંભળીને બહુ મુંઝવણમાં આવી પડયા. કુળગુરુ તો રહેતા હતા ઢાકા જીલ્લામાં અને તેઓ હતા કાશીમાં ! કેવી રીતે તેમનો મેળાપ થાય ? એમ ચિંતા કરતા કરતા તેઓ મુકામ તરફ પાછા ફર્યા; પરંતુ એક બહુજ આશ્ચર્યની વાત બની. ચંડીબાબુ ચિંતાતુર હૃદયે બંગાલી ટોલાના રસ્તેથી પસાર થતા હતા એવામાં એકાએક તેમના

કુળગુરુ સામે આવતા જણાયા. તેમને જોતાંજ ચંડીબાબુ આનંદથી પુલકિત બની ગયા. પછી તેમની પાસેથી મંત્ર ગ્રહણ કરીને આનંદબાગમાં શ્રી સ્વામીજી પાસે આવ્યા. સ્વામીજીએ ચંડીબાબુને દીક્ષા આપતાં કહ્યું કે "તમારો રોગ મટી જશે." ચંડીબાબુ નિત્ય સ્વામીજી પાસે આવતા અને નિત્ય સ્વામીજી કહેતા કે "ઘેર જા, તારી બિમારી મટી જશે." પણ ચંડીબાબુને હજી મૂત્રરોગની પીડા ટળી નહોતી; તેથી તેમણે ધાર્યું કે, સ્વામીજી માત્ર દિલાસો આપવા ખાતરજ એમ કહે છે; તેમના રોગની કોઈ પણ રીતે શાંતિ થતી નથી, ત્યારે પછી તે અસાધ્યજ છે; કિન્તુ પાંચસાત દિવસ રહીને સ્વામીજીએ ફરી પાછી તેમને ઘેર જવાની આજ્ઞા કરી અને આ વખતે કહી દીધું કે, ૩૯ દિવસને અંતે તમામ રોગ નિર્મૂળ થશે. ચંડીબાબુએ આ વચનને પણ દિલાસાતરીકેજ માન્યું. ગમે તેમ પણ છેવટે તેઓ કલકત્તા આવ્યા અને કુમારટુલીના ગંગાપ્રસાદ વૈદ્યરાજની દવા કરવા માંડી. એનાથી પણ કોઇ જાતનો ફેર માલમ પડયો નહિ. એ અરસામાં ઘેરથી તાર આવ્યો કે, ઢાકામાં કોઈ મુકર્દમામાં તેમની હાજરીની ખાસ જરૂર છે. તેમણે ડૉકટર કવિરાજનો અભિપ્રાય પૂછયો; પણ તેમના શરીરની દુર્બળતા જોઈને કોઇએ પણ તેમને ઢાકા જવાની સલાહ આપી નહિ. પણ ચંડીબાબુએ પ્રાણની આશા ઘણા દિવસથી છોડી દીધી હતી તેથી વૈદ–દાકતરની સલાહ ન માનતાં તેઓ ઢાકા જવા નીકળ્યા. ઢાકામાં આવીને બેએક દિવસ પછી એક દહાડો સવારમાં ઉઠીને જુએ છે તો પેશાબ કરતી વખતે હવે બળતરા બળતી નહોતી તેમ કોઈ જાતની વેદના પણ થતી નહોતી. એ જોઈને તે તો અવાકજ બની ગયા. એકાએક તો કોઇ કારણ—આ પ્રમાણે રોગશાંતિ થવાનું—તેમનાથી કળી શકાયું નહિ. વિચાર કરતાં કરતાં સ્વામીજીનું કથન એકાએક સાંભરી આવ્યું અને તે દિવસે સ્વામીજીના કહ્યાને કેટલા દિવસ થયા તે જાણવાની ઇચ્છા થઇ. ચંડીબાબુ રોજનિશી (ડાયરી) રાખતા હતા. રોજનિશી ઉઘાડીને જુએ છે તો બરાબર ૩૯ દિવસ થયા હતા. સ્વામીજીએ પણ કહ્યું હતું કે, બરાબર ૩૯ દહાડે રોગ નિર્મૂળ થશે!"

આપનો, સત્યજીવન લાહિડી.



# અધ્યાય ૧૨ મો-વિદેશી ભક્તો અને દર્શકવૃન્દ



સઘળા ભક્તિગ્રંથોના આદર્શરૂપ શ્રીમદ્‌ભાગવતના દ્વાદશ સ્કંધના પાંચમા અધ્યાયમાં લખ્યું છે કે "હુંજ પરમપદ બ્રહ્મ છું અને પરમપદ બ્રહ્મ તે હુંજ છું" એવી ભાવના સાથે નિરાકાર બ્રહ્મમાં આત્માનું સંયોજન કરો, એટલે જણાશે કે, દેહાદિ સકળ વિશ્વ આત્માથી ભિન્ન નથી.×

યોગશાસ્ત્રમાં કહેલા "સતશાસ્ત્ર અને વૈરાગ્ય-બુદ્ધિની સહાયથી" તેમજ કઠોર તપસ્યાના પ્રભાવે સ્વામીજીને સર્વત્ર સમભાવના હેતુરૂપ જે પૂર્ણત્વ પ્રાપ્ત થયું હતું તથા સર્વ બંધન છૂટી જઈને શાશ્વત શાન્તિ પ્રાપ્ત થઇ હતી એટલે તેમના મહાપ્રેમરૂપી લોહચુંબકથી આકર્ષાઇને પૃથ્વીના સઘળા ભાગોમાંથી અસંખ્ય સ્ત્રીપુરુષો દરરોજ આવી કમાડ ખખડાવવા લાગ્યાં. માખો આપોઆપજ મધ ખોળતી આવે છે,મધને માખો ખોળવા જવું પડતું નથી.

× બંગભૂમિના સુપુત્ર, કલકત્તા પ્રેસીડેન્સી કૉલેજના પ્રખ્યાત વૈજ્ઞાનિક ડૉક્ટર જગદીશચંદ્ર બોઝે જડ પદાર્થોમાં જીવન સાબીત કરી, ખનિજ ધાતુઓમાં પણ પ્રયોગદ્વારા પ્રત્યક્ષ કરીને જે લખ્યું છે તેમાંથી એકાદ ફકરો આ સ્થળે આપ્યા વગર રહી શકાતું નથીઃ-

જ્યારે પ્રત્યક્ષ અનુભવથી મારી ખાત્રી થઇ કે આ વિશ્વના સર્વ પ્રાણી પદાર્થો-અણુ પરમાણુઓ-માં એકજ અદ્વિતીય તત્ત્વનો નિવાસ છે; ચંદ્રમંડળોના પ્રકાશમાં ઉડતાં રજકણોમાં અને આપણા ઉપર જીવનપ્રદ પ્રકાશની સતત વૃષ્ટિ કરતા ભગવાન સૂર્યનારાયણમાં પણ એ એકજ તત્ત્વનો આવિર્ભાવ છે; ત્યારેજ મને ત્રણ હજાર વર્ષ પૂર્વે ગંગાજીના કિનારાઓ ઉપરથી મારા પૂર્વજોએ પ્રચારેલા સંદેશની પ્રથમવારજ કંઇક ઝાંખી થઇ કે "જેઓ આ પ્રતિક્ષણે પરિવર્તન પામતા ચરાચર વિશ્વમાં એકજ પરમતત્ત્વનો આવિર્ભાવ અને સત્તાસ્ફૂર્તિનાં દર્શન કરે છે તેઓજ તે આંતરિક સત્યના સાચા માલિક-અધિકારી-છે. બીજા કોઇ નહિ, બીજા કોઇ નહિજ !"

(ડૉ. જે. સી. બોઝના ઇઝ મેટર એલાઇવમાંથી ભાવાનુવાદ.)

સ્વામીજીના દર્શનાર્થે આવતાં પ્રત્યેક વિદેશી સ્ત્રી–પુરુષ પાસે, સંયુક્ત પ્રાંતના છોટા લાટ સાહેબના સ્વહસ્તાક્ષરવાળી અને તેમના તરફથી આપવામાં આવેલી એક ચોપડીમાં દરેકના નામઠામ સાથે સહી કરાવવામાં આવતી. પરંતુ એ બધાં નામો આ પુસ્તકમાં પ્રસિદ્ધ કરવા જતાં એક બીજું પુસ્તક ભરાય તેમ છે. કેટલાક તો બબ્બે–ત્રણ ત્રણ વરસને આંતરે હિંદુ શિષ્યોની માફક ફક્ત દર્શન કરવાના હેતુથીજ છેક યૂરોપ–અમેરિકા જેવા દૂર દેશાવરથી કાશીમાં આવતા હતા. એમાં કોઇ કોઇ સાહેબ કે મડમોનો તો સ્વામીજી ઉપર અસાધારણ ભક્તિભાવ હતો. સ્વામીજી બધાંયને પ્રેમપૂર્ણ વાર્તાલાપથી આનંદિત કરતા હતા. સંસ્કૃત જાણનાર દરેક આગંતુકને સ્વામીજીનાં સટીક આઠ ઉપનિષદો તથા "સ્વારાજ્યસિદ્ધિ" નામનાં પુસ્તકો ભેટ મળતાં હતાં. આવી રીતે ઉપનિષદાદિ હજારો ગ્રંથો વહેંચાયા છે. આનંદબાગમાં આવી સ્વામીજીનાં દર્શન કરી ગયાં હોય એવાં યૂરોપ–અમેરિકાવાસીઓની સંખ્યા એક લાખ કરતાં વધારે હશે, અને જો ઇચ્છા હોત તો નિદાન ચારપાંચ હજાર વિદેશી સ્ત્રીપુરુષોને સ્વામીજી પોતાના મંત્રશિષ્ય બનાવી શકયા હોત; કારણ કે યૂરોપના અનેક મોટા મોટા દાર્શનિકો અને અનેક અમેરિકન દર્શકો મંત્રદીક્ષા લેવા સારૂ સ્વામીજીને વારંવાર વીનવતા હતા; પરંતુ સ્વામીજી કોઇ પણ પરધર્મીને મંત્ર નહિ આપતાં મુસલમાનનો મુસલમાની ધર્મમાં અને ખ્રિસ્તીનો ખ્રિસ્તી ધર્મમાં વિશ્વાસ દૃઢ થાય એવોજ ઉપદેશ વારંવાર આપી સર્વને સુમધુર વાર્તાલાપથી સંતુષ્ટ કરતા. વિશેષમાં, પોતે અંગ્રેજી ભાષાથી અજાણ છતાં પણ ખ્રિસ્તી ધર્મને તિલાંજલિ આપવા તૈયાર થયેલા ભકતોને તેઓ ખ્રિસ્તી ધર્મની સારરૂપ વાર્તાઓ એવી તો સુંદર રીતે સમજાવી દેતા કે પછી કોઇ પણ સાહેબ યા મડમ સ્વધર્મનો ત્યાગ કરવાનો વિચાર કરતાં નહિ. આમ હોવાથી પોતપોતાના ધર્મનાં ગૂઢ તત્ત્વો બરાબર સમજવા સારૂ અનેક વિદેશી ભકતોએ ફક્ત એટલાજ ઉદ્દેશથી, વખતોવખત યૂરોપ–અમેરિકાથી કાશીધામમાં આવવાનો જાણે નીમજ લીધો હતો. સ્વામીજીનાં દર્શને આવનાર વિદેશી સ્ત્રીપુરુષ ભકતો ઉઘાડે માથે ઘુંટણે પડીને સ્વામીજીના જમણા હાથને ચુમી લેતાં.

અલાહાબાદની બેચલર કંપનીએ જર્મનીથી નાના નાના

પથ્થરપર સ્વામીજીની અતિ સુંદર અને તેજસ્વી મૂર્તિ ચીતરાવી મંગાવી હતી; અને તે પ્રત્યેક મૂર્તિ દશ દશ રૂપિયે વેચતા હતા. કહેવાય છે કે, દૈવવશાત્ એક દહાડો એવી એક મૂર્તિ જર્મનીના સમ્રાટ્ ( કૈસર ) વિલિયમ બીજાના હાથમાં જઇ ચઢી. જર્મન સમ્રાટને આવી રીતે સ્વામીજીની ભાળ લાગતાં, તેમને પોતાની રાજધાનીમાં લઇ આવવા સારૂ તેણે શ્રીયુત અફ કોનિગ્ઝ માર્કને હિંદુસ્થાન મોકલ્યો. કહેવું બીનજરૂરી છે કે, સ્વામીજીએ જર્મન-સમ્રાટ્ની એ વિનતિ માન્ય કરી નહિ.કોનિગ્ઝ માર્કને મોઢે સ્વામીજી-વિષેની હકીકત સાંભળી લઇ જર્મન બાદશાહે સ્વામીજીને પોતાનો તેમજ પોતાના પિતામહનો એમ બે ફોટા ભેટ મોકલ્યા.* "જર્મન અને રૂશિયન સમ્રાટ વગેરે સ્વામીજીના કુશળસમાચાર જાણવા સારૂ વખતોવખત પત્રો લખતા હતા."× આગલા પ્રકરણમાં જણા-વાઇ ગયું છે કે, રૂશિયાના છેલ્લા ઝાર નિકોલાસ કાશીમાં આવીને સ્વામીજીનાં દર્શન કરી ગયા હતા.

અમેરિકાના ચિકાગો શહેરના ધર્મમહામંડળમાં પધારવા સારૂ સ્વામીશ્રીને દર વખત આમંત્રણ આવતું હતું; પણ તે દરેકના જવાબમાં સ્વામીજી લખાવતા હતા કે "મારાથી અવાય તેમ નથી."

આ સસાગરા પૃથ્વીનાં સર્વ સ્થળોના કેટલા બધા મોટા મોટા કાઉન્ટો, બેરનો, લૉર્ડો, લેડીઓ, માર્ક્વિસો, ડયૂકો, વૈજ્ઞાનિકો, દાર્શનિકો, જનરલો, કર્નલો વગેરે વગેરે સ્વામીજીને જોવા સારૂ આનંદબાગમાં આવતા હતા. અહીંઆં કોઇ સવાલ કરશે કે, તેઓ બધા શા ઉદ્દેશથી આ નગ્ન સંન્યાસીનાં દ્વાર ખખ-ડાવતા આવતા હતા? ભારતવર્ષનો નગ્ન સંન્યાસી દર્શન કરવા લાયક છે એમ માનીને કે પછી કેવળ કુતૂહલના માર્યાજ તેઓ પોતપોતાનો દરજ્જો અને મર્યાદાને વિસરી જઇને તેને જોવા આવતા હતા? યૂરોપીયન સ્ત્રીપુરુષોના રહેઠાણ બનારસ કેન્ટોન્મેન્ટ-(શિકરોલ)માં પણ સંન્યાસી, દંડી ને પરમહંસનો કંઇ અભાવ નહોતો, તો પછી કેમ તેઓ બે કોશ કરતાં વધારે રસ્તો ગાડીમાં અથડાતાં-કૂટાતાં વટાવીને આનંદબાગમાં આવવાનું પસંદ કરતા

* ફોટો મોકલતી વખતે કોનિગ્ઝ માર્ક સાહેબે જર્મન ભાષામાં જે પત્ર લખ્યો હતો તેનો અંગ્રેજી અનુવાદ પરિશિષ્ટમાં આપ્યો છે. (જુઓ પરિશિષ્ટમાં પત્ર નં. ૬ઠ્ઠો.)

× 'બંગવાસી' તા૦ ૧ શ્રાવણ ૧૩૦૬ બંગાબ્દ.

હતા ? વળી સમસ્ત હિંદુસ્થાનના ગવર્નર જનરલ, કમાન્ડર ઇન–ચીફ્ (મુખ્ય સેનાપતિ) વગેરે સાહેબો અને મડમો જેઓ ઇચ્છા કરે તો સેંકડો દંડીઓ અને પરમહંસોને પોતાને બંગલે બોલાવીને દર્શન કરી શકે, તેઓ પણ કેમ આ ભારતવાસી નગ્ન સંન્યાસીની ઝુંપડીએ આવ્યા કરતા હતા ? * કોક કોક વેળા તો દેશીને વિદેશી તમામને સ્વામીજી દર્શન આપતા નહોતા. માજીસ્ટ્રેટ, મેજર, કર્નલ વગેરે જેવા ભારતવર્ષના મોટા મોટા અમલદાર સાહેબોને પણ વીલે મોઢે પાછા ફરવું પડતું હતું. એ વાત સારી રીતે જાણ્યા–સાંભળ્યા છતાંય કેમ તેઓ સ્વામીજીનાં દર્શને આવતા હતા ? મોટા અને છોટા લાટ સાહેબો સ્વામીજીનાં દર્શને આવવા પહેલાં પોતપોતાના પ્રાઇવેટ સેક્રેટરી-(ખાનગી મંત્રી)ને મોકલી કયા દિવસે અને કયા વખતે સ્વામીજીનાં દર્શન થઈ શકશે તે નક્કી કરી લેતા હતા, તેથી સ્પષ્ટ જણાય છે કે, તેઓ સ્વામીજીને એક અસાધારણ પુરુષ માનીનેજ તેમનાં દર્શને આવતા હતા. સાહેબ અને સાહેબપત્નીઓમાં સ્વામીજી 'બનારસનો પુણ્યાત્મા'એ નામથી ઓળખાતા હતા. યૂરોપ અને અમેરિકાથી જે સઘળા ધર્મચુસ્ત અને તત્ત્વશોધક લોકો ભારતવર્ષમાં આવતા હતા, તેઓ ભાસ્કરાનંદસ્વામીને જોયા વગર પોતાના આગમનને નિષ્ફળ લેખતા હતા. અમેરિકાનો 'બ્યારોજ' ઈંગ્લાંડનો 'ફ્રેયાર બેરન' જર્મનીનો 'દેઓસેન' તેમનાં દર્શન કરી કૃતાર્થ થઇ ગયા છે. તાત્પર્ય કે, કેવળ માત્ર કુતૂહલનું નિવારણ કરવા ખાતરજ સાહેબો અને સાહેબપત્નીઓ સ્વામીજીનાં દર્શને આવતાં હતાં એમ નહોતું. ×

---

* હિંદુસમાજ તો સ્વામીજીનું વારંવાર રટણ કરતો હતો, તેમજ દેશનાં સર્વોત્કૃષ્ટ માણસોને પણ સ્વામીજીને માત્ર એકજ વાર મળવાનો પ્રસંગ પ્રાપ્ત થવો એ એક મહામૂલ્યવાન જીવનલ્હાણ હતી. યૂરોપીય વિદ્વાનો અને જગવિખ્યાત મહાનુભાવો પણ હિંદુ સંસ્કૃતિ, જ્ઞાન અને તપશ્ચર્યાની એ જીવંત પ્રતિમાને જોઇ આશ્ચર્યચકિત થઇ જતા.

('ધી ઇન્ડીઅન મિરર' જુલાઈ ૧૮૯૯)

× "જ્યારે હું કાશીમાં હતો ત્યારે સ્વ. સ્વામી ભાસ્કરાનંદજીને ઘણીવાર મળવા જતો અને તેમનાં દર્શને આવનાર બીજા અનેક માણસોની પેઠે હું પણ તેમના તરફ માન અને પૂજ્યભાવથી જોતો." સંયુક્ત પ્રાંતના ચીફ સેક્રેટરી (મુખ્ય મંત્રી) શ્રીમાન પોર્ટર સાહેબે

ફક્ત એકજ વાર સ્વામીજીને નિહાળવાથી યૂરોપીયન નરનારીઓનાં મનપર કેવી છાપ પડતી હતી તેનું વર્ણન ૧૮૯૬ના ફેબ્રુઆરી માસના 'ઇંગ્લીશમેન' પત્રમાં, અમેરિકાવાસી માર્કટ્વેન સાહેબે બહુ સુંદર રીતે કર્યું છે.

સુવિખ્યાત ગ્રંથકાર માર્કટ્વેન સાહેબ યૂરોપ અને અમેરિકામાં અત્યંત મશહુર છે. તેઓ જ્યારે સન ૧૮૯૬ ના ફેબ્રુઆરી માસની ૫ મી તારીખે સ્વામીજીનાં દર્શન કરીને કલકત્તામાં આવી પહોંચ્યા, ત્યારે કલકત્તાની અંગ્રેજ વસ્તીમાં તેઓ સાહેબના આવાગમનથી ખાસ ઉત્સવ થયો હતો અને સેંકડો અંગ્રેજ સ્ત્રીપુરુષો કિલ્લાના મેદાનમાં અને નગરભવન( ટાઉન હૉલ )માં માર્કટ્વેન સાહેબનાં વ્યાખ્યાનો સાંભળવા માટે દરરોજ એકઠાં થતાં હતાં. કલકત્તાના "ઇંગ્લીશમેન" પત્રના એક પ્રતિનિધિએ તે અરસામાં એક દિવસ માર્કટ્વેન સાહેબની મુલાકાતે આવીને પ્રશ્ન કર્યો કે "આપે ભારતવર્ષમાં આવીને સર્વત્ર ભ્રમણ કર્યું છે, તો અત્યારે હવે કયો વિષય આપને ખાસ ઉલ્લેખ કરવા યોગ્ય લાગે છે વારૂ ?"

માર્કટ્વેન સાહેબે એના જવાબમાં કહ્યું કે "કાશીધામ અને ત્યાં જોયેલા સંતપુરુષ"

પ્રતિનિધિ–"કયા સંત પુરુષની વાત આપ કરો છો ?"

માર્કટ્વેન–"સ્વામી ભાસ્કરાનંદ."

એમ કહીને માર્કટ્વેન સાહેબે પ્રતિનિધિ મહાશયને સ્વામીજીની એક છબી બતાવી, અને જણાવ્યું કેઃ—

"તેઓ એક એવી વ્યક્તિ છે, કે જે ભારતવર્ષના એક છેડાથી બીજા છેડા સુધી સર્વત્ર પૂજાય છે." વળી માર્કટ્વેન સાહેબે વધારામાં કહ્યું કે "રસ્તે જતાં જતાં મેં જોયું હતું કે, ઠેકાણે ઠેકાણે મંદિરો બાંધી તેમાં તેમની પ્રતિમૂર્તિની સ્થાપના થયેલી છે, અને આનંદબાગમાં પ્રવેશ કરતાં તેમને દૂરથી મારા ભણી આવતા જોઇને હું તુરત સમજી શકયો કે જે જીવંત મનુષ્યની પ્રતિમૂર્તિઓ મંદિરોમાં પ્રતિષ્ઠિત થઇને પૂજાય છે, તેજ એ વ્યક્તિ."

પ્રતિનિધિ મહાશય લખે છે કેઃ–"માર્કટ્વેન સાહેબે સ્વા-

---

જે પત્ર લખ્યો છે તેમાંથી આ ભાગ ઉદ્ધૃત કરેલો છે. પરિશિષ્ટમાં પત્ર નં. ૯ જુઓ. પોર્ટર સાહેબ કાશીના મેજીસ્ટ્રેટ હતા.

મીજીની છબી તરફ મારી દૃષ્ટિ ખેંચી, પણ તેમાં તિરસ્કાર કે મશ્કરીનો ભાવ લેશમાત્ર નહોતો. એ જાણીને તેઓ સાહેબના વાચકો પૈકી ઘણાંકને આશ્ચર્ય થશે, પણ (ઇલાજ નથી) માર્ક-ટવેન સાહેબ જ્યારે કોઇ વિષયને ગંભીર માને છે, ત્યારે તેઓ અત્યંત ગંભીર હોય છે."

તે પછી પ્રતિનિધિ મહાશય બોલ્યાઃ–" બહુજ આશ્ચર્યની વાત ! આપ અમને એવી વાતો કહીને હસાવી મૂકો છો, અને તેથી તો આપના લેખોની આટલી બધી ખ્યાતિ છે; પરંતુ એ નગ્ન સંન્યાસીની વાતો કરતાં મેં ધાર્યું હતું કે કોણ જાણે કેટલાએ હસાવશો; પરંતુ હું જોઉં છું કે, આપને મન તેજ વ્યક્તિ વિશેષ ઉલ્લેખ કરવા જેવી છે નહિ વારૂ ?" તેના ઉત્તરમાં માર્ક-ટ્વેને ઉશ્કેરાઇ જઇને જણાવ્યું કે "કેમ નહિ, તેઓ તો દેવતા છે."

પ્રતિનિધિઃ–" તેમના સ્વરમાં યા કથાવાર્તામાં કે અન્ય બાબતમાં સાધારણ મનુષ્યના કરતાં કંઇ વિશેષતા દેખાય છે ?"

માર્કટવેન ' કંઇજ નહિ. ભારતસરકારના કોઇ સભ્ય વિદ્વાન અને સુતીક્ષ્ણ બુદ્ધિવાળા મંત્રીને નગ્નાવસ્થામાં જોતાં તે જેવો દેખાય, બરાબર તેવાજ તેઓ (સ્વામીજી) દેખાય છે. ફેર-માત્ર એટલોજ કે, તેઓ આધુનિક સભ્યતાના બાહ્ય શણગારથી સજાયલા નથી. પહેલ પ્રથમ તેમનું મુખ જોતાં મને અમેરિકાના માજી રાજમંત્રી ( સેક્રેટરી ઑફ સ્ટેટ ) ડબ્લ્યુ. એમ. એવર્ટ્સ સાહેબનું સ્મરણ થઈ આવ્યું. અત્યારસુધીમાં અમેરિકામાં જે કેટલીક સર્વશ્રેષ્ઠ પ્રતિભાશાળી વ્યક્તિઓ પાકી છે તેમાંની એક આ એવર્ટ્સ સાહેબ છે. ત્યારપછી વળી ધારીને જોતાં તેમનું મુખ મને બીજા એક પ્રખ્યાત અમેરિકન ડૉકટર ટાલ્મેજના મુખ સાથે મળતું લાગ્યું; પરંતુ એ મસ્તક—એ ભેજું ડૉકટર ટાલ્મેજના કરતાં અધિક બુદ્ધિમાન છે."

પાછા ફરતી વખતે "ઇંગ્લીશમેન"ના પ્રતિનિધિએ પૂછ્યું કે "હું માનું છું કે, આપ એક પાશ્ચિમાત્ય અને ખાસ કરીને એક અમેરિકન હોવાથી, બનારસની જૂની પુરાણી વાતોની આલોચના કરવા કરતાં, બ્રિટિશ અમલતળે ભારતવર્ષે જૂદા જૂદા ક્ષેત્રમાં જે પ્રગતિ કરી છે તેની આલોચના–વિચારણા–કરવામાં સવિશેષ રસ લેતા હશો ?"

એનો જવાબ આપતાં માર્કટ્વેન સાહેબ અર્થસૂચક મસ્તક હલાવતા બોલ્યા કે, "ના, મુદ્દલે તેમ નથી. હું કહેતાં જરા પણ

અચકાતો નથી કે, મારી આટલી બધી મુસાફરીઓમાં આ સંન્યાસીના જેવી અજબ વ્યક્તિ મેં હજુસુધી ક્યાંય જોઇ નથી. ભારતવર્ષમાં થયેલા ફેરફાર તો મને ઘણા વખતથી જાણીતાં છે, પણ આવી વ્યકિત સાથેનો મેળાપ તો મનુષ્યજીવનમાં કવચિતજ સંભવી શકે.×

ઇ૦ સ૦ ૧૯૦૦ ના મે માસની ૧૮ મી તારીખના "ઇન્ડિયન ડેલી ન્યુસ" પત્રમાં, આસામમાં પ્રવાસ કરતી એક અંગ્રેજ બાનુને હાથે લખાયલો જે લેખ પ્રસિદ્ધ થયલો છે તેમાંથી કેટલોક ભાગ નીચે આપ્યો છે. એ વાંચવાથી વાચકને સમજાશે કે, સ્વામીજી અંગ્રેજ મહિલાઓના પણ કેવા ભકિતપાત્ર બન્યા હતા.

છેલ્લી અવસ્થામાં સ્વામીજીનો દેખાવ કેવો હતો તેનું વર્ણન કરતાં એ મેમ સાહેબ લખે છે કે:—

"થોડા દહાડાપર 'ડેલી ન્યુસ' પત્રમાં 'સદ્ગતનો સત્કાર' એ મથાળા તળેના લેખમાં સ્વામી ભાસ્કારાનંદ સરસ્વતીના નામનો ઉલ્લેખ જોઈ હું જાણી શકી કે, બનારસ ધામના 'હોલી મેન' વા પુણ્યાત્માએ ઈહિજીવન–સીમા વટાવી જઇને અપર રાજ્યમાં પ્રવેશ કર્યો છે. એ અજ્ઞાત રાજ્ય, વ્યકિતગત ધર્મ અગર માન્યતા અનુસાર ભીતિપ્રદ કે આવકારદાયક લેખાય છે. આ જગદ્વિખ્યાત સાધુના સંબંધમાં તો તે, આ અનિત્ય અને વિચાર કરવા પણ યોગ્ય નહિ એવા જડ જગતના સકળ પદાર્થો કરતાં પણ વધારે પ્રત્યક્ષ થયેલું હોવાથી, ખાસ વધારે આવકારદાયક અને ઈચ્છિવાયોગ્ય હતું. મારે સ્વામીજી સાથે અંગત પિછાન હતું. જગતની જૂદી જૂદી જાતિઓના લોકોમાં મારે ઓળખાણપિછાન છે, છતાં આ પિછાનથી હું મને ખાસ ગૌરવશાળી અને ધન્ય માનું છું; એમના સ્મરણમાત્રથી મને અનિર્વચનીય આનંદનો અનુભવ થાય છે. શરીર શીર્ણ હતું–કૃષ હતું, પણ એ શીર્ણતામાં—એ કૃષતામાં એક અપૂર્વ દિવ્ય જ્યોતિ પ્રકાશતી હતી, જે જોતાંજ મનની ખાત્રી થતી કે, જડપર મનની સત્તા ખરેખર સ્થાપિત થઇ શકે છે. સ્વામીશ્રી તેનું પ્રત્યક્ષ દૃષ્ટાંત હતા. તેમની કઠોર તપશ્ચર્યા ભારતવર્ષના ઇતર સાધુ–સંન્યાસીઓની તપશ્ચર્યાની પેઠે દિલને અણગમો ઉપજાવનારી નહોતી પણ તેથી તો ઉલટું અજબ ભાવથી દિલ આકર્ષાતું હતું.

---

× માર્ક વેન સાહેબે યૂરોપના વિયેના નગરથી જે એક પત્ર લખી મોકલ્યો છે, તે પરિશિષ્ટમાં દાખલ કર્યો છે. (જુઓ પત્ર નં. ૨ જો)

સ્વામીજીનું શરીર બહુ મોટું નહોતું, તેમ બહુ નાનું પણ નહોતું. માથે તાલ હતી, દાંતનું નામ નહોતું, ચામડીના ઢાંકણ તળે આવેલા એમના દેહપિંજરનાં હાડકાં–પાંસળાં એકે એક સ્પષ્ટ ગણી શકાતાં હતાં; તેમ છતાં એમના અવયવ, એમનો ચહેરો એવાં તો અસાધારણ રીતે ભવ્ય અને સ્વાભાવિક ગાંભીર્યયુકત હતાં કે જે કોઇ મોટા સમ્રાટને શોભાવે. આ લક્ષણો એમનામાં જન્મ-સિદ્ધ (નૈસર્ગિક) હતાં અને તે વળી સુંદર શિષ્ટાચાર અને સરળ સ્વભાવથી યુકત હતાં. આવે સ્થળે ઉચ્છૃંખલતાયુકત દંભ અથવા તો જૂઠી દીનતાનો ભાસ હોવાનો સંભવ છે, પરંતુ તે એમાંથી એકેનો છાંયો સુદ્ધાં તેમનામાં નહોતો. ઉલટું એમની કાન્તિમાં એક જાતનું અપૂર્વ ગૌરવ અને સ્વર્ગીય ભાવ દેખાઇ આવતાં હતાં કે જે માત્ર ન્યુમેન, કે કેબલ જેવી કોઇકજ મહાન વ્યક્તિઓમાં દીઠામાં આવે છે. એ મુખશ્રી—એ કાન્તિ અંતરના ભાવ સૂચવતી હતી, બાહ્યજગતની કોઇ પણ બાબતથી તેમાં રજમાત્ર ફેરફાર થતો નહિ. કોઈ પણ મહાપુરુષનામાં એ વધારે પ્રમાણમાં દેખાઇ નથી.

નવા આવનારા અજાણ્યા માનવો એમને સર્વ વિષયોના સંપૂર્ણ જાણકાર જોઇને ઘણી વાર આશ્ચર્યચકિત થઇ જતા. વસ્તુતઃ એમની બુદ્ધિ સ્વચ્છ અને તીક્ષ્ણ હોઇ જાતે અત્યંત સુશિક્ષિત હતા. સામયિક સમાચારોની બાબતમાં એઓ સંપૂર્ણ માહિતી ધરાવતા હતા; અને તે સંબંધમાં તેમના મત સ્પષ્ટ અને ચોક્કસ હતા. એમનું ચિત્ત ઉચ્ચ અધ્યાત્મવિદ્યામાં સંપૂર્ણ તરબોળ થયું હતું. એઓ યોગ્ય પાત્ર હતા તે પણ અવશ્ય; તથાપિ તેમના પૂજનાર્થે આવતા અગણિત લોકોની અસ્ખલિત પૂજા–અર્ચાથી કોઈ કોઇવાર એઓ ખરેખર કંટાળી જતા.”

સને ૧૮૯૯ની ૧૭મી જુલાઇની કાશીથી નીકળતા “ભારત જીવન” પત્રમાં પ્રસિદ્ધ થયું છે કેઃ—

“આ સ્વામીજી મહારાજનો એવો પ્રભાવ હતો કે, ભારતીય રાજા–મહારાજાઓના રત્નજડિત મુકુટો સ્વામીજીનાં ચરણોમાં નમી પડતા; એટલુંજ નહિ પરંતુ યૂરોપ અને અમેરિકાના મોટા મોટા વિદ્વાનો અને ધનવાનો ખૂબ નમ્રતા અને શ્રદ્ધાભક્તિપૂર્વક સ્વામીજીનાં દર્શન કરીને પોતાને કૃતકૃત્ય માનતા હતા. સ્વામીજીના યોગબળનોજ એવો પ્રભાવ હતો કે વિદેશી, વિજાતિ અને વિધર્મી જનો દ્વેષરહિત થઈને નમી પડતાં.

એક પ્રચલિત કહેવત છે કે "ગામનો જોગી ભીખ ન પામે." પરંતુ સૌભાગ્યની વાત છે કે, એ કહેવત સ્વામીજીના સંબંધમાં ખરી નહોતી. ભારતવર્ષના સિવિલિયન યાને અમલદારો પૈકી કોઇ કોઈ તો વરસમાં નિદાન એક વાર રજાના સમયમાં આવીને તેમનાં દર્શન કરી જતા; અથવા વખતોવખત કાગળપત્રોદ્વારા ખબર મંગાવતા. કાશીના માજીસ્ટ્રેટ વગેરેની તેમના પ્રતિ યથેષ્ટ શ્રદ્ધાભક્તિ હતી. તેની સાબિતીરૂપ કાશીના કલેકટર કબ સાહેબ તરફથી આવેલો પત્ર પરિશિષ્ટમાં આપ્યો છે. (નં. ૮નો પત્ર જુઓ) કાશીધામના ભાગ્યવિધાતા–જીલ્લા માજીસ્ટ્રેટ કબસાહેબે એક વાઘનો શિકાર કરીને તેનાં બે અસ્થિ (સેમટોકસ) સ્વામીજીને ભેટ દાખલ મોકલ્યાં અને લખ્યું કે, વાઘ પોતે મારેલો છે અને થોડા સમયમાં તે પંડે સ્વામીજીનાં દર્શને આવશે. કાશીના કમીશ્નર રોબર્ટ્સ સાહેબ વખતોવખત સ્વામીજીને ભાતભાતનાં ફળમેવાની ભેટ મોકલતા હતા.

યૂરોપ–અમેરિકાના પ્રખ્યાત ગ્રંથકારો પોતપોતાનાં બનાવેલાં પુસ્તકો સ્વામીજીને મોકલતા હતા. એવી રીતના સેંકડો પત્રોમાંથી 'ભારતબંધુ' કેન સાહેબનો પત્ર પરિશિષ્ટમાં પ્રસિદ્ધ કર્યો છે. (પરિશિષ્ટમાંનો પત્ર નં. ૭ જુઓ.)

૧૮૯૮ના જુલાઇ માસમાં સંયુક્ત પ્રાંતના છોટા લાટ(લેફ્ટેનન્ટ ગવર્નર) માનનીય જે. ડીગસ લાટોસ સાહેબ સ્વામીજીનાં દર્શન કરવા આનંદબાગમાં આવ્યા. વિવિધ વાર્તાલાપને અંતે લાટ સાહેબે એક સોનામહોર સ્વામીજીને ભેટ ધરી. સ્વામીજીએ મહોર લઇને બગલ પાસે મૂકી, ત્યાંથી તે સરી પડી; પછી પાછી સ્વામીજીએ તેને ઉપાડી લઈને ડુંટી ઉપર મૂકી,તો ત્યાંથી પણ તે પડી ગઇ. એટલે પછી તેઓ સહાસ્ય વદને બોલ્યા કે "આ વસ્તુ મારા શરીરના કોઇ પણ ભાગપર સ્થિર રહી શકતી નથી, તેથી હું તે રાખીશ નહિ." એમ કહીને સ્વામીજીએ તે મહોર પાછી આપી દીધી.

પૃથ્વીના કોઇ પણ ભાગમાંથી જે આંગ્લ નર–નારીઓ આવતાં તેમની સર્વની સહીઓ, આ છોટા લાટ સાહેબે રખાવેલા એક પુસ્તકમાં (આલ્બમમાં) લેવામાં આવતી. આ પુસ્તકમાં છોટા લાટ સાહેબે પોતાનું નામઠામ વગેરે બાબતો પણ લખી છે. 'यतीन्द्र-चरित' માં આ બાબતવિષે લખ્યું છે કેઃ—

**पत्राणि पुष्पाणि फलानि तस्मै ददे यतिः सोऽपि महानमुष्मै।**
**इयेष दातुं बहुलं स्ववस्तु त्यागी तदोवाच न दातमस्तु॥**

અર્થાત્ સ્વામીજીએ લાટ સાહેબને ફળફૂલાદિ દેવા માંડયાં ત્યારે લાટ સાહેબે પણ તેવીજ ભેટો દેવા માંડી. સ્વામીજીએ કહ્યું કે 'આ કંઇ દાન નથી.' એમ કહી સ્વામીજીએ લાટ સાહેબને એક કેળું આપ્યું. લાટ સાહેબ તે પ્રસાદી જમી ગયા. પછી સ્વામીજીની સાથે લાટ સાહેબ આનંદબાગમાં ફરવા લાગ્યા; પરંતુ આગળથી પોતાનું આગમન જાહેર થઇ ગયાથી લોકોની ભીડ બહુ થઈ હતી તેથી તેમની એકાંતમાં વાત કરવાની ઇચ્છા પૂર્ણ ન થઈ. (જુઓ પરિશિષ્ટમાં પત્ર નં. ૧) પછી ટોપી ઉતારી વારંવાર પ્રણામ કરી, લાટ સાહેબ પોતાના અનુચરો સાથે વિદાય થયા. ત્યારથી લાટ સાહેબ જ્યારે જ્યારે આવતા ત્યારે આગળથી જાહેરાત કરતા નહિ.

૧૮૯૮ના ડિસેમ્બરની ૨૦ મી તારીખે ભારતવર્ષનો વડો સેનાપતિ જનરલ લકહાર્ટ સાહેબ સ્વામીજીનાં દર્શન સારૂ પત્ની-સહવર્તમાન આનંદબાગમાં આવ્યો. લકહાર્ટ સાહેબની સાથે તેનો મિલિટરી સેક્રેટરી કર્નલ બી. ડફ અને કાશીના કલેકટર, કમીશ્નર વગેરે આવ્યા હતા. સ્વામીજીએ તેમને દર્શન આપ્યાં હતાં. વિવિધ વાર્તાલાપ પછી પાછા ફરતી વખતે જનરલ લકહાર્ટ સાહેબે તથા સાથે આવેલા બીજા મહાશયોએ, ગાડીમાં બેઠાપછી ત્રણ વાર ટોપી ઉતારીને સ્વામીજી મહારાજને પ્રણામ કર્યા.





# અધ્યાય ૧૩ મો—જન્મભૂમિમાં પુનરાગમન

સંવત ૧૮૨૫માં સ્વામીજી આનંદબાગમાં પધાર્યા, ત્યારથી તે સંવત ૧૮૫૨ સુધીનાં સત્તાવીસ વર્ષ દરમિયાન સ્વામીજીએ એકે દિવસ આનંદબાગના કમ્પાઉન્ડની બહાર પગ મૂકયો નહોતો. તેમના ભક્તશ્રેષ્ઠ કાનપુરના લાલા ગયાપ્રસાદે મૈથીલાલપુરમાં તેમના પિતૃભવનની સામે આવેલું તળાવ સુધરાવી અને તેની નજીકમાં દશ હજાર રૂપિયાને ખર્ચે એક ધર્મશાળા અને મંદિર વગેરે બંધાવ્યાં; પરંતુ ગયાપ્રસાદે દૃઢ પ્રતિજ્ઞા કરી હતી કે, સ્વામીજી પોતે પધારશે નહિ ત્યાંસુધી પોતે મંદિરાદિની પ્રતિષ્ઠા કરશે નહિ. સ્વામીજી પણ જન્મભૂમિમાં ફરી વાર જવાને અનિચ્છા દેખાડવા લાગ્યા; પરંતુ તેમના જેવી ભક્તવત્સલ વ્યક્તિ ભક્તની પ્રાર્થનાનો અનાદર ક્યાંસુધી કરી શકે? તેથી ગયાપ્રસાદની વિવિધ જાતની વિનવણી ને કાલાવાલાથી કૃપાવશ થઈને આખરે ઉપર લખ્યા દિવસે તેઓશ્રીએ એકાએક કાશીનો ત્યાગ કર્યો.

તેમણે છાનામાના, કોઈને પણ જાણવા દીધા વગર ઓચીંતું કાશી છોડયું; કારણ કે અયોધ્યાના તાલુકદારો વગેરેને જો સહેજ પણ ખબર મળે કે સ્વામીજી અયોધ્યા રોહિલખંડ રેલ્વે મારફત કાનપુર પધારે છે, તો આખે રસ્તે તેઓ બધા પોતપોતાના ગામની નજીકનાં સ્ટેશનોએ હાજર રહી બધાય તેમને પોતપોતાને ઘેર લઇ જવા સારૂ અતિશય આગ્રહ કર્યા વગર રહે નહિ; પરંતુ કેવું આશ્ચર્ય! રેલગાડી અયોધ્યાના સ્ટેશનમાં દાખલ થઇ ઉભી ન ઉભી એટલામાં તો અયોધ્યાના મહારાજ સર પ્રતાપનારાયણસિંહ બહાદૂર આવીને હાજર થયા; અને સ્વામીજી મહારાજ તેમનાં પુણ્ય પગલાંથી પોતાનું રાજભવન પાવન કરે તેટલા સારૂ વારંવાર આગ્રહ કરવા લાગ્યા. સ્વામીજી ભક્તની પ્રાર્થના અમાન્ય કરી શકયા નહિ, અયોધ્યાપતિના આગ્રહને આધીન થયા. તુરતજ તેર ઘોડા જોડેલા સુંદર રથમાં સ્વામીજીને પધરાવી મહારાજ બહાદૂર પોતે સારથિપણું કરવા લાગ્યા. ઘોડાઓને બહુ સુંદર રીતે શણગારવામાં

આવ્યા હતા અને પ્રત્યેક ઘોડાના કંઠમાં મોતીની એક એક માળા પહેરાવેલી હતી. સ્વામીજી રાજભવનમાં પધારતાં, અયોધ્યાપતિએ તેમનું વિધિપૂર્વક અર્ઘ્યપૂજન કર્યું અને રાજ્ય, ખજાનો, સૈન્ય, પુત્ર વગેરે પોતાનું સર્વસ્વ સ્વામીજીના ચરણકમળમાં સમર્પણ કર્યું. તે પછી સ્વામીજી ફરી પાછા રેલગાડીમાં બેસી 'કદર્હા' નામના એક સ્ટેશને આવી પહોંચ્યા. સ્ટેશનપર ગાડી આવતાંજ, કદર્હાના વતની દયાશંકર વાજપેયીજીએ પોતાને ઘેર પધારી પાવન કરવાની સ્વામીજીને વારંવાર પ્રાર્થના કરવા માંડી. દયાશંકર પરમ ભક્ત હોવા છતાં અયોધ્યાપતિની તુલનામાં છેકજ દરિદ્ર હતો; પરંતુ સ્વામીજીને તો ધની–નિર્ધનનો ભેદ હતોજ નહિ, તેથી ભક્ત દયાશંકરજીને ઘેર જવા સારૂ ફરીથી તેઓ રેલગાડીમાંથી ઉતર્યા.

તે પછી ઈસ્ટ ઈન્ડિયન રેલ્વેના કાનપુર નગર પાસે આવેલા 'ભાઉપુર' સ્ટેશને ઉતરીને સ્વામીજી પોતાની જન્મભૂમિ મૈથીલાલપુર ગામમાં આવી પહોંચ્યા. મંદિરની પ્રતિષ્ઠા તો સૌ કોઈ કરે છે, પરંતુ આજે મૈથીલાલપુરમાં આટલી બધી મેદની શામાટે ? નાનું સરખું ગામ લોકોથી ઉભરાઈ જતું હતું. સ્વામીજીના દર્શનની અભિલાષાથી કુંભમેળાની પેઠે લાખો લોકો આવતા હતા; પરંતુ તે સર્વને દર્શન આપવાનું મુશ્કેલ જણાવાથી એક ઉંચો માંચડો બનાવડાવી તેના ઉપર સ્વામીજી બિરાજમાન થયા

આ લાખો લોકો તરફથી સ્વામીજીને અર્પણ થયેલા વિવિધ પ્રકારના ખાદ્યપદાર્થો અને ફળફળાદિના ઠેકાણે ઠેકાણે ઢગલા થયા હતા તે જાણે નાના નાના પહાડ ન હોય એમ લાગતા હતા. સ્વામીજી પણ માંચડાપર બેઠા બેઠા બન્ને હાથે એ સઘળા પદાર્થો પ્રસાદરૂપે ચારેબાજુ છૂટથી આપવા લાગ્યા.× એ વેળા શ્રીમંત, દરિદ્ર, ઉચ્ચ કે નીચનો ભેદ રહ્યો નહિ. સઘળાં કોઈપણ ઉપાયે સ્વામીજીના નિજ હસ્તે અપાતા પ્રસાદની એકાદ કણિકા પણ મેળવવા તલપાપડ થઇ રહ્યાં હતાં.

---

× યતીંદ્રચરિતમાં લખ્યું છે કેઃ–

स सर्वदाताऽथ ववर्ष धाता स्वयं फलानां महतां विधाता ।
धर्मार्थकामामृतमत्र संघे प्रसाददानाच्छलतः प्रसंगे ॥

અર્થાત્ સર્વ વસ્તુદાતા મહાફળવિધાતા બીજા બ્રહ્મદેવ જેવા સ્વામીજી પ્રસાદ વર્ષાવવાને બહાને ચોતરફ ધર્મ, અર્થ, કામ અને મોક્ષની વૃષ્ટિ કરવા લાગ્યા.

લોકોની આ ગંજાવર ઠઠમાં થઇને માંચડા નજીક જવાનો જેને આશરો નહોતો એવાં કોઇ કોઈ વૃદ્ધ, અશક્ત ને લૂલાં પાંગળાં તો વળી સ્વામીજી જે પગરસ્તે થઇને મેથીલાલપુર આવ્યા હતા તે રસ્તે પડીને આળોટતા બોલવા લાગ્યા કે "આ રસ્તે થઇને સ્વામીજી પધાર્યા છે, આ રસ્તામાં તેમની ચરણરજ પડેલી છે, પ્રસાદ કરતાં ચરણરજનું માહાત્મ્ય અધિક છે" ઈત્યાદિ.

માંચડાપરથી પ્રસાદ વહેંચી રહ્યા પછી થોડી વારે સ્વામીજીએ પાસે ઉભેલા એક પોલીસ સિપાઇને બોલાવી આજ્ઞા કરી કે 'લછમન માલા નામનો એક માછી આ મેદનીમાં છે, તેને અહીંઆં બોલાવી લાવો.' સ્વામીજીની આજ્ઞા માથે ચઢાવીને પેલો પોલીસ લછમન માલાને ખોળવા નીકળ્યો, પણ કોઇ રીતે તેનો પત્તો નહિ લાગી શકવાથી તે વારંવાર નિરાશ થઇને પાછો આવવા લાગ્યો. સ્વામીજી પણ નવા નવા માણસોને મોકલવા લાગ્યા. આખરે બે કલાકની શોધને અંતે લછમન માલાને સ્વામીજીની સમક્ષ હાજર કરવામાં આવ્યો. સ્વામીજીએ તેને પોતાની બાજુમાં માંચડા ઉપર બેસાડયો. એ રીતે ગુરુની શાન્તિમય સોડમાં બેસવાનો પરમ લાભ મળવાથી શિષ્યના આનંદનો પાર રહ્યો નહિ. જગત જોતું હતું, અસંખ્ય લોકો જોતાં હતાં અને એ અથાગ મેદનીમાં સ્ત્રીપુરુષો પરસ્પર કહેવા લાગ્યાં કે "સ્વામી ભાસ્કરાનંદજી કંગાલના ઠાકોર છે, રંકના બેલી છે."

લછમન માલા જાતિએ માછી હતો, વર્ણે કાળો હતો, ઉંમર એની આશરે ચાળીસેકની હતી અને કપડામાં એણે સો થીંગડાંવાળું એક ફાટેલું વસ્ત્ર પહેર્યું હતું; પરંતુ એ એવી હીન અવસ્થાનો અને નીચ જાતિનો હતો તેથી શું થયું? મૂર્ખ લછમન માલા વગરભણતરે જે જ્ઞાનમાં જ્ઞાની હતો તે જ્ઞાન વિદ્યાનું અભિમાન ધરનારા *પંડિતો સેંકડો વર્ષ સુધી તેના ચરણ આગળ બેસી તેની પાસેથી શીખે તોપણ તે જ્ઞાનના અધિકારી તેઓ થઇ શકે કે કેમ, તે બાબત સંદેહ છે. સ્વામીજી કહેતા હતા કે "લછમન માલાને સાક્ષાત્કાર થયેલો છે." લછમન માલાને સ્વામીજીની બાજુમાં બેઠેલો જોઇને દર્શન કરનારાઓ સ્વામીજીની સાથે સાથે તેને પણ પ્રણામ કરવા લાગ્યા. કેટલાક કહેતા કે, સ્વામીજી કેવળ માત્ર મોટા લોકોનેજ ચહાતા હતા, પણ આ ઘટના જાણ્યા પછીતેઓનો

* नाहं देहश्चिदानन्दात्मेति बुद्धिर्विद्यति भण्यते ।

એ ભ્રમ દૂર થઇ ગયો હતો. મૈથીલાલપુરમાં તે દિવસે તે વેળા કેટલાએ લખપતિ, કેટલાએ મોટા જમીનદાર–તાલુકદાર, રાજા–મહારાજા વગેરે હાજર હતા; છતાં રસ્તાના કંગાલ લછમન માલાને એકલાનેજ તે દિવસે સ્વામીજીની બાજુમાં બેસવાનું મળ્યું. અંતર્યામી સ્વામીજી આગળ જો ગુણનો આદર ન થતો હોત, તો હજારો દીન દરિદ્રો અને દુઃખી કંગાલો વગેરે તેમની પાસેથી કદીએ મંત્ર મેળવવા સમર્થ થયા નહોત. સ્વામીજી પાસે વ્યક્તિભેદ હતો નહિ, જાતિભેદ હતો નહિ, હૃદયભેદ (આંતરિક યોગ્યતાનો ભેદ) તો તેઓ અવશ્ય લક્ષમાં લેતા હતા; પણ અભક્ત મોટા લોકો અને અભકત દરિદ્રોમાં તો અભકત શ્રીમંતોનોજ આદર અધિક થતો હતો આનુ કારણ તેઓ શ્રીમુખે કહેતા કે "અભક્ત શ્રીમંતનું મન એક વાર ફેરવી શકાય તો તેઓ અનેક રીતે ઉપયોગી થઇ શકે, જ્યારે અભક્ત દરિદ્રનો આદર કરતાં તે કેવળ નાના પ્રકારની લૌકિક કામનાઓ આગળ લાવીને ત્રાસજ આપ્યા કરે." અભકત દરિદ્રને કામના સાથે આવતાં કાઢી મૂકવામાં આવતો, અને અભકત ધનવાનને આદર મળતો; તે પરથી અદ્યાપિ કેટલાક જણ કહે છે કે "મોટા લોકોનોજ સ્વામીજી પાસે આદર થતો." પરંતુ વાસ્તવિક રીતે જોતાં, ભક્ત દરિદ્રને તરછોડીને અભકત ધનવાનનો કદી આદર થતો નહિ. એના જ્વલંત દૃષ્ટાંત તરીકે આ લછમન માલા તથા બીજા સ્વામીજીના પ્રિય બે–ચાર બંગાલી શિષ્યોનાં નામ પણ દઇ શકાય તેમ છે, કે જેઓની માસિક આવક દશ, વીસ રૂપિયા કરતાં અધિક નહોતી.

સ્વામીજીના જન્મથી પવિત્ર થયેલા મૈથીલાલપુરને* વિશેષ પવિત્ર કરીને સ્વામીજી કાનપુરમાં લાલા ગયાપ્રસાદને ઘેર પધાર્યા. અસંખ્ય લોકો છેક મધરાત સુધી તેમનાં દર્શન કરવા ગયાપ્રસાદને ઘેર આવી ગયા. બીજે દિવસે સ્વામીજી કાનપુરના સ્ટેશન પર આવ્યા તો ત્યાં અસંખ્ય બ્રાહ્મણોનું લશ્કર મંત્રદીક્ષા લેવા માટે તેમની રાહ જોતું હતું. સ્વામીજી આ બધા લશ્કરને મંત્રદાન

* યતીંદ્રચરિતમાં લખ્યું છે કેઃ–

भोगापवर्गमुदः एकपदे विधाता यस्मै ददाति दयया क्षयिताय दाता
श्रीमस्करी सकलशोक विराम हेतुं पादाम्बुजार्पणकृपां भवासिंधु सेतुम्

ભાવાર્થઃ–સંપૂર્ણ ભોગમોક્ષદાતા સ્વામીજીએ નગરમાં પધારીને તેને પોતાની ચરણધૂલીથી પાવન કરી ગામ ઉપર અનહદ કૃપા કરી હતી.

આપતાં આપતાં છેક થાકી ગયા. મંત્રદીક્ષા પૂરી થતાં ન થતાંમાં તો ટ્રેન આવી પહોંચી. સ્વામીજી જુએ છે કે, અનેક લોકો મંત્ર-દીક્ષા માટે આતુર બની રહ્યા છે; પણ આટલા બધા લોકોને નહિ પહોંચી વળાય એમ ધારીને દરેકના કાન આગળ પોતાનું મુખ લઇ જઇને જાહેર કર્યું કે, તેમને મંત્રદીક્ષા આપેલી છે. આથી સઘળા લોકો પોતાને કૃતાર્થ થયેલા માનવા લાગ્યા. ત્યારપછી સેનાપતિ મેજર લમ્સડને જાતે સૈનિકોને કવાયત કરાવી અને યુદ્ધકૌશલ્યનું પ્રદર્શન કર્યું. ત્યાર પછી તેઓ કાશીએ આવવા રેલગાડીમાં બેઠા. રેલગાડી અલાહાબાદ સ્ટેશનમાં દાખલ થતાં, અલાહાબાદના વિખ્યાત જમીનદાર મહાદેવપ્રસાદ ચોધરી સ્વામીજીને પોતાને ઘેર પધારવા સારૂ વારંવાર પ્રાર્થના કરવા લાગ્યા; પણ સ્વામીજીએ તેમને એક ઉત્તરથી શાંત પાડી દીધા. સ્વામીજીએ તેમને કહ્યું કેઃ–

नाऽम्भोवायुःखंधरानाऽस्मितेजः।सद्भक्तोऽयंमन्यतेमेदृशं यः॥
नायं किंचिद्वस्तुतो वस्तुलोक। एतद्विद्वांस्त्वं नयेः कः स्वमोकः॥

"હું પૃથ્વી નથી; વાયુ, જળ, તેજ કે આકાશ નથી; એ બધાંથી નિરાળો જે મને માને છે, તેજ મારો પરમ ભક્ત છે. વસ્તુતઃ સમસ્ત સંસારની કોઇ પણ ચીજ હું નથી એવું જ્ઞાન જેને થયું છે, તે કદાપિ કોઈનેય પોતાને ઘેર લઇ જવામાટે વ્યગ્ર થતો નથી." એમ કહી મહાદેવપ્રસાદને સંતુષ્ટ કરીને સ્વામીજી કાશીધામમાં પાછા પધાર્યા.





# અધ્યાય ૧૪ મો—દેહત્યાગપૂર્વે સૂચના

સ્વામીજી આનંદબાગમાં પાછા આવીને પહેલાંની માફક રહેવા લાગ્યા; પણ પાછા આવતી વેળા લછમન માલા અને તેની સ્ત્રીને સાથે લેતા આવ્યા હતા. જ્યાંસુધી લછમન માલા આનંદબાગમાં રહ્યો ત્યાંસુધી ઘણે ભાગે દરરોજ સ્વામીજીની આજ્ઞાથી એને આ ગાન ગાવું પડતું હતું:—

**लारे मालाह! किनारे लाइया। सरजूके तीरे भीड भै भारि**
**ठारे है राम लछमन दूइ भाइया ॥**

આ ગાન ગાઇને લછમન માલા ચૂપ થતો, એટલે સ્વામીજી હસતાં હસતાં કહેતા કે "માલા! મારે માટે પણ તારે નૌકા લઇને આ અસિઘાટપર જલદી આવવું પડશે." મુંબાઇ નગરીમાં બ્યુબોનિક પ્લેગે આવી દેખા દીધી. ૧૮૯૭–૯૮ના આખા ભારતમાં વ્યાપેલ ભયંકર દુકાળમાં કંઇ હજારો લોકો અન્નના અભાવે હાહાકાર કરતા પ્રાણ છોડવા લાગ્યા. સ્વામીજીએ પણ એક દહાડો કહ્યું કે "કલિના પ્રભાવે કરીને ધરતી પાપથી પૂર્ણ થઇ ગઇ છે. હવે વધારે દિવસ રહેવું ઉચિત નથી."

એક દહાડો સવારમાં સ્વામીજી બેઠા છે, એવામાં એક બંગાળી બાબુ હાથમાં એક બંગાળી છાપું લઇને ત્યાં આગળ આવ્યા. સ્વામીજીએ બાબુના હાથમાંથી છાપું લઇને જોયું તો તેમાં એક ચિત્ર છાપેલું દીઠું. મધ્યપ્રદેશનો વતની એક કંગાલ યુવક એક ઝાડ તળે પડી રહ્યો છે. બહુ દિવસ થયાં આહાર નહિ મળવાથી, તે મરવાની દશામાં છે; તથાપિ દેહપિંજરમાંથી પ્રાણ નીકળવાને હજુ કંઇક વિલંબ છે. બીજી તરફ ઝાડની ડાળપર ચાર–પાંચેક કાગડા અને નજદીક જમીનપર ત્રણ–ચાર શિયાળવાં તેના મૃત્યુની રાહ જોતાં બેઠાં છે. સ્વામીજી એ ચિત્ર જોઈને જાણે વ્યાકુળ બની ગયા અને કંઇક બોલ્યા; પણ તે સ્પષ્ટ સમજી શકાયું નહિ. બીજીજ

પળે બાલિયા શહેર પાસેના એરિયા ગામમાં રહેતા બાબુ પદ્મદેવ નારાયણ આવી ઉભા. સ્વામીજી પદ્મદેવનારાયણને જોતાંજ બોલ્યા– “ જુઓ, અમારેમાટે થોડો ખર્ચ કરવો પડે તેમ છે.” પદ્મદેવ બાબુએ તે વાતની ખુશી બતાવી. ત્યારબાદ નીચેનું નિવેદનપત્ર કાશીક્ષેત્રના ભારતજીવન પ્રેસમાં અંગ્રેજી તથા હિંદી ભાષામાં છપાવી સ્વામીજીની પોતાની સહી સાથે, તેમની ઇચ્છાનુસાર કાશીમાં સર્વત્ર વહેંચવામાં આવ્યું હતું, જેનો અનુવાદ નીચે આપીએ છીએઃ–

શ્રી ૧૦૮ પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામી ભાસ્કરાનંદ સરસ્વતીજીનો જે આશય મને જણાયો છે તેને નીચે પ્રમાણેપ્રસિદ્ધ કરૂં છું:–

શ્રીમદ્ પૂજ્યપાદ સ્વામીજીએ જ્યારથી સંન્યાસ ધારણ કર્યો, ત્યારથી આજસુધીમાં દ્રવ્યનો સ્પર્શ પણ કર્યો નથી. પોતાના ભોજનમાટે પોતાના નિવાસસ્થાનમાં રસોઇની કશી વ્યવસ્થા રાખી નથી. ભાગ્યવશાત્ જે કંઇ આવી મળ્યું તે ઉપર ગુજરાન ચલાવી લે છે. પોતાની સેવાનિમિત્તે કોઈને પણ નોકર કે સેવકતરીકે રાખતા નથી. પોતાનો શારીરિક નિર્વાહ જાતેજ કરી લે છે. જ્યારથી તેઓશ્રી કાશીના દુર્ગાકુંડ ઉપરના આનંદબાગમાં બિરાજે છે ત્યારથી જે કોઇ નોકરચાકર છે તે બાગના માલિક શ્રીઆમેટીનરેશનાજ છે. વસ્ત્રનો તો ત્યાગ કર્યો. પછી ભોજનસિવાય બીજા કશાનુંય પ્રયોજન રહ્યું નથી. જગેસર આહિર સ્વામીજીની કંઇક સેવા કરતો રહે છે તે પણ આમેટી રાજાનો નોકર છે.

રામચરણ તિવારીજી પોતાની શ્રદ્ધાભક્તિપૂર્વક પૂજ્યપાદ સ્વામીજીની પરિચર્યામાં તત્પર રહે છે તે પણ આમેટીના રાજા સાહેબના નોકર છે. સ્વામીજીએ એ પણ જાહેર કર્યું છે કે, ઉપરોક્ત તિવારીજીએ પોતાની પાસેથી કે કોઇ સત્સંગી પાસેથી કંઇ પણ લીધું નથી, તેમ ઇચ્છયું પણ નથી. તે તો જાતે સુખી છે અને જે કંઇ મેળવ્યું છે તે નોકરીદ્વારા પોતાની જાતેજ પ્રાપ્ત કર્યું છે; અને ગોસાંઈ કૃષ્ણગીરીજી કે જેમને ત્યાં તે પહેલાં નોકરી કરતા હતા તેમની પાસેથી તેમને દ્રવ્ય મળ્યું છે અને તેમનીજ લાગવગથી તે આમેટીના રાજા સાહેબને ત્યાં નોકરીએ લાગ્યા છે.

પૂજ્યપાદ સ્વામીજીની એવી ઇચ્છાજ નથી કે, કોઇ તેમના નામે સ્થાન કે મઠ બાંધે કે ગાદી સ્થાપે અને તેમના મૃત્યુ પછી તે ચાલ્યા કરે. ગૃહસ્થોમાં ઘણાયે ધનવાન, નિર્ધન અને રાજા લોકો તેમના શિષ્ય છે, પણ સ્વામીજીએ તેમને શિષ્ય થવાનું કદીપણ કહ્યું નથી; પરંતુ

તેઓએ જાતેજ પોતાના કલ્યાણને માટે તેમનો ઉપદેશ લીધો છે.

વળી જેઓ પ્રેમી અને ભક્ત છે તેઓ સારી રીતે જાણે છે કે, શ્રી સ્વામીજીએ કદી પણ પોતાના ભકતોને કહ્યું નથી કે,તમે મારી મૂર્તિઓ સ્થાપો અથવા મંદિરો બનાવો કે તળાવ, ધર્મશાળા બનાવો; પરંતુ શ્રદ્ધાળુ ગુરુભકતોએ પોતાના પુણ્ય, લોકોપકાર અને આત્મસંશોધન અને ગુરુભકિત દર્શાવવામાટે પૂજ્યપાદ સ્વામીજીના નામથી મંદિરો બંધાવ્યાં છે, પ્રતિમાઓ સ્થાપી છે અને તળાવ, ધર્મશાળાઓ વગેરે બંધાવ્યાં છે.

તેથી શ્રીસ્વામીજી મહારાજના ચરણરજસેવક રાજા-મહારાજા, સદ્ગૃહસ્થો, ધનવાન તેમજ સર્વસાધારણ લોકોએ જાણી લેવું કે, સ્વામીજીની પછી કાશીના આનંદબાગમાં કે કયાંય પણ કોઇ ચેલો, શિષ્ય કે ગુરુભાઇ અથવા સેવક બનીને ન રહે અને કોઈપણ એવા કોઇને ન માને તેમજ એવા નામ વેચનારાઓને કોઇ રોટી પણ ન આપે. કાશીમાં અથવા અન્યત્ર એવું કોઇ કહે કે, અમે પૂજ્યપાદ સ્વામીજી પાસેથી સંન્યાસદીક્ષા લીધી છે;અથવા એમ કહે કે, અમે તેમના સંન્યાસી શિષ્ય કે ગુરુભાઇ વગેરે છીએ તોપણ તેને કંઇ પણ આપવું નહિ; તેમજ તેનો આદરસત્કાર કરવો નહિ. આ માટે સૌ કોઈને પૂજ્યપાદ સ્વામીજી સોગન આપે છે.

જેમને ગુરુભાવથી અથવા કોઈ પણ ભાવથી શ્રીચરણોમાં ભકિત હોય તેઓ કાશી અથવા અન્ય સ્થાનો કે જયાં સ્વામીજીની મૂર્તિઓ સ્થાપેલી છે ત્યાં દર્શન-પૂજન ભલે કરે, પરંતુ દ્રવ્ય કે વસ્ત્ર તે મૂર્તિઓ ઉપર કદી પણ ના ચઢાવે; કેમકે પૂજ્યપાદ સ્વામીજી પોતે પણ પરિગ્રહ રાખતા નથી તો પછી તેમની મૂર્તિઓ ઉપર પણ દ્રવ્ય-વસ્ત્ર ચઢાવવાં એ અનુચિત છે. શ્રીમત્ સ્વામીજી તરફથી એ આજ્ઞા છે કે,જ્યારે પ્રાણ છૂટી જાય ત્યારે દેહને સંન્યાસીઓની રીતપ્રમાણે માટીભરેલા ઘડાઓ બાંધીને ગંગાજીમાં પધરાવી દેવો.

મારા લખવાનું તાત્પર્ય એ છે કે, શ્રીમત્ પૂજ્યપાદ જેવા અ-સંગ અને દિગંબર જન્મ્યા હતા એવાજ દિગંબર અને અસંગ રહ્યા અને એવાજ જશે, તેથી આપણું કર્તવ્ય છે કે તેમના નામને પણ સંસારમાં એવુંજ નિઃસંગ રાખીએ. ઇત્યલમ્.

દા. ભાસ્કરાનંદ સ્વામી (સ્વામીજીની સહી)

પદ્મદેવ નારાયણસિંહ બેરિયા જીલ્લે બાલિયા.



# અધ્યાય ૧૫ મો—દેહત્યાગ

૧૮૯૯ ની ૧૧ મી જુલાઇના "ભારતજીવન"માં પ્રસિદ્ધ થયું હતું કેઃ—

"શ્રી સ્વામીજી ભાસ્કરાનંદજી મહારાજ દેહત્યાગપૂર્વે મહારાજા કાશીરાજ તથા ડેપ્યુટી મહારાજ નારાયણજીને કહેતા હતા કે, હવે મને સંસારમાં બહુજ અશ્રદ્ધા થઇ ગઈ છે; એટલે હવે હું શરીર છોડી દઈશ."

એ પછી અષાઢની રપમી તિથિ અને રથયાત્રાના દિવસે રવીવારે રાતના બાર વાગતાં સ્વામીજી બેઠા થયા અને "જાણજો કે, આ સમાધિ મારી છેલ્લી સમાધિ છે" એમ કંઇક કહીને સમાધિસ્થ થયા.

સ્વામીજી પોતાના રોજના યોગીજનપ્રિય પદ્માસન ઉપર બેઠા બેઠા નશ્વર દેહને તજી ગયા, તોપણ મુખ સદાની પેઠે પ્રસન્ન હતું. (બંગાળી ઉપરથી)

મંદાક્રાન્તા*

શોકે આંસુ, નયન દ્રવતાં, હા ! વિભો હાય વિભૂ,
ક્યાંથી જોશું, કમલમુખ એ, દિવ્ય તેજે ભરેલું?
થાશે હાવાં, ન ખચિત કદા, આવવું હ્યાં ફરીથી,
કાં કે જીત્યાં, જનમ મરણે, યોગથી આ ગુરુજી. ૧
હા ! શી કાન્તિ, મધુર રમણી, દિવ્યતાથી ભરેલી !
વાણી મીઠી, રસિક જનનાં, ચિત્તમાંહે ઠરેલી !
લ્હાણું કીધું, અખિલ જગને, જ્ઞાન ને પ્રેમ કેરૂં,
દાખી દીધું, ભવતરણનું, વિશ્વને નાવ સ્હેલું. ૨
ખાલી આજે, પુનિત મઠ એ, બાગ આનંદ* કેરો,
તોએ એનો, સુયશ મહિમા, ઠામ ઠામે ભરેલો;
વૃક્ષો વેલો, ફૂલ ફળ તથા, પંખી નાના તરેંનાં,
ધૂલિમાં ને, ગગન સમિરે, છેજ એનાં નમૂનાં. ૩

* આનંદબાગ.

સંગે નો'તું. સહન ધન કે, ચીરની એક ચીંદી,
નંગૂ પંગૂ, વપુજ તદપિ, મોહિની શી રસીલી !
આકર્ષાયાં, જન ભલભલાં, વીસમીનાં રસેલાં×.
ચૂમ્યાં ચર્ણો, મુકુટ નમિયાં, રત્ન હીરે મઢેલાં ! ૪
હા ! હા ! શાં એ, ઉલટ ભરિયાં, લોકનાં થોક વહેવાં,
શ્રીમુખેથી, વચન ઝરતાં, ઝીલવાં મ્હેર એવાં !
સાધી તીરે ! જીવનમુક્તિ. ભિન્ન નો'તો હરિથી,
પુણ્યાત્મા એ, પુનિત પુરનો, દેખશું ક્યાં ફરીથી? ૫
ભો ! ભો ! સ્વામી ! ચરણ તમથી, જેમ કૈલાસ વાસે,
શોભી કાશી, નિખિલ જગ તે. શૂન્ય આજે ઉદાસે;
શોકે ર્હેર્યાં, હૃદય સહુનાં, રાય ને રંક કેરાં,
નિરાધારાં, અનાથ શરણું, સ્વામ ! શાને નમેરા ? ૬
રે ! રે ! રોતાં, જન અગણ કૈં, ઉચ્ચ ને નીચ લોકો,
'હોલાશે કાં, દરદ દિલનાં, કાપશે કોણ દુઃખો ?'
ઓચિંતા રે, વિજપતનથી, આશ સૌ નાશ પામી,
છાંડી જાતાં, ભુવનતલ આ, ભાસ્કરાનંદ સ્વામી ! ૭

(આ નીચેના ઉતારા 'સંજીવની' અને 'વસુમતી' પત્રોમાંના છે.)

"જીવ ઇશ્વરપ્રેમ પ્રાપ્ત કરીને કેવો આનંદમય થઇ શકે છે તેનો ભાસ્કરાનંદ પ્રત્યક્ષ નમુનો હતા. ઇશ્વરપ્રેમમાં તેઓ સ્વયં-શોકાતીત, દુઃખાતીત, શીત–ગ્રીષ્માદિ ઋતુઓના ક્લેશોથી અતીત તથા આહાર–અનાહારની વેદનાથી અતીત થઇ ગયા હતા; કિન્તુ જીવોનાં દુઃખ જોઇને તેમની આંખો આંસુથી ઉભરાઇ જતી હતી તથા સુખ જોઇને આનંદથી પ્રફુલ્લ થતા હતા. હાય ! પ્રેમની આવી મૂર્તિ હમેશને માટે અલોપ થઇ ગઇ છે !" "સમગ્ર ઉપનિષદો તેમની જીહ્વાગ્રે હતાં, તેમના બ્રહ્મતત્ત્વના ઉપદેશથી શ્રોતાઓ મુગ્ધ અને બ્રહ્મસ્વરૂપમાં લીન થઇ જતા હતા, તેમનો ઉદાર પ્રેમ હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી–સર્વને સરખી રીતે સ્પર્શતો હતો."

"તેમની બનાવેલી દશ ઉપનિષદોની મૃદ્ધિ નામની ટીકા, "સ્વારાજ્યસિદ્ધિ" નામનું અતિકઠણ દર્શનપુસ્તક તથા તેમની "કૈવલ્ય કલ્પદ્રુમ" નામની ટીકા એ છપાયાં છે. આ સઘળા ગ્રંથો ચિરકાળ તેમના વિદ્યાવતારની ઓળખ આપતા રહેશે. એ સઘળા ગ્રંથોએ દેશવિદેશમાં તેમની કીર્તિ ગજાવી છે, તેમના ગ્રંથોને અક્ષય આસન પ્રાપ્ત થયું છે, એ ગ્રંથો એમના નામને અમર રાખશે; પણ તેમની એ પ્રેમમૂર્તિના અભાવે કાશી અનાથ બન્યું છે !—

× વીસમી સદીની અસરવાળાં.

રે ! ભારત દરિદ્ર બન્યું છે ! !" "તેમનો એઉદારગોમ અને એ નિર્મળ આનંદમૂર્તિ જોઇને કાશીવાસીઓ કહેતાં કે 'તેઓ બીજા વિશ્વેશ્વર છે-અરે ! પ્રત્યક્ષ વિશ્વેશ્વર છે."

"લોકો જેમ વિશ્વનાથનાં દર્શન કરવા કાશીમાં આવતાં તેમજ સ્વામી ભાસ્કરાનંદનાં દર્શન કરવા પણ આવતાં. સ્વામી ભાસ્કરાનંદ હિંદુજાતિના આરાધ્ય દેવતા હતા; જેવી રીતે દેવતાનું હૃદયમાં ધ્યાન ધરવામાં આવે છે, તેમ આ દેવતાની ઉપદેશમાળા પ્રત્યેક ક્ષણે યાદ રાખવા યોગ્ય છે."

મુંબઇના "વ્યંકટેશ્વર સમાચાર"માં પ્રસિદ્ધ થયેલા કેટલાક સંસ્કૃત શ્લોકોનો અનુવાદ આ નીચે આપીએ છીએ.

"હે વિશ્વનાથનગરિ વારાણસિ ! તું સર્વ ગુણોમાં શ્રેષ્ઠ છે; કિન્તુ હાય ! આજ તને એએક વાત કહેવાનું ઉચિત લાગ્યાથી કહેવું પડે છે કે, તેં શિવસ્વરૂપ ભાસ્કરાનંદ યતિને વૈકુંઠમાં મોકલ્યા છે, તેથી અમને એમ લાગે છે કે, શિવપ્રતિ જે પ્રીતિને વિદ્વાનો વખાણવા યોગ્ય ગણે છે, તે પ્રીતિ હવે તારામાં નથી !"

"તેમના અંતર્ધાનથી કાશી આજ ઉદાસીન બન્યું છે; સમસ્ત વિશ્વ દુઃખરાહુથી ગ્રસ્ત થયું છે; તપરૂપી વૃક્ષ ભાંગી પડયું છે; જપરૂપી જળ સૂકાઇ ગયું છે; યોગવિરાગાદિમાંનો અનુરાગ શિથિલ થઇ ગયો છે. હાય! પરમેશસ્વરૂપ, વેદવિધિથી શોભતો, જ્ઞાન અને ધ્યાનને ધારણ કરનાર માર્તંડ (સૂર્ય) આજ અસ્ત થયો છે."

"નિરાશ્રિત થયાથી, એક બાજુએ જ્ઞાન અને બીજી બાજુએ વિરાગ રુદન કરે છે; ધ્યાન, યોગનાં નેત્રોમાંથી નીસરતાં આંસુઓ લૂછે છે; છળથી ભરેલો આ છપ્પનીયો દુષ્કાળજ આ અનર્થનું મૂળ છે, એણેજ તપને સંતપ્ત અને જપને રડતાં કર્યાં છે. એનેજ લીધે વિધિ, વેદ, સમાધિ, સ્વધા, સરોદય, સ્વાહા-એઓ પણ ભાસ્કરાનંદની સંગે સંગે સમાધિગર્ભમાં સંતાઈ ગયાં છે. શ્રુતિઓના સારની યુક્તિરૂપે વગાડાતો ઈશ્વરોપદેશરૂપી દુંદભી પણ આજે વિલીન થયો છે."

"યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન-એ બધાં કોના આશરે હવે સમાધિના આસને બેસશે ? સર્વ જીવોના પ્રત્યે પ્રેમ એવી સુંદર રીતે હવે કોણ દાખવશે? અને વર્ણાશ્રમધર્મની રીતિનીત હવે લોકોને કોણ સુણાવશે?"

"હાય ! જ્ઞાનમાં, ગૌરવમાં, દેશમાં, વેશમાં, જે સાક્ષાત્ શિવ-

સમાન હતા તે ભાસ્કરાનંદ સ્વામી આજ અંતર્હિત થતાં એ વિમલ જ્ઞાનામૃતનું પાન હવે કોણ કરાવશે? હાય! કામનાશૂન્ય એ સ્વામી અત્યારે ક્યાં છે? અત્યારે તે અનાદિ પરમ બ્રહ્મમાં લીન થયા છે, હવે ફરીને તેમના પાછા આવવાનો સંભવ નથી."

"જે અંગિરાની કીર્તિસ્વરૂપ, બૃહસ્પતિની ભરણીસ્વરૂપ અને ધરતીમાં ત્રાતાઓના તારકસ્વરૂપ હતો; જેણે આ મિથ્યા જગતનું સત્યત્વ પ્રતિપાદન કરનારી સઘળી યુક્તિઓ અને તર્કોને ચૂર્ણ વિચૂર્ણ કરી નાખ્યાં છે, તથા જે સનાતન આર્ય ધર્મના, સંસ્કૃત ભાષાના અને વાગ્દેવીના આસનસ્વરૂપ હતા, તે પૃથ્વીના સ્તંભસ્વરૂપ, ઈશ્વરતુલ્ય, દંભવિદારક, હિંદુસ્થાનના ગૌરવરવિ આજ અસ્ત પામ્યા છે."

મહાયોગી ભાસ્કરાનંદે મધરાતે યોગાસનપર દેહત્યાગ કર્યો તેમને છેલવેલ્લા નિહાળી લેવા તેમજ તેમનાપ્રત્યેનું પોતાનું સન્માન દર્શાવવા મુસલમાન, ખ્રિસ્તી અને જૈનો આનંદબાગમાં આવવા લાગ્યા; અને સ્વામીજીનું છેલ્લી વારનું પૂજન કરવા સારૂ તે દિવસે ફૂલનો એક એક હાર બબ્બે ત્રણ ત્રણ રૂપિયે વેચાયો.

સ્વામીજીએ દેહ છોડતાં પહેલાં કાશીના ડેપ્યુટી માજીસ્ટ્રેટ પંડિત મહારાજ નારાયણને ત્રણ વાર સોગન દઇને આજ્ઞા કરી હતી કે "દેહાંત પછી મારા શબના ચાર ભાગ કરીને ચાર દિશામાં ફેંકવા; જેથી પક્ષીઓ શબના ભક્ષણથી તૃપ્ત થાય." પરંતુ અંતિમ સમય આવેલો જોઇ, ડેપ્યુટી મહારાજ નારાયણસિંહે સ્વામીજીને પ્રાર્થના કરી હતી કે "પ્રભો! બહુ દિવસથી હું આપની પાસે આવું-જાઉં છું; કોઇ દિવસ કશા માટે મેં પ્રાર્થના કરી નથી. આજ મારી એક ભિક્ષા છે, પૂર્ણ કરશો?" સ્વામીજીએ ઈશારતથી સંમતિ દર્શાવતાં બાબુ બોલ્યા:-"પ્રભો! મને સોગનમાંથી મુક્ત કરો." ઇતર શિષ્યવર્ગ ગુરુદેહનું એવું પરિણામ થતું નજરે નિહાળી શકશે નહિ" આ પ્રમાણે સોગનમાંથી તેઓ છૂટયા હતા તેથી સૌએ તેમના શબને દાટવાનું નક્કી કર્યું.

પછી સ્વામીજીના શબને દૂધ, સાકર, દહિં અને ગંગાજળથી સ્નાન કરાવી યથાવિધિ આનંદબાગના મધ્યભાગમાં સમાહિત કરવામાં આવ્યું. એ સમયે અયોધ્યાના મહારાજા કાશીના મહારાજ વગેરે છ હજાર મનુષ્યો હાજર હતાં.

કાનપુરનિવાસી મહાભક્ત સ્વ૰ બાબુ ગયાપ્રસાદે એક લાખ

રૂપિયા સમાધિમંદિર બાંધવા માટે આપ્યા હતા. એ રકમમાંથી અત્યારે સમાધિમંદિર બાંધવામાં આવ્યું છે.

સ્વામીજીની હયાતીમાંજ કાશીધામમાં સ્થળે સ્થળે તેમની આરસપહાણની પ્રતિમૂર્તિઓની સ્થાપના થયેલી હતી. કાશીની દુકાનોમાં પથ્થરની બનાવેલી જે જે ચીજો વેચાય છે તેમાં પાંચ રૂપિયાથી માંડીને તે હજાર રૂપિયા સુધીની કિંમતની સ્વામીજીની તરેહ તરેહની પ્રતિમૂર્તિઓ હોય છે, અને તે ભારતમાં તેમજ પૃથ્વીના બીજા ભાગોમાં જાય છે. એ રીતે કેટલીએ મૂર્તિઓ ફેલાઈ છે, તેની ચોક્કસ સંખ્યા કાઢવી અસંભવિત છે. સંપત્તિવાળા તમામ ભક્તોએ તેમની મૂર્તિની પ્રતિષ્ઠા કરવા ઉપરાંત ધર્મશાળાદિ પણ બંધાવ્યાં છે.

આમેટીરાજે, સ્વામીજી જે સ્થાનમાં રહેતા હતા તે આનંદબાગમાં, કાશીરાજ અને બડહરની રાણીએ કાશીધામમાં, પ્રયાગના બાબુ ચોધરીપ્રસાદે ટિહુંટ જીલ્લાના નાનપુર ગામમાં, નાગોધાના રાજાશ્રી યાદવેંદ્રસિંહ તથા ચંદાપુરના રાજા જગન્મોહનસિંહ વગેરે રાજાઓએ હજારોના ખર્ચે મનોહર મંદિરો બાંધી તેમાં સ્વામીજીની પ્રતિમૂર્તિઓ સ્થાપન કરી છે. કાશીના કોઈ પણ મેળામાં હજુએ સ્વામીજીની માટીની સુંદર શ્વેત મૂર્તિઓ વેચાય છે.

અસિઘાટ ઉપર "ભાસ્કરક્ષેત્ર" નામનું એક અન્નક્ષેત્ર પણ ખોલવામાં આવ્યું છે.





# અધ્યાય ૧૬ મો—સ્વામીજીનો ઉપદેશ

આગળ કહેવાઇ ગયું છે કે, સ્વામીજીના શિષ્યોની સંખ્યા એકલાખ કરતાં વધુ હશે, પણ એક મૈથિલસ્વામી સિવાય કોઇને ચતુર્થ આશ્રમ( સંન્યસ્ત )ની દીક્ષા તેમણે આપી નહોતી. એક દિવસ સ્વામી પ્રકાશનંદ સરસ્વતી (મૈથિલસ્વામી)ને ત્યાં સ્વામીજી ગયેલા ત્યારે બીજે દિવસે વાપરવામાટે થોડાં લાકડાં સંઘરી રાખેલાં હતાં તે જોઇ સ્વામીજીએ તેમને કહ્યું કે, આવો સંગ્રહ બીજી વખત જોવામાં આવશે તો મારે તમારો મંત્ર ખેંચી લેવો પડશે. સ્વામીજી કહેતા કે 'સંન્યાસીના ભગવા પર જો ડાઘ પડયો તો પછી ગમે તેટલું ધોવરાવો પણ તે ડાઘ જવાનોજ નહિ; અને સંસારીને જે ડાઘ લાગે છે તે તો ધોવરાવવાથી જઈ શકે ખરો.' વળી કહેતા કે 'કળિયુગમાં સંન્યાસ લેવો ઠીક નથી.'

સંન્યાસધર્મ કેવો કઠિન છે તે અનેક માણસો જાણતા નથી એમ લાગે છે. પ્રત્યેક સંન્યાસીને જે કેટલાક નિયમ પાળવા પડે છે તે પૈકી થોડાક આ પ્રમાણેઃ—

(૧) સ્ત્રીજન સાથે વાત કરવી નહિ, એટલુંજ નહિ પણ મનમાં સ્ત્રીવિષે વિચાર સુદ્ધાં કરવો નહિ.

(૨) કોઇ પણ કારણસર મનને ઉત્તેજિત થવા દેવું નહિ.

(૩) કોઇ પણ જાતની ધાતુનો સ્પર્શ કરવો નહિ.

(૪) એવે ઘેર ભિક્ષાર્થે જવું કે જ્યાં કોઈ ભૂખ્યું ન હોય.

આથી સ્વામીજી કહેતા કે, આ કળિકાળમાં સોમાંથી એક પણ સાચો સંન્યાસી મળવો મુશ્કેલ છે, હજારમાંથી એકાદ બે મળી આવે કે નહિ એ વિષે પણ સંદેહ છે.

> यत्र यत्र भवेत् तृष्णा संसारं विद्धि तं तदा ।
> प्रौढ वैराग्य मास्थाय वीततृष्णः सुखी भव ॥
>
> ( અષ્ટાવક્ર સંહિતા )

"જ્યારે જ્યારે તમારામાં તૃષ્ણાનો સંચાર થાય—અર્થાત્ જે

ઘડીએ તમારા મનમાં કામનાનો ઉદ્રેક જન્મે તે ઘડીએ તમે હજી સંસારી છો એમ જાણજો. માટે પ્રૌઢ વૈરાગ્યનો આશ્રય કરીને તૃષ્ણા-રહિત અને સુખી થાઓ."

કોઇ કોઇ એમ ધારે છે કે, સ્ત્રીપુત્રાદિકથી ભરેલો સંસાર ત્યાગ કર્યો એટલે મુક્તિ મળે છે; પણ વસ્તુતઃ તેમ નથી. જે કેવળ દુઃખના નિવારણને માટે સંસારત્યાગી બને છે તે ખચિત સુખનો અનુરાગી છે, તેથી સંસારત્યાગી થવા છતાં પણ તે ખરી રીતે મુક્ત નથી.

કલકત્તાનિવાસી બાબુ કૃષ્ણધન મુખોપાધ્યાય સ્વામીજીના પરમભક્ત હતા. તેઓ કયલાઘાટ સ્ટ્રીટમાં મિલિટરી એકાઉન્ટન્ટ ઑફીસમાં નોકરી કરતા હતા. એક દિવસ તેમના મનમાં ઘણોજ તીવ્ર વૈરાગ્ય ઉપજવાથી ઑફિસમાંથી લખવાનું કામકાજ ટેબલ ઉપર પડયું મૂકી આફિસને કપડેજ કાશી આવી પહોંચ્યા. બીજે દિવસે સ્વામીજીનાં દર્શને આવતાં સ્વામીજીએ તેમને સંસારત્યાગ કરવાનો નિષેધ કર્યો અને કહ્યું કે " શામાટે નોકરી છોડવી છે ? " કૃષ્ણધન બાબુએ કહ્યું કે " નોકરીમાંથી ફુરસદ મળતી નથી તેથી કંઈ ધર્મકર્મ થઈ શકતું નથી. એક દાખલો આપું. જુઓ, આ મહિમ્નસ્તોત્ર આપની પાસેથી શીખી સમજી લેવાનું મન ઘણા વખતથી થાય છે, પણ હજી તેવો યોગ મળ્યો નથી. જ્યારે આપની પાસે આવું છું ત્યારે આપ અર્ધા કલાકથી વધારે વખત બેસવા દેતા નથી." સ્વામીજીએ કહ્યું કે "મારી પાસે મહિમ્નસ્તોત્ર ભણવાની તમને તીવ્ર ઇચ્છા છે ખરી, પણ મને ફુરસદ નથી તે તો તમો જાણો છો; પણ ઠીક, હું તમને તરત ભણાવી દઇશ." એમ કહી બાબુને એક શ્લોક સમજાવી કહ્યું કે "આજે ઘેર જાઓ!" કૃષ્ણધન બાબુ પાસેથી અમે સાંભળ્યું છે કે, બીજે દિવસે તેઓ ઘેર હતા ત્યાં એક સંન્યાસી આવ્યા અને કહ્યું કે "ભાઇ! મહિમ્નસ્તોત્ર આપ સારી રીતે ભણ્યા છો કે ? ન ભણ્યા હો તો આવો હું ભણાવું." પછી તે સંન્યાસી બાબુને મહિમ્નસ્તોત્ર બહુ સારી રીતે ભણાવી સમજાવીને ચાલ્યા ગયા.

## ગુરુભકિત

અસીમ નિરાકાર વિશ્વના નાથની આરાધના, સસીમ સાકાર માનવોને માટે અસંભવિત ધારી સૂક્ષ્મદર્શી શાસ્ત્રકારો માનવરૂપી ગુરુની વ્યવસ્થા કરી ગયા છે. મહાભક્તિમાન ધ્રુવ કૃષ્ણપ્રેમમાં ઉન્મત્ત થઇને સિંહ-વાઘ ઇત્યાદિ હિંસક પ્રાણીઓના ભયને તુચ્છ

ગણીને વનોવન ભટકયા છતાં, જ્યાંસુધી તેમને નારદઋષિ તરફથી મંત્રદાન મળ્યું નહિ ત્યાંસુધી તેમને શ્રીહરિનાં દર્શન થયાં નહોતાં. એજ પ્રમાણે અન્ય ધર્મોમાં પણ જોવામાં આવે છે. મુસલમાનોને એકમાત્ર "અલ્લાહ" ઉપાસ્ય હોવા છતાં સઘળા મુસલમાનો સાકાર દેહધારી મનુષ્યરૂપે અવતરેલા મહાભકત મહમદનું શરણુ સ્વીકારે છે; ખ્રિસ્તીઓને પણ મેરીસુત ઇસુ ખ્રિસ્તનો આશરો લીધા વગર ચાલતું નથી; નાસ્તિક બૌદ્ધો ઈશ્વરનું અસ્તિત્વ સુદ્ધાં માનતા નહિ, છતાં શુદ્ધોદનપુત્ર શાકયમુનિ(બૌદ્ધ)ને પોતાના ઉપાસ્ય દેવતા માને છે. તેથી જણાય છે કે, દેહધારી મનુષ્યને ભગવાનની આરાધના કરવામાં દેહધારી અસાધારણ પુરુષોની સહાયતા, તેમનાં ચરિત્રો અને ઉપદેશોદ્વારા પણ બહુજ ઉપકારક થાય છે. આથીજ હિંદુઓમાં ગુરુ, શિવ, વિષ્ણુ, રામ, કૃષ્ણ, મુસલમાનોમાં મહમદ અને વલી શખ્સો, પારસીઓમાં જરથુસ્ત્ર અને ખ્રિસ્તીઓમાં ઇસુ વગેરે મહાન આત્માઓ અત્યંત પૂજ્ય અને વંદનીય ગણાય છે.

પુરુષાર્થ અને પ્રારબ્ધનો વિરોધ લાંબા સમયથી ચાલ્યો આવે છે. મહામુનિ વસિષ્ઠજીએ યોગવાસિષ્ઠમાં આ પ્રશ્નની ઠીક ઠીક મીમાંસા કરી છે. પ્રથમ પુરુષાર્થને પ્રધાનપદ આપી છેવટ પ્રારબ્ધની વાત કહી છે કેઃ- દૈવ પ્રબળ તો ખરૂં, તોપણ પુરુષાર્થ કંઇ જેવો તેવો નથી. સાંખ્યકાર કહે છે કે, આજનું કરેલું કર્મ કાલનું પ્રારબ્ધ થાય છે. હકીકત આવી હોવાથી પહેલાં પરિશ્રમ કરી ચિત્તશુદ્ધિ કરવી જોઈએ. અધ્યયન, યજ્ઞ, દાન, વ્રત, જપ, ઉપાસના અને ઇંદ્રિયનિગ્રહદ્વારા એ ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે. સર્વ પ્રાણી આહાર, નિદ્રા, ભય અને મૈથુનમાં મસ્ત રહ્યાં છે; પરંતુ તેમાં મનુષ્યને જે જ્ઞાનરૂપી મહારત્ન મેળવવાનાં સાધન મળેલાં છે, તે બીજાં પ્રાણીઓને મળેલાં નથી. હવે જો આપણે એ મહારત્નરૂપી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાને વેળાસર પ્રયત્ન ન કરીએ અને પરમાત્માનો સાક્ષાત્કાર થાય તેવાં સાધનો ન સાધીએ તો પછી કાળ જતાં વાળ ધોળા થશે અને દાંત પડવા માંડશે ત્યારે શું કરવાના હતા ? * "તમો મહાપાપી હો તોપણ

---

* इह चेदवेदीदथ सत्यमस्ति न चेदिहावेदीन्महती विनष्टिः ॥
(કેનોપનિષદ્-૧૩)

અર્થાત્ અહીં શરીર છે ત્યાં સુધીમાંજ આત્મતત્ત્વને જાણ્યું તોજ સાચું, નહિ તો વિનાશ અને જન્મમરણ સરજાયેલાંજ છે.

ફીકર નહિ. તે પરમકૃપાળુ ભકતવત્સલ ભગવાનની ભક્તિથી ઘણાય પાપીઓનો ઉદ્ધાર થયો છે. તેની અનન્ય ભક્તિથી પાપ અવશ્ય ધોવાઇ જાય છે. નક્કી માનજો કે, તેના ભક્તનો કદી નાશ થતો નથી. જેઓ અનન્યભાવે ભગવાનનું શરણ લે છે, તેઓ ભલે પાપી હોય કે સ્ત્રી-શૂદ્રાદિ હોય તોપણ તે સર્વનું કલ્યાણ થાય છે." એમ ગીતાજીમાં કહ્યું છે.‡ પરંતુ જૂદા જૂદા મુનિઓના જૂદા જૂદા મતો છે, તેથી કયે માર્ગે જવું? એટલા માટેજ સ્વામીજી કહેતા કે "સત્પુરુષને શરણે જાઓ એટલે બીજું બધું આપોઆપ થયે જશે."

ગીતામાં કહ્યું છે કે "જે મને જે ભાવથી બોલાવે છે તે મને તેજ ભાવે પ્રાપ્ત કરે છે" (૪-૧૧) આ વાતને મનમાં રાખી તન્મય થઇને જે માર્ગે જઇ શકો તે માર્ગે ચાલ્યા કરો; કંઇ પણ ભય નથી. બધા માર્ગો એકજ સ્થાને જઇ મળે છે.

## ભક્તિનાં સાચાં સાધન ક્યાં?

ગીતાજીના બારમા અધ્યાયમાંના ૫ થી ૮ શ્લોકોમાં એનો ઉત્તર અપાયલો છે:-"હે અર્જુન! જેઓ સર્વે કર્મ મારા ઉપર નાખીને મારેજ પરાયણ બની રહે છે અને એકનિષ્ઠ ભક્તિયોગદ્વારા મારી ઉપાસના કર્યા કરે છે, તે બધાઓનો હું જન્મ-મરણની ઘટમાળવાળા સંસારમાંથી ઝટ ઉદ્ધાર કરૂં છું. મારામાંજ મનને સ્થિર કર, મારાવિષેજ બુદ્ધિને પરોવ. એમ કરવાથી દેહાન્તે તું મનેજ પામીશ."

## પ્રયત્ન કેવી રીતે કરવો?

એનો ઉત્તર:-૯મા શ્લોકમાં કહ્યા પ્રમાણે-"મારામાં ચિત્ત સ્થિર કરીને મને પામવાનું ન બને, તો અભ્યાસયોગદ્વારા મને પામવાના પ્રયત્ન કરવા."

આગળ ૧૦મા શ્લોકમાં કહ્યું છે કે-"અભ્યાસયોગ સાધવામાં પણ જો અસમર્થ હો તો મારે અર્થે કામ કરતા થાઓ એટલે એ સિદ્ધિ મેળવી શકાશે."

એથી આગળ ૧૧મા શ્લોકમાં કહ્યું છે કે:—

"જો એમાં પણ અસમર્થ નીવડો તો મને તમારાં કર્મો સમર્પણ કરતા રહી સંયતાત્મા બનીને સર્વ કર્મફળનો પરિત્યાગ કરો."

અહીં શ્રીકૃષ્ણ ગુરુરૂપે છે અને અર્જુન શિષ્યરૂપે છે.

---

‡ कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ।

આપણે એક ક્ષણવાર પણ કર્મ કર્યા સિવાય રહી શકતા નથી; પણ યોગની સમજણ અને નીતિરીતિથી એ કર્મ કરીએ એમાંજ આપણું પરમહિત છે. એ કર્મયોગનાં ત્રણ પગથિયાં નીચે પ્રમાણે છેઃ–

૧–ફળની ઇચ્છાનો ત્યાગ કરવો, ૨–કર્તૃત્વના અભિમાનનો ત્યાગ કરવો, ૩–ઈશ્વરાર્પણભાવે વર્તવું.

## હું કોણ? અને આ જગત શું?

જીવન્મુક્તતરીકે દિગંતમાં પ્રસરેલો સ્વામીજીનો મહિમા સાંભળીને તેમના ગુરુ અનંતરામ પંડિતજી, તેમની પરીક્ષા કરી જોવા સારૂ એક દિવસ કાશીમાં આવ્યા હતા. પહેલે દિવસે આવીનેજ પંડિતજીએ સ્વામીજીને પ્રશ્ન કર્યો કે, "આ જગતને તમે કેવુંક જુઓ છો?"

સ્વામીજીએ ઉત્તરમાં પુસ્તકીયા વિદ્યાનો પરિચય આપ્યો; ત્યારે ગુરુ અનંતરામજીએ કહ્યું કે "તમે કેવું ભાષાપાંડિત્ય ભણ્યા છો તેની પરીક્ષા કરવા હું નથી આવ્યો, પણ તમે આંતરિક ભાવાવસ્થા અને નિર્વિકલ્પ અવસ્થામાં કેવો અનુભવ કરો છો તે જાણવા ઈચ્છા છે." તે ઉપરથી સ્વામીજીએ તત્કાળ કેટલાક શ્લોકો રચીને ગુરુજીના હાથમાં અર્પણ કર્યા. તેમાંના કેટલાક શ્લોકો ભાવાર્થ સાથે નીચે પ્રમાણેઃ—

**यदा कदानन्दवनेऽविमुक्तके विमुक्तिरागेण मनोनुरंजयन् ।**
**विमुक्त नाना मतिवादवासनो विचार चारादिदमेव भावये ॥**

શ્રીમહાદેવજીના નિત્યનિવાસસ્થાનરૂપ કાશીપુરીમાં આનંદબાગમાં બેસી, જુદાજુદા મુનિઓના વિવિધ મતો બાજુએ રાખી, મોક્ષ શી રીતે થાય એ સંબંધી વિચાર કરૂં છું ત્યારે મને આ પ્રમાણે જણાય છે.

**सकलं जगदेतदपूर्वपदं जडवार्भ्वनलानिल भूतमयम् ।**
**दुरतिक्रम कालजवेन सदा परिणामि न यामि तदादरणम् ॥**

પાણી, પવન, અગ્નિ અને પૃથ્વીની સમષ્ટિસ્વરૂપ આ જગત સૃષ્ટિની પૂર્વે નહોતું અને દુસ્તર કાળના પ્રભાવે નિત્ય પરિવર્તન પામે છે. માટે એવા પરિવર્તનશીલ જગતનો વિશ્વાસ કરીને હું કોઇ પણ પ્રકારે નિશ્ચિંત રહી શકતો નથી.

**जडजागत वस्तुमयीषु सदा धिषणासु चितिः स्फुरतीव तदा ।**
**अपहाय जडं स्फुरणं त्वजडं विततैक विधं हि कदासि न तत् ॥**

જડ જગતની સમસ્ત ઘટપટાદિ વસ્તુઓમાં તદાકાર બનેલી બુદ્ધિમાં તેના સાક્ષીસ્વરૂપ ચિત્ (પરમાત્મશક્તિ) પ્રતિબિંબિત થાય છે. આવા જડમાં જણાતા ચિત્શક્તિના આભાસને બાદ કરતાં પણ જે અજડ ચિત્પ્રકાશ આ જગતમાં સર્વત્ર વ્યાપી રહેલો છે તેમાં હું પણ ક્યારે નથી રહેલો ?

**मुकुरोपगमापगमान्तरितं भवति स्फुरणं तु मुखस्य यथा ।**
**न तथा स्थितिरस्य भवेद्विहता समयत्रयगा खसमा हि खगा ॥**

દર્પણ ખસેડી લેવાથી જેવી રીતે મુખનું પ્રતિબિંબ લોપ થઇ જાય છે, તેવી રીતે આ ચિદાત્માની સ્થિતિ કાંઇ ક્ષણસ્થાયિની નથી; પણ ભૂત, ભવિષ્ય અને વર્તમાન, ત્રણે કાળમાં વિદ્યમાન છે તથા આકાશના જેવો વિશાળ છે. વળી તે આકાશગત ચિદાત્મા એટલો બધો સૂક્ષ્મ છે કે જે આકાશમાં પણ પ્રવેશી રહેલો છે-અર્થાત્ એ આત્મા સર્વત્ર અને સકળ સમયે વિરાજમાન છે.

**मननादि दढात्रतु देह इव स्वमतिर्यदि नास्ति गतिः कुगतिः ।**
**अहमेव सदा मयि नास्ति जगन्नच कालजवः परिभूतिभवः ॥**

"આ દેહ હું પોતે-આત્મા નથી" એ જ્ઞાનને બદલે જો આત્મામાં મનદ્વારા દૃઢ અહંબુદ્ધિ ઉત્પન્ન થાય, તો પછી મરણાન્તે મારી સુગતિ કે દુર્ગતિ થશે તેનો જરા પણ ભય થતો નથી. હુંજ સદાસર્વદા વર્તમાન છું, મારો નાશ નથી, મારામાં જગત નથી, પરિવર્તનશીલ કાળ મને કંઇ કરી શકે તેમ નથી.

આ અનંતરામની પાસે સ્વામીજી હરિદ્વારમાં રહી પ્રસ્થાનત્રય શીખ્યા હતા. અનંતરામ સ્વામી કાશીમાં આવ્યા ત્યારે સ્વામીજીએ આનંદબાગની છેક નજીકમાં એક સબ જડ્જને ઘેર તેમના મુકામની ગોઠવણ કરી દીધી હતી; પણ આશ્ચર્યની વાત તો એ છે કે, ગુરુ અનંતરામ એ ઠેકાણે રહીને શિષ્યની પાસે રોજ અધ્યયન માટે આવતા!





# અધ્યાય ૧૭ મો—યતીન્દ્રસ્તોત્ર

સ્વામીજીના દેહોત્સર્ગ પછી બાવીસ વર્ષે ત્યાં જઇને જોયું તો લાગ્યું કે, એ સ્વર્ગતુલ્ય× આનંદબાગની શોભા જેવી ને તેવી છે. જ્યાં આકાશ સાથે વાતો કરતાં કેટલાંક બકુલ વૃક્ષો હતાં ત્યાં એ સમાધિમંદિર થયું છે. એ તાલ, ખજુરી, નાળીએરી અને સુખડનાં ઝાડો હજીયે ઉભાં છે. માત્ર કેટલીક કેળો નથી, પરંતુ શ્વેત સ્ફટિકના રચેલા શુભ્ર હંસસમાન ધવલ કાંતિવાળા સમાધિમંદિરની ગંભીર, શાંત અને વિશુદ્ધ શોભા નીરખતાં મનમાં લાગ્યું કે, સ્વામીજીના પવિત્ર દેહને પોતાના ખોળામાં સાચવી રાખી મંદિરે જાણે પોતાના હૃદયમાં અનંત શાંતિને વાસો આપ્યો ન હોય! તેથી સંસારના ત્રિવિધતાપથી તપેલા માનવોમાંથી કોઈ કોઇ માણસ તો શ્રીભાસ્કરેશ્વર મહાદેવનાં દર્શન કરવા આવીને શાંતિના આવેશમય સંસ્પર્શથી ક્ષણવાર માટે તો બધું દુઃખ ભૂલી જઇને અંતર્મુખતા અનુભવે છે; અને આ રીતે બ્રહ્મસ્વરૂપ સ્વામીજીનાં સશરીરે દર્શન ન મળવા છતાં પણ સુષુપ્તિમાં તેમને મળીને પોતાને કૃતકૃત્ય માને છે. વળી જોયું કે, સ્થાનનું માહાત્મ્ય પહેલાં જેવુંજ અખંડ રહ્યું છે. સમાધિમંદિરની છબીઓ ઠેઠ જર્મનીથી તૈયાર થઇ આવીને કાશીમાં ઠેર ઠેર વેચાય છે. યૂરોપ—અમેરિકાના લોકો સુદ્ધાં પહેલાંની પેઠે હાલ પણ સમાધિમંદિરનાં દર્શન કરવા આવે છે. વ્યાકુળ અંતરથી નિષ્કામ સંન્યાસીઓને રાત્રે સ્વામીજીની મૂર્તિસમીપે એકાન્તમાં ધ્યાનમગ્ન થયેલા જોઇ લાગ્યું કે, સ્વામીજી વિદેહમુક્ત થવા છતાંયે આ સામ્રાજ્યમાં ભક્તો સહેજે પ્રવેશ

× ઉપવનમાં ચારેબાજુની વૃક્ષરાજીઓ, ઇમારતો અને કુદરતનાં દૃશ્યો એ બધાના સંયોગથી એક અદ્‌ભુત દૃશ્ય રજુ થતું અને એ સ્થાન જાણે સ્વર્ગના દેવતાઓનું નિવાસસ્થાન ન હોય તેમ લાગતું હતું. (અમૃત—બજાર પત્રિકા ૧૬—એપ્રીલ ૧૯૦૧.)

કરી શકે તે માટે બારણાં પહેલાંની પેઠેજ ઉઘાડાં છે. સકામ ગૃહસ્થો ભક્તિભાવે મૂર્તિની પૂજા કરે છે. એ જોઇને જણાયું કે, પહેલાં જેમ ભક્તો તેમની પાસે આવીને બધાં દુઃખથી દૂર થતા તેમ આજે પણ તેમના મંદિરમાં સ્થાપેલી મૂર્તિની અથવા ત્યાંના ભાસ્કરેશ્વર મહાદેવની ષોડશોપચારે પૂજા કરી ભક્તિપૂર્ણ હૃદયે દુઃખની વાતો કરીને તેઓ સઘળાં દુઃખોથી પહેલાંની પેઠેજ મુક્ત થાય છે. સ્વામીજીનો દિવ્ય પ્રતાપ જોઇ, લોકો તેમને ભગવાન માની પૂજે છે. પહેલાં કહેવાઇ ગયું છે કે, સ્વામીજી જીવિત હતા ત્યારે કાશીરાજ આદિ ભક્તોદ્વારા પથ્થરની અસંખ્ય મૂર્તિઓ કાશીમાં અને ભારતવર્ષમાં ઠેકઠેકાણે સ્થપાયેલી છે. ઈશ્વરની પેઠે તેમનો પ્રેમ પણ ઉદાર અને નિર્મળ હતો.* એ આનંદમૂર્તિને જોઈને કાશીવાસીઓ કહેતા કે "તેઓ તો બીજા વિશ્વેશ્વર છે."

ગંગાચરણ વેદાંતવાગીશ વગેરે સ્વામીજીના ભક્તજનોએ સ્વામીજીને ઉદ્દેશીને ઘણાં સ્તોત્રો રચ્યાં છે. આ બધાં સ્તોત્રો 'યતીન્દ્રચરિત'માં પ્રસિદ્ધ થયાં છે. તેમાંથી કેટલાક શ્લોકો નીચે આપ્યા છેઃ—

**काश्यां प्रसादेन विराजमानमानंदकंदं भवरोगवैद्यम् ।**
**दिग्वाससं बालस्वभावयुक्तं तं भास्करानंदमहं नमामि ।।**

કાશીમાં નિવાસ કરનારા, જન્મમરણરૂપી મહારોગના ધન્વં-

---

* કોઇ સક્રિયદૃષ્ટિબિંદુથી એવોજ પ્રશ્ન પૂછે કે, સ્વામી ભાસ્કરાનંદજીના જીવનમાંથી શું શિક્ષણ મળે છે? તો તેનો જવાબ આપણને ખ્રિસ્તી સંત ડૉ. ફેરબર્નના શબ્દોમાં મળી આવે છે કે "મેં અત્યારસુધીમાં ખ્રિસ્તી ધર્મમાં ન જોયેલું સૌજન્ય સ્વામી ભાસ્કરાનંદજીમાં પ્રત્યક્ષ અનુભવ્યું હતું." સુજનતા—સૌજન્ય એ એક મહાનમાં મહાન ધર્મ છે. સ્વામીજી સૌજન્ય અને પવિત્રતાવાળું સાધુજીવન ગાળતા હતા; અને આથી તેઓ પોતાની ચોતરફ ભલાઇ અને પવિત્રતાનું વાતાવરણ ફેલાવતા હતા, જેમાં સ્નાન કરીને અનેક પતિતો પોતાનાં જીવનને ઉન્નત બનાવવાની પ્રેરણાઓ પામતાં. આવા પ્રતિભાપૂર્ણ જીવનનો સ્થૂળ મૃત્યુથી કંઇ વિનાશ થતો નથી. એટલે સ્વામીજીનું દૈહિક મૃત્યુ થયેલું હોવા છતાં તેઓ અનેક સ્ત્રીપુરુષોનાં જીવનને હજુએ ઉન્નતગામી કરી રહ્યા છે.

("રઇસ અને રૈયત" ૩-માર્ચ-૧૯૦૬)

તરી, આનંદસ્વરૂપ, દિગંબર અને સરળ સ્વભાવવાળા સ્વામી ભાસ્કરાનંદજીને હું નમું છું.

स्वभासया विभासयन्स्वभक्तहृत्सरोरुहम्
सुदुर्लभं च तद्विभोः परं पदं प्रदर्शयन् ।
सदा विनोदकानने चरंतमत्र भास्करा-
दिनंदनामकं परं गुरुं नमामि सन्ततम् ॥

સ્વપ્રકાશ( જ્ઞાન )વડે ભક્તજનોનાં હૃદયકમળ વિકસાવનારા, પરમાત્માના બહુ દુર્લભ પરમપદનાં દર્શન કરાવનારા અને હમેશાં આનંદમસ્ત રહેતા એવા પરમગુરુ સ્વામી ભાસ્કરાનંદજીને હું વારંવાર પ્રણામ કરૂં છું

भवाब्धौ निमग्नानविज्ञान्भयार्त्तान्
समुद्धर्तुं कामो य आस्तेऽविमुक्ते ।
निराशं कृपालुं तमाशावसानं
भजे भास्करानंदमीड्यं मुनीशम् ॥

સંસારસાગરમાં ડૂબેલા, બીકણુ અને અજ્ઞાનીઓનો ઉદ્ધાર કરવા જે કાશીમાં રહ્યા છે, તે વાસનાશૂન્ય કૃપાળુ મુનીશ્વર ભાસ્કરાનંદજીનું હું ભજન કરૂં છું.

यदा कस्य भाग्योदयेन प्रयाति स्वपद्भ्यां गृहं तद्गृहं तीर्थरूपम् ।
भवत्यम्बराद्यम्बरं भेदशून्यं यतिं सर्वदा भास्करानंद मीडे ॥

કોઈ ભાગ્યવાનના ઘરમાં સ્વામીજી જતા તો તે તીર્થરૂપ થતું એવા દિગંબર અને સમદર્શી સ્વામી ભાસ્કરાનંદજીને હું ભજું છું.

विभुं विश्वनाथं सदोदार कीर्तिं शिवं भोगदं रोगकालं विशालम् ।
प्रसन्नेन्द्रियं धर्ममूलं वरेण्यं सदा ध्यानगं भास्करानंदमीडे ॥

જે વિભુ, સદા ઉદારકીર્તિ, શિવસ્વરૂપ, ભોગોને આપનારા, રોગના કાળસ્વરૂપ, પ્રસન્ન વદનવાળા, સર્વ ધર્મના મૂળસ્વરૂપ, સર્વશ્રેષ્ઠ અને સદા ધ્યાનસ્થ છે એવા ભાસ્કરાનંદ સ્વામીજીની હું સ્તુતિ કરૂં છું.

सदा स्वे पादाब्जे मम कुरु रतिं पावनतमे
प्रसादस्ते यस्मात्तदुपदिश मां त्वं करुणया ।

न जानेऽहं किंचिच्चरणरजसस्ते समधिकं
प्रसीदत्वं तस्माच्छरणदन चान्यच्च शरणम् ॥

આપના પવિત્ર ચરણકમળમાં મારા ચિત્તને આસક્ત કરો. કૃપા કરી આપ પ્રસન્ન થાઓ, તેવું આચરણ મારૂં થાય તેવો ઉપદેશ આપો. આપની ચરણરજ સિવાય બીજાં કશાં સાધન હું જાણતો નથી. હે અશરણશરણ! મારે એક આપનોજ આશ્રય છે; માટે પ્રભો! પ્રસન્ન થાઓ.

સ્વામીજીને આબાલવૃદ્ધ સૌ કોઇ લોકો જીવતાંજ ભગવાન જાણી પૂજતા. તેમના દેહાવસાન પછી "હાય! હાય! કાશીના સાક્ષાત્ વિશ્વનાથ અંતર્ધાન થઇ ગયા" એવા અનેક શોકોદ્ગારોથી ભારતવર્ષ છવાઈ ગયું હતું; એટલે ભક્તો તેમનાં સ્મરણો યાદ કરીને વિવિધ પ્રકારનાં સ્તોત્રો રચે તેમાં આશ્ચર્ય પણ શું?

એક વખત સ્વામીજી પાસે, ભારતના કમાન્ડર-ઇન-ચીફ્ લકહાર્ટ સાહેબ પોતે આફ્રિદીઓનો પરાજય કેવી રીતે કર્યો હતો તેની વાત કરતા હતા. સાહેબની વાતમાં "મેં જય મેળવ્યો છે" એવું અભિમાન જોવામાં આવ્યું ત્યારે સ્વામીજીએ પાસે પડેલી એક પેન્સીલ ઉપાડવા સાહેબને કહ્યું. લકહાર્ટ સાહેબ કોઇ પ્રકારે તે પેન્સીલ ઉપાડી શક્યા નહિ. (જુઓ પરિશિષ્ટ પત્ર નં. ૧૪) પછી સ્વામીજીએ કહ્યું કે, એમાં આપનો દોષ નથી. દેવાસુર-સંગ્રામમાં દેવોનો જય થયો હતો ત્યારે દેવોને પણ અહંકાર થયો હતો. તે વખતે બ્રહ્મનો ત્યાં પ્રાદુર્ભાવ થયો, પણ દેવો તે પૂજ્ય સ્વરૂપ કોણ છે તે ઓળખી ન શક્યા, તેથી તે કોણ છે તે જાણવા અગ્નિને મોકલ્યા. અગ્નિ બ્રહ્મ પાસે આવ્યા ત્યારે બ્રહ્મે પૂછ્યું "તમારામાં શી શક્તિ છે?" અગ્નિએ જવાબ આપ્યો "પૃથ્વીમાં જે કંઈ છે તેને હું બાળીને ભસ્મ કરી શકું છું;" ત્યારે બ્રહ્મે કહ્યું "આ તણખલાને બાળો જોઇએ!" અગ્નિએ બહુ મહેનત કરી, પણ તણખલાને બાળી શક્યા નહિ. પછી વાયુ આવ્યા, તેમને પણ બ્રહ્મે પૂછ્યું "તમારામાં શી શક્તિ છે?" ત્યારે વાયુદેવે જવાબ આપ્યો "પૃથ્વીમાં જે કંઇ પદાર્થ છે તેને હું ઉડાવી શકું છું." બ્રહ્મે એક તણખલું ઉડાડવા કહ્યું, પણ વાયુદેવ તે ઉડાડી શક્યા નહિ. ત્યારપછી વરુણદેવ તેમની પાસે ગયા. 'તમારામાં શું શક્તિ છે?' એમ પૂછાતાં વરુણદેવે કહ્યું કે 'મારીજ મદદથી પૃથ્વીનો પ્રલય થાય છે.' બ્રહ્મે કહ્યું "આ

તણખલાને ડૂબાવી શકો તો ડૂબાડો, ખેંચી જઈ શકો તો ખેંચી જાઓ." વરુણદેવથી તે બની શક્યું નહિ, એટલે પાછા ફર્યા; ત્યારપછી ઇંદ્ર બ્રહ્મની પાસે હાજર થતાંજ બ્રહ્મ અંતર્ધાન થઈ ગયા; અને આકાશવાણીદ્વારા ઇંદ્રને કહ્યું કે "અસુરો ઉપરના વિજયને તમે તમારો વિજય ગણતા હતા તે માટે બ્રહ્મ તમને સમજાવવા આવ્યા હતા કે તેમની શક્તિથીજ આપનો વિજય થયો હતો."

સ્તુતિમાં સ્વામીજીને વિભુ* વિશ્વનાથ કહેલા છે. આનંદબાગમાં રોજ હજારો લોક આવીને તેમનાં દર્શન કરી જતા. છતાંયે કોઇક દિવસ તેઓ પગે ચાલતા કાશીના કોઇ ભક્તને ત્યાં જતા ત્યારે પણ રસ્તામાં એટલા બધા લોકો એકઠા થઈ જતા કે બીજાઓની આવ-જા પણ બંધ થઇ જતી.

નીચેની કેટલીક હકીકતો મુકુંદબાબુના 'સદાલાપ' નામના પુસ્તકમાંથી આપીએ છીએ.

કાશ્મીરના મહારાજા સ્વામીજીનાં દર્શને આવ્યા ત્યારે તેમણે કહ્યું કે " પ્રભો ! જેથી અમારૂં જીવન કંઈ સાર્થક થાય એવી કંઇ આજ્ઞા કરો ! " ત્યારે સ્વામીજીએ કહ્યું કે " તમારો રાજધર્મ બરાબર પાળો, પ્રજાનાં બધાં દુઃખો દૂર કરવા પ્રયત્ન કરો. એથી (કર્તવ્યપાલનથી) વધારે પવિત્ર અર્થાત્ મને વધારે વહાલું એથી બીજું કંઇ નથી. પ્રત્યેક મનુષ્ય પોતાનું કર્તવ્ય બજાવે તો પૃથ્વીનાં સઘળાં મનુષ્યો તેમજ ભગવાન પણ સંતુષ્ટ થાય." (સદાલાપ-૨૩)

સ્તોત્રમાં લખ્યું છે કે "सम सुवर्ण सिकता च यस्य" "સુવર્ણ અને રેતી જેની દૃષ્ટિએ સરખાં છે" તેનું દૃષ્ટાંત નીચે આપ્યું છે:-

એક વખત કાશ્મીરનરેશે તેમજ દરભંગાનરેશે અનુક્રમે એક હજાર સોનામહોર અને બે હજાર રૂપિયાની સ્વામીજીને ભેટ ધરી. સ્વામીજીએ તેમાંથી રૂપિયો તથા મહોર લઇ શરીરે અડાડી જોઇ. પછી હસતાં હસતાં કહ્યું કે "આ બધું લઈ જાઓ, મારી પાસે તો કૌપીન પણ નથી કે જેમાં એક બે મહોર પણ રખાય."

---

* અને સાચેજ તેઓ આવ્યા અને મેં તેમને-લાખો માનવોથી પૂજાતા એ પ્રભુને-જોયા; અને મારામાં કોઇ અદ્ભુત અસર અને ભાવ જાગી ઉઠયાં. અહો ! હું એવી સ્થિતિ પુનઃ કયારે અનુભવીશ ?
(મોર ટ્રેમ્પ્સ એબ્રોડ-માર્કટવેઇન.)

આ રૂપિયા તથા મહોરો આનંદબાગની બહાર ગરીબોને વહેંચી આપવામાં આવ્યાં હતાં. (સદાલાપ-૨૩) નીચેની વાત 'સદાલાપ'માં નથી આપી, પણ અમે મુકુંદબાબુને મુખે સાંભળી હતી તે આ સાથે આપી છે. એક વખત સ્વામીજીએ એક ભકતને કહ્યું-"ગરીબોને ખૂબ ધરાઇને જમાડો અને ધનનો પરમાર્થમાં ઉપયોગ કરો એટલે હું રાજી થઈશ; અને એ બધું હુંજ જમું છું એમ માનજો."

એક વખત આનંદબાગના મંદિરમાં કૃષ્ણધન બાબુનો પુત્ર એક બીજા છોકરા સાથે લડતો હતો. કેમે કર્યા બન્ને શાંત થયા નહિ. તેમના પિતાઓએ પણ ખૂબ મહેનત લીધી, પણ તેઓ ઝંપ્યા નહિ. ત્યારે સ્વામીજીએ કહ્યું કે "રહેવા દો, જે કરવા જેવું હશે તે કરૂં છું." તરતજ જણાયું કે, સ્વામીજીનાં બન્ને ભવાંની મધ્યમાંથી જરા ઉંચેથી બે નીલવર્ણ અગ્નિશિખા નીકળી બન્ને છોકરાનાં શરીરમાં પેઠી અને તરતજ બન્ને છોકરા લડતા બંધ થઇ ગયા; અને સાથે બેસી આનંદ કરવા લાગ્યા.

અંબિકાબાબુએ સ્વામીજીનાં બધાં પુસ્તકો-ઉપનિષદોની ટીકા, સ્વારાજ્યસિદ્ધિની વ્યાખ્યા વગેરે-વારંવાર પોતાને ખર્ચે છપાવ્યાં છે. આ બધાં પુસ્તકો દેશદેશાંતરમાં વહેંચાયાં હતાં. અંબિકા બાબુ વારંવાર સ્વામીજીને પ્રાર્થના કરે કે "બાબા! પાતુની (પોતાના દત્તપુત્રની) રક્ષા કરો!" સ્વામીજીએ આ પ્રમાણે પાતુ ઉપર દયા દર્શાવીને અંબિકા બાબુને કૃતાર્થ કર્યા હતા.

सदानंददेहं परानंदकन्दं यतिं भास्करानंदमीशं प्रसन्नम् ।
भवेद्यस्य सान्निध्यमात्रेण जन्तुश्चिदानन्दरूपो गुरुं तं नमामि ॥

જે સદા આનંદમય, પરમાનંદના મૂળરૂપ, જેનું શરણ લેવાથી જીવ ચિદાનંદમય થઇ જાય છે, * તેજ પ્રસન્નાત્મા યતીશ્વર ભાસ્કરાનંદ-પ્રભુને હું પ્રણામ કરૂં છું.

महादेवः शङ्को वदति भवतापानलकृशान्
जनान्काशीवासं जहिहि सुखसिन्धुं सुकृतिनः ।

---

* બધાં ઉપનિષદો તેમને કંઠે હતાં, તેઓ બ્રહ્મતત્ત્વની વ્યાખ્યા કરતા ત્યારે શ્રોતાઓ મુગ્ધ અને બ્રહ્મસ્વરૂપમાં લીન થઇ જતા હતા. તેમનો ઉદાર પ્રેમ હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી સૌ કોઇને સમતાપૂર્વક પ્રાપ્ત થતો. ['સંજીવની' ૫-શ્રાવણ ૧૩૦૬ (બંગાબ્દ)]

जनाज्ञानायैवं भजत भवपोतं सुकृतिनं
यतीन्द्रं सानन्दं परममलं तं खवसनम् ॥

સંસારતાપથી દગ્ધ થયેલા લોકોને, મહાદેવ શુકલ નામના ભકત કહે છે કે "હે પુણ્યશાળીઓ! જો જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો તરત પરમ વિશુદ્ધ, સુખ–સાગર, દિગંબર, ભવસાગરની નૌકારૂપ, સ્વામી ભાસ્કરાનંદજીનું શરણ ગ્રહણ કરો!

સ્વામીજી સશરીરે હયાત નહિ હોવા છતાં ભક્તજનોનાં માનસ ચક્ષુઓથી તેઓ દૂર થયા નથી એ સત્ય તો દરેક ભક્ત અનુભવે છેજ, તેમજ લોકાચરણ જોતાં પણ એજ જણાય છે; નહિ તો રોજ આનંદબાગમાં હજુએ આટલા બધા લોકો શા સારૂ ભેગા થાય? અત્યારે પણ यथाऽसाज्ञानमपारवारिधिं सुखं तरिष्यामि तथानुशाधि माम्" અર્થાત "જેથી કરીને અપાર અજ્ઞાનસમુદ્રને સહેજે તરી જઇએ એવી પ્રેરણા અમને આપજો." એવા શબ્દો સંભળાય છે.

કાશીના મહારાજા તથા મહારાણી કોઇપણ નવું ફળ આવે તે શ્રીવિશ્વનાથ, અન્નપૂર્ણાજી, દુર્ગાજી તથા સ્વામીજીને અર્પણ કર્યા વગર ખાતાં નહિ. (પરિશિષ્ટમાં પત્ર નં. ૪ જુઓ) કેમકે તેમને એવી પ્રતીતિ હતી કે, સ્વામીજી એક મહાપુરુષ છે અને તેમની કૃપાથી અજ્ઞાનાંધકારનો નાશ થઇ આત્મજ્ઞાનનો ઉદય થાય છે.

प्रसादार्थं यत्नात्तवनुतिरियं यद्यपि कृता
विचारेऽद्य व्यर्था पृथुरपि विभातीश ममतु ।
गुणो यास्मिन्याद्दक्कथयति जनश्चेत्तदधिकं
प्रसादस्यात्तस्मिन्निहतु न हि तस्यास्त्यवसरः ॥

આપની પ્રસન્નતા માટે પરિશ્રમ લઇ આ સ્તોત્ર કર્યું, પણ જણાય છે કે, વિસ્તૃત સ્તોત્ર પણ વ્યર્થ નીવડયું, કેમકે તે આપને બીલકુલ નિરૂપયોગી છે. સ્તુતિમાં તો ગુણોની અતિશયતા વર્ણવીને સ્તુતિકાર તૃપ્તિ પામે છે, પણ આપની બાબતમાં તો આપના અપાર ગુણોનું અધિક વર્ણન તો એક બાજુ રહ્યું, પરંતુ યથાર્થ વર્ણન પણ થઇ શકયું નથી.

હવે સ્વામીજીના અપાર ઐશ્વર્યનું એક ઉદાહરણ આપી વિર-

મીશું. અયોધ્યાનરેશને (પહેલાં જણાવેલ પ્રસંગે) અયોધ્યા જવાની ના પાડી એટલે મહારાજા સાહેબ આનંદબાગમાં પધરાવેલી મૂર્તિનું ધ્યાન કરતા બેઠા હતા; ત્યાં જઇ સ્વામીજીએ કહ્યું "ચાલો મહારાજ! દુર્ગાકુંડ તરફ ફરવા જઇએ." એમ કહી મહારાજને આનંદબાગની બાજુના દુર્ગાકુંડ પાસે લઈ ગયા. દુર્ગાકુંડની પાસે ઉભા રહી, સ્વામીજીએ મહારાજાની આંગળીમાંથી બહુ કિંમતી વિંટી કાઢી લઇને દુર્ગાકુંડમાં નાખી દીધી. મહારાજાને તાર આવ્યો હતો તોપણ સ્વામીજીની આજ્ઞાને લીધે જઇ ન શકયા, તેથી કંઈ તેમને ઉદ્વેગ નહોતો થયો. આ વખતે પણ વિંટી જતાં સ્વામીજીને કંઇ પણ ન કહેતાં, પાસે ઉભેલા એક માણસની સાથે જાણે કંઇજ ન બન્યું હોય તેમ વાતો કરવા લાગ્યા. થોડી વાર પછી સ્વામીજીએ મહારાજાને કહ્યું કે "તમારી ધીરજ અને શાંતિ જોઇ હું પ્રસન્ન થયો છું. જાઓ, ગમે ત્યાં પાણીમાં હાથ નાખશો કે તમારી વિંટી તમને મળી જશે." મહારાજાએ સ્વામીજીની પરીક્ષા કરવા, આ તરફ વિંટી પડી રહી હતી છતાં સામે પાર જઇ પાણીમાં હાથ નાખ્યો. તરતજ તેમનો ખોબો વિંટીઓથી ભરાઈ ગયો. કોઈ પોતાની વિંટી જેવીજ તો કોઇ વળી તેથી પણ વધારે મૂલ્યવાન હતી. સ્વામીજીને છોડી મહારાજા સામે કાંઠે આવ્યા હતા, તેથી પોતાની વિંટી કયી તેનો નિર્ણય ન કરી શકવાથી સ્વામીજી પાસે આવ્યા, ત્યારે સ્વામીજીએ તે વિંટી ઉપાડી લઇ બાકીની દુર્ગાકુંડમાં પધરાવી દીધી.અનેક સંન્યાસીઓએ આ બનાવ જોયો હતો અને અત્યારે પણ ચમત્કારોની વાત નીકળતાં તેઓ આ વાતને સૌથી પહેલી કરે છે. (જુઓ પરિશિષ્ટમાં અયોધ્યાના મહારાજાનો પત્ર નં. ૩)

સ્વામી પ્રકાશાનંદ સરસ્વતીએ સ્વામીજીનું જે સ્તોત્ર રચ્યું છે તેમાંથી એક શ્લોક અહીં આપ્યો છે:–

दुर्वार संसारदावाग्नितप्तं दोधूयमानं दूरदृष्ट पातैः ।
भीतं प्रपन्नं परिपाहि मृत्योः शरण्यमन्यं यदहं न जाने ॥

આ અનિવાર્ય સંસારરૂપી દાવાગ્નિથી બળી રહેલો, દૂર દેખાતા વાવાઝોડાથી બીધેલો અને બેભાન એવો હું આપને શરણે આવ્યો છું. આપ કૃપા કરીને મને મૃત્યુથી બચાવો. પ્રભો! આપના સિવાય મારે બીજા કોઇનો આશરો નથી.

કોઇ પણ સાચો નિષ્કામી શાંતિ યાચતો તેમને શરણે જતો તો તે લાંબા કાળસુધી શાંતિરાજ્યમાં દાખલ થઇને કૃતાર્થતા અનુભવતો.*



* આ માત્ર કહેવાની વાતજ નથી. બંગાળના સુપુત્ર લેફ્ટેનન્ટ કર્નલ યુ. એન. મુકરજી (આઇ. એમ. એસ.) મહોદય લખે છે કે "તેમના જીવનમાં એક એવું ચારિત્ર્યબળ હતું, કે જે કોઇ તેમના સમાગમમાં આવતું તે સાભાર યાદ કર્યા સિવાય રહી શકતું નહિ. તેઓ જે કોઇ શાંતિ અને આશ્વાસનના શોધનારાઓ તેમની પાસે આવતા તેમને જે જોઇએ તે આપતા. સ્ત્રીપુરુષોનાં જે ટોળેટોળાં તેમની પાસે હમેશાં આવતાં તેઓ તેમના શબ્દોથી-અરે તેમના દર્શનથી-આનંદમગ્ન થઇ જતાં અને ઘણુંખરાં ભક્તિભાવભર્યાં હૃદયથી પાછાં ફરતાં. તેમનાં દર્શન કરવાં અને તેમનાં વચનામૃતો સાંભળવાં એ એક મહામૂલો લહાવો હતો. કોઇપણ માણસ ચમત્કારો ઉપર બહુ વજુદ આપતો નથી, પણ તેઓ પાસે તો એવી જાદુઇ અસર હતી કે જે બીજા બધાને આંટી જાય."

મુકરજી મહાશયે જે વાત કહી છે, લગભગ તેવીજ વાત "પન્થા" નામના વર્તમાનપત્રમાં એક રાણીએ પણ લખી છે:-"જગતના ગુરુ તરીકે આપ જ્ઞાન અને આનંદ વહેંચવાને માટે પધાર્યા હતા; આપના જીવનથી એક માનવી આ જગતમાં શું શું કરી શકે, તે આપે દર્શાવી આપ્યું છે."

ચમત્કારોસંબંધી રાણીએ લખ્યું છે કે:-"નિર્વિકાર પૂર્ણત્યાગીના તપોબળથી તો સમસ્ત બ્રહ્માંડ પણ તેનાં ચરણોમાં હાજર થઇ જાય છે."

સામાન્ય રીતે આ તરફના તપસ્વીઓ તરફ પાશ્ચાત્યોનું બહુ લક્ષ્ય અને લાગણી હોતાં નથી; છતાં પણ પૂજ્ય સ્વામી ભાસ્કરાનંદજી-કે જેઓ બનારસમાં રવિવારે મધ્યરાત્રિએ અવસાન પામ્યા તેઓ-એક એવી વ્યક્તિ હતા કે જેમને અંગ્રેજો પણ ભારતવાસીઓની પેઠેજ પૂજતા હતા. આ તપસ્વીઓનોયે તપસ્વી કે જે નિર્વાણને પ્રાપ્ત થઇ ચૂકયો હતો અને જેને કોઇ પણ પ્રકારનો રાગદ્વેષ નહોતો. જેને મન ભંગી હલકો ને બીજા ઉંચા એવો કંઇજ ભેદભાવ નહોતો. તેઓ તીક્ષ્ણ બુદ્ધિવાળા હતા અને માત્ર ભારતવર્ષનાજ નહિ, પરંતુ યૂરોપના પણ રાજકારણનો સૂક્ષ્મ અભ્યાસ કરતા. વળી અંગ્રેજ મુસાફર પણ તેમની પાસે મમતાભર્યો આવકાર પામતો. (ધી પાયોનિયર-અલ્લાહાબાદ.)

# પરિશિષ્ટ

( પહેલા પાંચ પત્રો બંગાળી લેખક બાબુ સુરેંદ્રનાથ મુકરજી ઉપર લખાયલા છે. )

## પત્ર-૧

ગવર્નમેન્ટ હાઉસ

અલાહાબાદ, ૭ જાનેવારી ૧૯૦૪

સાહેબ,

આપના તા. ૨જીના પત્રના જવાબમાં જણાવવાનું કે, સદ્‌ગત સ્વામી ભાસ્કરાનંદજી સાથેની બનારસના તે વખતના કમિશ્નર મિ. રોબર્ટસની મુલાકાત વખતે કોઈ ખાસ વિષયપર ચર્ચા થઇ નહોતી. સાહેબ બહાદૂરે ૧૮૯૮ની સાલમાં સ્વામીજીની મુલાકાત લીધી હતી.

સ્વામીજીની રીતભાત સુયોગ્ય સજ્જનને છાજે એવી હતી. તેમનામાં ગભરાટ કે અહંતાની લાગણીનો કેવળ અભાવ હતો, અને આવેલા મહેમાનને ખુશ કરવાને તથા ચાલતી વાતચીતમાં પોતાને આનંદ અને રસ પડે છે એમ દેખાડવાને તેઓ આતુર જણાતા.

આપનો વિશ્વાસુ

(સહી) એચ. જી. એસ. ટાઇલર (આઇ. સી. એસ.)

પ્રાઇવેટ સેક્રેટરી

---

## પત્ર-૨

વિયેના, ૨૧ ડિસેંબર ૧૮૯૭

વહાલા સાહેબ,

મારા પુસ્તકની એક નકલ મેં આપના તરફ લંડનથી મોકલાવરાવી છે. તેના ૫૬મા પ્રકરણમાં બનારસના સંત અને મીનાબહાદૂર રાણા વિષે મેં જે હકીકત લખી છે તે આપને મળશે. મીનાબહાદૂર રાણા વિષે મેં જે કંઇ કહ્યું છે તેવું ને તેટલુંજ તે સંતપુરુષ માટે પણ કહી શકું. એ સિવાય અત્યારે વધુ કંઇ કહી શકું તેમ નથી-સિવાય કે ટીકારૂપે કંઇ ઉમેરૂં.

ચમત્કારવિષે આપ પૂછો છો, નહિ વારૂ? આપનું શું એમ ધારવું છે કે, મેં એમને હસ્તે ચમત્કાર થતા જોયા હતા? ના, એ શબ્દના સામાન્ય અર્થમાં તો મેં એકે ચમત્કાર જોયો નથી; અને છતાં ઉચ્ચ અર્થમાં મેં જોયા પણ છે. જ્યારે કોઇ શ્રીમંત

મનુષ્ય પ્રભુપ્રેરિત આપણા તારકતરીકે વર્તે છે, અને પોતાની સર્વ સંપત્તિ લૂંટાવી દઈ પરમ પ્રાપ્તવ્યને કાજે સર્વ પદાર્થોનો ત્યાગ કરે છે, ત્યારે મારે મન તે ચમત્કાર છે. હું તેને તેમ ગણું છું અને તેના પ્રત્યે મારી અનન્ય આદરબુદ્ધિ ઉપજે છે. આવો ચમત્કાર દરેક શ્રીમંતમાં હોવાની જરૂર છે. તેણે પોતાની જાતને ભીખારી બનાવવી જોઈએ.

ખ્રિસ્તી સાધુઓ પણ નિર્જન સ્થળે જઇને યદૃચ્છાએ પ્રાપ્ત થતી વસ્તુઓ ઉપર રહેતા હતા. અને એમાંના કોઈએ જો એજ રીતે વર્તવા માટે પોતાની દોલતનો ત્યાગ કર્યો હોય તો તેનું વર્તન પણ મારે હિસાબે એક ચમત્કાર કહેવાય. કેમકે આપણા માનવ-સ્વભાવને માટે દ્રવ્યત્યાગ એ બહુ કપરામાં કપરો ભોગ છે. ક્રાઈસ્ટે જ્યારે એવા ત્યાગનો ઉપદેશ કર્યો ત્યારે તેને એ કપરા-પણાની પણ ખબર હતીજ.એ ઉપદેશને આપણા જીવનમાં ઘટાવવા પ્રયત્ન કરવો તે આપણું કામ છે.

ઉપર કહ્યો તેવી જાતનો ચમત્કાર મેં અવશ્ય જોયો છે. મેં તે બનારસમાં જોયો હતો. તેવો બીજા કોઈ સ્થળે કદી જોયો નથી. સર્વ પંથના ને જાતિના ધાર્મિક શ્રીમંતો ગરીબોને તથા દેવસ્થાનોને ઉદાર હાથે સખાવત કરે છે, પણ તેમાં ચમત્કાર જેવું કંઇ નથી. જો હું લક્ષાધિપતિ હોઉં–શ્રીમંત હોઉં–તો હું પણ તેમ કરૂં. પણ તે કંઇ આદર કે ભક્તિને પાત્ર નથી. કારણકે પોતાના ખરા લહેણ-દારોને દશ ટકા આપી દેવાની પતાવટ કરી બાકીનું પોતે દબાવી-બેસીને ડોળદમામ રાખનાર દેવાળીઆને વિષે આપણે માન ધરાવી શકીએજ નહિ. આપનો વિશ્વાસુ–માર્ક ટ્વેન.

---

પત્ર–૩

અયોધ્યા, ૨૭મી ઑકટોબર ૧૯૦૦.

"રાજસદન"

**यतो धर्मस्ततः कृष्णः । यतः कृष्णस्ततो जयः ॥**

**श्रीअयोध्यापतिर्जयतु ।**

વહાલા સાહેબ,

આપનો ૨૪મી તારીખનો પત્ર મળ્યો છે. જવાબમાં આપને જણાવવાનું કે માનવંત મહારાજા બહાદુરનું મને ફરમાન થયું છે કે, આપના પત્રમાં આપે જે વાતનો ઉલ્લેખ કર્યો છે તે વાત તદ્દન સત્ય છે.

આપ ખુશીમાં હશો એમ ઇચ્છતો,

હું છું, આપનો શૈલેશચંદ્ર ઘોષ

(મહારાજા–અયોધ્યાના પ્રાઇવેટ સેક્રેટરી વતી.)

---

પત્ર–૪

વર્ધમાન, તા. ૧૮ ડિસેમ્બર ૧૮૯૭

સવિનય નમસ્કારપૂર્વક નિવેદન કેઃ—

આપ મહાશયના પત્રથી આનંદ થયો છે. પિતૃદેવ× પૂજ્યપાદ શ્રી સ્વામીજીના અનન્ય ભક્ત અને ખાસ કૃપાપાત્ર હતા. સ્વામીશ્રી પોતે અતિ આદરથી પિતૃદેવને "પિતા" કહી સંબોધતા હતા. પિતૃદેવના મૃત્યુ પહેલાં થોડાજ દિવસ પર સ્વામીશ્રીએ પત્ર લખ્યો હતો કેઃ–" આપના ઇતર પુત્રો આરોગ્યલાભ કરાવી શકતા નથી. એક વાર આપના આ જ્યેષ્ઠ પુત્ર પાસે આવો." સ્વ૦ પિતૃદેવ પણ સ્વામીશ્રીનાં દર્શને જવા બહુ ઉત્કંઠિત હતા; કિન્તુ કર્મસંયોગે તેઓ જઇ શક્યા નહિ. દેહત્યાગના બે ત્રણ દહાડા પહેલાં તેમનાથી હલનચલન થઇ શક્યું નહિ. જે વાત બનવાનીજ છે તેનો ભય કરવો ઉચિત નથી! હરિઇચ્છા બળવાન.

શ્રીપિતૃદેવ કાશીક્ષેત્રમાં પુટિયાની રાણીના બંગલામાં જ્યારે રહેતા હતા ત્યારે નિત્ય તેઓ સ્વામીજીનાં દર્શને જતા. સ્વામીજીએ પણ એક વાર પોતાની પદરજથી તે સ્થાનને પાવન કર્યું હતું.

એક સમયે નાતાલની રજાઓમાં હું પિતાશ્રી સાથે કાશી ગયો. બીજે દિવસે અમે સવારમાં ખૂબ વહેલા ઉઠીને કોટ, પાટલૂન, કંફર્ટર વગેરેમાં સજ્જ થઈ સ્વામીજીનાં દર્શન કરવા ગયા. ત્યાં જઇને જોયું તો એ મહાપુરુષ ઠરી જવાય તેના કરતાં પણ અતિશય વધારે ઠંડા પથ્થર ઉપર બેઠા હતા. તે જોઈ પિતાશ્રી બોલ્યા— "પુણ્યનું શરીર તથા અસાધારણ યોગબળ–એ સિવાય આ પ્રમાણે સંભવી શકે નહિ." સ્વામીજીએ કહ્યું–"શામાટે ? તમે પણ ઠંડો પવન તો સહન કરી શકો છો ! " પિતાશ્રીએ જવાબ આપ્યો— "અરે ! અમને તો આટ આટલાં કપડાં પહેર્યાં છે છતાં ઠંડી લાગે છે." તે પર સ્વામીજીએ કહ્યું–"મોઢાપર કંઇ ઢાંકણ નથી, છતાં ત્યાં ઠંડી–ગરમી સહન થઇ શકે છે; તે અભ્યાસ પડી જવાથીજ તમે સહન કરી શકો છો. મેં સર્વાંગે એવો અભ્યાસ પાડયો છે એટલોજ ફેર." એ રીતે સરળ સુંદર ભાવે દર્શકવર્ગને ઉપ-

---

× ભૂદેવ મુખોપાધ્યાય (સી. આઇ. ઇ.)

દેશ આપી પોતાનો અપરિસીમ વિનય પ્રગટ કરતા થકા ધર્મપંથ-માં સર્વને આશા અને ઉત્સાહ આપી દર્શકગણને પવિત્રકરતા હતા.
" क्षणमिह सज्जनसंगतिरेका भवति भवाणवतरणे नौका ॥ "

ફરી એક દિવસે પૂજ્યપાદ સ્વામીજીને મેં પૂછયું–"આપશ્રી સર્વની સંગાથે કથાવાર્તા કરો છો, જ્ઞાનનો પ્રચાર કરો છો, લોકોનાં મન જેથી કરી શુદ્ધ અને પવિત્ર થાય તેવી સહાય કરો છો; પણ શું પરમહંસ થયા છતાં મૌની થવાની જરૂર નથી ?" તે વખતે તૈલંગ સ્વામી હયાત હતા. સ્વામીજીએ ઉત્તર આપ્યો–"મૌની થવું તે પરમાત્મામાં લીન થવાની એક ચેષ્ટા છે, મનોભાવ પ્રકાશ ન કરવાનો સંયમ છે. તેનો અભ્યાસ કરવો સારો છે, પણ મનના ભાવ પ્રકાશ ન કરવાનો ભાવાર્થ એ છે કે ચક્ષુ, મુખ, હાથ, પગ કશાથી પણ તે પ્રગટ કરવો નહિ–અર્થાત્ કે કંઇ પણ મનમાં હોવું જોઈએ નહિ. જો કોઇને દેખીને ચક્ષુ અને મુખ પ્રફુલ્લ થાય તો એટલાથીજ શું ઉત્તમ રીતે આદરસત્કાર કર્યો કહેવાય નહિ ? મોઢે બોલ્યા કરતાં તો તે અધિકતર સુસ્પષ્ટ થાય છે. તાત્પર્ય કે, એક વાર પણ મનનો ભાવ પ્રગટ ન થવો જોઇએ. તેમ બને ત્યારેજ જાણવું કે, ઉત્તમ રીતે સંયમ સાધ્ય થયો છે; પણ જો મનોભાવ પ્રકાશ કરવાનું કોઈ પણ રીતે ચાલુજ હોય તો પછી આંગળીઓ હલાવવાને બદલે જીભ હલાવવીજ ઉચિત છે. જેમની સાથે ઇશારત-થી વાત કરવામાં આવે છે તેમને એ રીતે કષ્ટ આપવામાં આવે છે, બીજું કંઈજ નહિ. બાકી પોતાના મનમાં તો ગડમથલ થયાજ કરે છે અને તેને પ્રકાશ કરવાની ચેષ્ટા પણ ચાલુ છે." કેવી સુંદર, સૂક્ષ્મ અને જ્ઞાનપૂર્ણ ઉક્તિ ! બીજાઓપ્રતિ કેટલી બધી સહાનુભૂતિ !

શ્રીપિતૃદેવ એજ્યુકેશન ગેઝેટમાં પ્રસંગોપાત સ્વામીજીના સંબંધમાં લેખો લખતા હતા. વળી તેમણે સ્વામીજીની પ્રતિમૂર્તિ માટે સંસ્કૃતમાં સ્તોત્ર રચ્યાં છે. સ્વામીજી પોતે પણ ભગવાનની સરજેલી એક અસાધારણ વ્યક્તિ હતા. આપે મહાન કાર્ય ઉપાડયું છે. આપનો ઉદ્દેશ સ્વામીજીના અનુગ્રહથી સફળ થાઓ. એજ.

આપનો શ્રીમુકુંદદેવ મુખોપાધ્યાય
(ડેપ્યુટી માજીસ્ટ્રેટ–વર્ધમાન)

---

( તા. ૧૩–૧૦–૨૧ ના રોજે મુકુન્દ બાબુએ બીજો પત્ર લખ્યો હતો તેનો સાર પણ નીચે આપ્યો છે. )

"મારી સ્ત્રીને આમવાયુનો વ્યાધિ હતો. કેટલાય ઉપચારો

કર્યા પછી સ્વામીજી પાસે અમે ગયેલાં. સ્વામીજીએ વાંસાપર હાથ ફેરવી કહ્યું–"મા! હું તમારો બધો રોગ લઇ લઉં છું." સ્ત્રીની શ્રદ્ધા અડગ હતી. તેણે તત્કાળ દવા ખાવી બંધ કરી દીધી અને કહ્યું "સ્વામીજીએ વચન આપ્યું છે તેથી મને જરૂર આરામ થઇ જશે." બચવાની આશા નહોતી તોપણ સ્વામીજીની કૃપાથી આરામ થઈ ગયો. ત્યારબાદ તેને એક પુત્ર થયો, તેનું નામ 'ભાસ્કરદેવ' રાખ્યું છે.

એક વાર મેં સ્વામીજીને કહ્યું–"આપના જેવા મહાપુરુષો ભારતવર્ષમાં હોવા છતાં, ભારતવાસીઓની આવી દુર્દશા અને યૂરોપવાસીઓની આવી ઉન્નતિ કેમ છે? અહીં તો અમો બધા ભક્તિભાવથી પૂજાપાઠ પણ બહુ કરીએ છીએ." સ્વામીજીએ કહ્યું "તમે તો બધા ગીતા વાંચો છો એટલુંજ, પણ તેઓ (પાશ્ચાત્યો) તો ગીતામાં કહ્યા પ્રમાણે વર્તે છે. કહ્યું છે કે " केवलं चारुवाक्येन न तुष्यति परात्परः ॥" માત્ર સારા શબ્દોથી પરમાત્મા પ્રસન્ન થતા નથી; પરંતુ કાર્યથીજ થાય છે. (માટી તરફ આંગળી કરી) જ્યાંસુધી આવા રહેશો ત્યાંસુધી એવાજ રહેવાના, અધઃપાતજ થવાનો; તોપણ હવે ભારતવાસીઓની સ્થિતિ કંઇક પણ સુધરવા લાગી છે.

એક દિવસ હું અને મારા બનેવી સ્વ. બાબુ સુરેશચંદ્ર ચટ્ટોપાધ્યાય સ્વામીજીનાં દર્શન કરવા ગયા. ત્યાં બીજા પણ ભક્તજનો આવ્યા હતા. સ્વામીજીએ કહ્યું–"તમને કંઇ ભોજન કરવાની ઇચ્છા થઇ છે?" એટલામાં તો કાશીનરેશે મોકલાવેલા પેંડા તેમજ ફળો આવ્યાં. સુરેશ બાબુએ કહ્યું–"મહારાજ! આપની ઇચ્છા પ્રમાણેજ થયું." સ્વામીજીએ હસીને કહ્યું–"આમાં કંઇ નવાઇ પામવા જેવું નથી. કાશીના મહારાજા કદી પણ, કંઇ પણ નવીન ફળ વગેરે વિશ્વનાથ, તથા અન્નપૂર્ણા દુર્ગાજી વગેરેને અર્પણ કર્યા વગર જમતા નથી." સ્વામીજીની ઇચ્છા પ્રમાણે બધા ભકતોએ પ્રસાદ ગ્રહણ કર્યો. સ્વામીજીના ભક્ત સેવક સ્વ૦ રામચરણ તીવારીના મનમાં એમ થયું કે "આ બધાય બધી ચીજો ખાઇ ગયા, સ્વામીજી માટે તો કંઇ રહ્યું નહિ." સ્વામીજી સામાન્ય રીતે દિવસે દશ વાગે એક વખત જમતા. આથી તિવારીજી થોડાંક ફળ વસ્ત્રમાં સંતાડીને લઇ જતા હતા એટલે સ્વામીજી બોલી ઉઠયા–"કેમરે, રામચરણ! પરમહંસ માટે ભંડાર ભરવો છે કે શું?" તિવારીજી તો ફિક્કા પડી ગયા. પછી સ્વામીજીએ હસતાં હસતાં

કહ્યું–"તમો ધારો છો કે હું કંઇ જમ્યો નથી; પણ મેં તો આ ભકતોદ્વારા ક્યારનું ય જમી લીધું છે. આ ફળો હું પોતે ખાતો નથી તોપણ મને જે સ્વાદ આવે છે તે જાતે ખાવાથી નજ આવત."

એક ભક્ત સ્વામીજીને નામે રૂપિયા ઉઘરાવતો હતો.આ વાતની સ્વામીજીને એક સંન્યાસી શિષ્યદ્વારા ખબર મળતાં તેમણે કહ્યું–"હું શું સિપાઈ છું? કોણ શું કરે છે તેની મારે શી લેવાદેવા? અહીં આ દેવનગરીમાં (કાશીમાં) કોઇ યશ તો કોઇ પુત્ર, સંપત્તિ વગેરે માગે છે. અરે! પંડાઓ તો પૈસા લૂંટે છે; પણ તેથી શું? જો કોઈ માણસ મોક્ષને બદલે પૈસા માગશે તો કલ્પતરુ તેને પૈસાજ આપશે." કહેવાય છે કે, આ વ્યક્તિને અંતકાળે જીભમાં ચાંદાં થયાં હતાં અને એજ રોગમાં તેનું મરણ થયું હતું!

પિતૃદેવ સ્વર્ગવાસી થયા તે પહેલાંજ મારાં ભાભી તથા ભાઇ સ્વર્ગવાસી થયાં હતાં. ત્યારબાદ હું સ્વામીજી પાસે આવ્યો ત્યારે સ્વામીજીએ કહ્યું કે–"હવે તમારાથી આગળના જેવો આનંદ નિશ્ચિંતપણે નહિ ભોગવાય. માથાપરથી બન્ને છત્રો ઉડી ગયાં છે; તોપણ હવે ધીરજ રાખી ફરજ બજાવજો. ભત્રીજાઓને તમારાં છોકરાં જેવા ગણો છો ને?" મેં કહ્યું "હા." સ્વામીજીએ પૂછયું–"કંઇ ભૂલ તો નથી કરતા ને? તેમનાં માતપિતા નથી, તેથી તેમની ભૂલ સુધારવા કંઈ શિક્ષા કરતાં અચકાતા નથી ને? વાંક આવે તો જેમ આપણાં છોકરાંને વઢીએ તેમ તેમને પણ વઢો છો ને?" મેં કહ્યું–"તેમ તો નથી થતું, કેમકે તેમનાં માતપિતા નથી." સ્વામીજીએ પૂછયું–"ત્યારે શું તમે તેમના કાકાજ રહેવાના? તેમનાં માબાપ શું નહિ થાઓ? એમ તો છોકરાં બગડી જાય." સ્વામીજીનો આ ઉપદેશ સાંભળી મેં ત્યારપછી છોકરાંને તેજ પ્રમાણે રાખ્યાં અને તેનું પરિણામ પણ સારૂં આવ્યું. મારા બન્ને ભત્રીજાઓ એમ. એ. થયા.

'..................તિવારી' પોલીસ ખાતાના અમલદાર હતા. તેમણે પાંચ સાત વાર સ્વામીજી પાસે આવી કહ્યું "મારે સંન્યાસી થવું છે." સ્વામીજીએ કહ્યું–"જેમ અગ્નિ પાસે શરીર તપે છે, તેમજ પરમહંસ પાસે આવવાથી ત્યાગી થવાની ઇચ્છા થાય છે કેમ? ભાઈ! ઘેર જાઓ, સાત દિવસ ઘેર રહીને તે પછીજ સંન્યાસી થવું હોય તો કાગળ લખજો!" સાત દિવસ પછી તિવારીજીએ લખ્યું કે "હવે સંન્યાસી થવાની ઇચ્છા નથી." પછી એક વાર તે સ્વામીજી પાસે આવ્યા ત્યારે તેમને કહ્યું કે "ધર્મ પ્રમાણે વર્તજો! યાદ

રાખજો કે, જે પોતાની મેળેજ પદાર્થો મેળવતો હોય તેને પરમેશ્વર કશું આપતા નથી.” તિવારીજી ખરેખરા ધર્મપરાયણ હતા. તે સ્વામીજીનો સદાશય સમજતા અને સ્વામીજીની આજ્ઞા પ્રમાણે ધર્મમાર્ગે ચાલતા.આથીજ તેઓ એક પ્રમાણિક અમલદાર ગણાયા અને ધીરે ધીરે ડિસ્ટ્રિક્ટ પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ થયા હતા.

પત્ર—૫

ગયા, તા. ૨૪–૫–૧૯૦૦

પ્રિય ભાઈ સુરેન,

આટલી લાંબી મુદતે તમારો પત્ર મળતાં મને બહુ આનંદ થયો છે. તમે મને હજી સંભારો છો એ જોઇ બહુ ખુશી ઉપજે છે. હા, જે વાતવિષે તમે પૂછો છો તે વાત પાલ મહાશયને મોઢે સાંભળ્યાનું મેં ખરેખર તમોને કહ્યું હતું; તેમજ પાલ મહાશયના કથનમાં મને પૂર્ણ વિશ્વાસ છે. તે પંડે એક સાધુ પુરુષ છે. સ્વામીજીની અસાધારણ શક્તિઓવિષે એવી વાતો ફેલાવવામાં એમનો પોતાનો કંઇ સ્વાર્થ નહોતો. એ બધી વાતો તમારા પુસ્તકમાં દાખલ થાય તેમાં મને કોઈ જાતનો વાંધો નથી. મારી ધારણા મુજબ પાલ મહાશય બનારસમાંજ રહે છે. એમને લખવાથી એ વાતની વધુ વિગતો મળી શકશે. સૌની કુશળતા ઈચ્છતો,

તમારો સ્નેહાંકિત તેજચંદ્ર મુખરજી

(સેશન જજ)

(આ પછીના ત્રણ પત્રો સ્વામીજી ઉપર લખાયેલા છે.)

પત્ર—૬

તા. ૫મી ફેબ્રુઆરી સને ૧૮૯૫

વહાલા સાહેબ,

જર્મન શહેનશાહત સ્થાપનાર શહેનશાહ વિલ્હેલ્મ ૧લો તથા તેના પૌત્ર—અમારા વિદ્યમાન શહેનશાહના ફોટા આપને મોકલી આપતાં મને સવિશેષ હર્ષ થાય છે.

હું આપને તંદુરસ્તી સાથે દીર્ઘાયુ ઇચ્છું છું.

આપનો આજ્ઞાંકિત સેવક

(સહી) અફ કૉનિગ્સ માર્ક

પત્ર—૭

કલેફામ કોમન, લંડન.

એક પખવાડીઆ ઉપર મેં આપને મારા “ચિત્રમય હિંદ”

એ નામના પુસ્તકની એક નકલ મોકલી આપી છે. તે હું આશા રાખું છું કે આપને સુસ્થિતિમાં સવેળા પહોંચી હશે. ડબ્લ્યુ કેન.

પત્ર—૮

વહાલા સાહેબ,

વ્યાઘ્રનાં બે અસ્થિ (સેમટોક) આપને નજર કરવાની હું રજા લઉં છું. તે અસ્થિ મેં પોતે શિકાર કરેલા વાઘનાં છે.

ટુંક સમયમાં એક દહાડો આપના દર્શને આવી જવા મને ઉમેદ છે. આપનો ડબ્લ્યુ. એચ. કૉબ

(ડિસ્ટ્રિકટ માજીસ્ટ્રેટ—બનારસ)

(આ પછીના પત્રો સુરેન્દ્રબાબુ ઉપર લખાયેલા છે.)

પત્ર—૯

ચિફ સેક્રેટરી મિ. પોર્ટરનો પત્ર

વહાલા સાહેબ, નૈનિતાલ, તા. ૭ ઑગસ્ટ ૧૯૦૪

આપનો વીસમી જુલાઇનો લખેલો પત્ર મને મુસાફરીમાં મળ્યો. તેનો પ્રત્યુત્તર આપતાં ઢીલ થઇ તેને માટે દિલગીર; પરંતુ હું બહુ કામમાં હતો.

જ્યારે હું બનારસમાં હતો ત્યારે મર્હુમ સ્વામીજીને પીછાનનારા બીજાંઓની માફક હું પણ વખતોવખત તેઓશ્રીની પાસે જતો હતો, અને આદરપૂર્વક પ્રશંસા કરતો હતો.

હું માનું છું કે, એક વિદ્વાનતરીકે તેમની કીર્તિ બહુ ઉંચા પ્રકારની હતી, પણ મારૂં સંસ્કૃતનું જ્ઞાન એટલું બધું અલ્પ છે કે હું પોતે તેમની વિદ્વત્તાવિષે કંઇ અભિપ્રાય આપી શકું તેમ નથી. હું તેમના પ્રતિ મુખ્યત્વે કરી જે ગુણોએ આકર્ષાયો તે તેમના ચારિત્રમાં રહેલું માધુર્ય અને ઉત્તમતા હતાં.

આપને વિદિતજ હશે કે, તેઓશ્રીનું મૃત્યુ કૉલેરાથી નીપજ્યું હતું. પ્રથમ હુમલામાંથી તેઓશ્રી ટટાર થયા અને પોતે સારા થયાનો સંદેશો મને કહાવ્યો હતો. મને મજબૂત આશા હતી કે, તેઓશ્રીને આરામ થશે; પરંતુ તે પછીના મને જે સમાચાર મળ્યા તે એ કે તેઓશ્રી ચાલ્યા ગયા છે.

સ્વામી ભાસ્કરાનંદના મૃત્યુથી બનારસે એવા એક પુણ્યાત્માને ગુમાવ્યો છે કે જેની ખોટ સદૈવ સાલશે.

આપનો વિશ્વાસુ, એલ. પોર્ટર (ચીફ સેક્રેટરી)

(આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો.)

## પત્ર—૧૦

કલકત્તા, નં. ૨૨, રાધાનાથ મલ્લિકનો ખાંચો,

મહાશય! તા. ૯ આશ્વિન, ૧૩૧૧ (બંગાબ્દ)

આપનો પત્ર મળ્યો છે. પૂજનીય સ્વામીજી સંબંધી નીચેની કેટલીક વાતો હું લખી મોકલું છું.

૧—તેઓશ્રીમાં અંતર્યામીપણાની શક્તિ હતી એ કહેવું બીનજરૂરી છે; કારણ જેઓ સદા સર્વદા તેઓશ્રી પાસે આવતા જતા હતા તેમને તેઓશ્રીની એ શક્તિનો ખાસ પરિચય થતો હતો. પત્નીના મૃત્યુ પછી હું તેઓશ્રીની પાસે ગયો હતો ત્યારે તેઓશ્રીએ કહ્યું—"મિથ્યા શામાટે હો હો કરી ઝુરે છે? સ્થિર થઇને બેસ, અને જો કે, તારો સંસાર હજીયે ઘણો બાકી છે." કેવું આશ્ચર્ય! પત્નીવિયોગની વાત મેં તેઓશ્રીને નિવેદન કરી પણ નહોતી; છતાં મને જોતાં બરાબર તેઓશ્રીએજ પ્રથમ એ વાત કાઢી. તેઓશ્રીના આદેશાનુસાર આશરે એક કલાક હું ત્યાં સ્થિર બેસી રહ્યો, દરમિયાન ખોળામાં પુત્રસમેત એક સ્ત્રીની છાયામૂર્તિ મારા અંતરમાં સહસા પ્રકટ થઈ. એ છાયામૂર્તિનાં દર્શન મને થયા પછી તેઓશ્રી બોલ્યા—"જો, હજી પણ તારો સંસાર ઘણો બાકી છે; દેશમાં જઇને લગ્ન કર, નહિ તો મારી પાસે ફરીને આવતો ના." કહેવાની અગત્ય નથી કે, દેશમાં આવીને જે સ્ત્રી સાથે મેં લગ્ન કર્યું અને તેના યોગે જે પુત્ર થયો તે બંને અન્ય કોઇજ નહિ, પણ આનંદબાગમાં સ્વામીશ્રીની સન્મુખ દીઠેલી પેલી બે છાયામૂર્તિજ!

૨—લગ્ન થયા પછી ત્રીજેજ દહાડે મને કૉલેરા થયો અને એવી અવસ્થા થઈ ગઇ કે ડૉકટરે હાથ ધોઈ નાખ્યા, અને મારા હાથપગ કાળા થઇ ગયા. એવી સ્થિતિ જોઇને મારાં માતાજીએ સ્વામીશ્રીને તાર કર્યો—"આપના આદેશથી મેં પુત્રને ફરી પરણાવ્યો, પણ અત્યારે તે મરણપથારીએ પડયો છે જેમાંથી આપ બચાવો." તેઓશ્રી તરફથી તેનો જવાબ ફરી વળ્યો કે—"ફીકર નહિ, તમારો પુત્ર હાલમાં મૃત્યુ પામશે નહિ, ગભરાશો નહિ." સ્વામીજીનો ઉત્તર આવતાં પૂર્વે બાર કલાક થયાં મારી નાડી બંધ પડી હતી; કફન માટેનું સર્વ સાહિત્ય તૈયાર કરવામાં આવ્યું હતું; બાહ્યજ્ઞાન મુદ્દલ નહોતું. મને ફક્ત એટલોજ અનુભવ છે કે, જાણે તે વખતે હું અંતરના કોઇ શાંતિમય સ્થાનમાં જઇને રહ્યો હતો. સ્વામીશ્રીનો ઉત્તર આવ્યા પછી બાર કલાકે મારામાં

જાણે ફરીથી નાડીનો સંચાર થયો.

૩—કોઇ એક રાજાએ ત્રણ વેશ્યાઓ મારફત સ્વામીજીના ચારિત્રની પરીક્ષા કર્યાસંબંધી જે વાત આપ લખો છો તે મેં પણ સાંભળી છે ખરી.

૪.—મૃત્યુમુખમાંથી મારી રક્ષા થયેલી જોઇને મારા બનેવી પાથુરિયા ઘાટના જમીનદાર સ્વ. રાય રમાનાથ ઘોષ બહાદૂર તથા તેમનાં માતુશ્રી સ્વામીજી પાસે ગયાં. રમાનાથ બાબુના પુત્રની જન્મપત્રિકા પરથી એમ જણાતું હતું કે, સોળમે વર્ષે એ પુત્રને એક મોટી ઘાત છે, જેમાંથી તે બચવો મુશ્કેલ છે. રમાનાથ બાબુનાં માતુશ્રીને પૌત્રને પરણાવી દેવાનો તીવ્ર અભિલાષ હતો, પણ રમાનાથ બાબુ પોતે તેમ કરવા બીલકુલ સંમત થતા નહોતા. અંતે તેઓએ એમ ઠરાવ્યું કે, સ્વામીજી કહે તેમ કરવું. સ્વામીશ્રીને વિનતિ કરતાં તેઓશ્રીએ જણાવ્યું-"ભલે, પરણાવો" સ્વામીજીની આજ્ઞા સાંભળીને રમાનાથ બાબુ તથા તેમનાં માતુશ્રી ચાલ્યાં ગયાં. બાદ એક જોષી કે જે તે સમયે ત્યાં હાજર હતો તેણે સ્વામીજીને કહ્યું-"પ્રભો ! એ છોકરાને વિષમ ઘાત છે, જયોતિષવાકય પણ આપનું(ઋષિ)જ વાકય છે; તો પછી જાણી બુઝીને આપશ્રીએ કેમ એને પરણાવવાની સલાહ આપી ?" જવાબમાં સ્વામીજીએ કહ્યું કે "મને ખબર છે કે, એનું મોત થશેજ; કિન્તુ એ કન્યા કે જેના નસીબમાં પૂર્વજન્મના સંચિત અનુસાર આ ભવમાં વૈધવ્ય ભોગવવાનું લખાયલું છે તથા જેના ભાગ્ય સાથે એ છોકરાનું ભાગ્ય એકતારે સંધાયલું છે, તેને વિધવા થયા વગર છૂટકોજ નથી; તોપણ જ્યાંસુધી મારી હયાતી છે ત્યાંસુધી તો તે છોકરાને મૃત્યુ સ્પર્શ કરી શકશે નહિ તે નિશ્ચય જાણજો."

જયોતિષીએ સ્વામીજીનું કથન માન્ય કર્યું. આણી તરફ સ્વામીજીને જેવો કોલેરા થયો કે લાગલો રમાનાથ બાબુનો પુત્ર ગણેશ પણ ઘોડાપરથી પડી ગયો ને પ્રાણઘાતક ઈજા પામ્યો, પણ જેટલા દિવસ સ્વામીજીના પ્રાણ રહ્યા તેટલા દિવસ ગણેશ બેભાન અવસ્થામાં પણ જીવતો રહ્યો. સ્વામીજીએ રાત્રે બાર વાગે જ્યાં દેહત્યાગ કર્યો કે બરાબર તેજ ઘડીએ ગણેશ પણ અમને છોડીને ચાલ્યો ગયો.

આપનો

શ્રી ક્ષેત્રચંદ્ર બસુમલ્લિક

---

પત્ર-૧૧

પ્રાસાદ, તા. ૧૭, જાન્યુઆરી સને ૧૯૦૫

વહાલા સાહેબ,

આપની વિનતિ અનુસાર નીચેની થોડીક લીટીઓ લખી મોકલું છું. એ તો મેં આપને કહેલુંજ છે કે, સ્વામી ભાસ્કરાનંદજીની મેં લીધેલી મુલાકાતો સિવાય, સામાન્ય વાચકવર્ગને રસ પડે એવું બીજું કંઇ ખાસ મારે કહેવાનું નથી.

મને લાગે છે કે, બધી મળી મેં ત્રણ કે ચાર વાર સ્વામીજીની મુલાકાત લીધી હતી. તે દરેક પ્રસંગે મારે ટુંક મુદત સારૂ કાશીમાં આવવાનું થયું હતું. પ્રથમ દર્શને મારા મનપર જેણે સજ્જડ છાપ પાડી તે તેમની સર્વતોમુખી ત્યાગવૃત્તિ–એટલે સુધી કે તેમની કમરે વિંટાળવા ચીંથરાની એક ચીંદરડી સુદ્ધાં નહોતી— અને ટાઢ તડકા તરફ તેમની બેપરવાઇ હતાં. × ×

મારી પ્રથમ મુલાકાત વખતે બનેલો એક બનાવ મને યાદ આવે છે તે હું અત્રે આલેખું છું. સ્વામીજીને જેવું મેં કહ્યું કે, બીજે દિવસે હું કલકત્તા પાછો જનાર છું કે તુરતજ તેમણે જણાવ્યું કે "આ પુણ્યક્ષેત્રમાં તમારે ફરીથી–અને તે પણ ટુંક અરસામાં–આવવાનું નિર્માણ થયેલું છે." જોકે તે વખતે મારો ઈરાદો ફરીથી કાશીએ આવવાનો નહોતો, તોપણ સ્વામીજીએ ભાખેલા ભવિષ્ય પ્રમાણેજ ખરેખાત બન્યું; કારણ તેજ વર્ષના અંતમાં મારે ફરીથી કાશીએ આવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. × × × વેદના એક પ્રખર વિદ્વાનતરીકે તેમની ખ્યાતિ બહુ હતી.

(મહારાજા જયોતીંદ્રમોહન ટાગોર)

---

પત્ર-૧૨

વહાલા સુરેંદ્રબાબુ, મથુરાં–કેન્ટોન્મેન્ટ તા. ૫–૮–૦૫.

પૂજ્ય સ્વામી ભાસ્કરાનંદજીએ ઉગ્ર તપથી સર્વ મનોવિકારને વશ કર્યા હતા. તેઓ તીવ્ર બુદ્ધિસંપન્ન અને વેદાન્તજ્ઞાનમાં સંપૂર્ણ નિષ્ણાત હતા, છતાં એક નાના બાળકના જેવા સરળ હતા. બાળકની પેઠે તેઓશ્રી જૂઠું બોલી શકતા નહિ. તેઓ સર્વદા સુખાનંદી અને પોતાને મળવા આવનાર સર્વની પ્રત્યે મમતાળુ રહેતા. કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરાદિ ષડ્રિપુઓનો તેમનામાં કેવળ અભાવ હતો. તેઓશ્રી કોઇ પણ પ્રકારના દ્રવ્યને અડકતા નહિ. વર્ષો થયાં તેઓ કપડાંજ પહેરવાં ત્યજી દઇ રાતદિવસ–અને સર્વ ઋતુ-

ઓમાં—નગ્નાવસ્થામાંજ રહેતા. સર્વ ધર્મ ને વર્ણનાં સ્ત્રીપુરુષો અને બાળકો, યૂરોપીયનો, મુસલમાનો, રાજા–મહારાજાઓ અને નવાબો હજારોની સંખ્યામાં તેઓશ્રીને દર્શને આવતાં.

સ્વામીજીના ચમત્કાર અને ભવિષ્યવાણીવિષે ઘણી વાતો છે જે તેમના શિષ્યોદ્વારા નોંધાઇને પ્રસિદ્ધ થયેલી છે. મારા અનુભવ-માં આવેલી થોડીક બાબતો અતિશયોક્તિ વગર અત્રે નોંધું છું.

એક વાર મહારાજશ્રીની પાસે હું બેઠો હતો, તેવામાં એક ગરીબ બ્રાહ્મણ તેઓશ્રીનાં દર્શને આવ્યો. આ બ્રાહ્મણને દીકરો નહોતો અને સ્વામીશ્રીના આશીર્વાદથી એક પુત્ર પ્રાપ્ત થાય એ આશાએ તે વારંવાર આવતો હતો. એક પ્રસંગે જ્યારે તે આવ્યો અને સ્વામીજીને તે સંબંધમાં ફરી પ્રાર્થના કરી ત્યારે સ્વામીજીએ તેને કહ્યું કે–"જા, મારા ઉપદેશ પ્રમાણે વર્તીશ તો તને પુત્ર-પ્રાપ્તિ થશે." × × × બ્રાહ્મણે પણ આસ્થાપૂર્વક તે આજ્ઞાનું પાલન કર્યું અને તેના પરિણામતરીકે યથાસમયે તેની પુત્ર માટેની બહુ દહાડાની અભિલાષા પૂર્ણ થઇ.

મારા નાના પુત્ર લક્ષ્મીનારાયણને ૧૮૯૩ની સાલમાં સખ્ત તાવ આવ્યો અને તેની સાથે જમણા પાસાની સાથળ અને પગ ખેંચાઇ ગયાં અને પરિણામે તે પગ નકામો થઇ ગયો. લગભગ તમામ ડૉકટરોની દવા કરી છૂટયા પણ કોઇથી જરા જેટલોએ ફાયદો થયો નહિ. તે અરસામાં હું દર રવિવારે સ્વામીજી મહારાજ-નાં દર્શને જતો હતો, તે મુજબ એક રવિવારે ગયો. તે વેળા મારા પુત્રના મંદવાડની સ્વામીજીને તો ખબર હતીજ; તેથી તેઓશ્રીએ મને તેની ખબર પૂછવાની કૃપા કરી. તે પરથી મારી સંગાથે આવેલા સદ્‌ગૃહસ્થે સ્વામીજીને નિવેદન કર્યું કે "મહા-રાજ ! તેની સ્થિતિ તો બગડતી જાય છે." પછી સ્વામીજી તેને જોવાની મરજી બતાવી મારે ઘેર પધાર્યા અને છોકરાના શરીરપર હાથ ફેરવીને પાછા ગયા. બીજેજ દિવસે છોકરો તાવથી મુક્ત થયો અને પગ પહેલાંના જેવો સારો થઇ ગયો !

સન ૧૮૯૯ ના જુલાઇમાં સ્વામીજીને કૉલેરા થયો. તેઓ મરણપથારીએ પડયા હતા તે વારે કાશીના પ્રસિદ્ધ હોમીઓપથ ડૉ૦ ઇસરચંદ્ર ચોધરી તેઓશ્રીના દર્શને આવ્યા. તેઓ સાથે ૧૯ વર્ષની વયના પોતાના પુત્રને લેતા આવ્યા હતા. કૉલેરાનો રોગ ચેપી હોવાથી ડૉકટર લોકો કૉલેરાના દરદી પાસે જવાની સલાહ

આપતા નથી. તેથી ડૉ૦ ચોધરીને મેં પૂછ્યું કે "તમે પોતેજ ડૉક્ટર થઇને પોતાના પુત્રને કૉલેરાના દરદીના ઓરડામાં કેમ લાવ્યા છો ?" તેના જવાબમાં ડૉક્ટર મહાશયે કહ્યું કે "એ છોકરાની જીંદગી સ્વામીજીની કૃપાનેજ આભારી હોવાથી અને બચાવનાર તેઓશ્રીના પવિત્ર મુખની છેલવેલ્લી ઝાંખી કરી લેવાના લાભથી કેમ કરી હું તેને વંચિત રાખી શકું ?" વિશેષમાં તેમણે જણાવ્યું કે,બચપણમાં એક વાર તે છોકરો સખત બિમાર થઇ ગયો અને સારામાં સારાં દવાદારૂ કર્યા છતાં દિનપર દિન તેની સ્થિતિ બગડતીજ ચાલી તે એટલે સુધી કે સર્વેએ તેના જીવવાની આશા સુદ્ધાં મૂકી દીધી. આખરની ઘડીએ તેને સ્વામીજી પાસે લઇ ગયા. સ્વામીશ્રીએ પાસે પડેલાં ફળો પૈકી હાથમાં આવ્યું તે ફળ લઇ તેને ખવરાવવા આપ્યું. તેજ પળથી તેની તબિયત સુધરતી ચાલી અને થોડાજ દિવસમાં તે પહેલાંના જેવો સાજો તાજો થઇ ગયો.

૧૮૯૪ની સાલમાં મારી બહેન કૉલેરાથી પટકાઇ. રોગ બહુ જલદીથી વ્યાપી ગયો, અને થોડાક કલાકમાં તો તેની સ્થિતિ નિરાશાજનક થઇ ગઇ. આંખો ઉંડી ઉતરી ગઇ તથા નખ કાળા પડી ગયા; શરીર આખું બરફ જેવું ઠંડું થઇ ગયું. સ્વામીજીને ખબર કરતાં તેઓશ્રીએ ગુલાબનું ફૂલ મોકલી કહાવ્યું કે, દરદીને તે સુંઘાડવું. તે પ્રમાણે કરતાંજ ઝોઓ વળી ગયો ને સ્થિતિ પલટાઇ ગઇ, જો કે આરામ થતાં તો ત્રણેક અઠવાડિયાં લાગ્યાં.

કાશીમાં એક વાર એક જુવાન માણસ પોતે જે ઘરમાં રહેતો હતો તે ઘર તેના બાપદાદાના દેવા પેટે અલ્લાહાબાદના ચોધરી મહાદેવપ્રસાદ નામના સ્વામીજીના એક ભક્ત શિષ્યના હાથમાં ગયું હતું. તે ઘરપરનો ચોધરી મહાશયનો માલિકી હક્ક તે માણસ ડૂબાવવા માગતો હતો, તેથી પોતાનો કાયદેસર હક્ક સાબિત કરવા માટે ચોધરી મહાશયે દિવાની કૉર્ટમાં દાવો માંડયો. સ્વામીજી કૉર્ટમાં ઘસડાય એ વાત ચોધરીને પસંદ પડશે નહિ, એમ જાણીબૂજીને તે લુચ્ચા માણસે સ્વામીજીને પોતાના સાક્ષીતરીકે નોંધાવ્યા. પરિણામ પણ તે લુચ્ચાની ધારણા મુજબ થયું. ચોધરીજીએ સ્વામીજીને કૉર્ટમાં ઘસડવાનું પોતે કારણ બનતા હોવાના ભયંકર વિચારથી કંપી જઇને કેસ પાછો ખેંચી લીધો અને હજારોની કિંમતની મિલકતપર પાણી ફેરવ્યું; પણ જુઓ તો ખરા કે, પરિણામ શું આવ્યું ? તે લુચ્ચો પોતે તેમજ તેના વંશનો તમામ પુરુષવર્ગ

આ બનાવ પછી ટુંક સમયમાંજ મરી પરવાર્યો અને પાછળ રહેલી ત્રણ વિધવાઓએ ચોધરીજીને તે ઘરનો પાછો કબજો લેવાને વિનવણી કરી; તોપણ ચોધરી મહાશયે તે વિધવાઓના ભરણ-પોષણ ને રહેઠાણની યોગ્ય તજવીજ કરી આપી.

મહારાજ નારાયણ શિવપુરી. (ફર્સ્ટ ગ્રેડ ડેપ્યુટી માજીસ્ટ્રેટ)

---

પત્ર–૧૩

વહાલા સાહેબ, કલકત્તા, ૨જી ડિસેંબર ૧૯૧૦

સ્વામીશ્રી વિષે હું જાણતો હોઉં તે લખી જણાવવા બાબતનો આપનો પત્ર મળ્યો. જવાબમાં જણાવવાનું કેઃ—

સ્વામીજીનાં દર્શન મેં બે વાર બનારસમાં કરેલાં. પહેલી વખતે મેં તેઓશ્રીના ચરણમાં રૂ. ૫) ભેટ ધરીને દંડવત્ પ્રણામ કર્યા. સ્વામીજીએ તે રૂપિયા તરફ દૃષ્ટિમાત્ર ફેંકી અને તેને સ્પર્શ કર્યા વગરજ કહ્યું—"હું રાજા છું. મારે તમારા દ્રવ્યનું શું કામ છે ?" મેં તે પૈસા પાછા લઇ લીધા અને કહ્યું "આપ તો રાજા મહારાજા કરતાંએ વધારે છો; કારણ કે તેઓનાં મસ્તકો પણ આપશ્રીનાં ચરણોમાં ઝૂકે છે." પછી તેઓશ્રીએ સવારે ૧૦ વાગે આવવાનું કહ્યું.

બીજે દહાડે સવારમાં હું મારી સાથે બદામ, નારંગી, ઇલાયચી વગેરે સૂકો તથા લીલો મેવો લઇને ગયો. તેઓશ્રી શાંત મુખમુદ્રાએ મારા તરફ જોઇને બોલ્યા–"વાહ ! તું પણ બડો ચાલાક દેખાય છેને ! મેં તારા પૈસા ન સ્વીકાર્યા ત્યારે વળી તેં મેવો આણ્યો કે જે સ્વીકાર્યા વગર મારે ચાલેજ નહિ." તેઓ-શ્રીએ મેવો સ્વીકાર્યો અને મને કેટલોક ઉપદેશ આપ્યો. બાળકના જેવી તેમની સરળતાએ મારા મનપર બહુ અસર કરી અને મને એમ થયું કે "ખરેખરો સાધુ પુરુષ મને પ્રાપ્ત થયો છે."

મેં પ્રશ્ન કર્યો–"ઈશ્વરસંબંધી જ્ઞાન મને શી રીતે પ્રાપ્ત થાય ?" જવાબમાં તેઓશ્રીએ જણાવ્યું કે "પ્રતિદિવસે અને પ્રતિ-રાત્રે તેની ઝંખના કરો અને તે પોતે તમારી આગળ પ્રત્યક્ષ થશે." વળી મેં પૂછી જોયું કે, યોગદ્વારા મને ઈશ્વરી જ્ઞાન પ્રાપ્ત થાય કે નહિ ? તેના જવાબમાં તેઓશ્રીએ કહ્યું–"થાય, પણ યોગથી તમને સિદ્ધિઓ પ્રાપ્ત થશે અને તેના મોહમાં જો તણાઇ ગયા તો પછી ઈશ્વરને પામી શકશો નહિ." × ×

*પ્રતાપચંદ્ર મજમુદાર (એમ. ડી.)

---

* તેઓશ્રી કલકત્તાના એક સુપ્રસિદ્ધ હોમીઓપથી ડૉક્ટર હતા.

## પત્ર-૧૪

બેલઘરિયા

પ્રિય સુરેંદ્ર બાબુ, તા. ૨૨ જાન્યુઆરી ૧૯૨૨

સર વિલિયમ લકહાર્ટ સાહેબ (ભારતવર્ષના કમાન્ડર ઇન ચીફ) જ્યારે સ્વામીજીનાં દર્શન કરવા આવ્યા હતા ત્યારે હું પણ તે વખતે આનંદબાગમાં હતો. તે વખતે લકહાર્ટ સાહેબ આફ્રિદીઓને પોતે કેવી રીતે હરાવ્યા તે સંબંધી વાતો કરતા હતા. અમે પણ તેમની વાતો સાંભળતા હતા. વાતો કરતાં સાહેબમાં અભિમાનનો ભાવ દેખાયો એટલે સ્વામીજીએ સાહેબને પાસે પડેલી પેન્સીલ ઉપાડવા કહ્યું; પરંતુ કેવું આશ્ચર્ય ! સાહેબે બહુજ મહેનત કરી, પણ પેન્સીલ કેમે કરી ઉપડીજ નહિ!! પછી સ્વામીજીએ કહ્યું–"આ જીત તમોએ મેળવી છે એમ માનશો નહિ. જય–પરાજય તો તે એકનાજ હાથમાં છે. જેમ મેં તમારી શક્તિ ખેંચી લીધી છે, તેમ તે તમારી બુદ્ધિ હરી લઇ શકે છે અને જો તમારી બુદ્ધિ હરાઇ જાય તો જે યુક્તિથી તમોએ આફ્રિદીઓને હરાવ્યા તે યુક્તિ તમોને સૂઝેજ નહિ. માટે ઈશ્વરજ સૌના કર્તાહર્તા છે."

સ્વામીજી લકહાર્ટ સાહેબ ઉપર બહુ પ્રેમ રાખતા, લકહાર્ટ સાહેબ ઘણી વાર પોતાની પત્નીસહિત સ્વામીજીનાં દર્શને આવતા.

શ્રી શૈલેંદ્રનાથ મુખોપાધ્યાય.

## પત્ર—૧૫

પ્રિય સુરેંદ્રબાબુ, બનારસ. ૧૪મી ઑકટોબર ૧૯૨૧

પૂજ્યપાદ સ્વામીજીસંબંધી હું એક બે વાતો લખી મોકલું છું.

સ્વામીજીએ મને કહ્યું હતું કે "તમે અહીંજ દુકાન રાખો. તમારે બહાર જવાની જરૂર નથી. અહીંજ તમારૂં પૂરૂં થઇ રહેશે." સ્વામીજીની આજ્ઞા પ્રમાણે હું આજ ચોવીસ વર્ષથી અહીં રહું છું, અને મારો વ્યવહાર તેમની કૃપાથી બરાબર ચાલે છે.

એક વાર કાશ્મીરના મહારાજા સ્વામી વિશુદ્ધાનંદજીના નિવાસસ્થાનમાં પધાર્યા. હું ખબર મળતાં તેમનો ફોટો લેવાના ઇરાદાથી સવારે ત્યાં ગયો હતો. ત્યાં ફોટો લેવાની મને રજા નહિ મળતાં ઘણી વાર પછી પાછો ઘેર આવ્યો. ત્યારબાદ થોડીજ વારે સ્વામીજીએ મને બોલાવ્યો. હું ગયો, ત્યારે મને કહ્યું–"તમે ફોટો લેવા વિશુદ્ધાનંદજીના આશ્રમમાં ગયા, પણ ફોટો લઇ શક્યા નહિ. હવે તમે અહીં બેસો, હું ફોટો લેવડાવી આપું છું." થોડી વાર પછી

તરતજ કાશ્મીરરાજના ભાઇ, કાશ્મીરના સૌથી ઉપરી સેનાપતિ, રાજા રામસિંહ વગેરે આવ્યા ત્યારે ફોટો લીધો; પરંતુ કાશ્મીરના મહારાજા તો સંધ્યાસમયે આવવાના હતા તેથી તેમનો ફોટો લઈ શકાયો નહિ. પરંતુ હું સ્વામી વિશુદ્ધાનંદજીના આશ્રમમાં ફોટો લેવા ગયો હતો એ વાત સ્વામીજી શી રીતે જાણી શકયા ? એ જ્યારે વિચારૂં છું ત્યારે આશ્ચર્ય થાય છે. તે વાત બીજું કોઇ જાણતુંયે નહોતું, તેમજ તરતમાં કોઇ આવીને કહી જાય એવો સંભવ પણ નહોતો. વિશુદ્ધાનંદજીના આશ્રમમાં ફોટો લેવાયાથી જે લાભ થાત તેથી વિશેષ લાભ સ્વામીજીએ મને રાજા રામસિંહનો ફોટો લેવરાવી અપાવ્યો.

એક વાર રાજા રામસિંહે દીક્ષા લીધા બાદ સ્વામીજી માટે ભોજનસામગ્રી રજુ કરી આરોગવા આગ્રહ કર્યો; ત્યારે સ્વામીજીએ કહ્યું "તમે અમારા શિષ્ય છો અને આ મારા ભક્ત છે; માટે પહેલાં તેમને જમાડો પછી હું જમીશ." મારી ઇચ્છા નહોતી તોપણ સ્વામીજીની આજ્ઞાને શિરોધાર્ય માની હું સૌથી પહેલો જમ્યો.

સ્વામીજીએ મને એક વાર કહ્યું-"તમારા દેશનું ચાપડીઘંટ (એક જાતનું કાચાં કેળાં, મૂળા વગેરેનું શાક) મને એક વાર જમાડો." મેં કહ્યું-"રોજ રાજા-મહારાજાઓ આપને માટે થાળ મોકલે છે પણ માત્ર એક વાર જે થાળ વહેલો આવે તેજ આપ જમો છો, તેથી હું ચાપડીઘંટ લાવું તે પહેલાં કોઇ થાળ આવી જશે તો પછી આપ ચાપડીઘંટ શી રીતે આરોગશો ?" સ્વામીજીએ કહ્યું-"તમે લાવજો તો ખરા, હું જરૂર જમીશ." હું જે દિવસે ચાપડીઘંટ લઇ તેમની સેવામાં હાજર થયો હતો તે દિવસે મોડું થઈ ગયું હતું છતાં પણ કોઇનોય થાળ આવ્યો નહોતો. હું ચાપડીઘંટ લઇ ગયો ત્યાર પછી તો ઘણાય થાળ આવ્યા હતા. મને લાગ્યું કે, શું થાળ લાવવાની અત્યારસુધી બંધી કરી હશે ? હું ચાપડીઘંટ લઇ ગયો તે દિવસે સ્વામીજીને મેં તે સંબંધી કંઈ પણ વાત કરી નહોતી તેમજ કોઇદ્વારા કહેવરાવ્યું પણ નહોતું.

શ્રીરમેશ મજમુદાર

[શ્રી. રમેશ બાબુનો આ પત્ર વિશેષ કિંમતી છે; કેમકે તેઓ એક ફ્રી મેસન (સ્વતંત્ર કામદાર) છે.] બંગાળી ગ્રંથકાર

# २–महात्मा विजयकृष्ण गोस्वामी

## એમનું જીવન વૃત્તાંત

શ્રીયુત અમૃતલાલ સેનના બંગાળી પુસ્તક ઉપરથી

अनुवादकः–रतिलाल करुणाशंकर ओझा

જામનગર ( કાઠિયાવાડ )

सस्तु साहित्य वर्धक कार्यालय

અમદાવાદ અને મુંબઇ–૨

# મૂળ ગ્રંથકારની અવતરણિકા

(મૂળ ઉપરથી સારાનુવાદ)

---

**जटिने दण्डिने नित्यं लम्बोदरशरीरिणे ।**
**कमण्डलूनिषङ्गाय तस्मै ब्रह्मात्मने नमः ॥**
**मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।**
**यत्कृपा तमहं वन्दे परमानन्द माधवम् ॥**

પરમાનંદ માધવ ભગવાનની કૃપાથી અનેક અંતરાયો ઓળંગીને આજે શ્રીમદાચાર્ય વિજયકૃષ્ણ ગોસ્વામીની સાધના તથા ઉપદેશોનું આ પુસ્તક, હું મુમુક્ષુ મહાશયોના કરકમળમાં સાદર કરવા ભાગ્યશાળી થયો છું. હું જ્ઞાન અને સાધનશૂન્ય હોવાથી ખરૂં જોતાં તો એ મહાનુભાવનું સંપૂર્ણ ચરિત્ર વર્ણવવાને અયોગ્ય છું; અને તેમના જીવનની સમગ્ર હકીકત આપવા જતાં તો અનેક ગ્રંથો ભરાઈ જાય. છતાં આવા કાર્યમાં હાથ ઘાલવાનું પ્રયોજન શું? જે મહાત્માઓએ આ મહાનુભાવના સમાગમનો લાભ મેળવ્યો છે, તેમને તો બેશક મારા આ ગ્રંથ લખવાના પ્રયાસમાં મિથ્યા બકવાદ અને ટુંકી દૃષ્ટિ જેવુંજ જણાશે; છતાં બે વાત વિચારવા જેવી છે. એક તો મહાપુરુષોના જીવનના અનુશીલનથી આત્મશોધન થાય છે; અને બીજું એ કે, મારા જેવા ત્રિતાપથી પીડાતા મુમુક્ષુને આમાંથી આશ્વાસન મળશે. આ બન્ને ભાવનાથી પ્રેરાઇને મેં આ પુસ્તક તૈયાર કર્યું છે; અને તેમાં ગોસ્વામીજીના જીવનની કેટલીક મુખ્ય મુખ્ય ઘટનાઓનો તથા ઉપદેશોનો સમાવેશ કરવામાં આવ્યો છે.

વાસ્તવિક સારભૂત ધર્મ કોને કહેવાય? તેનું અનુષ્ઠાન કેમ કરવું? આ અનંત દુઃખમય અવસ્થા દૂર થઈ અનંત દિવ્ય સુખ શાથી મળે? અને પ્રેમભક્તિવડે મનુષ્ય આ દુસ્તર સંસારસાગરને કેવી સરળતાથી પાર ઉતરી જાય છે? એ બધા પ્રશ્નો ગોસ્વામીજીના જીવનમાં સારી પેઠે છણવામાં આવ્યા છે. મારી સાધનહીનતા તથા ભાંગીતૂટી ભાષાના દોષથી હું પરિચિત હોવાથી કદાચ ઉપલા પ્રશ્નોને ઘટતો ન્યાય ન આપી શકું, પરંતુ મુમુક્ષુ આ ગ્રંથ વાંચીને પોતાનું લક્ષ્ય સ્થિર કરી શકશે તેમજ સાધનમાર્ગમાં તેની પ્રગતિ થશે એટલી તો મને ખાત્રી છે.

ગ્રંથ લખતી વખતે તો એવી ઇચ્છા હતી કે, ગોસ્વામીજીએ પોતાના પ્રધાન શિષ્યોને જે જે ઉપદેશ આપ્યો હોય, તેમજ જે ઉપદેશો છૂટા છવાયા પ્રસિદ્ધિમાં આવ્યા હોય તે સઘળાને એકત્રિત કરવા; અને સાથે સાથે તેમનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આપવું. પણ લખવા બેઠો ત્યાં તો ગોસ્વામીજીની એક પછી

એક એમ અનેક હકીકતો ભેગી થઇ તે છોડી દેવાને મન માનતું ન હતું. પરિણામે ગોસ્વામીજીનું સાધનાપ્રધાન જીવન એમાંથી તારવી લેવાનો નિશ્ચય કર્યો. આ પ્રમાણે કરવામાં પુસ્તકની સજાવટ, ક્રમસંકલના વગેરે તરફ બરાબર ધ્યાન આપી શકાયું નથી. આગળ ઉપર જ્યારે કોઇ સુયોગ્ય અને સમર્થ તત્ત્વશોધક ગોસ્વામીજીના જીવનચરિત્રનું કાર્ય હાથ ધરશે, ત્યારે તેમને આ ગ્રંથમાં સૂત્રરૂપે રહેલી ઘટનાઓ વગેરે ઉપયોગી થઇ પડશે, એવી મારી તેમજ તટસ્થ નિરીક્ષકોની પણ ખાત્રી છે.

ગોસ્વામીજીના બે ઉપદેશગ્રંથો પૈકી એક પુસ્તક બ્રહ્મોસમાજના આશ્રિતે લખ્યું છે અને બીજું સનાતન ધર્મીએ લખ્યું છે. એમાં પોતપોતાના મત માટેની ખેંચતાણ હોય એ સ્વાભાવિક હોવાથી ગોસ્વામીજીની બહુરંગી અને વિવિધ જણાતી જીવનલીલાઓમાં રહેલું સામંજસ્ય તો તેમાં ક્યાંથીજ હોય? વળી એ પુસ્તકોના વાંચનારાઓ પણ તે તે પક્ષના હોવાથી તેમાંથી તરી આવતી એકદેશી સમજણમાંજ ગુંચાઇ રહે છે; પરંતુ આ પુસ્તકમાં મેં જૂદીજ શૈલીનું અનુસરણ કર્યું છે. આમાં મેં એવું દેખાડવાનો પ્રયાસ કર્યો છે કે, ગોસ્વામીજીએ બાલ્યકાળમાં ચૂસ્તપણે સનાતન ધર્મનું અનુષ્ઠાન કર્યું; યૌવનકાળમાં બ્રહ્મોસમાજની દીક્ષા લઇ તેનો પ્રચાર કર્યો; પ્રૌઢાવસ્થામાં યોગસાધના કરી; અને શેષકાળમાં અપૂર્વ પરાભક્તિનો પ્રકાશ કર્યો. એ સર્વ બાબતોમાં ઉપલક દૃષ્ટિએ વિરોધાભાસ દેખાય ખરો, પણ ઉંડી દૃષ્ટિએ તો એમાં એકતાનોજ સૂર સંભળાય છે; એ સઘળી બાબતોનો સંપૂર્ણ મેળ બેસી એમાં સામંજસ્ય રહેલું સમજાય છે તથા ગોસ્વામીજીનું સમગ્ર જીવન ભાગવત ધર્મના એક મૂર્તિમંત ઉદાહરણરૂપ જણાઇ રહે છે.

ગોસ્વામીજીની જીવનકલામાં ઉત્તરોત્તર કેવો વિકાસ થતો ગયો; તેઓશ્રી કેવી રીતે શ્રેષ્ઠ ભૂમિકાસુધી પહોંચી ગયા; તેમજ શાસ્ત્રપ્રતિપાદિત સદાચારની કેવી ઉજ્જવલ મૂર્તિ હતા; તે બતાવવાનો આ ગ્રંથમાં પ્રયાસ કર્યો છે.

કોઇ પણ મહાપુરુષના જીવનમાં થોડાઘણા પ્રમાણમાં અસાધારણ ઘટનાઓ જોવામાં આવે છે. ગોસ્વામીજીના જીવનમાં પણ એવી દિવ્યતા ઝળકે છે. વીસમી સદીના જડવાદના જમાનામાં આવી અસાધારણ ઘટનામાં શ્રદ્ધા રાખનારાં મનુષ્ય ઝાઝાં જણાતાં નથી; તથાપિ સત્યની ખાતર તેમજ ધર્મતત્ત્વનું–ભાગવત ધર્મનું–વધારે સ્પષ્ટીકરણ કરવા ખાતર, નછૂટકે એવી કોઇ કોઇ અસાધારણ ઘટનાઓ પણ આમાં લેવાઇ છે. હવે અતીંદ્રિય વસ્તુનું જ્ઞાન પ્રાકૃત ઇંદ્રિયોવડે શી રીતે થાય? કેમકે પરમાત્મસ્વરૂપ, પરમધામ, એ બધું તો અમાયિક અર્થાત્ અત્યંત અલૌકિક છે. જેમ

પ્રાકૃત પદાર્થ જોવા માટે પ્રાકૃત આંખ ઉઘાડવી પડે છે; તેમ દિવ્ય વસ્તુનાં દર્શન કરવા માટે મનુષ્યમાં રહેલું દિવ્ય ચક્ષુ પણ ખુલવાની જરૂર રહે છે. ભારતવર્ષ ગમે તેટલી અધમ દશાએ પહોંચ્યો હશે તોપણ અહીં શાસ્ત્ર અને પ્રભુપ્રત્યેની શ્રદ્ધા-ભક્તિનો પૂરેપૂરો અભાવ ક્યારેય થશે નહિ. સૌભાગ્યવશાત્ મને પણ ગોસ્વામીજીના સમાગમનો લાભ મળ્યો છે. આથી તેમની પોતાની પાસેથી જે જે હકીકતો જાણવા મળી છે તે ઉપરથી, ધર્મતત્ત્વસંબંધી જે જે ઉપદેશ તેમની પાસેથી સાંભળીને લખી રાખ્યા હતા તે ઉપરથી, તેમના શિષ્યો પાસેથી તેમના પૂર્વાપર જીવનની જે માહિતી મળી છે તે ઉપરથી, તેઓશ્રી બ્રહ્મોસમાજમાં રહ્યા તે વખતમાં સમાજના નિયમાનુસાર પોતે કરેલા પ્રચારકાર્યની નોંધ ઉપરથી, તથા તે વખતનાં બ્રહ્મોસમાજનાં વર્તમાનપત્ર, માસિકો વગેરેમાં ગોસ્વામીજીના જીવન તેમજ ધર્મસંબંધી જે જે આલોચના થતી તે વગેરે ઉપરથી આ ગ્રંથ તૈયાર કરવામાં આવ્યો છે. બંગ સં. ૧૩૧૯ આશ્વિન.

ઢાકા-ગેંડારિયા આશ્રમ વિનીત-ગ્રંથકાર

## ( ત્રીજી આવૃત્તિના વિજ્ઞાપનનો સારાંશ )

ગોસ્વામી પ્રભુએ પાલન કરેલ ધર્મસંબંધમાં એક બ્રહ્મોસમાજીએ હાલમાં વિરોધી વ્યાખ્યાન કરવાથી, ગોસ્વામીજીના કેટલાક શિષ્યોના કેટલાક વિચિત્ર આચરણથી, તેમજ તેમના કેટલાક અદ્‌ભુત વિચારોની યથાર્થતા વિષે સંદેહ થવાથી ઘણા લોકોએ શંકાશીલ થઈ અમને કેટલાક પ્રશ્નો પૂછ્યા છે અને હજી પણ પૂછે છે. આમાંથી કેટલાક તો અમુક બાબતમાં ગોસ્વામીજીનો પોતાનો શો મત હતો, તે સ્પષ્ટપણે જણાવવા અનુરોધ કરે છે. અહીં મને ભગવાન બુદ્ધદેવનો એક મહત્ત્વપૂર્ણ ઉપદેશ યાદ આવે છે, તે તરફજ હું સૌ શંકાશીલોનું લક્ષ ખેંચવા ઇચ્છું છું. પોતાના દેહત્યાગપૂર્વે ભગવાન બુદ્ધદેવે શિષ્યમંડળને નીચલો ઉપદેશ આપ્યો હતો:-

"જુઓ, દેહ છૂટયા પછી મારા નામથી મારી ધાર્મિક માન્યતાઓ તથા ભક્તિસંબંધી અનેક અર્થો કરવામાં આવશે; પરંતુ તમારે તો કોઇનો ન કરવો વિરોધ કે ન કરવો સ્વીકાર. માત્ર મારા ઉપદેશ તેમજ આચરણને જેટલું અનુસરતું-બંધબેસતું-આવતું હોય તેટલાનોજ સ્વીકાર કરવો, અને બાકીનાનો વિષવત્ પરિત્યાગ કરવો."

ભગવાન બુદ્ધના આ સુવર્ણવાક્યમાં જણાવેલી રીતે જો આપણે પણ કોઈ પણ મહાપુરુષનો ઉપદેશ સમજીએ તો ભ્રાંતિ થવાનો સંભવ નથી; અને જો એમ નહિ કરતાં આપણે એ મહાપુરુષના સિદ્ધાંતને તેમના કોઇ અમુક શિષ્યની કે અમુક શાખાની માન્યતા કિંવા ક્રિયા ઉપરથી સમજવા અને તુલના કરવા બેસીએ અને મત બાંધીએ તો મહાન્ અનર્થજ થાય. આના દાખલા

પણ મોજુદ છે. શ્રીગૌરાંગ મહાપ્રભુના કોઈ વૈરાગીઓના આચરણ-પરથી તે મહાપુરુષના ધર્મતત્ત્વનો ખ્યાલ બાંધી લઇએ, તો જેવી ભ્રાંતિ થાય તેવીજ ભ્રાંતિ અન્ય મહાપુરુષના સંબંધમાં પણ થાય. વળી આવા સત્યશોધક જિજ્ઞાસુઓને હું કંઇ પણ ખાસ કહેવા નથી ઇચ્છતો. હું તો તેમને આ ગોસ્વામીજીની સાધના અને ઉપ-દેશનો આખોય ગ્રંથ વાંચીને મનન કરવા વિનવું છું.

કલકત્તા
બંગાબ્દ ૧૩૨૭, કાર્તિક ૧૦મી } વિનીત-ગ્રંથકાર

# અનુવાદકના બે બોલ

ઇષ્ટેચ્છાથી બંગભૂમિમાં જતાં એક મિત્ર તરફથી આ પુસ્તક વાંચવા મળ્યું. વાંચતાંજ તે પુસ્તકના ચરિત્રનાયક તરફ આદર અને પ્રેમ થયો. સાથે સાથે બંગભૂમિમાં જેમ અનેક માયિક ગુપ્ત ભંડારો (કોલસા, લોઢા વગેરેની ખાણો) ભર્યા છે, તેમ કેટલાક અમા-યિક ગુપ્ત ભંડારની પણ માહિતી મળવા લાગી.

બંગાળ એટલે ભાવનાપ્રધાન દેશ. બંગભૂમિ જેમ રસાળ છે, તેમ બંગવાસીઓનાં હૃદય પણ રસાળ છે, ભાવભીનાં છે અને ભક્તિરસથી નીતરતાં છે. ભક્તિનું ઘરજ બંગભૂમિમાં છે એમ કહીએ તોપણ અતિશયોક્તિ નથી. શ્રીગૌરાંગ પ્રભુ, શ્રીઅદ્વૈતાચાર્ય, શ્રીનિત્યાનંદ પ્રભુ, શ્રીહરિદાસ, શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ વગેરે મહાત્માઓ શ્રીભક્તિમાતાનાજ કૃપાપાત્ર શ્રેષ્ઠ પુત્રો હતા. આ મહાત્મા-ઓએ બંગભૂમિમાં પ્રેમભક્તિના પૂર રેલાવ્યાં છે.

એવાજ એક પ્રેમભક્તિના અવતારરૂપ મહાપુરુષનું જીવન-ચરિત્ર ગુર્જર ભાષામાં ઉતારતાં મને ઘણોજ આનંદ થયો છે. આ પુસ્તકના ચરિત્રનાયક શ્રીવિજયકૃષ્ણ ગોસ્વામી શ્રીગૌરાંગ પ્રભુનાજ વંશજ છે, એટલે પ્રેમભક્તિનો વારસો તો તેમને પહેલેથીજ મળેલો હતો. પરંતુ જેમ બાળક ઉંમરલાયક થતો નથી ત્યાંસુધી તેને વડીલોપાર્જિત મિલ્કતનો વહીવટ કરવા દેવામાં આવતો નથી; તેમ શ્રીવિજયકૃષ્ણ ગોસ્વામી મહારાજને પણ આ પ્રેમભક્તિરૂપી મિલ્કતનો કબજો-ભોગવટો તો તેઓશ્રી ઉંમરલાયક-અધિકારી-થયા ત્યારેજ-ઉત્તરાવસ્થામાંજ-મળેલો હતો. તેમની પૂર્વાવસ્થા તો આ દિવ્ય મિલ્કત મેળવવાની લાયકાત પ્રાપ્ત કરવામાંજ ગઇ હતી. શ્રીમત્ શંકરાચાર્યાદિ આચાર્યોએ અધિકાર ઉપર બહુજ ભાર મૂક્યો છે તે વાસ્તવિક છે. તદનુસાર ગોસ્વામી મહારાજે પણ બ્રાહ્મ-સમાજ આદિ વિવિધ મતસંપ્રદાયોમાંથી ધર્મ, જ્ઞાન, વૈરાગ્યાદિ ગુણો

સંપાદન કરી, પંચમ પુરુષાર્થરૂપી પ્રેમભક્તિની પ્રાપ્તિ માટે અધિકાર સારી રીતે મેળવ્યો હતો.

ગોસ્વામીજીના જીવનચરિત્રરૂપી મહાસાગરમાંથી અનેક રત્નો સાંપડી શકે તેમ છે. ધર્મપરાયણતા ઉપરાંત 'ગુરુભક્તિ'નું અણમોલ રત્ન પણ તેમના જીવનને સારો પ્રકાશ આપી રહ્યું હતું. ગુરુદેવની શોધ કરવામાં ગોસ્વામીજીએ વન, પર્વત, ગુફાઓ વગેરેમાંનું એકેય સ્થાન બાકી રાખ્યું નહોતું. 'ગુરુ'ની આવશ્યકતા સ્વીકારવામાં પણ તેમને ઘણો વખત લાગ્યો હતો. આખરે એ આવશ્યકતા સમજાઇ, અને સમજાતાંજ શોધખોળ કરવા માંડી અને તેને પરિણામે તેમની મનોકામના સિદ્ધ કરે તેવા યોગીંદ્ર પણ તેમને મળી આવ્યા હતા.

ગોસ્વામીજીની પરમતસહિષ્ણુતા પણ અનુકરણીય હતી. સર્વ ધર્મોપ્રત્યે તેમને પૂજ્યબુદ્ધિ હતી. તેમના સમકાલીન મહાત્માઓપ્રત્યે પણ તેમને બહુ સદ્ભાવ હતો. શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ, શ્રીભાસ્કરાનંદ સરસ્વતી, મહર્ષિ દેવેંદ્રનાથ ઠાકુર, શ્રીયુત કેશવચંદ્ર સેન—એ બધા એમના સમકાલીન હતા. એ સર્વ મહાજનોને ગોસ્વામીજી પ્રત્યે પણ સારી લાગણી હતી.

ગોસ્વામીજીમાં સૌથી ઉત્તમ ગુણ તો નિર્માનીપણાનો હતો. તેમના જીવનમાં માનની તો ગંધ પણ ન હતી. તેઓશ્રી એવા નમ્ર હતા કે પોતા કરતાં વય, જ્ઞાન કે ભક્તિમાં ઉતરતા હોય તેમને પણ નમવામાં અચકાતા નહિ.

આ પ્રમાણે ગોસ્વામીજીના કેટલા ગુણો ગણવા બેસીએ ? આશા છે કે, વિવેકી વાચકો પોતાની મેળેજ તેમના ચરિત્રમાંથી એ ગુણો જાણી લેશે અને પોતાના જીવનમાં તે ગુણો વણી લેવાય તેમ કરશે. આ ચરિત્રને ભાષાના આડંબરથી શણગારવામાં આવ્યું નથી. અરે ! વિરક્તને વળી શણગાર શાના ? આ દેવદુર્લભ ચરિત્ર ભાષાવડે શોભવાને બદલે ભાષાનેજ શોભાવે એવું અને સૌનું આકર્ષણ કરે એવું છે.

બંગાળી ભાષામાં ગોસ્વામીજીનાં અનેક જીવનચરિત્રો બહાર પડયાં છે; પરંતુ અમોને તેમના કૃપાપાત્ર શિષ્ય અમૃતલાલ સેનનું જીવનચરિત્ર વિશેષ સારૂં લાગવાથી તેમનાજ પુસ્તકનો અનુવાદ કર્યો છે.× છતાં કયાંય ભૂલચૂક જણાય તો સુજ્ઞ વાચકો ઉદારચિત્તે ક્ષમા આપશે એવી આશા છે.

આવા ઉત્તમ પુસ્તકનું અનુવાદકાર્ય મારે ભાગ્યે આવ્યું, એ પણ હું શ્રીઇષ્ટદેવની કૃપાનું ફળ સમજું છું.

| | |
|---|---|
| ૧૯૮૨ના જેઠ સુદ ૧૦<br>જામનગર | રતિલાલ કરુણાશંકર ઓઝા |

---

× સંપાદકતરીકે આમાં જ્યાં પણ સંશોધન, સંક્ષેપ વગેરે કરવા જેવું જણાયું ત્યાં ત્યાં એક સજ્જનની મદદથી યથામતિ તેમ કરવામાં આવ્યું છે. તેથી આ પુસ્તક 'સારાનુવાદ'રૂપે છે. ભિક્ષુ–અખંડાનંદ



महात्मा श्री विजयकृष्ण गोस्वामीजी



श्रीमती योगमायादेवी

# મહાત્મા વિજયકૃષ્ણ ગોસ્વામી

## એમની સાધના અને ઉપદેશ



## પ્રકરણ પહેલું

### પૂર્વજો અને માતાપિતા



લગભગ ચારસો વર્ષ પહેલાં, નદિયા જીલ્લાના શાંતિપુર ગામમાં મહાત્મા અદ્વૈતાચાર્ય જન્મ્યા હતા. શ્રીગૌરાંગ સાથે શ્રીનિત્યાનંદજી તેમજ શ્રીગદાધર, શ્રીવાસ વગેરેએ પણ બંગાળાના જીવોને શ્રીહરિનામરસામૃતનું પાન કરાવી ભક્તિમાં મસ્ત બનાવી દીધા હતા. મરૂભૂમિ જેવો બંગદેશ એથી નંદનવન જેવો બની ગયો હતો અને ત્રિવિધ તાપથી તપી રહેલા અનેકાનેક માનવીઓ નવજીવન પામ્યા હતા.

કાળના પ્રભાવે કરીને ભગવાન ગૌરાંગ તથા તેમના સાથીઓ સંસાર છોડી ગયા; તે પછી ચારસો વર્ષ દરમિયાન તો તેમણે પ્રવર્તાવેલો ધર્મમાર્ગ મલિન થઈ ગયો અને ધર્મને નામે ધતિંગ ચાલવા લાગ્યાં. શ્રીચૈતન્ય મહાપ્રભુએ પ્રવર્તાવેલ વિશુદ્ધ એવો સાર્વભૌમ વૈષ્ણવધર્મ, શાસ્ત્ર તથા સદાચારથી ભ્રષ્ટ થયેલા આઉલ-બાઉલ, કર્તાભજા, કિશોરીસાધક વગેરે પેટાધર્મોના અત્યાચારોથી લુપ્તપ્રાય થઈ ગયો હતો. એવે સમયે શાંતિપુરમાં, અદ્વૈતવંશમાં શ્રીમદ્ અદ્વૈતાચાર્યના જેવાજ એક પરદુઃખભંજન અને પરમ ભાગવત મહાપુરુષનો જન્મ થયો. એમનું નામ શ્રીમદ્ આનંદકિશોર ગોસ્વામી હતું.

પોતાના પૂર્વજોએ પ્રવર્તાવેલા વૈષ્ણવધર્મની આવી દુર્દશા જોઈને આનંદકિશોર ગોસ્વામીનું હૃદય ચીરાઈ જવા માંડયું. કેવી

રીતે આ લુપ્તપ્રાય ધર્મનો પુનરુદ્ધાર કરવો અને કેમ કરીને માનવજીવોનાં દુઃખો દૂર કરવાં ? એનીજ ચિંતામાં તેઓ રાતદિવસ રહેતા હતા. આખરે તેમણે પોતાના ઇષ્ટદેવ શ્રીશ્યામસુંદરનું શરણ શોધ્યું. પ્રભુને પોતાની હૃદયવેદના નિવેદન કરી, ભોગવિલાસને તિલાંજલિ આપી, રાતદિવસ પ્રભુની સેવામાં અને ભક્તિધર્મના વાચન–મનનમાં ગાળવા લાગ્યા.

શ્રીમદ્ આનંદકિશોર ગોસ્વામી શિષ્ય–સેવકો પાસેથી ફૂટી બદામ પણ નહિ માગતાં પ્રભુઇચ્છાથી જે કંઇ આવી મળે તેનાથી ચલાવી લેતા; તથા તેમાંથી આવતી કાલને માટે કશો પણ સંચય ન કરતાં, સત્કાર્યોમાં વાપરી નાખતા. દીન, દુઃખી, અપંગ, રોગી–કોઇ પણ તેમને આંગણેથી પાછું જતું નહિ. તેઓ શુદ્ધાશુદ્ધના નિયમો પણ એવા પાળતા કે લાકડાના ભારા આવતા તે પણ ધોઇ નાખતા અને સૂકવ્યા પછીજ તે રસોઈના કામમાં વાપરતા. આથી કેટલાકો તેમને 'લાકડીધોયા ગોસાંઇ' પણ કહેતા.

આનંદકિશોર ગોસ્વામી એક ઉચ્ચ કોટિના સાધક હતા. શ્રીમદ્ભાગવતનો પાઠ કરતાં તેમની આંખમાંથી અશ્રુધારા ચાલતી અને ક્યારેક તો પોથીનાં પાનાં પણ ભીંજાઇ જતાં. રોમાંચ, ગદ્ગદ્ વાણી વગેરે પ્રેમના સાત્ત્વિક ભાવો તેમના જીવનમાં વારંવાર જોવામાં આવતા. ક્યારેક તો અતિ પ્રેમવશાત્ રૂંવાડે રૂંવાડે પ્રસ્વેદની ધારા ફૂટતી અને ઉત્તરીય વસ્ત્ર પણ ભીંજાઈ જતું. વળી ક્યારેક તો 'રાધેશ્યામ' 'હરેકૃષ્ણ' 'શ્રીકૃષ્ણ ચૈતન્ય' એવાં હરિનામ તેઓ એવા તો ભાવથી બોલતા, કે સાંભળનાર પાષાણ હૃદયનો હોય તે પણ પીગળી જતો. ભાવાવસ્થા પણ તેમને ઘણી વાર થતી. એક વાર એમને કોણ જાણે શું થયું તે પૂજામાંથી શાલગ્રામને લઇ ગળે બાંધીને જગન્નાથની યાત્રા કરવા ચાલી નીકળ્યા ! અને તે પણ શાંતિપુરથી પગે ચાલીને દંડવત્ પ્રણામ કરતાં કરતાં ! ! રસ્તામાં શ્રી ગૌરનિતાઇ, સીતારામ વગેરે હરિનામની ઉપાસના તો ચાલુજ હતી. આમ કરતાં એક વર્ષે તેઓ પુરુષોત્તમપુરીમાં આવી પહોંચ્યા. ધૂળમાં દંડવત્ કરવાથી તેમની છાતી તથા ગોઠણ છોલાવા લાગ્યાં અને લોહી નીકળવા માંડ્યું, તેથી તેમણે પાટા બાંધીને પણ દંડવત્ પ્રણામ ચાલુ રાખ્યા. આખરે તે જગ્યાએ ચાઠાં પડી ગયાં. આ પ્રમાણે ઉગ્ર તપશ્ચર્યા કરી તેઓશ્રી જગન્નાથપુરીમાં આવ્યા. જગન્નાથ પ્રભુનાં દર્શનથી તેમને બહુજ આનંદ

થયો. ત્યાં તેમને ભગવદ્ભજનમાં બહુજ લગની લાગી ગઇ હતી. પણ પછી મનમાં ખાસ પ્રેરણા થવાથી તે પાછા શાંતિપુર આવ્યા.

દૈવની ઇચ્છાથી આનંદકિશોર ગોસ્વામી બે વાર વિધુર થયા હતા. આ બંને પત્નીમાંથી કોઇનેય કંઇ સંતાન નહોતું. તેમના મોટાભાઇ ગોપીમાધવ ગોસ્વામીએ તેમને અંતકાળે પાસે બોલાવીને કહ્યું હતું કે મારે પણ પ્રજા નથી; માટે તમે પુનર્લગ્ન અવશ્ય કરજો. આથી જગન્નાથપુરીથી પાછા આવ્યા પછી તેમણે ગૌરીપ્રસાદ નામે એક પરમ ભગવદ્ભક્તની દીકરી શ્રીમતી સ્વર્ણમયીદેવી સાથે લગભગ પચાસ વર્ષની ઉંમરે વિવાહ કર્યો. આ વિવાહથી આનંદકિશોર ગોસ્વામીને ત્યાં વ્રજગોપાલ તથા વિજયકૃષ્ણ એમ બે પુત્રો થયા. બંગાળી સન ૧૨૫૧ માં, આનંદકિશોર ગોસ્વામી, એક વાર રંગપુર જીલ્લામાં આમલાગાછિ નામે ગામમાં પોતાના જમીનદાર શિષ્ય મુકુંદનારાયણ ચોધરીને ત્યાં શ્રીમદ્ ભાગવતની કથા કરવા ગયા હતા, ત્યાં તેમને એકાએક મૂર્ચ્છા આવી. આ મૂર્ચ્છાવસ્થામાં તેમને ગોપીનાથપુર લઇ જવામાં આવ્યા અને ત્યાં તેઓ અખાત્રીજને રોજ એવીજ અવસ્થામાં સ્વધામ પધાર્યા. આજ પણ લોકો તેમને 'ઋષિ ગોસ્વામી' કહીને યાદ કરે છે.

વિજયકૃષ્ણનાં માતાજી સ્વર્ણમયી દેવી અનેક સદ્ગુણોથી વિભૂષિત હતાં. તેમના જેવી દયાળુ સ્ત્રીઓ જગતમાં વિરલ હોય છે. કોઇનું દુઃખ તેમનાથી જોયું જતું નહિ. કોઇને દુઃખી દેખતાંજ જે કાંઇ બની આવે તે તરત આપી દેતાં. પાસે પૈસા ન હોય, તોપછી ઘરની કોઇપણ વસ્તુ–થાળી, વાટકી કે અન્નાદિ જે કંઇ હોય તે આપી દેતાં. તેમના આવા સ્વભાવને લીધે કોઇ કોઇવાર તેમને, છોકરાંને તથા ઘરનાં બધાંયને અપવાસ થતો. એક વાર પોતાના નજીકના સગાને ત્યાં પુત્રજન્મનો ઉત્સવ હતો. આ વખતે તેમની પાસે કંઈ પણ નહોતું, તેથી તે પ્રસંગે આવેલાં ધોબી, હજામ, બજાણીયા વગેરે વસવાયાંને થાળી, વાટકા, લૂગડાં વગેરે ઘરની તમામ ઘરવખરી તેમણે આપી દીધી હતી ! !

માતાજી, ઉચ્ચ–નીચ ગમે તે હોય તે સામું નહિ જોતાં, ભૂખ્યાને અન્ન આપતાં, રોગીની દવા કરતાં અને દુઃખિયાંને દિલાસો આપતાં. બીજાને ખવડાવતાં તેમને બહુ આનંદ થતો. હમેશાં ચાર પાંચ જણ ઘરનાં ઉપરાંત કોઇ પણ દીન–દુઃખીને શોધી લાવી સૌને જમાડીનેજ પોતે જમતાં.

શાંતિપુરના બજારમાં કેટલીયે ગરીબ–દુઃખી સ્ત્રીઓ શાકભાજી વેચવા આવતી. શાકભાજી વેચી ઘેર જતાં તો ઘણી વાર બપોર થઇ જતા. માતાજી આ ભૂખી અને દીનદુઃખી સ્ત્રીઓને પોતાને ત્યાં લઇ જઇ ઘણા હેતથી જમાડીને વિદાય કરતાં. તેઓ કહેતાં કે "જે પોતાનુંજ રાંધીને બેસી રહે છે તે તો શિયાળકૂતરાં જેવાં જાણવાં, ગૃહસ્થાશ્રમીથી તો પાંચ જણથી ઓછી રસોઇ કરી શકાયજ નહિ." કંજુસ મખ્ખીચૂસોવિષે તેઓ કહેતાં કે "અરે! એમની તો મને બહુ દયા આવે છે. બિચારા સાધન છતાં પણ કોઇ દિવસ ધરાઇને ખાઈ શકતા નથી." આથી માતાજી એવા કંજુસોને તો બહુ પ્રેમથી જમાડતાં.

એક વાર શાંતિપુરમાં એક ગાંડી બાઇ આવી ચઢી. તેના વીખરાયલા વાળ, ફાટયાંતૂટયાં વસ્ત્ર અને ઢંગધડા વગરની રીતભાત જોઇને સૌ તેને સતાવવા લાગ્યા. ટીખળી બાળકો તેની પાછળ પડયાં અને તેને ચીઢવવા લાગ્યાં. કોઇ તેને શરીરે ધૂળ નાખતું તો કોઇ વળી ઢેખાળા ફેંકતું. આટલું બધું થતું તોયે તે બિચારી કોઇને કશુંયે કહેતી નહિ, માત્ર કયારેક તે કારમી ચીસ પાડી પોતાનું દુઃખ વ્યક્ત કરતી હતી. માતાજી સ્વર્ણમયીદેવી તેની આવી દુઃખી દશા જોઇને ઘણા હેતથી પોતાને ઘેર લઇ ગયાં અને તેના માથામાં તેલ નાખી ગરમ પાણીથી સારી પેઠે ચોળીને નવડાવી. આ પ્રમાણે માથું તથા શરીર હલકું થવાથી તે બાઇને કાંઇક હોશ આવી. પછી તેણે કહ્યું "મા! તમેજ મને બચાવી છે હો, આવું તો કોઇએ મને કર્યું નથી. સૌએ મને ગાંડી ગાંડી કહીને દુઃખજ દીધા કર્યું છે. તમે તો સાક્ષાત્ યોગમાયા છો!" પાછળથી ખબર પડી કે, આ ગરીબ બાઇનો એકનો એક દીકરો ગુજરી જવાથી તેની આ દશા થઇ હતી. પછી માતાજીએ તેને દિલાસો આપી તેને ઘેર પહોંચતી કરી.

એક વાર શિયાળામાં સંધ્યાકાળે માતાજી કલકત્તાના રાજમાર્ગે થઇ કાલીમાતાનાં દર્શન કરવા કાલીઘાટ તરફ જતાં હતાં. ત્યાં રસ્તામાં એક ઘરને આંગણે એક વારાંગના ઉભી હતી. માતાજીનું તેના તરફ કંઇ ખાસ ધ્યાન ખેંચાયું નહિ, તેથી સીધાં કાલીઘાટ ચાલ્યાં ગયાં; પણ પાછાં ફરતાં તેજ સ્ત્રીને ત્યાં ટાઢે થરથરતી ઉભેલી જોઈ તેમને દયા આવી. તત્કાળ પોતાની પાસે જે ઓઢવાનું હતું તે તેને આપી દઇ કહ્યું કે "બહેન! ટાઢથી હવે નકામી હેરાન થા

નહિ; જા, ઘેર જઇને સૂઇ રહે."

દયાળુ માતાજીને પોતાનું કે પારકું એવો ભેદભાવ નહોતો. તેઓ સૌને સમદૃષ્ટિથી જોતાં. અરે! તેમને તો પોતાના અને દાસીના પુત્રમાં પણ ભેદભાવ નહોતો. માતાજીની સમદૃષ્ટિવિષે ગોસ્વામીજીએ એક દિવસ કહ્યું હતું કે "તેઓ મને અને અમારી દાસીના પુત્રને સમભાવથી ચાહતાં. તેને માટે પણ ખાસ થાળી, વાટકો ને પ્યાલો રાખતાં." નોકરો તરફ સામાન્ય લોકો ઘૃણાની દૃષ્ટિએ જુએ છે, પણ માતાજી તો તેમનાપર પણ બહુ પ્રેમ રાખતાં. એક વાર એક કઠિયારા સાથે મજુરીના સંબંધમાં ગોસ્વામી પ્રભુ કંઈક રકઝક કરતા હશે. મજુર માગતો હતો તેથી કંઇક ઓછું દેવાની તેમની ઇચ્છા હતી. આથી મજુરે કહ્યું "ભાઇ! તમારે હાથે નિકાલ બરાબર નહિ થાય, માતાજીને બોલાવો." ગોસ્વામીજીએ માતાજીને બોલાવ્યાં અને બધી હકીકત કહી. પછી માતાજીએ કહ્યું "ભાઈ! બિચારા ગરીબને બે-ચાર આના ઓછા દેવાથી આપણે કંઇ પૈસાદાર થઇ જવાનાં નથી. એમની સાથે માથાકૂટ ન કરવી. એ માગે તે આપી દે. એમને તો બે ચાર પૈસા વધારે આપી દેવા, એમ ન કરીએ તો એમનાં બૈરાંછોકરાં રોટલા ક્યાંથી ખાય!"

સ્વર્ણમયી દેવીનો વાત્સલ્યપ્રેમ પણ અલૌકિક હતો. તેમના પુત્રપ્રેમ વિષે વાત કરતાં ગોસ્વામીજીએ એક વખત કહ્યું હતું કે "જ્યારે મને પરદેશમાં કંઇ દુઃખ આવતું કે માંદો થતો અથવા કોઇ હિંસક પશુના ઝપાટામાં આવી જતો, ત્યારે દુઃખનો માર્યો "ઓ મા...." એમ કહીને તેમને સંભારતો. પછી જ્યારે હું ઘેર આવતો, ત્યારે તે એકે એક દિવસની બધી વાત મને કહી દેખાડે ત્યારે મને નવાઇ લાગતી. ગયાના આકાશગંગા પહાડપર મને ઠેસ વાગી હતી અને એવી કળ ચઢી હતી કે "ઓ મા....ઓ મા...." એમ મારાથી બૂમ પડાઇ ગઈ હતી. પછી જ્યારે ઘેર આવ્યો ત્યારે માતાજીએ કહ્યું "ભાઈ! તને બહુ વાગ્યું હતું? તને જેવી ઠેસ વાગી હતી તેવીજ તે દિવસે મને પણ લાગી હતી. મને વિચાર થયો કે, હું ઘરમાં બેઠી છું ત્યાં ઠેસ ક્યાંથી વાગે? તે વખતે તારી ચીસ મને સંભળાઈ એટલે મેં જાણ્યું કે, તને કંઇક વાગ્યું છે.*"

---

* ગોસ્વામીજી પાસેથી સાંભળેલું.

દેવીજીનાં માતાપિતાને ઘણા સમયસુધી એક પણ સંતાન નહોતું. માતાપિતાની બહુ મોટી ઉંમરે એક ફકીરના આશીર્વાદથી તેમનો જન્મ થયો હતો. ફકીરનો દેહાંત થયા પછી કોઈ કોઈ વાર સ્વર્ણમયીના દેહમાં તેનો આવિર્ભાવ થતો. એવી સ્થિતિમાં તેઓ ફકીરી ભાષામાં વિવિધ પ્રકારની વાતો કરતાં અને ઘણો વખત ગાંડાની માફક પડી રહેતાં. એક વાર તો એવી અવસ્થામાં તેઓ જંગલમાં ચાલ્યાં ગયાં અને ત્યાં વાઘની સાથે પણ રહ્યાં હતાં, પણ વાઘે તેમને કાંઇ નુકસાન કર્યું ન હતું. આ ઘટનાનું વર્ણન ગોસ્વામીજીએ નીચે પ્રમાણે આપ્યું છેઃ–"જ્યારે હું લાહોર હતો, ત્યારે મને અચાનક કાગળ મળ્યો કે માતાજી ગાંડાં થઇને ક્યાંક નાસી ગયાં છે. કાગળ વાંચી મને ફાળ પડી. તરતજ હું ત્યાંથી રવાના થઇ ઘેર આવ્યો. સાંસારિક ઉપાધિથી માતાજીની આવી દશા થઇ હતી. તે બહુ દયાળુ હતાં, તેથી કોઇને પણ ભૂખ્યું જુએ તો તેને ઘેર તેડી લાવી જમાડે અને દિલાસો આપે. આથી ઘરનાં માણસો તેમને બહુ હેરાન કરતાં. ઠીક, એ તો જે કંઇ થવાનું હતું તે થયું. મેં ઘેર આવી તપાસ કરી, પણ તેમનો પત્તો લાગ્યો નહિ. એટલે મેં સાદ પડાવ્યો કે 'મારી માને શોધી લાવે તેને જતાં-આવતાંનું ભાડું તથા ઉપર પચીસ રૂપિયાનું ઇનામ આપીશ.' આખા જીલ્લામાં અને દરેક થાણામાં આ સાદ પડાવ્યો, પણ કોઇ માતાજીનો પત્તો શોધી શક્યું નહિ. પછી તો હુંજ શોધવા નીકળ્યો. એક દિવસ રાણાઘાટ પાસે ઉભો હતો એવામાં કેટલાક લોકોને વાતો કરતા સાંભળ્યા કે, એક ગાંડી બાઇ ખૂબ જલદી જલદી દોડી જાય છે. મેં પૂછ્યું કે 'તમે તેને ક્યાં અને કયી બાજુએ જતી જોઇ ?' તેમણે વનગ્રામ પાસેનું કોઇ ગામ કહ્યું. તે વખતે રેલ નહોતી એટલે ચાલતો ચાલતો હું તે ગામ તરફ જતો હતો ત્યાં રસ્તામાં કઠિયારા વાતો કરતા જતા હતા કે 'કેવી અદ્‌ભુત બાઇ ! વાઘના પેટનું ઓસિકું કરીને નિરાંતે સૂતી છે !' મેં તેઓને તે સ્ત્રી વિષે પૂછતાં તેમણે કહ્યું કે 'અમે વનમાં લાકડાં કાપવા ગયા હતા ત્યાં એક આશ્ચર્યભરેલી બાબત દીઠી. એક ગાંડી બાઇ વાઘના પેટનું ઓસિકું કરીને સૂતી હતી, અને તે વાઘ પણ તે સ્ત્રીના મુખ તરફ એકી નજરે જોઇ રહ્યો હતો.' આ વાત સાંભળી હું તે જંગલની ઝાડીમાં દાખલ થયો. પછી શોધતાં શોધતાં એક સ્થાને માતાજીને, સાચેસાચ વાઘના પેટપર માથું રાખી સૂતેલાં

જોયાં. પછી મેં ગામમાં જઇ કેટલાંક ભલાં માણસોને આ વાત કરી, તેથી તેઓ પણ મને સહાય કરવા મારી સાથે જંગલમાં આવ્યાં. અમને આઘેથી સંભળાયું કે, માતાજી જાગ્યાં છે અને વાઘને કહે છે કે 'વાઘ! તું કોનું વાહન છે? મારૂં? જો તેમ હોય તો મને પીઠપર બેસાડ જોઇએ. ના, ના, તું મારો નથી જણાતો. હું તો કાલિકા છું, દશભુજા દેવી નથી. હું દશભુજા દુર્ગા હોત તો તો તું મને પીઠપર બેસાડત.' માતાજીની આવી વાત સાંભળી અમે સૌ આશ્ચર્યચકિત થયાં. અરે! પણ આ કેવું આશ્ચર્ય! વાઘ માતાજીને જરા પણ ઇજા કરતો નથી. પછી થોડી વાર રહીને માતાજી બોલ્યાં 'વાઘ! તું બેસ, હું તારા માટે કંઇક ખાવાનું લઇ આવું.' આમ કહી તે ઝાડીમાંથી બહાર આવવા લાગ્યાં. માતાજી પાસે આવ્યાં કે તરતજ હું તેમને પગે પડયો. મને જોઇ તેમણે કહ્યું 'અરે! તું કોણ છે?' મેં વિચાર્યું કે, અત્યારે ઓળખાણ આપવાનો કંઇ અર્થજ નથી. તેથી કહ્યું કે 'હું આપનો દાસ.' માતાજીએ કહ્યું 'દાસ વળી કેવો? વાતો કરવાથી કંઇ દાસ થવાય છે કે? ઓહો ઓળખ્યો! ઓળખ્યો! તને તો ઓળખતી હોઉં એમ લાગે છે.' મેં કહ્યું 'આખા જગતને જાણનારાં મા! તમે મને કેમ ન ઓળખો?' માતાજીએ જવાબ આપ્યો. 'ના, એમ નથી. તને મેં કયાંક જોયો હોય એમ લાગે છે.' હું તો પછી વારંવાર પ્રણામ કરવા લાગ્યો. થોડી વાર પછી માતાજીએ ઉંડો નિસાસો નાખી કહ્યું 'તું આટલા દિવસ કયાં હતો?' હવે મને લાગ્યું કે, માતાજીને કંઇક ચેતન આવ્યું છે, તેથી જવાબ આપ્યો કે 'હું લાહોર હતો.' માતાજીએ કહ્યું 'એ તો હું જાણું છું, પણ તું આવ્યો કયારે?' મેં કહ્યું 'હું ઘેર તો કેટલાય દિવસથી આવ્યો છું, પણ તમે ઘેર નહોતાં તેથી તપાસ કરવા નીકળ્યો છું.' એમ કહી તરત તેલ લાવીને મેં માતાજીને માથે ઘસવા માંડયું. પછી માતાજીને સ્નાન કરાવ્યું. આ પ્રમાણે બે ત્રણ વાર ખૂબ નવરાવવાથી માતાજીને શરીરે મેલ જામ્યો હતો તે બધો સાફ થઇ ગયો. પછી નવાં વસ્ત્ર પહેરવા આપી, તુલસીકયારા પાસે આસન પાથરી આપ્યું અને કહ્યું કે 'માતાજી! હવે સંધ્યાવંદનાદિ કરો.' માતાજીએ કહ્યું 'એ વળી શું?' મેં કહ્યું 'કેમ? તમને યાદ નથી, ભૂલી ગયાં છો કે શું? હું કહી સંભળાવું?' માતાજીએ કહ્યું 'બોલ જોઇએ!' પછી નાનપણમાં મને માતાજીએ જે મંત્ર આપ્યો હતો

તે મેં તેમના કાનમાં કહ્યો. મંત્ર સાંભળતાંજ માતાજીની આંખમાંથી અશ્રુધારા વહેવા લાગી, આખરે માતાજી બરાબર સ્વસ્થ થયાં. પછી હું તેમને લઈ શાંતિપુર આવ્યો."*

આવીજ ઉન્માદાવસ્થામાં માતાજી એક વાર શાંતિપુરથી ઢાકા જીલ્લામાં ગેંડારિયા આશ્રમમાં આવી ચઢયાં, ત્યારે ગોસ્વામીજીએ આશ્ચર્યચકિત થઇ પૂછયું કે "માતાજી! તમે આટલે દૂર એકલાં શી રીતે આવ્યાં?" માતાજીએ ઉત્તર આપ્યો "મને લોકો ગાંડી ગણે છે તેથી કંટાળી મેં આપણા ઇષ્ટદેવ શ્રીશ્યામસુંદરને કહ્યું કે 'શ્યામસુંદર! તમે મને મારા છોકરા પાસે મૂકી આવો!' તેમણે કહ્યું 'તારો છોકરો ક્યાં છે?' મેં કહ્યું 'હવે તમારી ચાલાકી રહેવા દો, મને ઝટ મૂકી આવોને!' પછી શ્યામસુંદર મને અહીં મૂકી ગયા અને તને આપવા માટે પોતાનું અંગવસ્ત્ર આપી ગયા." એમ કહી માતાજીએ શ્યામસુંદરનું ઉત્તરીય વસ્ત્ર ગોસ્વામીજીને આપ્યું. તેમણે ભાવભીના હૃદયે મસ્તકે અડાડી તે ગ્રહણ કર્યું.×

માતાજીના સંબંધમાં આવી ઘણીયે અદ્દભુત ઘટનાઓ સાંભળવામાં આવી છે. માતાજી પરલોકવાસીઓ સાથે પણ વાતો કરી શકતાં હતાં, એમ સાંભળ્યું છે. પોતાના ઇષ્ટદેવ શ્રીશ્યામસુંદર સાથે તો માતાજી ધર્મસંબંધી અનેક ચર્ચા કરતાં, સૂર્યમંડળમાં તેમજ વૃક્ષના પાંદડે પાંદડામાં તેમને રાધાકૃષ્ણનાં દર્શન થતાં. ગોસ્વામીજી પુરુષોત્તમપુરીમાં દેહત્યાગ કરશે એ તો તેમને ક્યારનુંયે દિવ્ય દૃષ્ટિથી જણાઇ ગયું હતું. તેથી તો માતાજી, વાત્સલ્યપ્રેમવશાત્ તેમને પુરુષોત્તમપુરી જવાની ના પાડતાં હતાં. આવાં અસાધારણ માતપિતાને ત્યાં પૂજ્યપાદ વિજયકૃષ્ણ ગોસ્વામીએ જન્મ ધારણ કર્યો હતો.



* નોઆખલિમાં લામચરનિવાસી, ગોસ્વામીજીના શિષ્ય શ્રીમાન્ દ્વારિકાનાથ રાય મહાશયે સંગ્રહેલ ગોસ્વામીજીની વાતોમાંથી.

× ઢાકા, ગેંડારિયાનિવાસી શ્રીરાધારમણ ગુહનાં ધર્મપત્ની પાસેથી સાંભળેલું. આ વાત બની ત્યારે પોતે ત્યાં હાજર હતાં.



# प्रकरण बीजुं

## જન્મ તથા બાલ્યાવસ્થા



ભંગાળી સન ૧૨૪૮ નો શ્રાવણ માસ ચાલતો હતો. ભગવાન સૂર્યનારાયણ થોડીજ વાર થયાં અસ્તાચળમાં વિરાજ્યા હતા. પ્રકૃતિદેવી પણ આખા દિવસની ધમાલમાંથી પરવારીને શાંત હતાં. સંધ્યાનો મધુર વાયુ મંદ મંદ વાતો હતો, જાણે પ્રકૃતિદેવીનો થાક ઉતારવા તે પંખો નાખતો ન હોય! આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર સોળે કળાથી ખીલી ઉઠયો હતો અને પોતાની શુભ્ર જ્યોત્સ્નાથી સ્થાવર-જંગમ સમગ્ર વિશ્વને આનંદરસમાં તરબોળ કરી દીધું હતું. આજે ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની દોલયાત્રાનો મહોત્સવ હતો, તેથી ગૌડમંડળ કૃષ્ણપ્રેમમાં મસ્ત બનેલું હતું. સ્થળે સ્થળે ભક્તમંડળી એકત્ર થઇ કૃષ્ણકીર્તનની ધૂન મચાવી રહી હતી. આ ભજનધૂનથી દશે દિશાઓ ગાજી રહી હતી, ઘેરે ઘેર આરતીઓ થઇ રહી હતી અને ઘંટાનાદ, શંખનાદ વગેરેથી નભોમંડળ ગાજી ઉઠયું હતું. સૌ કોઈનાં હૃદય ભક્તિરસથી ભરપૂર હતાં. પુરોહિતો 'इहागच्छ, इह तिष्ठ' ઇત્યાદિ મંત્રોચ્ચારથી ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનું આવાહન કરી રહ્યા હતા. આવા શુભ મુહૂર્તમાં નદિયા જીલ્લાના શિકારપુર પાસેના દહકુલ ગામે એક સ્થાનમાં એક ઝાડ નીચે કૃષ્ણનામનું શ્રવણ કરતા કરતા, શ્રીવિજયકૃષ્ણ ગોસ્વામી (બંગાળી સન ૧૨૪૮ ના શ્રાવણ સુદ ૧૫ ને સોમવાર—ઝુલણ પૂર્ણિમાની રાત્રે) જન્મ્યા હતા. શાકયકુળચૂડામણિ ભગવાન બુદ્ધદેવનો જન્મ પણ વૃક્ષ નીચે થયો હતો.

વિજયકૃષ્ણના માતામહ શ્રીયુત ગૌરીપ્રસાદ જોદ્દાર, ઉદાર દાતા અને પરોપકારી પુરુષ હતા. એક વખત કોર્ટના મુકદ્દમામાં તેઓ એક દુઃખી માણસના જામીન થયા, પણ તે કૃતઘ્ની કેસની

મુદતપર હાજર ન થતાં પલાયન કરી ગયો; તેથી જામીનતરીકે ગૌરીપ્રસાદની મિલ્કતપર ટાંચ આવી. આ ઉપાધિને પ્રસંગેજ તેમના ઘરના પાછળના ભાગમાં ઝાડની નીચે વિજયકૃષ્ણનો જન્મ થયો. તે ઝાડની લગોલગ એક ઘરો–ઉંડો ખાડો હતો, અને તેની ઉપર ઝાડની એક શાખા ઝુકી રહી હતી; એટલે ગોસ્વામીજીના જન્મસ્થાનની મર્યાદા સહેજે જળવાતી હતી.

માતાજીને કેટલાક દિવસ થયાં આમાશયનો વ્યાધિ દુઃખ દેતો હતો. કોર્ટની ઉપાધિ ચાલતી હોવાથી ઘરનાં બૈરાંઓ, સગેવહાલે ચાલ્યાં ગયાં હતાં. માતાજીને આ વખતે પ્રસવવેદના થવા લાગી, તેથી તે ઘરના પાછલા ભાગમાં તે ઝાડ નીચે ભરાઇ રહ્યાં. વરસાદને લીધે ત્યાં થોડો કીચડ પણ જામ્યો હતો. જે વખતની આ વાત કરીએ છીએ તે વખતે પુરુષો પણ લાલ પાઘડીના (પોલીસના) ત્રાસથી બહુ ડરતા હતા, તોપછી ખાનદાન સ્ત્રીઓનું તો કહેવુંજ શું ? આખરે આ બધું પતી ગયું અને કોર્ટની ઉપાધિ શાંત થઇ ગઇ. પછી સૌએ ઘરમાં જોયું તો સ્વર્ણમયી મળે નહિ. આથી સૌને ચિંતા થઇ અને તેમને શોધવા માંડયાં. ઘરમાં બધેય જોઇ વળ્યા પછી પેલા ઝાડ આગળ આવીને જુએ છે તો માતાજી એક મૃતઃપ્રાય બાળકને ખોળામાં લઇને ધ્યાનાવસ્થામાં બેઠાં છે અને પ્રેમાશ્રુથી માતાજીનું હૈયું ભરાઇ આવ્યું હતું.

બાળકને નિશ્ચેષ્ટ જોઇ સૌને ચિંતા થવા લાગી. તરતજ માતાજીને બાળક સાથે સૂતિકાગૃહમાં લઇ ગયા અને વૈદ્યરાજને બોલાવવામાં આવ્યા. વૈદ્યરાજે એક દવા આપી; તેથી થોડી વારમાંજ બાળકને ચૈતન્ય આવ્યું.

બાળક છ માસનો થયો ત્યારે માતાજી તેને લઇ શાંતિપુર આવ્યાં. આનંદકિશોર ગોસ્વામીએ, શ્રીજગન્નાથ પ્રભુના કૃપાપ્રસાદરૂપ પુત્રનું મુખદર્શન કરીને, બ્રાહ્મણોને તેમજ અનાથ–ગરીબોને યથાશક્તિ દાન–દક્ષિણા આપ્યાં. થોડા વખત પછી અન્નપ્રાશન તથા નામકરણસંસ્કાર કર્યા. તેઓ પોતે પણ અસાધારણ પંડિત હોવાથી, બાળકનાં લક્ષણો જોઇ સમજી ગયા કે, આ તો જગન્નાથ પ્રભુનો કૃપાપાત્ર કોઇ અસાધારણ મનુષ્ય અવતર્યો જણાય છે. તેમની રાશિ જોતાં ‘ દિગ્વિજય ’ તથા ‘ વિજયકૃષ્ણ ’ એવાં બે નામો આવતાં હતાં. અન્નપ્રાશનનો સંસ્કાર કર્યો ત્યારે પિતાજીએ પોતાનાં જ્ઞાતિબંધુઓને તેમજ દીનદુઃખીઓને પણ ખૂબ જમાડયાં

હતાં. આ બધા લોકો બાળકનાં રૂપલાવણ્ય જોઇને તથા સ્વાદિષ્ટ ભોજનથી તૃપ્ત થઇને બાળકના દીર્ઘાયુષ્યની પ્રાર્થના કરતા કરતા પોતપોતાને ઘેર ગયા.

ત્રણ વર્ષ પછી આનંદકિશોર ગોસ્વામીએ દેહત્યાગ કર્યો. પછી પાંચમે વર્ષે મોટાકાકા ગોપીમાધવ ગોસ્વામીની અંતિમ કાળની આજ્ઞા પ્રમાણે તેમનાં ધર્મપત્ની સ્વ. કૃષ્ણમણિદેવીને વિજયકૃષ્ણને દત્તપુત્ર તરીકે આપવામાં આવ્યા અને દત્તવિધાન-ની ક્રિયા યથાશાસ્ત્ર કરવામાં આવી. ત્યારથી ગોસ્વામીજી માતા-જીને 'દુદુમા' કહેતા અને કાકીને 'મા જનની' કહી બોલાવતા; પણ પછી કાકીનો થોડાજ સમયમાં દેહાંત થયો.

હવે બંને પુત્રોના લાલનપાલનનો ભાર માતાજી ઉપર આવી પડયો. શિષ્યવર્ગમાંથી જે કંઇ મળતું તે વડે માતાજી સૌનો ગુજારો ચલાવવા લાગ્યાં. તેઓ કયારેક પિયેર જઇ શિકારપુરમાં રહેતાં તો કયારેક શાંતિપુર રહેતાં.

નાનપણથીજ વિજયકૃષ્ણને ધર્મપ્રત્યે સારી લાગણી હતી. માતાપિતા વગેરેનાં આચરણ જોઇ પોતે પણ પૂજા-સેવા, સંધ્યા-વંદન, દેવદર્શન, તુલસી-પીપળાને પાણી પાવું, વગેરે ધર્મક્રિયાઓ કરતા હતા અને એ ધર્મક્રિયાઓ તેઓ એવી સરસ રીતે કરતા કે તે જોઇને સૌ આશ્ચર્યચકિત થતાં.

વિજયકૃષ્ણ, પોતાના કુળદેવતા શ્રીશ્યામસુંદરની પૂજા-સેવા કરવાની ઘણી વાર હઠ લેતા; પણ તેઓ બાળક અને યજ્ઞોપવીત-રહિત હોવાથી દેવમંદિરમાં જવાય નહિ એમ તેમને સમજાવવામાં આવતું. આથી તેમને બહુ દુઃખ થતું. આ બધો દોષ તેઓ શ્યામ સુંદર પર ઢોળતા અને બાળકબુદ્ધિથી તે કયારેક કોઇની સાથે તે સંબંધી વાદવિવાદ પણ કરતા. આ વખતના તેમના હાવભાવ તથા વાકયચાતુરી જોઇ સૌને એમજ થતું કે જાણે સ્વયં શ્યામસુંદરજ તેમની સાથે બોલતા ન હોય!

બાળપણથીજ વિજયકૃષ્ણને સંન્યાસીનો વેષ બહુ ગમતો. લૂગડાં પહેરવા કરતાં તેમને લંગોટી પહેરવી બહુ ગમતી. વળી તેમણે માથે જટા રાખી હતી, તેથી સૌ તેમને 'જટિયા ગોસાંઇ' કહી બોલાવતા.

તે સમયે શાંતિપુરમાં સાધુ-સંન્યાસી પણ ઠીક ઠીક આવતા. વિજયકૃષ્ણ કોઇને કહ્યા વગર, એકલા તેમનાં દર્શન કરવા ચાલ્યા

જતા. ત્યાં તેમનો સત્સંગ–સમાગમ કરતા, અને ઠાકોરજીનાં દર્શન કરતાં તેમની આંખમાંથી પ્રેમાશ્રુ વહેતાં જોઇને સાધુ–સંન્યાસીઓ આશ્ચર્યચકિત થતા અને પ્રસન્ન ભાવે તેની સેવા–શુશ્રૂષા કરતા.

એક દિવસ બપોર પછી વિજયકૃષ્ણ ઘરમાંથી ક્યાંક બહાર ચાલ્યા ગયા. કોઇને કંઈ ખબર નહોતી. સાંજ પડવા આવી તેથી માતાજીને ચિંતા થવા લાગી. આખી રાત શોધ્યા, પણ ક્યાંય જડ્યા નહિ; તેથી ઘરનાં બધાં માણસો પોતપોતાની ગફલત માટે ચિંતા કરવા લાગ્યાં. ઘરમાં હાહાકાર વર્તી રહ્યો. બીજે દિવસે સવારે ખબર પડી કે, શ્યામચંદને ઘેર સાધુ સંન્યાસીઓ આવ્યા છે ત્યાં વિજયકૃષ્ણ તેમની સાથે આનંદ કરે છે. સંતપુરુષોએ ઘણા પ્રેમથી તેમને જમાડીને ત્યાંજ સૂવાડ્યા હતા. બીજી વાર પણ આવીજ રીતે વિજયકૃષ્ણ પલાયન કરી ગયા હતા. ત્યારે પણ સગાંવહાલાંઓએ બહુ શોધ્યા. આખરે પાસેના વનમાં એક બીલીના ઝાડ નીચે યોગીની પેઠે પદ્માસન વાળી ધ્યાન કરતા જોવામાં આવ્યા. આ વખતે વિજયકૃષ્ણને બહારની દુનિયાનું ભાન નહોતું. પછી તેમને સૌ ઘેર લઇ ગયા.

બાળક વિજયકૃષ્ણને દોસ્તો સાથે મળીને શ્રીકૃષ્ણની બાળલીલાના પ્રસંગો ભજવવા બહુ ગમતા. તેમના ગોઠીઆઓને પણ તેમાં મઝા આવતી. તેઓ વિજયકૃષ્ણને તથા વ્રજગોપાલને શ્રીકૃષ્ણ બળરામનો વેષ સજાવતા અને પોતે શ્રીદામા, સુદામા તથા સુબલ વગેરે પાર્ષદોના વેશ ધારણ કરતા. પછી તે બધા શ્રીકૃષ્ણચંદ્રની અદ્‌ભુત લીલાનો અભિનય કરતા. આ નૈસર્ગિક બાળલીલાથી સૌ પ્રેક્ષકોને બહુ આનંદ થતો. છેવટે જ્યારે આ કૃષ્ણલીલાની સમાપ્તિ થતી ત્યારે બન્ને ભાઇઓ મિત્રમંડળ વચ્ચે એકબીજાના ગળામાં એક હાથ નાખી અને બીજો હાથ લાંબો કરી "કાનાઇ બલાઇ દુઇ ભાઇ, પથ છેડે દે બાડી જાઇ" એ ટુક ગાતા ગાતા અને નાચતા નાચતા જ્યારે ઘેર આવતા, ત્યારે તેમને જોઇને રસ્તામાં પ્રેક્ષકમંડળીના આનંદનો પાર રહેતો નહિ.

વિજયકૃષ્ણનો વિદ્યાભ્યાસ શિકારપુરની પાઠશાળામાંજ શરૂ થયો. બાળપણમાં જો કે તેઓ ચંચળ અને મનમાં આવ્યું તેજ ખરૂં, એવી વૃત્તિવાળા હતા; પણ ભણવામાં તો તેઓ દત્તચિત્તજ રહેતા. શાંતિપુર રહેતા ત્યારે તેઓ સરકાર મહાશયની પાઠશાળામાં અભ્યાસ કરતા.

એક વાર શાંતિપુરમાં કૉલેરા ચાલ્યો અને તેથી ઘણાં માણસો મરણ પામ્યાં. આમાં વિજયકૃષ્ણના કેટલાક સહાધ્યાયીઓ પણ મરણ પામ્યા. આથી વિજયકૃષ્ણના કોમળ હૃદયને બહુ આઘાત થયો. ત્યારથીજ તેમને આ જન્મમરણનું રહસ્ય ઉકેલવાનો નાદ લાગ્યો. સહાધ્યાયીઓના મરણ પછી તેમને એવી ચિંતા થતી કે "આ બધા ભાઈઓ જ્યાં બેસતા, જે પુસ્તકનો અભ્યાસ કરતા તથા જે રમતગમતો કરતા તે બધું તો એમનું એમજ રહ્યું પણ તેઓ તો ગયા તે ગયાજ! પરંતુ આમ કેમ બને? જરૂર, તેઓ કોઇ પણ અન્ય સ્થળે હોવા તો જોઇએજ." આવા વિચારમાં ને વિચારમાં વિજયકૃષ્ણ એક દિવસ નિશાળે જતા હતા ત્યારે રસ્તામાં એક જગ્યાએ તેમના સ્વર્ગસ્થ સહાધ્યાયીનો અવાજ સંભળાયો કેઃ– "જો, ભાઇ વિજય! અમે બધાય હયાત છીએ, તું અમારી ચિંતા કરીશ નહિ." અચાનક આવું આકાશવાણી જેવું સાંભળવાથી તેમને ભય તેમજ વિસ્મય થયાં અને ઝટપટ નિશાળે જઈ ગુરુજીને બધી વાત કહી દેખાડી; પણ જ્યારે ગુરુજીને આ વાતમાં વિશ્વાસ બેઠેલો ન જોયો, ત્યારે તેમણે તે સ્થાને જઇ ખાત્રી કરી જોવાની હઠ લીધી. આખરે ગુરુજી તે સ્થાને આવવા કબૂલ થયા અને કહ્યું કે "મને એ લોકોની વાત સંભળાવી શકીશ ને?" વિજયકૃષ્ણે નિખાલસપણે ઉત્તર આપ્યો "હા, જરૂર સંભળાવીશ." પછી સરકાર મહાશય તેમની સાથે ઉપરોક્ત સ્થાને ગયા; પણ ત્યાં જ્યારે સ્વર્ગસ્થ સહાધ્યાયીઓને જોયા પણ નહિ તેમ તેમનો અવાજ પણ સંભળાયો નહિ, ત્યારે ગુરુજીએ જાણ્યું કે આ તો ખોટું બોલે છે. આથી તેઓ કોપાયમાન થઇ વિજયકૃષ્ણને શિક્ષા કરવા તૈયાર થયા. વિજયકૃષ્ણ ગભરાઇ ગયા અને તત્કાળ પોતાના સ્વર્ગસ્થ સહાધ્યાયીઓને ઉદ્દેશીને ઉંચે સાદે કહેવા લાગ્યા કે "જુઓ, ભાઇઓ! તમે જેમ પહેલાં મારી સાથે વાત કરી હતી, તેવીજ રીતે જો અત્યારે નહિ કરો, તો હવે મારે ઉગરવાનો આરો નથી" આ સાંભળતાંજ સ્વર્ગસ્થ સહાધ્યાયીઓ એકે અવાજે બોલી ઉઠયા કેઃ–"ગુરુજી! એને મારશો નહિ; જુઓ, અમે બધા આ રહ્યા." ગુરુજી તો આ સાંભળીને સ્તબ્ધ, અને આશ્ચર્યચકિત થઇ ગયા. એકદમ તેમણે વિજયકૃષ્ણને તેડી લીધા, છાતી સરસા ચાંપ્યા અને તેમના ઉપર બહુ સ્નેહ દર્શાવ્યો.×

---

× ગોસ્વામીજી પાસેથી સાંભળેલું.

શ્રી સરકાર મહાશય પણ એક સ્વધર્મનિષ્ઠ સત્પુરુષ હતા. બાળક વિજયકૃષ્ણની અસાધારણ સરળતા, સત્યપ્રિયતા તથા તેજસ્વિતા વગેરે સદ્‌ગુણોથી મુગ્ધ થઇ તેઓ તેને ઘણા પ્રેમથી ભણાવતા. વિજયકૃષ્ણની ગુરુભક્તિ પણ તેવીજ હતી. પ્રસંગોપાત એક દિવસ ગોસ્વામીજીએ ગુરુજીસંબંધી નીચે પ્રમાણે વાત કરી હતી:-" ગુરુજીએ એક દિવસ બધા વિદ્યાર્થીઓને બોલાવીને કહ્યું કે:-'છોકરાઓ! કાલે સવારે વહેલા આવજો, આપણે સૌ ગંગાજી નહાવા જઇશું અને ત્યાં હું દેહત્યાગ કરીશ.' રાતમાંજ આ વાત વાયુવેગે આખા શાંતિપુરમાં ફેલાઇ ગઈ અને બીજે દિવસે સવારે તો નાનાંમોટાં સ્ત્રીપુરુષો એટલાં બધાં એકઠાં થયાં કે પાઠશાળામાં માય નહિ. ગુરુજીએ સૌને પ્રણામ કર્યા, અને પછી પોતાના પુત્રો સાથે બધા લોકો ગંગાઘાટપર આવ્યા. ત્યાં પોતે સ્નાન-સંધ્યાદિથી પરવારી સૌને પ્રણામ કરી ગંગાજળમાં બેસી જપ કરવા લાગ્યા. કાંઠે ભજન-કીર્તનની રમઝટ ચાલવા માંડી. આખો ગંગાઘાટ માણસોથી ભરાઇ ગયો. ગંગાજીના તરંગો પણ જયધ્વનિ કરતા ઉછળવા લાગ્યા. આ પ્રમાણે જપની પૂર્ણાહુતિ કરી ગુરુદેવ બોલ્યા કે 'સાંભળો છોકરાઓ! હું તો કાયસ્થ છું, તમે ઘણા ખરા બ્રાહ્મણ છો; મેં તમને ધમકાવ્યા હશે અને માર્યા પણ હશે; માટે મને સૌ માફ કરજો. જુઓ, ભગવાન મને રથ લઇ તેડવા આવ્યા છે.' આટલું બોલી ગુરુજી મૌન રહ્યા અને પછી ભગવત્‌સ્મરણ કરતાં કરતાં દેહત્યાગ કર્યો. નવાઇ જેવું તો એ થયું કે, તેમનો દેહ ઢળી પડયો નહિ. પછી બ્રાહ્મણ શૂદ્ર-સૌ વિદ્યાર્થીઓએ મળીને માતાપિતાનો અંત્યેષ્ટિ સંસ્કાર કરે, તેમ ગુરુજીનો અંત્યેષ્ટિ સંસ્કાર કર્યો." *

વિજયકૃષ્ણ ગોસ્વામીનો વિદ્યાભ્યાસ આવા હરિભકિતપરાયણ ગુરુજી પાસે શરૂ થયો હતો.

ગુરુજીના મૃત્યુ પછી, વિજયકૃષ્ણ શાંતિપુરથી બે માઇલ દૂર 'હેજલ' નામના પાદરીના વિદ્યાલયમાં દાખલ થયા. આ વિદ્યાલયમાં અંગ્રેજી, સંસ્કૃત તેમજ બંગાળી, એવા ત્રણ વિભાગો રાખવામાં આવ્યા હતા. વિજયકૃષ્ણ તેમજ તેમના મોટા ભાઇ વ્રજગોપાલ સંસ્કૃત વિભાગમાં દાખલ થયા અને થોડા વખતમાં તો વિજયકૃષ્ણ પોતાના સદ્‌ગુણોથી પાદરી સાહેબના પ્રેમપાત્ર શિષ્ય બન્યા.

* ગોસ્વામીજી પાસેથી સાંભળેલું.

અવતારી તેમજ મહાપુરુષોનાં ચરિત્રો જોતાં ઘણાખરાઓ બાળપણમાં ચંચળ તથા તોફાની જણાય છે. ભગવાન યશોદા-નંદને તો આખા ગોકુળમાં હાહાકાર વર્તાવ્યો હતો. નિમાઇ મહારાજની પણ ચંચળતા અને ઉધમાત કાંઈ થોડાં નહોતાં. કારણ દેખીતુંજ છે. સાધારણ જીવો કરતાં મહાપુરુષનું જીવન કંઈક વધારે ઓજસ–ચૈતન્યવાળું હોય છે; એટલે બાળપણમાં પણ તેમની રમતગમતો, તેમના હાવભાવ અને તેમનાં તોફાનો, એ બધુંય અન્ય બાળકોથી જૂદું તરી આવે છે. અને તેમના બાળપણની એ ચંચળતા, ઉદ્ધતાઈ વગેરે આગળ જતાં નિર્ભયતા, સત્ય-પાલનની દઢતા, અને અડગ આગ્રહ ઈત્યાદિ અસાધારણ ગુણોમાં રૂપાંતર પામે છે.

વિજયકૃષ્ણના પણ બાળજીવનમાં એવાં કેટલાંક દષ્ટાંતો મળી આવે છે. તેમાંનાં કેટલાંક નીચે આપીએ છીએ.

શાંતિપુરની આસપાસનાં ગામડાંમાંથી ભરવાડણો રોજ સાંજે દહીં દૂધનાં ગોરસડાં ભરી બજારમાં વેચવા આવતી. વિજયકૃષ્ણ તથા તેમના સખાઓ ભરવાડણોના જવા આવવાના માર્ગમાં એક ખાડો ખોદી રાખતા અને તે પર પાંદડાં વગેરે નાખી ઉપર ધૂળ પા-થરી દેતા. વાતમાં ને વાતમાં બિચારી ભરવાડણો મહી માખણની મટુકીઓ લઇ આ ઠેકાણે આવતી ત્યારે ભૂલથી ખાડામાં પગ પડતાં તેમની મહી–માખણની મટુકીઓ ફૂટી જતી અને તેઓ પણ પડી જતી. વિજયકૃષ્ણ અને તેમના સખાઓ પાસેની ઝાડી-માંથી આ ગમ્મત જોઈ રાજી થતા અને ભરવાડણો જતી રહેતી ત્યારે ફૂટેલાં ગોરસડાંમાંથી દહીં, દૂધ, માખણ વગેરે ખાઇ જતા અને વધ્યું ઘટયું વાંદરાંઓને ખવડાવી દેતા. વળી એજ પ્રમાણે કયારેક લાંબું દોરડું રસ્તામાં રાખી તેના બે છેડા બે બાળકો પકડી પાસેની ઝાડીમાં સંતાઇ રહેતા. ભરવાડણો ત્યાં થઈ પસાર થતી, ત્યારે બાળકો તે દોરડું તાણતા એટલે ભરવાડણો દોરડાની અડફેટ માં આવીને પડી જતી ને ગોરસીઓ ફૂટી જતી. આ પ્રમાણે બાળકો મહી–માખણની લૂંટ ચલાવતા. ચાલાક ભરવાડણો આ બધાં કોનાં પરાક્રમ છે તે તરતજ સમજી જતી અને શાંતિપુર જઇ માતાજીને પોતાનાં દુઃખ કહી સંભળાવતી. દયાળુ માતા તેમને દિલાસો આપતાં અને ગોરસડાંની કિંમત પણ આપી દેતાં.

શાંતિપુરની સ્ત્રીઓ જયારે ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરે લઈ ગંગા-

પૂજન કરવા ગંગાઘાટપર જતી, ત્યારે વિજયકૃષ્ણ અને તેમના ગોઠીઆઓ પણ સ્નાનને નિમિત્તે પાછળ પાછળ ચાલ્યા આવતા અને લાગ મળતો કે તરતજ તેમનાં નૈવેદ્ય લઇ નાસી જતા. વિજયકૃષ્ણ તથા તેમના મિત્રો દુરાચારી મનુષ્યને શિક્ષા કરવા માટે અજબ યુક્તિ શોધી કાઢતા. કોઇ ઝાડ નીચે બેસી દુરાચારી મનુષ્યો સ્ત્રીઓની ઠઠ્ઠા મશ્કરી કરતા, ત્યારે આ મંડળી ઝાડપર ચઢી જઇ તેમના પર થુંકતી અને કયારેક તો લઘુશંકા પણ કરતી; આટલું બધું થતું છતાંય કોઇ વિજયકૃષ્ણનો વાળ પણ વાંકો કરવાની હિંમત કરતું નહિ. કેમકે સૌ કોઇ માનતું કે, આ છોકરો કોઇ જુદાજ પ્રકારનો છે. આ પ્રમાણે તેમના તોફાની બાળજીવનમાં પણ અધર્મ-દુરાચારનો નાશ કરવાનો દૈવી સંકેત સમાયલો હતો.

વિજયકૃષ્ણનું કોમળ હૃદય કોઇનું દુઃખ જોઇ શકતું નહિ. કોઇ ગરીબને કોઈ પીડતું તો તે જોઈ તેમનું લોહી ઉકળી આવતું. એક દિવસ એક જમીનદાર પૈસાને માટે એક ગરીબ ખેડુતને સતાવતો હતો. આ સાંભળી તરતજ વિજયકૃષ્ણ તેને ઘેર જઇ પહોંચ્યા. જમીનદાર જેવો તે ખેડુતને ફટકારવા ગયો કે તરતજ વિજયકૃષ્ણ તેના તરફ ધસી ગયા, અને તેનું ગળું પકડી તેને ધમકાવ્યો કે "ચોર! લુચ્ચા! એ બિચારો દુઃખમાં અધમુઓ થઇ ગયો છે તેની તને દયા આવતી નથી? જો ભલું ઇચ્છતો હોય તો ઝટ તેને છોડી દે." એમ કહેતાં કહેતાં તો વિજયકૃષ્ણને મૂર્છા આવી ગઇ અને તેઓ જમીન ઉપર ઢળી પડયા. આ દૃશ્ય જોઇ જમીનદારનું હૃદય પીગળી ગયું અને તેણે તે ગરીબ માણસને તરતજ છોડી દીધો. એક બીજે પ્રસંગે માતાજી સાથે વિજયકૃષ્ણ એક શિષ્યને બંગલે ગયા હતા, ત્યાં પણ તે જમીનદારનો ખેડુતપ્રત્યેનો અત્યાચાર જોઇ વિજયકૃષ્ણથી રહેવાયું નહિ; તેથી તેને એક લાકડી ફટકાવી દીધી અને પોતે પણ આવેશથી બેભાન થઈ પૃથ્વીપર પડી ગયા હતા.

એક વાર એક નિર્દય માણસે ગોફણ મારીને એક પક્ષીને ઘાયલ કર્યું. તે ઘાયલ પક્ષીને નીચે તરફડીઆં મારતું જોઇ વિજયકૃષ્ણનું હૈયું હાથ ન રહ્યું અને તેમને બહુ લાગણી થઇ આવી. તે વખતે તેમણે તે પક્ષીને બચાવવા જે મહેનત લીધી તે તેમના સહાધ્યાયી જયગોપાલ ગોસ્વામીના શબ્દોમાંજ અત્રે આપીએ છીએ.

"એક વખત રામ, વિજય તથા ગૃહપતિ ધર્માચાર્ય અમારા

નાટયમંદિરમાં કીર્તન સાંભળવા આવતા હતા. તેવામાં પંડિત શ્રીમાન્ પીતાંબર તર્કવાગીશના ઘર પાસે, એક પાન્તુ નામના ભીલની ગોફણથી પીપળાના ઝાડપરથી એક પક્ષી ઘાયલ થઇ નીચે પડયું. આ તરફડીઆં મારતા પક્ષીને જોઈ વિજયની આંખમાંથી દડદડ આંસુ ચાલ્યાં અને મને કહેવા લાગ્યા કે–'જયગોપાલ! આવું નિર્દય કામ કોણે કર્યું ?' એમ કહી આ કરુણ દૃશ્ય તેમનાથી જોઈ શકાયું નહિ તેથી તે પક્ષીને છાતી સરસું ચાંપી પંપાળવા લાગ્યા અને તેમનાથી ખૂબ રડી પડાયું. રામે એકદમ દોડી જઇ પાસેના તળાવમાંથી પાણી લાવી તે પક્ષીપર છાંટયું; પણ તે પક્ષી, બે ત્રણ વાર ડોક ઉંચી નીચી કર્યા પછી મરી ગયું. વિજયને આ પ્રમાણે હૈયાફાટ રોતો જોઇ તર્કવાગીશ મહાશયની આંખમાં પણ ઝળઝળીઆં આવ્યાં. તેમણે વિજયને ખોળામાં બેસાડી શાંત કર્યો. આ કરુણ દૃશ્ય જોયા પછી તે ભીલે પણ તે દિવસથી શિકાર ન કરવાની પ્રતિજ્ઞા લીધી."×

શ્રીમાન્ વિજયકૃષ્ણના બાળજીવનવિષે તેમના બાળસખા શ્રીયુત ગોલોકકિશોર ગોસ્વામી મહાશય આ પ્રમાણે જણાવે છેઃ–

"વિજયની મીઠી મીલનસાર પ્રકૃતિ અમારાં સૌનાં મન હરણ કરી લેતી. અમે સૌ તેને ચાહતા. વિજયની ધીરજ, સ્નેહભરી વાતો અને તેનો માયાળુ સ્વભાવ જોઈને કોઇપણ તેને ચાહ્યા વગર રહી શકતું નહિ. તેના સ્નેહાળ અને કોમળ હૃદયમાંથી દીનદુઃખી માટે કરુણાનો પ્રવાહ હમેશાં વહ્યાજ કરતો. આ સ્નેહભીના હૃદયથી રોગી તેમજ શોકાતુર જનોને દિલાસો મળતો અને દુઃખીજનોનાં દુઃખ દૂર થઇ જતાં. આ પુણ્યાત્માના પવિત્ર બાલ્યજીવનની વાતો જયારે જયારે યાદ આવે છે, ત્યારે મારા સાંસારિક ઉપાધિમય તથા પાપતાપથી ભરેલા જીવનમાં આજે પણ એક જાતનો અપૂર્વ અને પવિત્ર આનંદ ઉભરાઇ આવે છે.

વૈશાખ માસમાં–ઉનાળામાં–શાંતિપુરના રસ્તાઓમાં ઠેકઠેકાણે પાણીની પરબો મંડાતી. દયામૂર્તિ વિજયકૃષ્ણ જાતે તે પરબોમાં જઈને સૌને પાણી પાતા. એક વખત શાંતિપુરમાં ગંગાસ્નાન કરવા માટે યાત્રાળુઓનો મોટો મેળો ભરાયો. આ મેળામાં એક બાળકને કોલેરા લાગુ થયો; તેથી સાથેના યાત્રાળુઓ તેને પડયો મૂકીને આમતેમ જતા રહ્યા. તે રોગી બાળકની માતા આ પ્રમાણે નિ-

× 'બાળક વિજયકૃષ્ણ' ગ્રંથમાંથી ઉદ્ધૃત.

રાધાર થઇ જવાથી, રસ્તામાં એક બાજુએ મૃત્યુના મુખમાં પડેલા છોકરા પાસે બેઠીબેઠી રડતી હતી. રોગની વેદનાથી બાળક પણ તરફડતો હતો. તેને કોઇ પાણી પાય એવુંયે ન હતું, તેમ 'કેમ છે?' એમ પૂછનાર પણ કોઈ નહોતું. વિજયકૃષ્ણ આ કરુણ દૃશ્ય જોઇને રડી પડયો અને તરતજ ગામમાંથી એક પાલખી લઇ આવી તેમાં તેમને બેસાડી અમારા નાટયમંદિરમાં લાવ્યો ! કેટલાક દિવસ દવા વગેરેની માવજતથી તેમજ સ્નેહભરી સેવાચાકરી થયાથી તે બાળક સાજો થઈ ગયો. જતી વખતે તે છોકરાની માતાએ વિજયને આખે શરીરે હાથ ફેરવી આશીર્વાદ આપ્યો. વિજય તે દુઃખી બાળકના દુબળા પાતળા હાથ ઝાલી ફરી પાછો રડી પડયો. આ પવિત્ર દૃશ્ય જોઈને અમારાં હૈયાં પણ ભરાઇ આવ્યાં. બીજાંઓને માટે જેનું હૈયું આ પ્રમાણે રડી ઉઠે, તે તો અવશ્ય દેવતાજ હોય એમ અમને ખાત્રી થઇ. આવા તો કેટલાય પ્રસંગોમાં અમે વિજયની દયાવૃત્તિનાં દર્શન કર્યાં છે. હવે તો હું છેક ઘરડો થઇ ગયો છું તોપણ મને બાળપણની આ વાત જેવી ને તેવીજ સાંભરે છે. મને એમજ લાગે છે કે, વિજયકૃષ્ણ તો કોઇ યોગભ્રષ્ટ દિવ્યાત્મા હતો. આ સંસારરૂપી રંગભૂમિમાં એક પરમપુનિત પાત્રતરીકેનો પાઠ ભજવીને પાછો પરમધામમાં ચાલ્યો ગયો. દેવતા ચાલ્યા જાય અને મંદિર પડયું રહે, તેમ વિજયકૃષ્ણ તો વિદાય થઇ ગયો; પણ મારા આ જીર્ણ હૃદયમંદિરમાં તેની પુણ્યસ્મૃતિ અંકાઇ રહેલી છે."*

થોડા વખત પહેલાં શાંતિપુરનિવાસી એક વૃદ્ધ પંડિત મળ્યા હતા, તેમણે નીચે પ્રમાણે હકીકત જણાવી હતીઃ–

"ગોસ્વામી પ્રભુ મારા બાલમિત્ર હતા. તેમની બાળપણની ચંચળતામાં પણ અદ્દભુત સત્યપ્રિયતા તથા તેજસ્વિતા જોઇને અમે તો આશ્ચર્યચકિત થઈ જતા. સાક્ષાત્ અદ્વૈત પ્રભુજ જાણે શાંતિપુરમાં પધાર્યા હતા. બાળપણમાં અમે તો તેમની મર્યાદા બરાબર જાળવી શકયા નથી, પરંતુ તમને સૌને ધન્ય છે કે, તમે તેમના સમાગમનો લાભ લીધો છે." આટલું બોલી તે વયોવૃદ્ધ બ્રાહ્મણ સજળ નયને અમને ભેટી પડયા.

એક દિવસ વિજયકૃષ્ણ અને તેમના મિત્રોએ ભેગા થઇને શાંતિપુર જીલ્લાના તે વખતના ડેપ્યુટી કલેકટર શ્રીમાન ઈશ્વરચંદ્ર

*'બાળક વિજયકૃષ્ણ' ગ્રંથમાંથી ઉદ્ધૃત.

ઘોષલ મહાશયના ઘોડાને પકડયો અને તેના ઉપર ઘોડેસ્વારી ખેલવા લાગ્યા. ઘોડાના રક્ષકને આ વાતની ખબર પડતાં, તે તરતજ ત્યાં આવ્યો અને છોકરાઓને પકડવા દોડયો. બીજા બધા છોકરાઓ તો નાસી ગયા, પણ વિજયકૃષ્ણ એમ ને એમ ઉભા રહ્યા. તે નિર્ભયપણે ઘોડાવાળાની સાથે ડેપ્યુટી સાહેબની પાસે હાજર થયા. ડેપ્યુટી સાહેબે ક્રોધના આવેશમાં પૂછ્યું:–"કેમ, અમારા ઘોડાને તેં પકડયો હતો કે?" વિજયકૃષ્ણે જવાબ આપ્યો "હાજી, મેં પકડયો હતો.' ડેપ્યુટી સાહેબે ફરીથી પૂછ્યું "શામાટે પકડયો હતો?' વિજયકૃષ્ણે જવાબ આપ્યો કે "ઘોડાપર સ્વારી કરવાની ઈચ્છા થઇ, તેથી પકડયો હતો." આ ઉપરથી ડેપ્યુટી સાહેબે શાંતિથી ફરી પૂછ્યું "કે અમારો ઘોડો પકડતાં તને કંઈ બીક ન લાગી? મને તું ઓળખે છે?" વિજયકૃષ્ણે તો પહેલાંની માફક દૃઢતાથી જવાબ આપ્યો "હા, હું જાણું છું કે, આપ અહીંના ડેપ્યુટી સાહેબ છો. આપનો ઘોડો પકડતાં મને જરા પણ બીક નહોતી લાગી." આ પ્રમાણે વિજયની નિર્ભયતા, સત્યપ્રિયતા અને સરળતા જોઇને ડેપ્યુટી સાહેબ અત્યંત પ્રસન્ન થયા અને તેમનાં માતપિતાની માહિતી મેળવી તેમને કહ્યું કે "ઠીક જો, હવે જ્યારે તને ઘોડે બેસવાની ઇચ્છા થાય, ત્યારે ખુશીથી મને કહેજે; એટલે હું ઘોડાનો સાજ મંડાવી આપીશ, પછી તું સુખેથી સ્વારી કરજે; કેમકે એમ ને એમ ચઢવાથી પડી જવાની ધાસ્તી રહે છે."

બાળક વિજયકૃષ્ણને 'યાત્રા'*નાં ગાયન સાંભળવાં બહુ ગમતાં. જયારે પણ તેને ખબર પડતી કે, અમુક ઠેકાણે આજે 'યાત્રા' થવાની છે ત્યારે તે કયારેક એકલા તો કયારેક ગોઠીઆઓની સાથે ત્યાં પહોંચી જતા; અને ત્યાં જઇ પોતાની ચાલાકી બતાવ્યા વિના રહેતા નહિ. 'યાત્રા' ચાલતી હોય તે દરમિયાન બંધાણીઓ હુક્કા ગગડાવી ગરબડ કરતા હતા. આ જોઇ તેમને લાગતું કે, આનો કંઈ ઉપાય કરવો જોઇએ. આથી જ્યારે પણ લાગ મળતો ત્યારે વિજયકૃષ્ણ અને તેના સાથીઓ હોકાની ચલમ સાથે એક દોરી બાંધતા. જ્યારે બંધાણીઓ ઉતાવળ કરતા નળીમાં મોઢું ઘાલવા જતા ત્યારે છોકરાઓ દોરી ખેંચતા એટલે ચલમમાંથી દેવતા ભોંયે પડી જતો અને આજુબાજુના બધા માણસો ચાલતે ખેલે 'હો હો' કરી મૂકતા અને છોકરાઓ પણ 'હો હો' કરી પેટ ભરીને હસતા.

* ગ્રામ્ય નાટકમંડળી.

વિજયકૃષ્ણની આવી ચાલાકી તથા સાહસિકતાથી તે બાળકોની ટોળીનો સરદાર ગણાતો હતો.

એક સ્વર્ગસ્થ આત્મા બાળપણમાં વિજયકૃષ્ણને ઘણી વાર આપત્તિમાંથી ઉગારી લેતો. કોઈ વાર 'યાત્રા'માંથી મોડી રાત્રે ઘેર આવતાં એકલા પડી જાય ત્યારે, અથવા સામી ટોળીમાં ઝાઝા છોકરા હોય અને પોતે એકલા હોય ત્યારે, આ સ્વર્ગસ્થ આત્મા મનુષ્યદેહ ધારણ કરી હાથમાં લાકડી લઇ તેમને સાચવીને ઘેર પહોંચાડી જતો. આ વિષે ગોસ્વામીજીએ એક વાર નીચે પ્રમાણે કહ્યું હતું:-"એક દિવસ હું રાત્રે ગાયન સાંભળવા મારા ઘરથી ઘણે દૂર ગયો હતો, ત્યાં હું સૂઇ ગયો. થોડી વાર પછી જાગીને જોઉં છું તો 'યાત્રા' પૂરી થઇ છે, લોકો સૌ પોતપોતાને ઘેર ચાલ્યાં ગયાં છે. હુંજ માત્ર જમીન ઉપર સૂઈ રહ્યો હતો. મેં વિચાર્યું કે, હવે ઘેર કેવી રીતે જવું ? આ પ્રમાણે વિચારૂં છું ત્યાં તો એક માણસ પગમાં પાવડીઓ પહેરી ચટપટ કરતો લાકડી ઠોકતો મારી પાસે આવ્યો અને મને કહ્યું 'ભાઈ! હવે ઘેર ચાલ.' તે માણસ પાસે આવ્યો ત્યારે તો મેં તેને ઓળખી કાઢયો કે આ તો મારો હમેશનો માર્ગદર્શક ભોમિયો છે. પહેલાં પણ તે આ પ્રમાણે ત્રણ ચાર વાર મને ઘેર પહોંચાડી ગયો હતો. તે વખતે તો મને એમજ લાગતું કે, માતાજીએ મને ઘેર તેડી લાવવા આ માણસને મોકલ્યો હશે, પણ એક વાર તો માતાજીનેજ શંકા થવાથી તેમણે મને પૂછયું કે "ભાઈ! તું 'યાત્રા'માંથી આટલી મોડી રાત્રે કોની સાથે ઘેર આવે છે?" મેં કહ્યું "કેમ! તું જેને મોકલે છે તેની સાથે ઘેર આવું છું." માતાજીને તો આ વાત સાંભળી નવાઇ લાગી અને પછી મને ઠપકો આપ્યો કેઃ-"ખબરદાર! હવેથી રાત્રે 'યાત્રા' માં ગયો તો. કંઇ ખબર છે? આ ગામમાં તો ઘણા બ્રહ્મરાક્ષસો રહે છે, તે ડોક મરડીને મારી નાખશે તો પત્તોય નહિ લાગે." વળી એક દિવસ 'યાત્રા' માં ગાયન સાંભળવા ગયેલો ત્યાં હું ત્યાંને ત્યાંજ ઉંઘી ગયો. જાગીને જોઉં ત્યાં તો એજ બ્રહ્મરાક્ષસ લાકડી લઇને મારી પાસે ઉભો હતો. મેં તેને પૂછયું "તું કોણ છે?" તેણે કહ્યું "તેનું તારે શું કામ છે? તું હવે ઘેર ચાલ." મેં કહ્યું "માતાજીએ મને કહ્યું છે કે અહીં બ્રહ્મરાક્ષસો રહે છે, તે બધા લોકોપર બહુ જુલમ ગુજારે છે." પછી તે કંઇ પણ બોલ્યાચાલ્યા વગર મને ઘેર લઈ ગયો. ત્યાં માતાજી

મારી રાહ જોઇને ઉભાં હતાં. પેલો ભોમિયો ઘર પાસેના એક ઝાડ આગળ પહોંચતાંજ અદૃશ્ય થઈ ગયો. ગોસ્વામીજીએ તેને માટે એક વાર કહ્યું હતું કેઃ-" તે (ભોમિયો-પ્રેતાત્મા) અમારા કુળદેવતા શ્રીશ્યામસુંદરનો પૂજારી હતો. એનું નામ પુરંદર પૂજારી હતું. ઠાકોરજીની સેવા-સામગ્રી ચોરી જતો તેના પાપને લીધે તે આ પ્રેતયોનિને પામ્યો હતો." આ પુરંદર પૂજારીના સંબંધમાં ગોસ્વામીજીએ બીજી પણ વાત કહી હતી કે "એણે એક બીજે પ્રસંગે પણ મને સામી ટોળીના છોકરાઓથી બચાવી લીધો હતો. અમારા મહોલ્લાની ટોળી અને એક બીજા મહોલ્લાની ટોળી વચ્ચે ઘણીવાર બોલાચાલી ને મારામારી થતી. એક દિવસ હું એકલો સામી ટોળીમાં ઘેરાઇ ગયો. તે બધાય મને મારવા તૈયાર થઇ ગયા. મેં જાણ્યું કે, આજે મુઆ પડયા છીએ. પરંતુ તેવામાં તો પુરંદર પૂજારી હાથમાં લાકડી લઇને મારી આસપાસ ઘૂમવા લાગ્યો. પછી ધૂળના ગોટેગોટા ઉડવા લાગ્યા, તેથી સામી ટોળીના છોકરાઓનાં આંખ-મોં ધૂળથી ભરાઇ ગયાં અને મને તેઓ જોઇ પણ શકયા નહિ. આથી લાગ જોઇ હું નાસી જઇ અમારી ટોળીભેગો થયો. આગળ ઉપર હું જ્યારે યાત્રા કરતો કરતો ગયાજી ગયો, ત્યારે મેં તેને ઉદ્દેશીને વિષ્ણુપાદમાં પિંડદાનની ક્રિયા કરી હતી."×

ગોસ્વામીની આ પ્રમાણે ઘણી વાર જીવલેણ આપત્તિમાંથી રક્ષા થઇ હતી. એક વાર એક ચોર તેમને ઘરેણાને લોભે, ઘણે દૂર ફોસલાવીને લઈ ગયો; પણ પછી તો કોણ જાણે પસ્તાવો થયો તેથી કે પછી ભગવાનની કૃપાથી હો, પણ તે બિચારો પાછો ગોસ્વામીજીને ઘર આગળ પાછા મૂકી જઇ નાસી ગયો !

એક વખત માતાજી વિજયકૃષ્ણને લઇ એક સગાને ત્યાં લગ્નપ્રસંગે ગયાં હતાં. કામકાજની ધમાલમાં કોઇને તેની ખબર ન રહી. રાત્રે કેટલાક ચોરલોકો તેને સૂતેલો ઉપાડી ગયા અને એક જંગલમાં કાળીમાતાને તેનો ભોગ આપવાનો વિચાર કર્યો. એ વખતે એક પાગલ ત્યાં આવી ચઢયો. તેણે ચોર લોકોના હાથમાંથી ખડ્ગ લઇ લીધું અને તેમને ડરાવીને કાઢી મૂકયા. પછી તેણે વિજયને ઘેર પહોંચાડયો અને તેનાં સગાંવહાલાંને ઉપલી વાત કહી.

એક વખત માતાજી વ્રજગોપાલ તથા વિજયકૃષ્ણને લઇ પિયેરથી-શિકારપુરથી વહાણમાં બેસી શાંતિપુર આવતાં હતાં. લાંબે

× ગોસ્વામીજી પાસેથી સાંભળેલું.

ફેરે વહાણ હાંકે તો શાંતિપુર આવતાં બે ત્રણ દિવસ લાગે તેમ હતું અને જો ટુંકે રસ્તે થઇ ચાલે તો તરત પહોંચાય તેમ હતું; પણ ત્યાં પાણી થોડું હોવાથી વહાણ ચાલી શકશે કે કેમ ? એવી ખારવાઓને શંકા થઇ. છેવટે ભગવાનપર ભરોસો રાખીને સૌએ ટુંકે રસ્તેજ જવાનું નક્કી કર્યું; પણ થોડે દૂર ગયા ત્યાં તો વહાણ રેતીમાં અટકી ગયું. હવે તો ન જવાય આગળ કે ન જવાય પાછળ, એવી સ્થિતિ થઇ પડી. સાંજ પણ પડવા આવી હતી. એ વખતે તે ભાગમાં ચોર-લૂંટારાનો ભય બહુ હતો. આથી માતાજી ચિંતાતુર થઇ ગયાં. એ વેળા એક ચમત્કાર થયો. વહાણ આપોઆપ ચાલવા લાગ્યું. આ જોઇ બીકના માર્યા સૌના હોશકોશ ઉડી ગયા, પણ થોડીજ વારમાં તે વહાણ શાંતિપુરના ઘાટે પહોંચી ગયું. પછી સૌ ભગવાનનો ઉપકાર માનતાં માનતાં પોતપોતાને ઘેર ગયાં. માતાજી પણ બંને બાળકોને લઇ ઘેર આવ્યાં.*

ઉત્તરકાળમાં જેમણે ભગવાન ગૌરાંગદેવે પ્રવર્તાવેલ લુપ્ત-પ્રાય વૈષ્ણવધર્મનો પુનરુદ્ધાર કર્યો હતો, તે ગોસ્વામી મહારાજની પરમાત્માએ બાલ્યાવસ્થામાં આ પ્રમાણે અનેક આપત્તિઓમાંથી રક્ષા કરી હતી.



* ગોસ્વામીજીના જીવનની આ ઘટનાઓ શ્રીયુત શારદાકાંત બંદોપાધ્યાયે સંગ્રહેલ વાતો ઉપરથી લેવામાં આવી છે.



## પ્રકરણ ત્રીજું

## ઉપવીતસંસ્કાર તથા અનીતિ સામે વિરોધ



પાઠશાળાનો અભ્યાસ પૂરો થયા પછી વિજયકૃષ્ણ શાંતિપુરમાં શ્રીયુત ગોવિંદચંદ્ર ભટ્ટાચાર્યની મહાપાઠશાળામાં દાખલ થયા. ત્યાં એક વર્ષમાં 'મુગ્ધબોધ' નામનું વ્યાકરણ સંપૂર્ણ કર્યું. વિજયની આવી અપૂર્વ મેધાશક્તિ જોઇ શાંતિપુર તેમજ નવદ્વીપની પંડિતમંડળી આશ્ચર્યચકિત થઇ હતી.

વિજયને જ્યારે નવમું વર્ષ બેઠું ત્યારે શ્રી અદ્વૈતવંશભૂષણ ષડ્દર્શનવેત્તા, પંડિતવર્ય શ્રીમાન તર્કરત્ન મહાશયે તેમનો ઉપનયન સંસ્કાર કર્યો અને ગાયત્રીમંત્રનું દાન કર્યું. ઉપનયનસંસ્કાર થયા પછી કુળની પ્રથા પ્રમાણે તેમણે માતા પાસે પણ મંત્રદીક્ષા ગ્રહણ કરી. અદ્વૈતવંશમાં આ પ્રમાણે જ્યારે સ્ત્રીઓ પાસેથી મંત્રદીક્ષા લેવામાં આવતી, ત્યારે એક બીજા સદાચારી પંડિતજીને 'ઉપગુરુ' તરીકે સ્વીકારવાનો રિવાજ લાંબા વખતથી પ્રચલિત હતો. તે રિવાજ મુજબ વિજયકૃષ્ણે આચાર્ય કૃષ્ણગોપાલ મહાશયના સદ્ગુણોથી મુગ્ધ થઇ તેમને 'ઉપગુરુ' તરીકે સ્વીકાર્યા અને ત્યારથી તેમનીજ શાળામાં વેદાંતશાસ્ત્રનું અધ્યયન આરંભ્યું.

દીક્ષા ગ્રહણ કર્યા પછી વિજયકૃષ્ણના જીવનમાં અદ્ભુત પરિવર્તન થવા માંડયું. હવે તેમનામાંથી બાળપણની ચંચળતા દૂર થઇ, તેમનું લક્ષ્ય માનવજીવનનાં કર્તવ્ય તરફ વળ્યું. આચાર્ય કૃષ્ણગોપાલ આ સંબંધમાં જણાવે છે કેઃ—"દીક્ષા ગ્રહણ કર્યા પછી વિજયને 'હરિનામ'ની લગની લાગી હતી. તે રોજ જાતેજ ફૂલ વીણી લાવી શ્રીશ્યામસુંદરની પૂજા કરતા. જ્યારે પણ કોઇ દીન-દુઃખી કે દરિદ્રને તે જોતા ત્યારે તેમનું દયાળુ હૃદય ભરાઇ આવતું. અને ભૂતદયા તથા ભગવદ્ભક્તિનેજ શ્રેષ્ઠ ધર્મ માની તદનુસાર

આચરણ કરતા.*

ધર્મકર્મના પાયારૂપ નીતિધર્મનો તે સમયે લોપ થઇ ગયો હતો, તે સમયનાં બધાં સરસ્વતી મંદિરો–શાળા પાઠશાળાઓ–કે જે ધર્મ અને નીતિનાં કેન્દ્રસ્થાનો હોવાં જોઇએ તે બધાં અનીતિનાં ધામ થઇ ગયાં હતાં. વિદ્યાર્થીઓનાં અનીતિભર્યાં આચરણથી લોકો ત્રાસ પામતા અને તેમને પોતાના કુટુંબમાં ભળવા દેતાં પણ અચકાતા. ખાનદાન કુટુંબના છોકરાઓ પણ છડે ચોક વ્યભિચાર કરતા અને દારૂના શીશા ગટગટાવતાં શરમાતા નહિ. દેશમાં અનીતિનો આવો અત્યાચાર જોઇ વિજયકૃષ્ણના હૃદયમાં દારુણ વેદના થવા લાગી. આખરે તેમણે 'कार्यं साधयामि वा देहं पातयामि ।' એવો દૃઢ નિશ્ચય કરીને આ અનીતિનાં મૂળ ઉખેડી નાખવા માટે પ્રતિજ્ઞા લીધી. હવે તેમણે પોતાના નીતિપરાયણ અને ધગશવાળા ભાઈબંધોનું એક મંડળ રચ્યું. 'નીતિભ્રષ્ટ લોકોને ઘટતી શિક્ષા કરવી' એ આ મંડળનો પ્રધાન ઉદ્દેશ હતો. આ મંડળના સભાસદો પહેલાં તો તે દુરાચારી લોકોને તેમના દોષો જણાવીને તે ન કરવાની શિખામણ આપતા. અને જ્યારે એ દુરાચારી લોકો એમ સહેજે સહેજે સુધરતા નહિ ત્યારે તેઓ દંડનીતિનો પણ આશ્રય લેતા.

આ મંડળના કામકાજના સંબંધમાં વિજયકૃષ્ણના અધ્યાપક શ્રીયુત વનમાલી ભટ્ટાચાર્ય મહાશય કહે છે કે:–"ભૂખ્યા માણસોને ભોજન આપવામાં, રોગી માણસોને ઘેર જઇ દવા વગેરેદ્વારા તેમની સેવા–ચાકરી કરવામાં અને દુઃખીઓને દિલાસો આપવામાં એ બધા સભાસદો ખરા ભાવથી અર્પણજ થઇ ગયા હતા. દેશમાં કૉલેરા, પ્લેગ વગેરે રોગોનો ઉપદ્રવ થતો અને ગામમાં ઘેર ઘેર મરણપથારીઓ થતી. સર્વત્ર દુઃખનો કેર વર્તી રહેતો, સગાંસંબંધીઓ પણ પોતાના જીવ બચાવવાને બહાને આઘાં પાછાં થઇ જતાં; ત્યારે વિજયકૃષ્ણ અને તેમનું મંડળ, પ્રાણની પણ પરવા કર્યા વિના દેવદૂતોની પેઠે ખડે પગે દીન-દુઃખીની સેવા કરતા અને તેમ કરતાં જે મરણ પામતાં તેમની અંત્યેષ્ટિ ક્રિયા પણ તેઓ કરતા."

"જેઠ મહિનાની એક મધરાતે, માંકડ અને મચ્છરના ઉપદ્રવથી પાસાં ફેરવતાં ફેરવતાં જ્યાં સહેજ આંખ મીંચાઇ ત્યાં તો 'આગ

* 'બાળક વિજયકૃષ્ણ' માંથી ઉદ્ધૃત.

લાગી, આગ લાગી'નો ભયંકર અવાજ સંભળાયો. પથારીમાંથી ઉઠી ઘરની બહાર આવ્યો, ત્યાં તો ખબર મળી કે, તાંતિપાડાની એક ચાલમાં આગ લાગી છે અને ત્યાં વિજયકૃષ્ણ તથા તેનું મંડળ આગ ઓલવવા ભગીરથ પ્રયત્ન કરી રહ્યું છે. તે દિવસે વિજયે આગ બૂઝાવવામાં જે ચાલાકી અને સમયસૂચકતા દાખવ્યાં હતાં તે તો અજોડ અને આશ્ચર્યજનકજ હતાં. તે રાત્રે જો વિજય અને તેનું મિત્ર-મંડળ ન હોત તો તો કેટલાય વણકરોનાં ઝુંપડાં બળીને ખાખ થઇ ગયાં હોત અને કેટલાંય માણસો ઘરબાર વગરનાં થઇ ગયાં હોત."

"એક વાર અતિવૃષ્ટિને લીધે ગામના તળાવનો બંધ તૂટી ગયો હતો; એવામાં મારાં માતુશ્રી ભીને વસ્ત્રે હાંફતાં હાંફતાં આવી કહેવા લાગ્યાં કે:–'ભાઇ ! ભાઈ ! આજે તો વિજયે પોતાના જીવના જોખમે એક છોકરાને પાણીના પ્રવાહમાંથી તણાતો બચાવ્યો છે. તું જરા એને જોઇ આવ. એવાનાં દર્શનથી તો નેત્રો પણ પવિત્ર થાય. જા, જા, એ છોકરો હજી તળાવને કાંઠે છે.' આ સાંભળી હું તો એકદમ દોડતો ગયો અને જઇને જોઉં છું તો આખું ગામ તળાવ-ને કાંઠે ઉભરાયું હતું. સૌની સારવારથી છોકરો હવે શ્વાસ લેતો થયો હતો. તે છોકરાની મા તો બેબાકળી થઈ ગઇ હતી, તેથી સૌના વાર્યા છતાંય છોકરાના ઢીલા અને ટાઢા હાથપગ દાબતી હતી."+

શાંતિપુરમાં સ્ત્રીપુરુષો સર્વે એકજ ઠેકાણે ગંગાઘાટપર સ્નાન કરતાં. સ્ત્રીઓ શાંતિપુરની બારીક મલમલની સાડી પહેરી સ્નાન કરતી, તેથી તેઓ જયારે સ્નાન કરી બહાર નીકળતી ત્યારે દુષ્ટ પુરુષો તેમના તરફ કુદષ્ટિ કરતા. વિજયકૃષ્ણે આ અનાચારનો ખુલ્લો વિરોધ ઉઠાવ્યો; એટલુંજ નહિ પણ તેણે શિષ્ટ પુરુષોની સહાયથી સ્ત્રીઓ જાડાં વસ્ત્રો પહેરતી થાય એવી હિલચાલ કરવા માંડી. કેટલીક સ્ત્રીઓને આ હિલચાલ ગમી નહિ. તેઓએ જાણ્યું કે, આ હિલચાલ કરનાર વિજયકૃષ્ણ છે. આથી તેને મેથીપાક જમાડવાની તએોએ છુપી યુક્તિ યોજવા માંડી. છેવટે એમ નક્કી થયું કે, પરોઢીએ જ્યારે તે ગંગાસ્નાન કરવા જાય, ત્યારે તેને બરાબર પુષ્પાંજલિ આપવી; પણ તેમની આ યોજના પાર પડી નહિ. એક દિવસ અંધારે અંધારે તેઓ વિજયકૃષ્ણને બદલે વ્રજ-ગોપાલને મારવા તૈયાર થઇ ગયાં. બન્ને ભાઇઓના દેખાવ સરખાજ હતા, પણ જ્યારે તેમને ભૂલ સમજાઇ ત્યારે તેઓ

+ 'બાળક વિજયકૃષ્ણ'માંથી.

શરમાઇને નાસી ગઈ અને તેમનું કારસ્તાન પકડાઇ ગયું. પછી તો ગામના સમજુ લોકોના અભિપ્રાયથી સ્ત્રીપુરુષોના નહાવા-ધોવાના ઘાટ અલગ અલગ રાખવામાં આવ્યા. આ પ્રમાણે નીતિ-પરાયણ અને પાણીદાર વિજયકૃષ્ણનો શુભ મનોરથ સફળ થયો.

શાંતિપુરમાં રાસોત્સવ પ્રસંગે દેશદેશાંતરથી ઘણા યાત્રાળુઓ આવતા અને મોટો મેળો ભરાતો. આવા મેળામાં પણ દુષ્ટ લોકો લાગ ફાવતાં કોઇ અનાથ અબળાની લાજ લૂંટતાં અચકાતા નહિ. આથી સ્ત્રીઓ ઉપર થતા અત્યાચારો અટકાવવા માટે વિજય-કૃષ્ણ અને તેનું મંડળ મેળામાં આમતેમ ઘૂમતું અને દુરાચારીઓ-પર પાકી દેખરેખ રાખતું. સમજાવવા છતાંય કોઇ દુરાચારી માન-તો નહિ તો પછી આ મંડળ તેને શિક્ષા કરીને પણ સીધો કરતાં અચકાતું નહિ. પરિણામ એ આવ્યું કે, ત્યારથી આવા મેળાઓ-માં કોઇ કોઇના તરફ કુદૃષ્ટિ કરવાની કે યાત્રાળુઓ સાથે અયોગ્ય વ્યવહાર કરવાની હિંમતજ કરતું નહિ. એવી આ નીતિપરાયણ, સેવાભાવી અને પાણીદાર બાળકોની ધાક બેસી ગઇ હતી.

એક વખત વિજયકૃષ્ણ, એક દુરાચારી છોકરાને ગંગાનદીમાં જળવિહાર કરવાના નિમિત્તે મછવામાં બેસાડી લઇ ગયા. મછવો જ્યારે મધ્યભાગમાં આવ્યો ત્યારે તેમણે તે છોકરાને દમ ભરાવ્યો કે:—"જો તું હવેથી તારૂં ચારિત્ર સુધારવાની પ્રતિજ્ઞા નહિ લે, તો હમણાંજ તારા હાથપગ બાંધીને ગંગાજીમાં નાખી દઇશ." છોકરો તો આ સાંભળી બીકનો માર્યો આભોજ બની ગયો અને તેણે વિજયકૃષ્ણે કહેલી પ્રતિજ્ઞા લીધી. કહેવાની જરૂર નથી કે, તે છોકરો ત્યારપછી સુધરી ગયો હતો.

વિજયકૃષ્ણનો એક સંબંધી પોતાના ઘરમાં વેશ્યાને લાવતો તેથી તેની ધર્મપત્નીને બહુ દુ:ખ થતું. દિવસ જતાં આ દુ:ખ વધવા લાગ્યું. આખરે તે ભલી બાઇએ વિજયકૃષ્ણની સહાય માગી. આથી લાગ જોઈ એક વાર વિજયકૃષ્ણ અને તેનું મંડળ "મારો, મારો" કરતું તેના ઘરમાં ઘૂસી ગયું. વેશ્યા તો જીવ લઇને નાઠી. તે ભાઈ ઉંમરમાં વિજય કરતાં જરા મોટા હતા તેથી ઉલટા તેજ તેને ઠપકો આપવા લાગ્યા, પણ સત્યનિષ્ઠ વિજયકૃષ્ણ કંઇ દબાય તેવા નહોતા. એટલે તે દિવસથી તે ભાઈ વેશ્યાને ઘેર લાવવાનું ભૂલીજ ગયા.

એક દિવસ એક સ્નેહી મિત્ર વિજયકૃષ્ણની પરીક્ષા કરવા મોઢે દારૂ ચોપડીને તેની પાસે આવ્યો. વિજયકૃષ્ણે તરતજ તેને એક

તમાચો લગાવી દીધો અને કહ્યું કે "જા, તારૂં મોં કાળું કર." તથા ફરીથી તેનું મોઢું ન જોવાની પ્રતિજ્ઞા કરી. પેલો મિત્ર તો દિંગ્મૂઢ થઇ ગયો. તેણે જાણ્યું નહોતું કે, આવી સહેજ ગમ્મતમાંથી આવું ગંભીર પરિણામ આવશે. થોડા દિવસ સુધી તો વિજયકૃષ્ણ તેની સાથે બોલ્યાચાલ્યા પણ નહિ, તેથી તેને એટલું બધું દુઃખ લાગ્યું કે તે સંસારત્યાગ કરીને ચાલી નીકળ્યો ! પછી લગભગ પચીસ વર્ષે તે મિત્ર સંન્યાસીને વેષે વિજયકૃષ્ણને શાંતિપુરમાં મળ્યો હતો. તેને જોઇ ગોસ્વામીજીની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં અને તરતજ પોતાના એ બાળસ્નેહીને પ્રેમપૂર્વક ભેટી પડ્યા અને પોતે કરેલા અપરાધને સંભારી પશ્ચાત્તાપ કરવા લાગ્યા, ત્યારે તે મિત્રે કહ્યું કે "ભાઇ વિજય ! આ ધર્મજીવનનું મૂળકારણ તમેજ છો, તમારી શિક્ષાથીજ મને ચટકી લાગી, તો આજે હું માનવજીવનનું રહસ્ય સમજવા ભાગ્યશાળી* થયો છું. વગેરે"

આ પ્રમાણે વિજયકૃષ્ણ પોતે નીતિપરાયણ રહેતા, એટલુંજ નહિ પરંતુ કુળની પ્રથા પ્રમાણે બીજાઓને પણ ધર્મપરાયણ કરવાનો પરિશ્રમ કરતા; તેમજ સ્વધર્માનુસાર નિત્યનિયમાદિનું પાલન કરતા હતા. સવારના પહોરમાં વહેલા ઉઠી વિજયકૃષ્ણ ગંગાસ્નાન કરી લઇને પછી સંધ્યાવંદન, પાઠપૂજા અને જપ–સ્વાધ્યાય વગેરે એવી કુશળતા ને ભાવપૂર્વક કરતા કે તે જોઈ વૃદ્ધ પુરુષો અને વડીલો પણ આશ્ચર્યચકિત થતા અને તેમના ભાવી જીવનવિષે અનેક પ્રકારની કલ્પનાઓ કરતા. કંઠે તુલસીની માળા, મસ્તકે મોટી શિખા, લલાટમાં મનોહર તિલક, કંઠે લાંબું વિશુદ્ધ યજ્ઞોપવીત તથા તેજસ્વી શરીર વગેરે જોઇને શાંતિપુરનિવાસી આબાળવૃદ્ધ–પુરુષો તેમજ સ્ત્રીઓ–મુગ્ધ થઇ જતાં. તેમની બાળસુલભ ચંચળતામાં પણ એક પ્રકારનો અપૂર્વ ઉત્તમ ભાવ જણાતો હતો. તેમના સ્પષ્ટ વક્તૃત્વમાંથી તેમજ તેજસ્વી સ્વભાવમાંથી પણ એક પ્રકારની સ્નેહભરી સરળતા તથા સ્વર્ગીય મધુરતા તરી આવતાં હતાં. તેમની ઉગ્ર પ્રકૃતિમાં–કઠોર શાસનમાં–પણ એક પ્રકારની કલ્યાણકારી સહૃદયતા દેખાઈ આવતી. તેમના આ બધા સદ્ગુણોથી વિરોધીઓ પણ તેમને માન આપ્યા વિના રહી શકતા નહિ.

વિજયકૃષ્ણ જેમ જેમ મોટા થતા ગયા, તેમ તેમ વધારે

---

* શાસ્ત્રકારે પણ કહ્યું છે કે **क्रोधोऽपि देवस्य वरेण तुल्यः।** અર્થાત્ દેવ–સજ્જનનો ક્રોધ પણ વરદાન જેવો નિવડે છે.

ખંતથી અને ઉમંગથી વેદાંતશાસ્ત્રનો તથા દર્શનશાસ્ત્રનો અભ્યાસ કરવા લાગ્યા. તેમની અસાધારણ મેધાશક્તિ તેમજ અપૂર્વ એકાગ્રતાથી ગુરુજી શ્રીકૃષ્ણગોપાલ ગોસ્વામી બહુ પ્રસન્ન થયા. થોડાજ વખતમાં તેમણે છયે દર્શનોનો સંપૂર્ણ અભ્યાસ કર્યો અને તે ગ્રંથોમાં પ્રતિપાદન કરેલું બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું. ઉત્તર-જીવનમાં તેમણે બ્રાહ્મધર્મના જે દુંદુભિનાદથી દશે દિશાઓ ગજાવી મૂકી હતી, તેનું આ મંગળાચરણ હતું. તે સંબંધમાં આચાર્ય શ્રીકૃષ્ણગોપાલે એક વાર કહ્યું હતું કેઃ–"વિજયકૃષ્ણની અપૂર્વ મેધાશક્તિનો પરિચય મને થયો હતો. તે મારી પાસે વિદ્યાભ્યાસ કરતો હતો. મેં તેને કેટલોક સમય સાંખ્યદર્શન ભણાવી વેદાંતશાસ્ત્રમાં પ્રવેશ કરાવ્યો હતો અને વેદાંતપરિભાષા અને વેદાંતદર્શન શીખવ્યાં હતાં. તેને વેદાંતશાસ્ત્રનું ગૂઢ રહસ્ય સમજી લેતાં જરા પણ મહેનત પડતી નહિ. તેને બ્રહ્મજ્ઞાનની અંતઃસ્ફૂરણા થતી હતી. માનવની મુખાકૃતિ તેના મનોભાવો વ્યક્ત કરે છે, તેથી તેને હૃદય–દર્પણ કહેલું છે. વિજયના મુખારવિંદપર અપૂર્વ બ્રહ્મતેજ ઝળકતું હતું."*



* 'બાળક વિજયકૃષ્ણ' નામના ગ્રંથમાંથી ઉદ્ધૃત.



# प्रकरण चोथुं

## સંસ્કૃત અને ડૉકટરી અભ્યાસ, બ્રાહ્મધર્મ ગ્રહણ કરવો, ઉપવીતનો ત્યાગ અને સમાજનો ઉપદ્રવ



વેદાંતશાસ્ત્રનું અધ્યયન સમાપ્ત કર્યા પછી ગોસ્વામીજી અઢાર વર્ષની ઉંમરે બંગ સંવત ૧૨૬૬ માં શાંતિપુરના પોતાના બાળસખા શ્રી અઘોરનાથ ગુપ્ત સાથે કલકત્તા આવ્યા અને ત્યાંની સંસ્કૃત કૉલેજમાં દાખલ થયા. આ વખતે તેઓ પોતાના બનેવીના મોસાળમાં સાંતરાગાછિમાં રહેતા હતા. આથી તેમને રોજ ત્રણ–ચાર માઇલ પગે ચાલીને મછવામાં ગંગાપાર થઇને કાલેજમાં આવવું પડતું. આમ રોજ પગે ચાલવામાં તેમજ વર્ષાઋતુની ઝડીઓમાં તેમને કેટલી મુશ્કેલીઓ આવી હશે અને દુઃખ સહેવું પડયું હશે તેનું તો માપ થઇ શકે તેમ નથી. તેમના બાળસખા અઘોરનાથ બહુ સાધુ સ્વભાવના હતા, તેથી લોકો તેમને 'સાધુ અઘોરનાથ' કહેતા હતા. 'समान शील व्यसनेषु सख्यम्' એ ન્યાયે બંને વચ્ચે ગાઢ મૈત્રી જામી; અને જેમ જેમ મોટા થતા ગયા, તેમ તેમ તેઓની એ મૈત્રી વધારે જામતી ગઇ. ઉત્તરકાળમાં બંને મિત્રોએ પ્રબળ ધર્માનુરાગથી પ્રેરાઇ અસાધારણ ઉત્સાહ અને ખંતથી ભારતવર્ષના શહેરે શહેરમાં તથા ગામડે ગામડામાં બ્રાહ્મધર્મનો પ્રચાર કર્યો હતો; પરંતુ કાળની ક્રૂર લીલામાં સપડાઇને અઘોરનાથ તેમના સહૃદય બંધુ અને પૂજ્યપાદ ગોસ્વામીજીને ત્યજી ચાલ્યા ગયા. સાધુ અઘોરનાથ સ્વર્ગવાસી થયા પછી, જ્યારે પણ તેમની વાત નીકળતી ત્યારે ગોસ્વામીજી અશ્રુપ્રવાહને રોકી શકતા નહિ.

સંસ્કૃત કૉલેજમાં અભ્યાસ કરતા હતા તે સમયે તેમના મોસાળમાં–શિકારપુરનિવાસી પૂજ્યપાદ શ્રીમાન્ રામચંદ્ર ભાદુડીજીની મોટી કન્યા શ્રીમતી યોગમાયાદેવી સાથે ગોસ્વામીજીનાં લગ્ન

થયાં. આ વખતે તેમની ઉંમર અઢાર વર્ષની હતી અને યોગમાયાદેવીની ઉંમર માત્ર છ વર્ષની હતી.

ગોસ્વામીજી જ્યારે સંસ્કૃત કૉલેજમાં અધ્યયન કરતા હતા, ત્યારે તેમના ધર્મમતનું પરિવર્તન થવા લાગ્યું હતું. ધર્મરહિત શિક્ષણથી તેમજ પાશ્ચાત્ય સભ્યતાની બહારની ટાપટીપથી દેશમાં એક નવોજ પવન વાયો હતો. આનું પરિણામ એ આવ્યું કે, યુવકો ઉદ્ધત અને વિપથગામી થવા લાગ્યા. મરજીમાં આવે તેમ ખાવાપીવામાં આ યુવકોની સભ્યતા સમાઇ જતી. આવો સુયોગ જોઇને પાદરીઓ તેમને ખ્રિસ્તી ધર્મ તરફ આકર્ષવા લાગ્યા. પાદરીઓની મીઠી જબાનથી તથા તેમનાં વિવિધ પ્રકારનાં પ્રલોભનોથી યુવકોનાં ટોળેટોળાં ખ્રિસ્તી ધર્મમાં વટલાવા લાગ્યાં. ગોસ્વામીજીના રામમય અને કૃષ્ણમય ભટ્ટાચાર્ય નામના બે ધર્મનિષ્ઠ મિત્રો પણ ખ્રિસ્તી થઇ ગયા. આ બંને મિત્રોએ જ્યારે સ્વધર્મનો ત્યાગ કર્યો, ત્યારે ગોસ્વામીજીના કોમળ હૃદયમાં બહુજ આઘાત થયો અને તે વખતના હિંદુધર્મના આચારવિચારપરથી શ્રદ્ધા ઉઠી ગઇ; કેમકે તેમણે જોયું કે, તેનાથી કંઇ હિંદુધર્મની રક્ષા થઈ શકે તેમ નથી. વળી વેદાંતશાસ્ત્રના પરિશીલનથી પણ તેમનામાંથી હિંદુધર્મના કર્મકાંડ ઉપરની આસ્થા ક્યારનીયે ઉઠી ગઇ હતી. એ સંબંધમાં તેમણે 'અમારૂં જીવન અને બ્રાહ્મસમાજનો પરીક્ષિત વિષય' નામના ગ્રંથમાં લખ્યું છે કેઃ-"વેદાંતનો અભ્યાસ કરતાં હું શુષ્કવેદાંતી બની ગયો હતો. ત્યારે "अयमात्मा ब्रह्म नेह नानास्ति किंचन" વગેરે શ્રુતિઓથી મને સઘળું બ્રહ્મમય છે, તેમ હું પણ બ્રહ્મરૂપ છું એમ ભાસતું અને ઉપાસનાની જરા પણ આવશ્યકતા માનતો નહિ." એજ સમયમાં એક દિવસ રંગપુર જીલ્લાના આમલાગાછિ ગામના ગોસ્વામીજીના એક વંશપરંપરાના શિષ્ય આવ્યા અનેઃ—

**अज्ञान तिमिरान्धस्य ज्ञानांजनशलाकया ।**
**चक्षुरुन्मिलितं येन तस्मैश्रीगुरवे नमः ॥**

એ શ્લોક બોલી તેમની પૂજા કરવા લાગ્યા. આથી ગોસ્વામીજી ચમકી ઉઠ્યા, અને મનમાં ને મનમાં વિચારવા લાગ્યા કે "મારામાં તો કંઇ આવી શક્તિ છે નહિ, મારો પોતાનો મોક્ષ શી રીતે થશે? તેનો પણ કંઇ નિરધાર નથી; ત્યારે આ પ્રમાણે

ગુરુપણાનો મિથ્યા દંભ ક્યાંસુધી કર્યા કરવો ?" આમ વિચારી ગોસ્વામીજીએ ત્યારથી શિષ્યોને ઘેર જવાનું બંધ કરી દીધું; અને સ્વતંત્રપણે આજીવિકા ચલાવવાની ઈચ્છા થવાથી, મેડિકલ કૉલેજમાં દાખલ થવાનો નિશ્ચય કર્યો.

આની થોડો વખત પહેલાં ગોસ્વામીજીએ આકાશવાણી સાંભળી હતી કે:-"ભાઇ! પરલોકનો વિચાર કરો." આ કોણ બોલ્યું તેની કંઇ ખબર ન પડવાથી ગોસ્વામીજીને બીકમાં ને બીકમાં તાવ આવી ગયો હતો.* ઉપરની બન્ને ઘટનાથી ગોસ્વામીજીના ધર્મજીવનમાં ઘણું પરિવર્તન થઇ ગયું.

એવામાં ગોસ્વામીજીને કોઇ કારણપ્રસંગે બાગુરા જીલ્લામાં જવાનું થયું, ત્યાં શિવવાટીનિવાસી શ્રીયુત કિશોરીલાલ રૉય, હારાધન વર્મા અને ગોવિંદચંદ્ર દાસ, નામના ત્રણ ધર્મ પરાયણ બ્રાહ્મના સમાગમથી તેમને બ્રાહ્મસમાજ તરફ લાગણી થઇ. આની પહેલાં પણ તેમણે બ્રાહ્મસમાજસંબંધી ઘણી વાતો સાંભળી હતી, પરંતુ તે ઉપરથી તો તેમને એવુંજ સમજાયું હતું કે, બ્રાહ્મસમાજીઓ તો સ્વચ્છંદી અને સુરાપાન કરનારા છે. ઉપરના ત્રણ ધર્મનિષ્ઠ બ્રાહ્મસમાજીઓના સમાગમથી તેમની ઘણી ભ્રાંતિ ટળી ગઇ. આ ત્રણે જણે ગોસ્વામીજીને કલકત્તાની બ્રાહ્મસમાજમાં જવાનો ખાસ આગ્રહ કર્યો.

બાગુરાથી કલકત્તા આવ્યા, ત્યારે ગોસ્વામીજીને એક સ્નેહીજનના ખરાબ આચરણથી અત્યંત દુઃખ વેઠવું પડ્યું. આ ભાઇ ગોસ્વામીજીનું સર્વસ્વ ચોરી ગયો અને તે બધું જુગારમાં હારી જઇ છેવટે પલાયન કરી ગયો. હાથમાં એક પણ પૈસો ન હતો; પણ ગોસ્વામીજીને કલકત્તામાં સંસ્કૃત કૉલેજમાં ભણવાની તીવ્ર ઇચ્છા હતી. કાંઇ પણ રસ્તો ન સૂઝયો ત્યારે તે શ્રીમાન ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર પાસે મદદ માગવા ગયા; પણ તે વખતે ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરને પણ કેટલોક કડવો અનુભવ થઇ ચૂકયો હતો. તેમના ઘરમાં કેટલાક ખાનદાન યુવકોએ અયોગ્ય આચરણ કર્યા પછી તેમણે પ્રતિજ્ઞા લીધી હતી કે, હવેથી કોઇને ઘરમાં રાખવા નહિ. તેમની આ પ્રતિજ્ઞા સાંભળી નિરાશ થયેલા ગોસ્વામીજી પૂજ્ય દેવેંદ્રનાથ ઠાકુર પાસે ગયા. તેમણે તો ગોસ્વામીજીએ અરજી આપી એવીજ ફાડીને ફેંકી દીધી; પણ ગો-

* 'બ્રાહ્મસમાજનો પરીક્ષિત વિષય' એ ગ્રંથમાંથી ઉદ્ધૃત.

સ્વામીજીને આથી કંઇ માઠું લાગ્યું નહિ, કેમકે તેમણે બોગુરાના ત્રણ બ્રાહ્મસમાજીઓ પાસેથી તેમની ખૂબ સારી ખ્યાતિ સાંભળી હતી. ગોસ્વામીજીએ મનમાં વિચાર્યું કે 'મારા જેવા ઘણાય ઠાકુર મહાશયને આમ રોજરોજ હેરાન કરતા હશે, તેથી મારી વાત તેમણે ધ્યાનમાં ન લીધી, તેમાં તેમનો દોષ શું ?' ગોસ્વામીજીને હવે તો દિવસે ઉપવાસ થતો અને રાત્રે સંસ્કૃત કૉલેજના ઓટલા ઉપર સૂઈ રહેવું પડતું. આમ બે દિવસ તો ગયા. ત્રીજે દિવસે ભૂખ–તરસથી તેમનું મોઢું લેવાઇ ગયેલું જોઇ તેમના એક સ્નેહીએ નાસ્તો કરવા માટે ચારેક આનાના પૈસા આપ્યા. કલકત્તામાં ગોસ્વામીજીનાં સગાંવહાલાં તો ઘણાં હતાં, પણ વિપત્તિમાં તેઓ તેમનું માન–સન્માન ન જાળવે તો સ્નેહસંબંધ તૂટી જાય એ શંકાથી ગોસ્વામીજી તેમાંના કોઇને ઘેર ગયા નહિ. જે ભાઇને લીધે ગોસ્વામીજીને આટલું બધું દુઃખ વેઠવું પડ્યું હતું, તે ભાઇ પાછા રખડતા રખડતા તેજ સમયે હાજર થયા. તે પણ ખાવાપીવાનું ન મળવાથી દુઃખી થઇ ગયા હતા. એનું મોઢું લેવાઇ ગયું હતું. એ જોઇ ગોસ્વામીજીનું કોમળ હૈયું ભરાઈ આવ્યું. ગોસ્વામીજીએ તેને કંઇ પણ ઠપકો આપ્યો નહિ; પરંતુ પોતાને જે ચાર આનાના પૈસા મળ્યા હતા, તેમાંથી બન્ને જણાએ સાથે બેસી નાસ્તો કર્યો. પછી તેઓ બન્ને એક સારા માણસના ઘરમાં રહેવા લાગ્યા; પણ તે સારો માણસ (!) તો ભારે દારૂડીઓ હતો. તે ગોસ્વામીજીને પણ દારૂ પીવા માટે ખૂબ સમજાવતો; પણ ગોસ્વામીજી તો તેના દેખતાંજ મદ્યપાનની બહુ નિંદા કરતા. આથી તે હવે છાનોમાનો દારૂ પીવા લાગ્યો. એના સંબંધમાં ગોસ્વામીજીએ કહ્યું છે કે "સુરાપાનના નિષેધમાટે હિંદુશાસ્ત્રનું શાસન બહુ કડક છે.* અંગ્રેજી ભણતર, અંગ્રેજોનો સહવાસ, ખ્રિસ્તીધર્મનો પ્રચાર અને વિલાયતી સભ્યતાનું દેખીતું આકર્ષણ આ બધાં કારણોથી આ દેશમાં સુરાપાનનો પ્રચાર ઘણોજ વધી ગયો. ઉપરના એકેય દોષની અસર મારા ઉપર નહોતી થઇ, તેથી અસભ્ય ગણાવાની બીક રાખ્યા વગર, હું મદ્યપાનનો સખ્ત વિરોધ કરતો. તે વખતે જો મને પણ 'સભ્ય'માં ગણાવાની ઘેલછા લાગી હોત, તો હું પણ કહેવાતા મોટા લોકોની પેઠે દારૂડીઓજ

---

* मद्यमदेयमपेयमग्राह्यं च । इति श्रुतिः॥
અર્થાત્ દારૂ પાવો નહિ તેમ પીવો પણ નહિ અને ગ્રહણ પણ કરવો નહિ.

થઇ ગયો હોત." ÷

એવામાં ઓગુરાના ત્રણ બ્રાહ્મ મહાશયોએ ગોસ્વામીજીને બ્રાહ્મ સમાજમાં જવાનો આગ્રહ કરેલો તે વાત યાદ આવી. તે દિવસે બુધવાર હતો. સંધ્યાસમય થયો કે તરતજ તે બ્રાહ્મસમાજમાં ગયા. સમાજમાં પ્રગટાવેલી દીપમાળા, સુંદર સંગીત, ભક્તિપૂર્ણ પ્રાર્થના તથા શ્રોતાજનોનો ગંભીર ભાવ વગેરે જોઈ ગોસ્વામીજીને એમજ લાગ્યું કે, આ તો સ્વર્ગધામ છે, એટલુંજ નહિ પરંતુ સમાજના સંબંધમાં જે કેટલાક અવળા ખ્યાલો બંધાયા હતા તે પણ દૂર થયા. તે દિવસે આચાર્ય શ્રી દેવેંદ્રનાથ ઠાકુરે "પાપીની દુર્દશા તથા પ્રભુની અપાર કરુણા" એ વિષયપર બહુ હૃદયસ્પર્શી પ્રવચન કર્યું હતું. આ પ્રવચન સાંભળી ગોસ્વામીજીને પોતાના બાલ્યકાળનો ભક્તિભાવ યાદ આવ્યો. આટલા દિવસ સુધી પાઠપૂજા વગેરે કર્યું નહિ તેથી તેમનું મન આકુળ વ્યાકુળ થઇ ગયું; અને અશ્રુ, રોમાંચ વગેરે સાત્ત્વિક ભાવો જાગવા લાગ્યા. પછી પોતાને અનાથ અને અસહાય અનુભવી મનોમન ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા કે "હે દયાળુ પ્રભો! ધાર્મિક બાબતોમાં મારા જેવો અભાગિયો આ પૃથ્વીપર બીજો ભાગ્યેજ હશે. અહો! પહેલાં ઇષ્ટદેવની પૂજા-સેવાથી મને કેવો દિવ્ય આનંદ મળતો! આજ તે આનંદ મારા નસીબમાં નથી રહ્યો. સાંભળ્યું છે કે, આપ અનાથના બેલી છો, નિરાધારના આધાર છો; પ્રભો! હું આપને શરણે આવ્યો છું. મને આપના શરણમાંજ રાખો. હવે હું બીજે કયાંય ભટકીશ નહિ, આપનાં શ્રીચરણોમાંજ પડયો રહીશ."× આ પ્રકારની પ્રાર્થનાથી તેમને બહુ શાંતિ થઇ અને એક જાતના નવીન બળનો અનુભવ થયો. ઠાકુર મહાશયનું પ્રવચન સાંભળી, ગોસ્વામીજીને તેમના તરફ ભક્તિભાવ થયો અને મનોમન તેમને પોતાના ધર્મજીવનના ગુરુ સમજી, ભક્તિપૂર્વક પ્રણામ કરતા કરતા બ્રાહ્મસમાજમાંથી બહાર નીકળ્યા. આ પ્રમાણે ધર્મનિષ્ઠ, નીતિપરાયણ, તેજસ્વી, ક્ષમાવાન, પરોપકારી, સત્યને ખાતર સર્વસ્વનો ભોગ આપનાર શ્રીમાન્ વિજયકૃષ્ણ ગો-

÷ ગોસ્વામીજીપ્રણીત "બ્રાહ્મસમાજનો પરીક્ષિત વિષય" નામના ગ્રંથમાંથી ઉદ્ધૃત.

× ગોસ્વામીજીના "બ્રાહ્મસમાજની આધુનિક અવસ્થા" નામના ગ્રંથમાંથી ઉદ્ધૃત.

સ્વામીજીએ શુભ દિવસે શુભ મુહૂર્તમાં બ્રાહ્મસમાજમાં પ્રવેશ કર્યો.

ત્યારપછી ગોસ્વામીજી રોજ નિયમિતપણે ઉપાસના કરતા અને તેથી તેમને ખૂબ શાંતિ અને આનંદ પ્રાપ્ત થતો. ધર્મસંબંધમાં તેમને જ્યારે કંઈ જિજ્ઞાસા થતી ત્યારે એકાંતમાં પરમ કૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરતા એટલે આપોઆપ તેમનું સમાધાન થઈ જતું. આ પ્રમાણે પરમાત્મા સાથે તેમનો સંબંધ ઉત્તરોત્તર વધારે ને વધારે નિકટ થતો ગયો. પરમાત્માની સ્ફુરણાથી તેમને જે કંઇ સમાધાન મળતું તેની તેઓ નોંધ રાખતા. એ નોંધો ઉપરથી તેમણે 'ધર્મશિક્ષા' નામે એક પુસ્તક પ્રસિદ્ધ કરેલું છે. વળી આ સત્યજ્ઞાનનો ઉદય કેવી રીતે થાય એ સંબંધી, તે વખતના 'ધર્મતત્ત્વ' નામના પત્રમાં "પ્રચારકનું કર્તવ્ય અને તેની જવાબદારી"ના મથાળા નીચે ગોસ્વામીજીએ આ વિષયનું સ્પષ્ટ અને તલસ્પર્શી વિવરણ કર્યું છે. તેમાંથી કેટલોક ભાગ નીચે આપવામાં આવ્યો છે:–

"હું બ્રાહ્મધર્મનો એક કનિષ્ટ પ્રચારક છું. મેં કંઇ નામ કાઢવા કે ખ્યાતિ માટે આ કામ હાથમાં લીધું નથી. મારા આત્માના ઉંડાણમાં એક આશ્ચર્યકારી શક્તિ રહેલી છે. એ શક્તિ મારી નથી, તે મહેનત કરતાંય મળે તેમ નથી; તેમ તે આપણા તાબામાં પણ નથી. મારી ઇચ્છાને તથા એ શક્તિને કશો પણ સંબંધ નથી–અર્થાત્ મારી મરજીથી તે સ્વતંત્ર છે; છતાં જેમ કોઇ આંધળાને દોરે, તેમ તે શક્તિ મને હાલ દોરી રહી છે અને ભવિષ્યમાં કયાં તરફ દોરી જશે તે કંઇ કહી શકાતું નથી. એ શક્તિ મને એવી પ્રેરણા આપે છે કે, મારે સઘળી પ્રવૃત્તિ જગતના કલ્યાણને માટે કરવી. ઈશ્વરની ઇચ્છા પ્રમાણે કાર્ય કરવામાં મને તે શક્તિજ ઉત્તેજન આપી રહી છે અને મારા અંતરમાં આત્યંતિક કલ્યાણ સાધવાનુંજ તાન રખાવે છે. એ શક્તિનો આદેશ એવો સ્પષ્ટ અને સહેલાઈથી સમજી શકાય તેવો છે કે, મને તેનું ક્યારેય વિસ્મરણ થતું નથી, તેમ તેનાથી પ્રતિકૂળ વર્તવાની ઇચ્છા થતી નથી. એણેજ મને પ્રચારક થવાની ફરજ પાડી છે. એક તરફથી હું મારા મનને હમેશાં પૂછું છું કે 'હે મન! તું કેવું અધમ ને પાપી છે, તે શું તું જાણતું નથી? શું જોઇને તેં આ પ્રચારકની મોટી જવાબદારી વહોરી લીધી છે!' ત્યારે બીજી તરફથી ઉપરોક્ત શક્તિ મને જાગ્રત કરીને કહે છે કે 'આગળ

ચાલ.' મને તો પાકી ખાત્રી થઇ ચૂકી છે કે, આ આંતરશક્તિનો આદેશ, એજ ઇશ્વરની આજ્ઞા છે. પ્રચારકનું જીવન પણ તેના ઉપરજ નિર્ભર છે. આપત્કાળનું એજ ભાથું, નિરાશાનું ઔષધ અને પ્રાર્થનાનું પ્રેરક છે. એના સિવાય તો હું આંધળા કરતાંયે નિરાધાર અને મુડદાલ માનવીથી એ ભુંડો બની જાઉં."

"હું હમેશાં આ આંતરશક્તિના આદેશનેજ અનુસરવાનો પ્રયત્ન કરી રહ્યો છું. વહેલું થાય કે મોડું તેની મને દરકાર નથી; પરંતુ તે આદેશનું પાલન કરવું એજ મારો નિરધાર છે. એ આદેશનું જેટલે અંશે પાલન થાય છે તેટલી મને સફળતા પણ મળે છે. આ બાબતનો અભ્યાસ થઇ જવાથી પવિત્રાવસ્થામાં કે મલિનાવસ્થામાં, સુખમાં કે દુઃખમાં, સંપત્તિમાં કે વિપત્તિમાં હમેશાં એ આદેશ હું સાંભળી શકું છું. નિર્મળ નીલ રંગનું આકાશ જોઈને હૃદય જ્યારે કોઇ અનેરી શાંતિ અનુભવે છે અને ઉન્નતગામી થાય છે, ત્યારે તે મને કહે છે કે 'તું આવા સુંદર જગતના એકજ સ્થાનમાં પડયો રહીને શું કરીશ?' વળી જ્યારે મંદ મંદ પવનની મધુરી લહરિઓ મને આરામ આપે છે ત્યારે એ શક્તિ મને કહે છે કે 'તું શા સુખ માટે ઘરમાં પડી રહ્યો છે? આ મંદ મંદ પવનની શીતળ લહરિઓ કયાંથી આવે છે અને કયાં જાય છે? એનો તો વિચાર કર; અને તું પણ તેની પેઠે સર્વત્ર ભ્રમણ કર. દેશકાળના ભેદથી તેની રમણીયતામાં કશો ફરક પડતો નથી; તારી પ્રેમભાવના તથા તારી સેવા સૌને તેવીજ સુખદાયી થશે! તું આગળ ચાલ.' આવો આદેશ સાંભળી હું આકુળવ્યાકુળ થઇ જાઉં છું અને જ્યાં જવાનો તે નિર્દેશ કરે ત્યાં જવાને આતુર થઈ રહું છું. 'આગળ ચાલ' એ શબ્દો સાંભળીને મારા હૃદયમાં જોરથી ધબકારા થાય છે. ભય, દુઃખ, વિશ્વાસ અને વિસ્મયથી અંતર ઉભરાઈ જાય છે. આ આદેશ મને સંભળાય નહિ ત્યાંસુધી મને કેમે કર્યું ગોઠતુંજ નહિ. આ કાંઇ હું મારી મોટાઇનાં ગીત ગાતો નથી, પણ મને જે પ્રમાણે થાય છે તેજ કહું છું. સૌ કોઇ આ વાત માનશે એવી મને શ્રદ્ધા છે. બધી અવસ્થામાં હું તેજ શક્તિને આધીન રહ્યો છું અને ભવિષ્યમાં પણ રહીશ. પ્રભુ મને તે શક્તિને અનુસરવાનું બળ આપો એવી મારી પ્રાર્થના છે."

પછી ગોસ્વામીજી કલકત્તાથી શાંતિપુર ગયા. ત્યાં એક દિવસ તેઓ મનોમન વિચારતા હતા કે "આ બધાં મનુષ્યોને ભગવાને

સરજ્યાં છે અને ભગવાનજ સૌના માતપિતા છે; માટે સૌ સ્ત્રીપુરુષો સાથે ભાઈબહેનની માફક વર્તવું જોઈએ. પ્રભુ તો સર્વમાં સમાનભાવે વ્યાપી રહ્યા છે. તેમને કોઇ ઉચ્ચ નીચ નથી તેથી તે કોઈની ઘૃણાજ કરતા નથી; માટે એક મનુષ્ય બીજા મનુષ્યપ્રત્યે તિરસ્કાર બતાવે તોપણ અવશ્ય મહાપાપ કહેવાય. તો પછી જાતિભેદનું પાલન કરતાં છતાં પ્રભુને પિતાતરીકે શી રીતે ગણી શકાય? આમ વિચાર કરતા હતા ત્યાં એક અગીઆર વર્ષનો છોકરો આવી અચાનક બોલી ઉઠયો કે "જો તમે જાતિભેદ ન માનતા હો તો પછી આ જનોઇ શા માટે રાખી છે?" ગોસ્વામીજીને બાળકની વાત સાચી લાગી, તેથી તેમણે તત્કાળ જનોઇનો ત્યાગ કર્યો. માતાજીને આ વાતની ખબર પડતાં તેમણે નિશ્ચય કર્યો કે, વિજયકૃષ્ણ જનોઈ તજે તો તો હું પણ પ્રાણત્યાગ કરીશ. આ વાત ગોસ્વામીજીના જાણવામાં આવતાં માતૃહત્યાના ભયથી તેમણે પાછું યજ્ઞોપવીત ધારણ કર્યું.

આ વાત બન્યા પછી થોડા દિવસ રહીને ગોસ્વામીજી પાછા કલકત્તા આવ્યા અને ત્યાં મેડીકલ કૉલેજના બંગાળી વિભાગમાં દાખલ થયા. આ સમયમાં તેમણે એવું સાંભળ્યું કે, જો ધર્મભાવનાની વૃદ્ધિ કરવી હોય તો બ્રાહ્મધર્મની દીક્ષા લેવી જોઇએ. આ વાતમાં ગોસ્વામીજીને વિશ્વાસ બેઠાથી તેમણે બ્રાહ્મસમાજના પ્રધાન આચાર્ય દેવેંદ્રનાથ ઠાકુર પાસેથી દીક્ષા ગ્રહણ કરી, પણ ઉપવીતનો ત્યાગ ન કરી શકવાથી ગોસ્વામીજીને મનમાં એક પ્રકારનો ખેદ રહ્યા કરતો. આથી તેમણે એક દિવસ ભક્તિભાજન દેવેંદ્રનાથ ઠાકુરને પ્રશ્ન પૂછયો કે "આપણે ઉપવીત રાખવું જોઇએ કે નહિ?" ઠાકુર મહાશયે જવાબ આપ્યો કે "ઉપવીત તો રાખવું જ જોઇએ, ઉપવીત ન રાખીએ તો સમાજની પ્રતિષ્ઠાને મોટો ધક્કો પહોંચે. જુઓ, મેં પણ ઉપવીત રાખ્યું છે."

ગોસ્વામીજી જયારે મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરતા હતા, ત્યારે પ્રિન્સિપાલ સાથે બંગાળી વિભાગના વિદ્યાર્થીઓને એક વાર મોટો ઝગડો થયો હતો. બાબત એ હતી કે, પ્રિન્સિપાલે ક્રોધમાં ને ક્રોધમાં કંઇ પણ તપાસ કર્યા સિવાય એક વિદ્યાર્થીપર દવા ચોરવાનો આરોપ મૂકીને તેને પોલીસને સ્વાધીન કર્યો; એટલુંજ નહિ પરંતુ તેમણે આખી બંગાળી જાતિને ઉદ્દેશીને ન ઘટે તેવા શબ્દો ઉચ્ચાર્યા. વીખવાદનું કારણ માત્ર આજ હતું. પણ ગોસ્વામીજીને મન

તો આ એક મોટો અન્યાય હતો અને તેનો તેમણે સખ્ત વિરોધ કર્યો; એટલુંજ નહિ પરંતુ બંગાળી વિદ્યાર્થીઓને અંદર અંદર સમજાવી એકીસાથે સૌએ કૉલેજનો બહિષ્કાર કરવાનું ઠરાવ્યું. આ પ્રમાણે કૉલેજનો ત્યાગ કર્યા પછી બધા વિદ્યાર્થીઓ દયાસાગર ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર પાસે તેમની સલાહ તેમજ સહાય માગવા ગયા. વિદ્યાસાગરે બધી હકીકત સાંભળી વિદ્યાર્થીઓને સાંત્વન આપ્યું, અને તેમના પ્રતિનિધિરૂપે છોટા લાટ શ્રીમાન બીડન સાહેબ પાસે જઇ, તેમને મધ્યસ્થ રાખી આ ઝગડો પતાવી દીધો. લાટ સાહેબના હુકમ પ્રમાણે પ્રિન્સિપાલે વિદ્યાર્થીઓ પાસે દિલગીરી જાહેર કરી અને વિદ્યાર્થીઓને કંઈ પણ દંડ કર્યા સિવાય કૉલેજમાં દાખલ કર્યા. આ પ્રસંગથી વિદ્યાસાગરજી સાથે ગોસ્વામીજીનો પરિચય વધ્યો. તેઓશ્રી ગોસ્વામીજીની દિવ્ય કાંતિ, અડગ ન્યાયપરાયણુતા તથા તીવ્ર ધર્માનુરાગ જોઇ તેમનાપર મુગ્ધ થયા. એક વખત તો ગોસ્વામીજી પાસેથી ભગવદ્દવાર્તા સાંભળી વિદ્યાસાગરની આંખોમાંથી અશ્રુનો પ્રવાહ ચાલ્યો, તે વખતે વાતોના પ્રસંગમાં ગોસ્વામીજીએ વિદ્યાસાગર મહાશયને તેમના 'બોધોદય' નામના ગ્રંથના સંબંધમાં જણાવ્યું કે, 'બોધોદય' ગ્રંથ જો કે સારો છે તોપણ તેમાં સત્ય જ્ઞાનના આધારસ્વરૂપ ભગવદ્દ્વાર્તાનો તદ્દન અભાવ હોવાથી તેમનો ઉદ્દેશ બરાબર સિદ્ધ થતો નથી. ઉદારચરિત ગુણગ્રાહી શ્રીવિદ્યાસાગરે આ સૂક્ષ્મદર્શક ધર્મિષ્ઠ યુવકની વાત પ્રસન્નચિત્તે ધ્યાનમાં લીધી અને કહ્યું કે હવેની આવૃત્તિમાં ભગવદ્દ્વાર્તાનો અવશ્ય સમાવેશ કરવામાં આવશે. શ્રીવિદ્યાસાગરે ઉપર જણાવ્યા પ્રમાણે બીજી આવૃત્તિમાં ભગવાનસંબંધી એક નવો પાઠ દાખલ કર્યો હતો.

આ વખતે મેડિકલ કૉલેજના પૂર્વબંગવાસી વિદ્યાર્થીઓએ ભેળા થઇ 'હિતસંચારિણી' નામે એક સભાની સ્થાપના કરી. આ સભામાં નીતિ અને ધર્મસંબંધી વિષયોનું વિવેચન થતું. ગોસ્વામીજી પણ આ સભામાં બનતો ભાગ લેતા. એક દિવસ આ સભામાં એવો પ્રસંગ નીકળ્યો કે જે સત્યનું આપણને યથાર્થ જ્ઞાન થાય—અર્થાત્ જે વાત આપણને સાચી લાગે તે પ્રમાણે આપણે જો વર્તીએ નહિ તો તે મહાપાપ અને કપટ કહેવાય. આ પ્રસંગ પછી ગોસ્વામીજીએ ફરીથી ઉપવીતનો ત્યાગ કર્યો અને તે મુજબ ઘેર કાગળ પણ લખી નાખ્યો. આથી ચોતરફ ભારે ચર્ચા

ઉભી થઈ. "સોમપ્રકાશ" પત્રિકાના સંપાદક દ્વારકાનાથ વિદ્યાભૂષણ મહાશયે ગોસ્વામીજીના આ કાર્યની સ્તુતિ કરી અને બ્રાહ્મસમાજને ઉપવીતત્યાગની વિરોધી ગણી, તેની નિંદા કરવા માંડી.

ગોસ્વામીજી નાનપણુથી કોમળ તેમજ પરગજુ સ્વભાવના હતા. મનુષ્યનાં તો ઠીક પરંતુ સાધારણ જીવજંતુનાં પણ દુઃખ જોઈને તેમનું હૈયું ભરાઈ આવતું અને તેમનું દુઃખ નિવારવા માટે બને તેટલું કરી છૂટતા. વયોવૃદ્ધિની સાથે તેમનો આ સ્વભાવ પણ ઉત્તરોત્તર કોમળ અને વ્યાપક થતો ગયો. બ્રાહ્મસમાજના સંબંધમાં આવ્યા પછી ધર્મની અવનતિ, નરનારીના પાપતાપ અને સમાજના વહેમો તથા કુસંસ્કારો વગેરેથી તેમનું મન બહુ ખિન્ન થઇ ગયું. કેમ કરીને અને શા ઉપાયે આ બધાનો નિકાલ લાવવો, એજ તેમની ચિંતાનો વિષય થઇ પડયો. આ પ્રમાણે વિચાર કરતાં એક દિવસ એવોજ સંકલ્પ થઇ આવ્યો કે જાહેરમાં ખુલ્લમખુલ્લા બ્રાહ્મધર્મનો પ્રચાર કરવો જોઈએ. તેજ દિવસે સાંજે તેમણે પ્રેસીડેન્સી કૉલેજની પાસે રસ્તામાં ઉભાં ઉભાંજ બ્રાહ્મસમાજનાં સાદાં સૂત્રોનુંજ વિવેચન કરવા માંડયું. તેમનું આ જવલંત, ઉત્સાહપૂર્ણ, દિવ્ય ભક્તિરસથી નીતરતું તલસ્પર્શી પ્રવચન લગભગ ચારસો–પાંચસો માણુસોએ એકાગ્રચિત્તે અથથી ઇતિસુધી રસ્તામાં ઉભા ઉભા સાંભળ્યું. બ્રાહ્મસમાજના પ્રચારકાર્યનું આ પ્રથમ મંગળાચરણ હતું. આની પહેલાં બ્રાહ્મસમાજનો કોઇ પ્રચારક પણ નહોતો, તેમ જાહેર ભાષણોથી બ્રાહ્મધર્મનો પ્રચાર કરવાસંબંધી વિચાર પણ કોઈને આવ્યો નહોતો.

ઇ. સ. ૧૮૬૦ માં કલકત્તામાં 'સંગત સભા' નામની એક સભાની સ્થાપના થઈ. આ સભામાં પૂજ્ય શ્રીકેશવચંદ્ર સેન પોતાના બંધુજનોની સાથે ધર્મસંબંધી વિષયોનું વિવેચન કરતા. અહીં ગોસ્વામીજીને કેશવચંદ્ર સેન સાથે પ્રથમ પરિચય થયો. ગોસ્વામીજીનો આ સંગત સભાદ્વારા, જેમ જેમ કેશવચંદ્રસેનની સાથે પરિચય વધતો ગયો તેમ તેમ તેમની સાદાઇ, તેજસ્વિતા અને ધર્મનિષ્ઠા વગેરે સદ્‌ગુણોથી આકર્ષાઇ, તે બન્ને સહૃદય સજ્જનો સ્નેહસૂત્રથી વધારે ને વધારે સંકળાતા ગયા. બન્ને એકબીજાના સુખદુઃખમાં ભાગ લેતા. બન્નેનું એકજ લક્ષ્ય–દૃષ્ટિબિંદુ–હતું. આ પ્રમાણે બન્ને પ્રભાવશાળી વ્યક્તિઓએ હાથમાં હાથ મિલાવી, જવલંત ઉત્સાહથી, નિર્ભયપણે અને

અનેક મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢીને જીવોના મોક્ષમંત્રનો સાર્વત્રિક પ્રચાર કર્યો.

આજ સમયે ગોસ્વામીજી એક વાર શાંતિપુર ગયા. ત્યાં તેમણે ઉપવીતનો ત્યાગ કર્યો હતો તેથી જબરી ધાંધલ થઈ હતી. લોકોએ તેમનાપર અમાનુષિક અત્યાચાર ગુજાર્યા. ગોસ્વામીજી બહાર નીકળતા ત્યારે કોઇ તેમને ગાળો દેતું, તો કોઇ તેમનાપર ધૂળ નાખતું અને કોઇક તો વળી મારવા પણ દોડતા.

એક દિવસ ગોસ્વામીજી કોઇ એક ગોસ્વામીને ઘેર કીર્તન સાંભળવા ગયા હતા. ત્યાં બહાર ઓસરીમાં કેટલાક ગોસ્વામી યુવકોની સાથેજ તેઓ બેઠા હતા. ઠીક લાગ આવ્યો છે એમ જાણી કેટલાક નીચ લોકોએ એક મોટો ખાસડાંનો હાર, અગાસી ઉપરથી ગોસ્વામીજીના ગળામાં નાખવાનો વિચાર કર્યો; પણ દૈવની અકળ કળાથી તે હાર જેવો નાખવામાં આવ્યો તેવોજ એક લોઢાના સળિયાસાથે અથડાવાથી, ગોસ્વામીજીને બદલે કોઇ બીજા ગોસ્વામીના ગળામાં આવી પડયો!

એક બીજે પ્રસંગે કોઇ સ્થળે કીર્તન સાંભળવા જતાં ગોસ્વામીજી ત્યાં ભાવાવેશમાં આવી ગયા. આ પ્રમાણે ભાવસમાધિ થતાં તેઓ કયારેક રોતા તો કયારેક હસતા. આથી તેમના કેટલાક વિરોધી અને ભક્તિરસશૂન્ય ગોસ્વામી યુવકોએ તેમને કીર્તનમાં વિઘ્નકર્તા સમજી, બહાર કાઢી મૂકયા. એજ વખતે વળી એક નાદાન માણસે ગોસ્વામીજીને ઠગ સમજી તેમની પરીક્ષા કરવા માટે એક ચીપીઓ અગ્નિમાં લાલચોળ તપાવીને તેમના શરીરપર ચોઢી દીધો; પણ ગોસ્વામીજીને તે વખતે કંઇ દેહભાન હતું નહિ, તેથી તેમને કંઇ પણ વેદના થઇ નહિ.

લોકોએ તેમને વીતાડવામાં કંઈ બાકી રાખ્યું નહિ. વળી ઉપવીતનો ત્યાગ કર્યાથી બ્રાહ્મણબંધુઓ પણ તેમનો ઉપહાસ કરવા લાગ્યા. હિંદુસમાજની ઉશ્કેરણીથી ગોસ્વામીજીના મોટા ભાઇએ એક જાહેર સભા બોલાવી અને તેમાં તેમના બહિષ્કારનો ઠરાવ થયો. બીજા ગોસ્વામી યુવકોએ પણ તેમને તરત શાંતિપુર છોડી ચાલ્યા જવાની ધમકી આપી, પણ ગોસ્વામીજીએ તેમને નિર્ભયપણે જવાબ આપ્યો કે "મારે થોડો વખત શાંતિપુરમાં રહી આ અપકારનો બદલો ઉપકાર કરીનેજ વાળવાનો પ્રયત્ન કરવો છે. મને ખાત્રી છે કે, તે પ્રયત્નથી આ શ્રીશ્યામસુંદરનું મંદિર બ્રાહ્મમંદિર-

માં રૂપાંતર પામી જશે." પછી થોડો વખત ત્યાં રહી બ્રાહ્મસમાજની સ્થાપના કરી પાછા કલકત્તા આવ્યા.

ગોસ્વામીજીનાં સર્વ સગાંવહાલાંઓએ તેમનો ત્યાગ કર્યો ખરો; પરંતુ તેમના બનેવી શ્રીયુત કિશોરીલાલ મૈત્રે તેમનો ત્યાગ કર્યો નહિ. આથી મૈત્રજીને પણ ખાસ કરીને આ કારણેજ શાંતિપુરનો ત્યાગ કરવો પડ્યો. તેઓ પણ કુટુંબકબીલાસહિત ગોસ્વામીજીની સાથે કલકત્તામાં આવી રહેવા લાગ્યા.

હવે બ્રાહ્મધર્મનો પ્રચાર ચોતરફ સારી રીતે થઇ રહ્યો હતો. યશોહર જીલ્લાના બાગઆંચડા નામે ગામના કેટલાક ધર્મિષ્ઠ માણસોએ બ્રાહ્મધર્મની દીક્ષા લેવાની ઇચ્છા થવાથી કલકત્તાના પ્રચારક મંડળપર પત્ર લખ્યો, પણ ત્યાં જાય કોણ? એવા યોગ્ય પ્રચારકજ ક્યાં હતા? આ વાત સાંભળી ગોસ્વામીજીનું હૈયું હાથ ન રહ્યું. તેઓ ત્યાં જવાને તલપાપડ થઈ રહ્યા. આ તરફથી તેમની મેડિકલ કૉલેજની પરીક્ષા પણ પાસે આવતી હતી. આ વખતે જો અભ્યાસ છોડીને ગોસ્વામીજી બાગઆંચડા જાય તો ભવિષ્યમાં તેમના કુટુંબના ભરણપોષણમાં વાંધો આવે એવો તેમના ઘણા સગાંસ્નેહીઓનો મત હતો, તેથી સૌએ તેમને બાગઆંચડા જવાની ના પાડી. જવાબમાં ગોસ્વામીજીએ તેમને કહ્યું કે "જે પ્રભુ મરુભૂમિમાં રહેલા વૃક્ષનું પણ પોષણ કરી રહ્યા છે અને અગાધ મહાસાગરમાં પણ નાનાં–મોટાં જીવજંતુઓ અને પ્રાણીઓની રક્ષા કરી રહ્યા છે, તે પ્રભુ શું દુઃખી કુટુંબીઓને ભૂખે મરવા દેશે?" આ ઉત્તરથી સૌ નિરાશ થઇ ગયા.

પરંતુ આચાર્ય કેશવચંદ્ર સેને જણાવ્યું કે "જો બ્રાહ્મધર્મના પ્રચારક થવું હોય તો રીતસર પરીક્ષા આપીને પ્રમાણપત્ર મેળવવું જોઇશે." ગોસ્વામીજી પરીક્ષા આપવા તૈયાર થયા અને પાસ પણ થયા. પછી કેશવબાબુએ આજ્ઞા કરી કે 'હવે આખી તત્ત્વબોધિનીનો બરાબર અભ્યાસ કરી લો.' ગોસ્વામીજીએ લગભગ બે માસમાં 'તત્ત્વબોધિની' સંપૂર્ણ કરી. હવે આચાર્ય મહાશયે તેમને પ્રધાન આચાર્ય શ્રી દેવેન્દ્રનાથ ઠાકુર પાસે જવા ફરમાવ્યું. રજા લઇ ગોસ્વામીજી દેવેન્દ્રનાથ ઠાકુર પાસે શ્રી રામપુર ગયા. તેમણે ગોસ્વામી પ્રભુને પ્રચારકતરીકે સ્વીકાર્યા અને તે કાર્યમાં તેમને જોડી પણ દીધા. પછી ઠાકુરશ્રીએ તેમને થોડો વખત પોતાની પાસેજ રાખી પોતે લખેલા 'બ્રાહ્મધર્મ' નામના

સંસ્કૃત પુસ્તકનો અભ્યાસ કરાવ્યો. હવે તેમણે ગોસ્વામીજીને થોડો વખત કલકત્તામાં અને પાસેનાં પરાંમાં પ્રચારકાર્ય કરવાની આજ્ઞા કરી. ગોસ્વામીજીએ ચાર મહિના સુધી પાટલડાંગા, નીમુતલા, શ્રીરામપુર અને કોન્નગર વગેરે સ્થળોમાં પ્રચારકાર્ય કર્યું. પછી તેમને બાગઆંચડા જવાની રજા મળી. તે પ્રમાણે ગોસ્વામીજી શકે ૧૭૮૫ ના પોષ સુદ ૧૦ ના રોજ બાગઆંચડા આવ્યા. બાગઆંચડાની નીતિ તેમજ ધર્મસંબંધી સ્થિતિ જોઈ, તેમના હૃદયમાં દારુણ આઘાત થયો. મૂર્ખ લોકોને હાથે ધર્મની કેવી અધોગતિ થાય છે તેનો તેમને ત્યાં પ્રત્યક્ષ અનુભવ થયો. આ સંબંધમાં તેમણે 'બ્રાહ્મસમાજની આધુનિક અવસ્થા' નામના ગ્રંથમાં લખ્યું છે કે "મૂર્ખ લોકોના હાથે મહાત્મા ગૌરાંગપ્રભુનો વિશુદ્ધ ભક્તિમય ધર્મ પણ મલિન થઇ ગયો છે. બાગઆંચડાની પણ તેવીજ દશા થઇ છે. કેટલાકે તો વ્યભિચારને પણ ધર્મતરીકે ઠોકી બેસાડયો છે ! ! જ્ઞાનપ્રકાશ વગર આ બધા દુરાચારરૂપી અંધકારનો નાશ થાય તેમ નથી. દુકાળમાં ભૂખ્યાંઓને અન્નદાન આપવામાં ન આવે કે મહારોગમાં માંદાંઓની દવા વગેરેથી માવજત કરવામાં ન આવે તો લોકો તેને નિર્દયતા ગણે છે; પણ અજ્ઞાનાંધકારમાં ગોથાં ખાતા લોકોને વ્યભિચાર, અસત્ય વગેરે અનીતિના ખાડામાં પડયા રહેવા દેવા તેને કોઇ નિર્દયતા કહેતું નથી. ભૂખ્યાંતરસ્યાંનેતથા દીન–દુઃખીઓને અન્નદાન વગેરે આપવું, તેમજ રોગીની સેવા–ચાકરી કરવી એ પણ પરોપકાર તો છેજ; પરંતુ અજ્ઞાનાંધકારમાં ભટકતા લોકો કે જેઓ અનીતિ તથા દુરાચારમાં સડયા કરે છે, તેમને તેમાંથી બહાર કાઢી જ્ઞાનપ્રકાશમાં લાવવા એ સર્વોત્તમ પારમાર્થિક કામ છે. પૃથ્વીમાં એનાથી બીજી કોઇ મોટી દયા નથી. ભૂખદુઃખની પેઠેજ જેઓએ પાપ કરવાથી થતો પરિતાપ અનુભવ્યો છે, તેઓજ અન્નદાન વગેરે કરતાં પણ જ્ઞાનામૃતના દાનનો મહિમા કેવો અપાર છે તે સારી રીતે સમજી શકે છે. જેને પોતાના પાપનો આવો પરિતાપ થયો હોય તેજ પાપીની વહારે ધાય છે અને તેનુંજ હૃદય તેમને માટે રડે છે. બાગઆંચડાની આ શોચનીય અવદશા જ્યારે પણ સાંભળી આવે છે ત્યારે મારાથી રોઇ પડયા સિવાય રહેવાતું નથી."

અહીંઆં ત્યાર પછી અનેક મુમુક્ષુઓએ ગોસ્વામીજી પાસે બ્રાહ્મધર્મની દીક્ષા ગ્રહણ કરી. 'જ્ઞાનચર્ચા સિવાય બ્રાહ્મધર્મ ચિર-

સ્થાયી ન થઇ શકે' એવી તેમની માન્યતા હોવાથી ગોસ્વામીજીએ ત્યાં એક વિદ્યાલયની સ્થાપના કરી; અને એક ધર્માદા દવાખાનું ખોલ્યું.

ગોસ્વામીજીએ જ્યારે પ્રચારકનું પદ ગ્રહણ કર્યું ત્યારે પોતાની આજીવિકા માટે કંઇક પગાર લેવાનો દેવેન્દ્રનાથ મહાશયે તેમને આગ્રહ કર્યો; પરંતુ ધર્મપ્રચાર જેવા પવિત્ર કાર્યમાં પગારનો સ્વાર્થી સંબંધ ભળે તો તેથી પ્રચારકાર્યને ધક્કો લાગે એવી ગોસ્વામીજીની માન્યતા હોવાથી, પોતાને પૈસાની બહુ તાણ હોવા છતાં પણ તેમણે ઠાકુર મહાશયનો આગ્રહ માન્ય રાખ્યો નહિ. ગોસ્વામીજીનો મત તો એવો હતો કે, ધર્મપ્રચાર કરવો હોય તેણે કેવળ ઈશ્વરપરજ ભરોસો રાખી રહેવું જોઇએ. આ ઉપરથી પ્રચારકના પગારસંબંધી વાત તે વખતે મોકુફ રહી.

આગળ જતાં કેશવબાબુના ખાસ આગ્રહથી ગોસ્વામીજીને તથા દેવેંદ્રનાથના આગ્રહથી શ્રી. અન્નદા બાબુને બ્રાહ્મસમાજના ઉપાચાર્ય નીમવામાં આવ્યા.





# પ્રકરણ પાંચમું

## બ્રાહ્મસમાજનું ઉપાચાર્યપદ અને બીજા બ્રાહ્મસમાજની સ્થાપના



ગચાંચડાથી ગોસ્વામીજી કલકત્તા આવ્યા અને ત્યાંની બ્રાહ્મસમાજના ઉપાચાર્ય તરીકે કામ કરવા લાગ્યા. આ અરસામાં એક દિવસ શ્રી. દેવેંદ્રનાથ ઠાકુરે પોતાના દૌહિત્રનો નામકરણ સંસ્કાર કરવા, ગોસ્વામીજીને ઉપાચાર્ય તરીકેનું નિમંત્રણ મોકલાવ્યું અને તેના વિવાહની કંકોત્રી સાથે એક વિંટી તથા એક મૂલ્યવાન વસ્ત્ર પણ ભેટતરીકે મોકલાવ્યાં. ગોસ્વામીજીને આ વસ્તુઓ-દાન-દક્ષિણા-સ્વીકારવામાં ગોરપદાનો-વ્યવહાર શરૂ થાય, એવી શંકા થવાથી તેમણે તે વસ્તુઓ આભાર સહિત પાછી મોકલાવી અને તે સંબંધમાં એક પત્ર પણ લખી મોકલ્યો. ગોસ્વામીજીનું આ વર્તન દેવેંદ્રનાથ વગેરેને રૂચ્યું નહિ, અને તેથી તેમના વચ્ચે જરા અંતરાય પણ પડી ગયો. બ્રાહ્મસમાજમાં ખટરાગનું મંગળાચરણ અહીંથી શરૂ થયું. જ્યારે આ વાત દેવેંદ્રનાથ પાસે નીકળી ત્યારે ગોસ્વામી એ માટે બહુ દિલગીર થયા, પરંતુ પોતાના નિશ્ચયમાંથી તો ડગ્યાજ નહિ.

એક દિવસ ઠાકુર દેવેંદ્રનાથે તેમને કહ્યું કે "તમને જ્યાં જવાનું કહેવામાં આવે ત્યાં તમારે જવું પડશે." તેના જવાબમાં ગોસ્વામીજીએ જણાવ્યું કે " અંતર્યામીનો આદેશ થાય ત્યાં ગયા વગર જગતમાં બ્રાહ્મધર્મનો પ્રચાર થવાનો નથી, જેથી મને તો તે આદેશ પ્રમાણે પ્રચારકાર્ય કરવા દો. પ્રચાર જેવી બાબતમાં કૃપા કરીને સાંસારિક મોટાઇને વચમાં લાવશો નહિ." આ સાંભળી દેવેંદ્રનાથ શરમાઇ જઇને બોલ્યા કે " હવે હું ઘરડો થયો છું, તેથી મારાથી બધેય ઠેકાણે પહોંચી શકાતું નથી. મારે જ્યાં

જવાની જરૂર પડે ત્યાં તમે જાઓ તો મને આનંદ થાય.” પછી વળી કહ્યું “ઠીક છે, જાઓ; અંતર્યામીના આદેશ પ્રમાણે સત્યધર્મનો પ્રચાર કરો, સર્વના હૃદયમાં બ્રહ્મબીજનું વાવેતર કરો, પ્રભુકૃપાથી તેનાં મીઠાં ફળ આવશે; પણ તે ફળની આપણે ચિંતા કરવાની જરૂર નથી, ફળદાતા તો ભગવાન છે. પ્રભુ તમને સહાયભૂત થાઓ!”*

આ તરફ વેદાંતવાગીશ મહાશય તથા બેચારામ બાબુને પદભ્રષ્ટ કરવાથી અને તેમની જગ્યાએ નવજુવાનીઆઓને નીમવાથી જૂના વિચારના બ્રાહ્મબંધુઓ દેવેંદ્રનાથપર રીસે ભરાયા. એજ સમયે શ્રી કેશવચંદ્ર સેન તથા તેમના સાથીઓના પ્રયાસથી બે વર્ણાન્તર લગ્નો થયાં. બ્રાહ્મયુવકોના આ કાર્યથી દેવેંદ્રનાથના મનમાં ભયનો સંચાર થયો. પહેલેથીજ તેઓશ્રી રૂઢિરક્ષક સ્વભાવના હતા. આથી આ સંસ્કારકાર્યથી યુવકવર્ગને અલગ રાખવા પ્રયત્ન કરવા લાગ્યા. ચારે બાજુ ભારે હિલચાલ શરૂ થઈ ચૂકી હતી. કેશવબાબુ તેમજ ગોસ્વામીજીની સરદારી હેઠળ, બ્રાહ્મ યુવકો અદમ્ય ઉત્સાહથી તથા અસાધારણ ખંતથી પોતાની વિવેકબુદ્ધિ સૂઝાડે તેવાં કાર્યો કરતા ચાલ્યા.

આ વખતે કલકત્તામાં એક મોટો વંટોળીઓ ચઢી આવ્યો. પરિણામે મુશળધાર વરસાદ વરસ્યો. પાણીનું તો પૂર ચાલ્યું. રસ્તામાં છાતીપૂર પાણી ભરાઇ રહ્યાં. આથી ઘણાં ઘરો પડી ગયાં અને ઝાડો પણ મૂળીઆંસહિત ઉખડી ગયાં. જોતજોતામાં રાજમાર્ગો નદીઓ જેવા થઇ ગયા. કેટલાંય મુડદાં તણાવા લાગ્યાં. માણસોના આર્તનાદથી મહાપ્રલયનું સૂચન થતું હતું, કોઇ કોઇના સામું જોતું નહોતું, સૌ પોતપોતાના બચાવમાં પડ્યા હતા. ધોળે દિવસે મેઘલી રાત જેવો દેખાવ થઇ રહ્યો. ગોસ્વામીજી છાપરે ચઢી પ્રકૃતિદેવીની આ તાંડવલીલા નિહાળી રહ્યા હતા; એટલામાં તેમને સાંભર્યું કે, આજ તો બુધવાર–ઉપાસનાનો દિવસ– છે; પણ કોની મગદુર છે કે આજ ઘરની બહાર નીકળી શકે? ઉપાસનાનો વખત જેમ જેમ નજીક આવવા લાગ્યો, તેમ તેમ ગોસ્વામીજી વધારે ને વધારે અધીરા થતા ગયા; પણ આવા ઉત્પાતમાં તેમને બહાર જવાની ઘરનાં બધાં માણસોએ ના પાડી. સૌએ વાર્યા છતાં પણ ગોસ્વામીજીનો પ્રબળ ધર્માનુરાગ તેમને

* ‘બ્રાહ્મસમાજની આધુનિક અવસ્થા’ નામના ગ્રંથમાંથી ઉદ્ધૃત.

બહાર લઇ ગયો. ઉત્પાતને ગણકાર્યા વગર તેઓ કમ્મર કસીને બહાર નીકળી પડયા; પણ હોલીડે સ્ટ્રીટમાં આવ્યા ત્યાં તો પાણી ગળાપૂર થયું. આગળ ચાલ્યા તો માથોડા ઉપર પાણી આવ્યું, પછી તો ગોસ્વામીજી તરીનેજ સમાજમંદિરમાં પહોંચ્યા. ત્યાં જઇને જુએ છે તો ત્યાં કોઈ પણ હાજર નહોતું અને સમાજનું મંદિર પણ પડું પડું થઈ રહ્યું હતું. પછી આચાર્ય દેવેંદ્રનાથનો મત જાણવા તેમણે એક કાગળ લખી મંદિરના નોકર સાથે મોકલાવ્યો. આચાર્યશ્રીએ જવાબમાં જણાવ્યું કે "આજ તો પ્રકૃતિદેવીનો જે ભીષણ વ્યાપાર ચાલી રહ્યો છે તેમાં પરમેશ્વરની લીલાનાં દર્શન કરો." આથી તેમને એકલાજ ઉપાસના કરવી પડી. ઉપાસના કરીને ગોસ્વામીજી પાછા ફરતા હતા તેવામાં રસ્તામાં કેશવબાબુનો ભેટો થયો. કેશવબાબુ પણ પાલખીમાં બેસી સમાજ મંદિરમાં આવતા હતા. ગોસ્વામીજી પાછા વળ્યા અને બન્ને સમાજમંદિરમાં ઉપાસના કરીને પાછા ફર્યા.

આ જળપ્રલય જેવા પ્રસંગમાં કલકત્તાની ઘણીયે સારી સારી ઈમારતો પણ ભોંયભેગી થઇ હતી. ઉપર જણાવ્યા પ્રમાણે સમાજમંદિર જે ડગમગી ગયું હતું તે પણ પડી ગયું, તેથી સમાજમંદિરનું કાર્ય શ્રીદેવેંદ્રનાથ ઠાકુરને બંગલે ચાલવા લાગ્યું. આ બંગલામાં જ્યારે પહેલે દિવસે ઉપાસના શરૂ કરવામાં આવી ત્યારે ગોસ્વામીજી વગેરે અન્યાન્ય બ્રાહ્મબંધુઓ આવીને જુએ છે તો પહેલાંના ઉપવીતધારી આચાર્ય વેદીપર ઉપાસના ચલાવી રહ્યા છે. તેમને આ વાત અસહ્ય લાગવાથી ગોસ્વામીજીએ બહાર ચોકમાં આવી આ બાબતનો સખ્ત વિરોધ ઉઠાવ્યો. પ્રથમનો અભ્યાસ પડી ગયેલો હોવાથી કેશવબાબુ પણ પહેલાં તો ઉપવીતધારી આચાર્યની ઉપાસનામાં જોડાયા હતા, પરંતુ પાછળથી ગોસ્વામીજીની દલીલોથી આકર્ષાઇ તેઓ પણ તેમની સાથે ભળ્યા અને તેજ વખતે બ્રાહ્મયુવકોએ ગોસ્વામીજીના આચાર્યપણા નીચે અન્ય સ્થળે જઇને ઉપાસના ચલાવી.

ઉપરનો મામલો શાંત થયા પછી ગોસ્વામીજી તથા સુધારક બ્રાહ્મયુવકોએ દેવેંદ્રનાથ પાસેથી ઉપરોક્ત વર્તનનો ખુલાસો માગ્યો, પણ દેવેંદ્રનાથે જે ઉત્તર આપ્યો તેથી કોઇને સંતોષ થયો નહિ. બ્રાહ્મયુવકોએ બુધવાર સિવાય બીજા કોઇ દિવસે ઉપાસના ચલાવવાનો ઠરાવ કર્યો, પણ દેવેંદ્રનાથ તેમાં સંમત થયા નહિ. આથી

નછૂટકે તેઓએ તેમની સાથેનો સંબંધ તોડી નાખી ઈ. સ. ૧૮૬૬ માં 'ભારતવર્ષીય બ્રાહ્મસમાજ'ની સ્થાપના કરી. કલકત્તા બ્રાહ્મસમાજનો સંબંધ છોડતાં પહેલાં, બ્રાહ્મયુવકોએ દેવેંદ્રનાથને એક માનપત્ર આપ્યું અને તેમને 'મહર્ષિ' પદથી વિભૂષિત કર્યા. દેવેંદ્રનાથે પણ કેશવબાબુને 'બ્રહ્માનંદ'ની ઉપાધિ આપી અને પોતાની બ્રાહ્મસમાજનું નામ આદિબ્રાહ્મસમાજ રાખ્યું.

ભારતવર્ષીય બ્રાહ્મસમાજની સ્થાપના થવાથી, ભારતવર્ષના સમસ્ત પ્રદેશના બ્રાહ્મબંધુઓ પોતાના હસ્તાક્ષર મોકલી તેના સભાસદતરીકે નોંધાયા. ગોસ્વામીજીના નેતૃત્વનીચે પ્રચારક બંધુઓ જ્વલંત ઉત્સાહથી અને અસાધારણ ખંતથી, સર્વત્ર બ્રાહ્મધર્મનો પ્રચાર કરવા લાગ્યા. તેમના તીવ્ર વૈરાગ્યથી, અસાધારણ ઉદ્યમથી, સ્વાર્થત્યાગથી તેમજ અપૂર્વ ધર્માનુરાગ વગેરે ગુણોથી આકર્ષાઇને ખાનદાન શિક્ષિત યુવકો પણ બ્રાહ્મધર્મની દીક્ષા લેવા લાગ્યા. દેવદૂતની પેઠે-એક બહાદૂર યોદ્ધાની પેઠે-તેમણે પ્રચારકાર્ય ચલાવ્યું. પોતાના દેહની તેમજ સ્તુતિનિંદાની તેમણે દરકાર નહોતી કરી. થાક શું? એ તો તેઓ જાણતાજ નહોતા."×

આ વખતે ગોસ્વામીજીની સાંસારિક સ્થિતિ બહુ બારીક હતી. ક્યાંયથી પણ તેમને ચોક્કસ આવક તો હતીજ નહિ, તેમ નહોતા કોઇની પાસે માગતા. પોતાની તેમજ પોતાના કુટુંબની આવશ્યક જરૂરીઆતો તરફ પણ દૃષ્ટિપાત ન કરતાં, તેઓશ્રીએ પોતાના ધન્ય જીવનનું મહાવ્રત કેવી રીતે ઉદ્યાપન કર્યું હતું તેના દૃષ્ટાંતરૂપે માત્ર બે ઘટનાઓ અત્રે આપવામાં આવી છેઃ-

(૧) એકાંતમાં ઉપાસના કરવા માટે એક દિવસ સવારના પહોરમાં ગોસ્વામીજી કાંકડગાછિના યોગોદ્યાનમાં ગયા હતા. ત્યાં તે વખતે ખાવાપીવાનો કોઈજાતનો બંદોબસ્ત નહોતો. ગોસ્વામીજીએ લગભગ બે પ્રહરસુધી ખાધાપીધા વગર ઉપાસના ચલાવી. ત્રીજો પ્રહર થયો ત્યારે તો તેમનાથી ભૂખ સહન થઇ શકી નહિ અને ઉપાસનામાં પણ મન બરાબર લાગ્યું નહિ. એટલે તેમણે પાસેના જળાશયમાંથી થોડી માટી ખાઇ લીધી અને જળપાન કરી લીધું. પાછા પોતે ધ્યાનભજનમાં લાગી ગયા. છેક સાંજે કલકત્તામાં પોતાને ઘેર આવ્યા. ઘેર આવીને જુએ છે તો ઘરમાં ખાવા-પીવાનું કંઇજ નહિ હોવાથી કોઇએ કંઈ રાંધ્યું કે ખાધું-

× 'તત્ત્વકૌમુદી' માંથી ઉદ્ધૃત.

પીધું નહોતું. તેમનાં ધર્મપત્ની શ્રીમતી યોગમાયા દેવીએ પોતાના નણદોઇ શ્રીયુત કિશોરીલાલ મૈત્રને ત્યાંથી બપોરે થોડુંક જમી લીધું હતું અને સાસુજીએ તો પાણી પીને દહાડો કાઢયો હતો. ગોસ્વામીજી આ બધું જોઇ સાંભળીને પથારીમાં જઇ સૂઇ ગયા. એવામાં શ્રીયુત યદુનાથ ચક્રવર્તી નામના એક બ્રાહ્મબંધુ તેમની પાસે ધર્મચર્ચા કરવા આવી ચઢયા. તેમણે ગોસ્વામીજીનું કરમાયલું મુખ જોઇ કહ્યું “ગોસાંઇજી! આજ આપ કંઇ જમ્યા કર્યા લાગતા નથી.” ગોસ્વામીજીએ જવાબ આપ્યો કે “રોજ તો ભગવાનપર ભરોસો રાખતો એટલે ખાવાનું મળી રહેતું, પણ આજ પોતાપર આધાર રાખ્યો તેનું આ પરિણામ છે.” આ વાત સાંભળી યદુનાથ બાબુએ પાટલૂનના ખિસ્સામાં હાથ નાખ્યો. પણ માત્ર દોઢજ પૈસો નીકળ્યો; તેઓ તરત તે દોઢ પૈસાના મમરા લઇ આવ્યા અને ગોસ્વામીજી તેમજ માતાજી વગેરેને ખાવાની વિનતિ કરી. બીજે દિવસે યદુનાથ બાબુએ આ બધી વાત કાંતિ બાબુને (એક બીજા બ્રાહ્મબંધુને) કહી, તેથી તેમણે ગોસ્વામીજીને ત્યાં અર્ધો રૂપિઓ મોકલાવ્યો. આમાંથી સીધું–સામાન લાવી રાંધવામાં આવ્યું. એવામાં હાલીશહેરનિવાસી શ્રીયુત મહેંદ્રબાબુના સસરા તથા સાળા મહેમાન થઇને આવ્યા. મહેંદ્રબાબુના સસરાએ કહ્યું કે, મારો દીકરો આજ ત્રણ દહાડાથી ભૂખ્યો છે, માટે તેને તરત જે કંઈ હોય તે જમાડો. તરતજ તેમને જમાડવામાં આવ્યા. બાકી જે રહ્યું તેમાંથી સાસુજી (મુક્તકેશી દેવી) તથા શ્રીમતી યોગમાયા દેવી થોડું થોડું જમ્યાં અને બાકીનું ગોસ્વામીજી માટે ઢાંકી રાખ્યું. ત્યાં તો ગોસ્વામીજી તથા મહેંદ્રબાબુ પણ આવી પહોંચ્યા. તે બન્નેએ જે કંઈ વધ્યું હતું તે ખાઇને જેમ તેમ કરીને દહાડો કાઢયો. ત્રીજે દિવસે સાસુજીનાં પૂજાનાં પાત્ર વગેરે વેચીને સૌને જમાડયાં.”

(૨) ગોસ્વામીજીના દરિદ્ર સંસારસંબંધી ઉલ્લેખ કરતાં પ્રચારકબંધુ શ્રી. નગેંદ્રનાથ ચટ્ટોપાધ્યાય જણાવે છે કે ‘હું તે વખતે કૃષ્ણનગરમાં રહેતો હતો. જ્યારે જ્યારે મારે કલકત્તા જવાનું થતું, ત્યારે બીજા કોઇ સગા–સ્નેહીને ત્યાં ન જતાં હું ગોસ્વામીજીને ઘેરજ ઉતરતો. તેમની સાથે મારે એવી ગાઢ મિત્રતા હતી અને ગોસ્વામીજી પણ મને એટલા બધા ચાહતા હતા કે મને તેમને ત્યાંનો સાદો ભાત પણ અમૃત જેવો સ્વાદિષ્ટ

લાગતો. એ વખતે એમની સ્થિતિ એવી નિર્ધન હતી કે તેમના ભોજનમાં શાકનું તો નામજ નહોતું. થોડા ભાતનેજ વધારી નાખવામાં આવતો, તેથી શાકની જરૂર રહેતી નહિ. આ ખોરાક સૌ આનંદપૂર્વક જમતાં. કોઇ કોઇ વાર તો એટલા બધા મહેમાન આવતા કે ઉપરનો ઓરડો સ્ત્રીવર્ગ માટે રાખવામાં આવતો અને પુરુષો બધા નીચેના ઓરડામાં સૂતા–બેસતા. આ બધા મહેમાનો ઘણોખરો વખત કેશવબાબુને ત્યાં સત્સંગ કરવામાં તથા ધર્મચર્ચા કરવામાં ગાળતા. કેશવબાબુ એ સૌને માટે મધપુડા જેવા હતા. તેમની પાસેથી જ્ઞાનવાર્તા સાંભળતાં કોઇને ઉઠવું ગમતું નહિ. આમ ને આમ સત્સંગ કરતાં કોઇ કોઇ વાર તો રાતના બે ત્રણ વાગી જતા; ત્યારે પાછલી રાતે સૌ પાછાં ઘેર આવતાં. રોજ ભગવાન અપાવે ત્યારે સૌને ખાવા મળતું. કંઇ પણ સંગ્રહ તો હતોજ નહિ, એટલે જે કંઇ યદૃચ્છાએ આવી મળે તે સૌ જમી લેતાં. ઘરમાં સ્ત્રીઓ મોડી રાતસુધી રાહ જોઇ જોઇને સૂઈ જતી. ઘણી વાર રાત્રે વાળુ કરવાનું પણ મળતું નહિ. કોઇ દિવસ જો ભાત મળતો તો તેમાં ચપટી મીઠું નાખી, અમૃતની પેઠે સૌ ભાઇ-બહેનો તે મહાપ્રસાદ આરોગતાં.

રાત્રે વાળુના સાંસા પડતા, એટલુંજ નહિ પરંતુ ઘણી વાર તો દિવસે પણ ખાવાનું ઠેકાણું નહોતું. એક તો પોતેજ ભૂખથી અકળાઈ ગયા હોય તેમાં વળી દારિદ્રયપીડિત કુટુંબીજનો પોતપોતાની કથની સંભળાવે એટલે તો પછી ગોસ્વામીજીના દુઃખમાં બાકીજ રહેતું નહિ. ઘણાજ થોડા માણસો તેમની આ સ્થિતિ જાણતા અને કોઇ કોઇ તો પોતા પાસે નહિ હોવાથી બીજાઓને તેમની હકીકત કહીને ચાર આઠ આના માગી લાવતા. ઘણી વાર તો આંગણામાં ઉગેલી ભાજીનો શાકતરીકે ઉપયોગ થતો; એટલુંજ નહિ પરંતુ કેટલીક વાર તો આ ભાજીથીજ ચલાવી લેવું પડતું.*

આ પ્રમાણે ગોસ્વામીજીને તથા તેમના કુટુંબપરિવારને દારિદ્રયદુઃખથી કેટલી વાર પીડાવું પડ્યું હશે તે કહી શકાય તેમ નથી.

અત્યારસુધી તો ખ્રિસ્તી ધર્મપ્રચારક પાદરીઓ વગરવિઘ્ને ખ્રિસ્તી ધર્મ ફેલાવ્યે જતા હતા; અને ધાર્યા કરતાં પણ સારૂં પરિણામ આવેલું જોઇને એટલા બધા ફૂલાઈ ગયેલા કે, તેઓ અમુક વખતમાં

* શ્રીયુક્ત બંકુવિહારીકરપ્રણીત "ગોસ્વામીજીના જીવનચરિત્ર" માંથી ઉદ્ધૃત.

આખા બંગાળામાં અને ત્યારપછી અમુક મુદતમાં આખા ભારતવર્ષમાં ખ્રિસ્તી ધર્મનો દિગ્વિજય થવાનાં સ્વપ્ન જોવા લાગ્યા; પરંતુ તેમના હવાઇ કિલ્લા ઉડી ગયા. તેમના પ્રચારકાર્યની સામે નવા બ્રાહ્મધર્મરૂપી મોટો પહાડ આડો આવ્યો. શિક્ષિત યુવકોનું બ્રાહ્મધર્મપ્રત્યેનું આકર્ષણ જોઇ તેઓ બે ઘડી સ્તંભી ગયા. આથી તેઓ આ નવા ધર્મને શી રીતે પાછો પાડવો તેનીજ યુક્તિ–પ્રયુક્તિઓ યોજવા લાગ્યા. પછી વિલાયતના આગેવાન પાદરીઓની મંત્રણાને પરિણામે એવું ઠર્યું કે, આ નવીન ધર્મના પ્રચારકોને વાદવિવાદમાં હરાવે તેવા હોંશિયાર પાદરીઓને હિંદુસ્થાન મોકલવા. આ વખતે ગોસ્વામીજી, કેશવબાબુ તથા પ્રતાપચંદ્ર મજુમદાર વગેરે પ્રચારકો પ્રચારકાર્ય માટે અલ્લાહાબાદ આવ્યા હતા. વિલાયતથી આવેલા પાદરી સાહેબ પણ મુંબાઇથી બારોબાર તેજ દિવસે અલ્લાહાબાદ આવી પહોંચ્યા.

એક દિવસ ઉપાસના કરી રહ્યા પછી પ્રચારકો પોતપોતાના કામમાં પરોવાયેલા હતા, ત્યારે તે પાદરી સાહેબ તેમને મળવા માટે આવ્યા. શ્રીમાન કેશવબાબુએ તેમને આદરસત્કાર આપી બોલાવ્યા અને સન્માનપૂર્વક બેસાડયા. પછી તેમના આગમનનું કારણ પૂછતાં તે પાદરી સાહેબે જણાવ્યું કે, "એક નવીન ધર્મ ખ્રિસ્તી ધર્મના પ્રચારમાં ડખલ કરે છે, તેની તપાસ કરવાને માટે વિલાયતથી અત્રે આવ્યો છું અને હાલ હું આપ લોકોની સાથે ધર્મસંબંધી ચર્ચા કરવા ઇચ્છું છું." વાતચીતના પ્રસંગ દરમિયાન પાદરી સાહેબ સૌનું ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરી રહ્યા હતા. થોડી વાર રહીને તેમણે ગોસ્વામીજીને ઉદ્દેશીને પૂછ્યું કે "શાંતભાવે એકચિત્તે પદ્માસન વાળીને જેઓ ધ્યાન કરી રહ્યા છે તે મહાપુરુષ કોણ છે?" કેશવબાબુએ જવાબ આપ્યો કે "એ વિજયકૃષ્ણ ગોસ્વામી છે." પછી વળી પાદરી સાહેબ બોલ્યા કે "મને તો ખબર છે અને વિશ્વાસ પણ છે કે, ભગવાન ઇસુખ્રિસ્ત સિવાય આ પૃથ્વીમાં માનવજાતનો બીજો કોઇ પણ તારણહાર નથી. માનવીઓનાં બધાં પાપ વહોરી લે એવો બીજો કોઇ મહાપુરુષ થયો છે? આ બધી વાતનો ખુલાસો મેળવવા હું આપની પાસે આવ્યો છું. તમારામાંથી જે મહાપુરુષ હજી પણ ધ્યાનમાંથી–ઉપાસનામાંથી–જાગ્યા નથી અને જેમનું નામ આપે વિજયકૃષ્ણ કહ્યું તે મહાશયની સાથે હું વાતચીત કરવા ઇચ્છું છું. તેઓ જો કૃપા કરી અહીંઆં ટેબલ

પાસેની ખુરશીપર આવી બેસે તો હું બહુ આભારી થઇશ. હું અંગ્રેજ છું તેથી મને એમની પેઠે બેસવાનો અભ્યાસ નથી, તેમ મને તેમના ધ્યાનમાં ભંગ પાડવાનું પણ ઠીક લાગતું નથી."

આ પ્રમાણે વાતચીત ચાલી રહી હતી, એટલામાં ગોસ્વામીજી પણ ધ્યાનમાંથી જાગવા લાગ્યા હતા. પહેલાં તેમનાં નયનો ઉઘડયાં. ધીરે ધીરે શરીર પણ જાગ્રત થવા લાગ્યું અને ત્યારપછી ઉપાસનાની પૂર્ણાહુતિસમયના શાંતિવાચક શબ્દો "**हरिः ॐ शांतिः शांतिः शांतिः ॥**" નું ઉચ્ચારણ કરી ગોસ્વામીજી આસન ઉપરથી ઉઠયા. ત્યારે શ્રીમાન કેશવબાબુએ તેમને પાદરી સાહેબનો વિચાર કહી સંભળાવ્યો. ગોસ્વામીજીએ જયારે જાણ્યું કે, સાહેબ બંગાળી ભાષા પણ જાણે છે, ત્યારે તેમણે બંગાળીમાં વાતચીત શરૂ કરી. ગોસ્વામીજીએ જણાવ્યું કે "સાહેબ ! આપે તો અનેક સ્થળે ધર્મનો પ્રચાર કર્યો છે અને શાસ્ત્રોનો પણ સારો અભ્યાસ કર્યો છે. હવે આપ ભારતવર્ષમાં ધર્મપ્રચાર કરવા પધાર્યા છો. ઠીક છે, એ તો બહુ સારી વાત; તો હવે કૃપા કરીને મારા કેટલાક પ્રશ્નોનો ઉત્તર આપોઃ-(૧) ધર્મ એટલે શું ? (૨) ધર્મનું મૂળ કયાં છે ? (૩) આત્મા કોને કહેવાય અને તેનું સ્વરૂપ કેવું છે ? (૪) સત્ય શી વસ્તુ છે અને સત્ય શાને કહેવાય ? (૫) માયા શી વસ્તુ છે અને તેનું સ્વરૂપ કેવું છે ? (૬) અસત્ય કોને કહેવાય અને પાપ કોને કહેવાય ?" ઉદારચિત્ત વિચક્ષણ પાદરીસાહેબ તો આ ગંભીર પ્રશ્નમાળા સાંભળીને સ્તબ્ધજ થઈ ગયા, અને થોડી વારસુધી તો મુંગાજ બેસી રહ્યા. પછી ધીરે ધીરે કહ્યું કે "મહાશય ! આવા પ્રશ્નો તો મને કોઇએ પૂછયા પણ નથી, તેમ મારા અંતરમાં પણ ઉઠયા નથી. માત્ર ઇસુખ્રિસ્ત અને બાઇબલ એ બે સિવાય ધર્મસંબંધમાં હું બીજું કંઇ પણ જાણતો નથી." પછી કેશવબાબુએ સાહેબને કહ્યું કે "સાહેબ ! સાંભળો, આ દેશનું નામ ભારતવર્ષ છે. ધર્મ કે સંસ્કૃતિ જે કહો તેનો પ્રચાર પહેલાં આ દેશમાંથીજ સર્વત્ર થયેલો છે. પહેલાં ગ્રીસમાં ભારતવર્ષની સંસ્કૃતિએ પ્રવેશ કર્યો અને ત્યાંથી આખા યૂરોપમાં તેનો પ્રચાર થયો. જે ખંડમાં આ ભારતવર્ષ આવેલો છે તે ખંડનું નામ એશિયા છે. આ એશિયાખંડના ઉત્તર-પશ્ચિમ ભાગના એક નાના ગામડામાં આપના ઇસુખ્રિસ્તનો જન્મ થયો હતો. તમારા કરતાં તો અમે ઈસુખ્રિસ્તને વધારે સારી રીતે જાણીએ છીએ. અમે પણ તેમને એક

મહાપુરુષ માનીએ છીએ, પણ તે કંઇ અમારા ઇષ્ટદેવ નથી. ઇષ્ટદેવ તો એક ભગવાનજ છે કે જે ઇસુખ્રિસ્તના પણ પિતા કહેવાય છે. પરમેશ્વર એકજ છે, તે અચ્યુત છે. આ જે આપણે બધા છીએ તે બધા તે એકજ અદ્વિતીય પરમ પિતા-પરમેશ્વરનો પરિવાર છીએ. હવે જો આપ ભારતવર્ષમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા માગતા હો તો પહેલાં તો આપ સીધા ઇંગ્લૅંડ જાઓ અને ત્યાં જઇ અમારા પ્રશ્નોના ઉત્તર મેળવો, પછી અહીં આવવાનો વિચાર કરજો." આટલી વાતચીત થયા પછી પાદરી સાહેબ વધારે વાણીવિલાસ કર્યા વગરજ વિલાયત સિધાવી ગયા.*

ત્યારપછી ગોસ્વામીજી બ્રાહ્મધર્મનો પ્રચાર કરવા પંજાબ તરફ ગયા. સાંભળ્યું છે કે, તેઓ ત્યાં રહ્યા તે દરમિયાન એક દિવસ અચાનક તેમને ચિત્તભ્રમ જેવું થઇ ગયું હતું. સ્વચ્છ સફેદ સ્ફટિકમણિની પાસે જે વખતે લાલ, લીલો વગેરે જે કોઇ પદાર્થ રાખવામાં આવે ત્યારે તેમાં આબેહુબ તેવુંજ પ્રતિબિંબ પડે છે; તેમ ગોસ્વામીજીને પણ આ જે મનોવિકાર થઈ આવ્યો તેનું પણ કોઇ તેવુંજ કારણ હોવું જોઇએ; નહિ તો આવા પવિત્રાત્માના હ્રદયમાં કંઇ નાની સુની બાબતથી આવો ફેરફાર થાય નહિ. ગમે તેમ હોય, પરંતુ એક રાત્રે જ્યારે ગોસ્વામી પ્રભુ આત્મચિંતન કરતા હતા, ત્યારે તેમને એ બાબત સાંભરી આવી અને મનમાં ભારે પરિતાપ થવા લાગ્યો. પહેલાં તો તેમણે શાંતિ મેળવવા માટે પોતાની તે વખતની માનસિક પરિસ્થિતિને મળતું એક ભજન રચી કાઢ્યું અને તે ભજન ઘણી વારસુધી ભાવભીના હ્રદયે, ગદ્‌ગદ્‌ કંઠે અને અશ્રુભીની આંખે ગાયા કર્યું. એ ભજનનો ભાવ નીચે પ્રમાણે હતો:—

'મારૂં મન ગંદા કાદવ જેવું મલિન છે એવી સ્થિતિમાં ઓ નાથ! તમને હું કેવી રીતે બોલાવી શકું? મોટા દાવાનળમાં એક તણખલાનો શો હિસાબ? હે પ્રભુ! તમે પુણ્યતેજથી ઝળહળતા દાવાનળ જેવા છો; અને હું તણખલા જેવો અધમ પાપી તમારૂં પૂજન પણ કેવી રીતે કરી શકું? સાંભળ્યું છે કે તમારા નામ-કીર્તનથી મહાપાપીઓ પણ તરી ગયા છે, પણ તમારૂં નામસ્મરણ કરતાં આજે મારૂં હૈયું ધડકે છે કેમ? મને તો પાપને પંથેજ ચાલવાની ટેવ પડી ગયેલી છે. હે નાથ! હું આપના પુણ્યમાર્ગનો

* 'સાધુ શ્રીધર ઘોષ'ની ડાયરીમાંથી ઉદ્ધૃત

આશ્રય શી રીતે લઉં ? ઓ દીનદયાળ! આપનાજ બળથી આ અધમ પાપીને તારી શકો તેમ હો તો મારા વાળ પકડીને પરાણે પણ આપના ચરણકમળમાં લઇ આશ્રય આપો."

આ ભજન ઘણી વાર ગાયું તોપણ કંઇ મનોભાવ બદલાયો નહિ, તેથી ગોસ્વામીજી આપઘાત કરવાનો સંકલ્પ કરી, ઘોર રાત્રે રાવી નદીને કિનારે આવ્યા અને ગળામાં પથ્થરની ગાંસડી બાંધી જેવા નદીમાં પડવા જાય છે તેવાજ તેમને પાછળથી એક ફકીરે ઝાલી રાખ્યા, અને કહ્યું કે "બચ્ચા! કંઇ આપઘાત કર્યાથી પાપ-પ્રવૃત્તિનો નાશ થતો નથી. ધીરજ રાખ, ખુદા તારૂં ભલું કરશે. જ્યારે ખુદાની રહેમ-નજર થશે ત્યારે તને ખબર પણ નહિ પડે કે તારૂં પાપ ક્યાં ચાલ્યું ગયું ? પણ તેને હજી સમય લાગશે. ખુદાએ બધી બાબતોનો વખત નક્કી કરી રાખેલો છે. જે કાળે જે બનવાનું હોય છે તે બન્યાજ કરે છે. હવામાં ધૂળ ઉડે છે તે પણ તેની ઇચ્છાથીજ ઉડે છે; માટે ગભરાઓ નહિ. જાઓ, આ ખલકમાં ખુદાનો ખેલ જુઓ !" ગોસ્વામીજી તો આ ફકીરને જોઇને ઘણાજ આશ્ચર્ય પામ્યા અને તેમણે તે ફકીરને પૂછ્યું કે "સાંઇ બાવા ! આપને આ વાતની ખબર શી રીતે પડી ?" ફકીરે કહ્યું કે "હું ધ્યાન-ભજન કરતો હતો એવામાં દૈવી વાણી સંભળાઇ કે 'એક પવિત્રાત્મા આપઘાત કરવા તૈયાર થયા છે. જાઓ, તેને તરત સહાય કરો.'" ત્યારે ગોસ્વામીજીએ ફરીથી કહ્યું કે " જુઓ, મારૂં મન બહુ મેલું છે, આવું અપવિત્ર જીવન ગાળવામાં લાભ શું ? " ફકીરે હસીને જવાબ આપ્યો કે " ત્યારે એવા મેલા મન સાથે પરલોકમાં જવાથી પણ લાભ શો ? ખુદાની બંદગી કરો, એજ તમને પવિત્ર કરશે. પવિત્ર થઈને મરવું એજ સારૂં છે. તમે પોતાને નાપાક માનો છો તે ઠીક છે, પણ તમે કેના પાક પુરુષ છો તે તમે જાણુતા નથી. થોડો વખત તમારી સાધના આગળ ચલાવો, એટલે તમે કોણ અને કેવા છો, એ તમને દર્પણ પેઠે જણાઈ રહેશે. રોજ રાત્રે સૂતી વખતે ભગવાનને જગતમાતારૂપે ભજજો. જગદંબાનું નામ જપતાં જપતાં તમારૂં મન તન્મય થઇ જશે અને તમને નિદ્રા પણ આવી જશે. આ પ્રમાણે કરશો એટલે તમારા મનમાં કોઈ પણ અયોગ્ય વિચાર આવી તમને સતાવશે નહિ....વગેરે." આ પ્રમાણે શાંતિદાયક ઉપદેશ આપી ફકીર સાહેબ પોતાના મુકામે ચાલ્યા ગયા અને ગોસ્વામીજી પણ કૃતજ્ઞતાપૂર્ણ ચિત્તે ઘેર જઈ સૂઈ

ગયા. આ વાત બન્યા પછી ઘણે વખતે ગોસ્વામીજીને તે ફકીરનો ફરીવાર હરિદ્વારમાં ભેટો થયો હતો. યોગમાર્ગનો અભ્યાસ કરવાથી, આ વખતે ગોસ્વામીજીએ આધ્યાત્મિક જીવનમાં સારી પ્રગતિ કરેલી હતી. ફકીરસાહેબ પણ ગોસ્વામીજીના ચહેરામાં ખુદાઈ નૂર જોઇને ખુશી થયા અને કહ્યું કે "જુઓ, હવે તમે કેવી અપૂર્વ અને આનંદદાયી સ્થિતિ પ્રાપ્ત કરી છે ! તે વખતે જો આપઘાત કર્યો હોત તો આવી મઝા આવત !....વગેરે."‡

ત્યાંથી ગોસ્વામીજી શીખ સંપ્રદાયના મુખ્ય યાત્રાસ્થાન સુવર્ણમંદિરનાં દર્શન કરવા અમૃતસર ગયા, ત્યારે તેમણે સાંભળ્યું કે, એક વખત ગુરુ નાનકદેવને તરસ લાગી, એટલે તેઓ એક સૂકા સરોવર પાસે ગયા અને પાણી માગ્યું. પ્રભુ કૃપાથી તે સરોવરમાં પીવાલાયક પાણીનો ઝરો ફૂટી નીકળ્યો. ત્યારથી તે સરોવરનું નામ 'અમૃતસાગર' કહેવાય છે. શીખ સંપ્રદાયના ચોથા ગુરુ રામદાસજીએ ઇ. સ. ૧૫૭૪ માં 'અમૃતસર'ને ખોદાવી મોટું કરાવ્યું અને તેની વચમાં એક સુંદર મંદિર બંધાવ્યું. આ મંદિરને શીખલોકો 'ગુરુદરબાર' અથવા 'દરબાર સાહેબ' કહે છે. કાળના પ્રભાવે આ મંદિરનો કબજો થોડો વખત અફઘાન લોકોના હાથમાં આવ્યો. તેઓએ મંદિરને ભાગી ખંડેર કરી મૂક્યું હતું. પછી છેક ઇ. સ. ૧૮૦૨ માં મહારાજા રણજિતસિંહે અમૃતસરનો કબજો લીધો, ત્યારે તેમણે તે મંદિરને નવેસરથી સમરાવ્યું અને તેના ઉપર સોનાનાં પતરાં મઢાવ્યાં. ત્યારથી તે સુવર્ણમંદિર કહેવાય છે.

આ અમૃતસર લંબાઇ–પહોળાઇમાં સમચોરસ છે. તેને ચારે બાજુએ શ્વેત પથ્થરથી બાંધવામાં આવ્યું છે. આથી સરોવરની મધ્યનું સુવર્ણમંદિર બહુજ શોભાયમાન દેખાય છે. મંદિરમાં જવા માટે એક સંગેમરમરનો પૂલ બાંધેલો છે. મંદિર પણ સંગેમરમરથીજ બાંધેલું છે. મંદિરમાં કેટલાક વિભાગ પાડેલા છે. તેમાં મુખ્ય વિભાગમાં ગુરુ નાનકદેવ, ગુરુ ગોવિંદસાહેબ વગેરે શીખ ગુરુઓના ઉપદેશ ગ્રંથો એટલે કે 'ગ્રંથસાહેબ'ની સ્થાપના કરવામાં આવી છે. હમેશાં તેની ઘણા આદરપૂર્વક પૂજા થાય છે. આ સિવાય અહીં કોઇ દેવદેવીની પ્રતિમા નથી.

આ મંદિરમાં આઠે પહોર ધર્મધ્યાન થતું જોઇ ગોસ્વામીજીને બહુ આનંદ થયો. ઘણે ભાગે આખો દિવસ મંદિરમાં પાઠ, પૂજા,

‡ ગોસ્વામીજી પાસેથી સાંભળેલું.

કીર્તન, ભજન, ભોગ તેમજ આરતિ વગેરે વિધિસહિત થયા કરતું હતું. માત્ર ચાર ઘડી રાત રહે ત્યારથી તે સૂર્યોદય થતાંસુધીજ શાંતિ રહેતી; પરંતુ ત્યારે પણ ઘણા શીખ ભક્તો ધ્યાન-ભજન કરતા જોવામાં આવતા. એ નિયમ હજી પણ એ પ્રમાણેજ ચાલ્યો આવે છે. ગોસ્વામીજીના હૃદયમાં 'અમૃતસર' ની એવી સુંદર છાપ પડી હતી કે જ્યારે પણ પ્રસંગ આવે ત્યારે તેઓ ગુરુદરબારની વાતો બહુ આનંદપૂર્વક કહેતા હતા.

થોડો વખત ગોસ્વામીજી પંજાબમાં રહી, ત્યાંથી બ્રાહ્મધર્મપ્રચારાર્થે, મથુરાં થઇ વૃંદાવન આવ્યા. ત્યાં એક દિવસ બ્રાહ્મધર્મસંબંધી ભાષણ આપતાં ગોસ્વામીજી ભગવાનની ગોપલીલાનું વર્ણન કરવા લાગ્યા. આ વાત કેટલાક બ્રાહ્મબંધુઓને ઠીક લાગી નહિ. ભાષણ સમાપ્ત કરી ગોસ્વામીજી જ્યારે બેસી ગયા ત્યારે એક બ્રાહ્મબંધુએ પૂછ્યું કે "બ્રાહ્મધર્મસંબંધી વિવેચનમાં તમે આ બધું શું ભરડી માર્યું?" ગોસ્વામીજીએ જવાબ આપ્યો કે " સ્થાનનો પણ મહિમા છે. હું ઇરાદાપૂર્વક પણ બોલ્યો નથી, તેમ કલ્પના કરીને પણ કહ્યું નથી; પણ મને જે નજરે જોતો હોઉં તેની પેઠે દેખાયું તેજ કહ્યું છે." આગળ ઉપર જ્યારે ગોસ્વામીજીને ભાવસમાધિ થઇ જતી ત્યારે બ્રાહ્મસમાજના ઉપાસનામંદિરમાં પણ તેમનાથી આવું કેટલુંક આપોઆપ બોલાઇ જતું. પછી તો આવું બહુ વાર બનવા લાગ્યું. કેટલીક વાર જ્યારે તેમના અંતઃકરણમાં દિવ્ય આવિર્ભાવ થતો ત્યારે તે દિવ્ય સ્વરૂપનું વર્ણન કરતાં કરતાં છેવટે 'મા' 'મા' એવા શબ્દો બોલી તેઓ આકુળવ્યાકુળ પણ થઇ જતા; સામાન્ય ઉપાસકવર્ગને તેમની આ સમયની સ્થિતિનો ખ્યાલ પણ આવતો નહિ અને સૌ પોતપોતાની યોગ્યતા પ્રમાણે કલ્પના કરતા.*

શ્રીવૃંદાવનથી ગોસ્વામીજી પ્રચારાર્થે પાછા મથુરાં થઇ આગ્રા આવ્યા. અહીં રહ્યા ત્યારે તેમને એક અદ્ભુત સ્વપ્ન દેખાયું હતું. ગોસ્વામીજીએ પોતાના 'ધર્મતત્ત્વ' નામે ગ્રંથમાં આ સ્વપ્નવૃત્તાંત આપ્યું છે તે અત્રે આપીએ છીએઃ-" એક દિવસ હું તાજમહાલ જોવા ગયો. તે રાત્રે મને સ્વપ્ન આવ્યું. તેમાં હું તાજમહાલના ઉદ્યાનમાં ઉભો હતો. એટલામાં તો ઉદ્યાનનાં બધાં વૃક્ષો સુંદર સ્ત્રીઓરૂપે દેખાયાં. તે બધી સ્ત્રીઓ મારી પાસે આવી. તેમનું

* રાયસાહેબ વિધુભૂષણ મજુમદારે આપેલાં વિવરણ ઉપરથી.

અપૂર્વ રૂપલાવણ્ય જોઇ મને લાગ્યું કે આ તે દેવકન્યાઓ છે કે શું? થોડી વાર પછી તે સ્ત્રીઓએ મને પૂછયું કે 'તું આ પવિત્ર સ્થાનમાં કેમ આવ્યો છે?' પછી મેં જોયું કે, આ સ્ત્રીઓ ઘડીકમાં વૃક્ષ થઇ જતી તો ઘડીકમાં સ્ત્રીઓ બની જતી! હું તો તેમના આ વેશપલટાથી દિંગ્મૂઢ જેવો થઇ ગયો અને થોડી વાર તો તેમને ચૂપચાપ જોઇજ રહ્યો. પછી મેં ધીરે રહીને કહ્યું કે 'મને આપની પાસેથી ઉપદેશ સાંભળવાની ઇચ્છા છે. કૃપા કરીને કહો કે ઇશ્વરનું સર્વવ્યાપીપણું શી રીતે, સમજી શકાય? તેઓએ કહ્યું કે 'શું તમે હજીસુધી ઇશ્વરની બાબતમાં અજ્ઞાન છો? જે દયાળુ પ્રભુના રાજ્યમાં આપણે રહીએ છીએ તથા જેમની સત્તાસ્ફૂર્તિવડેજ આપણે શ્વાસ લઇ શકીએ છીએ, તે પ્રભુની સર્વવ્યાપકતાવિષે હજુ તમને શંકા રહે છે?' તેમનો આવો ઉત્તર સાંભળી હું તો શરમનો માર્યો નીચુંજ જોઇ રહ્યો. પછી મેં કહ્યું 'હું તો એક મૂર્ખ અને પામર પ્રાણી છું, તમે મને ઉપદેશ આપી કૃતાર્થ કરો.' પછી તેઓ પ્રસન્ન થઇને બોલી કે 'અમારા જેવી પરીઓ કયાંય દીઠી છે?' મેં જવાબ આપ્યો 'ના, સ્વપ્નમાં પણ નથી દીઠી.' તેમણે કહ્યું 'માત્ર પરમાત્માએજ અમને આવું અદ્ભુત રૂપ આપેલું છે. તે પ્રભુ અમારામાં વિલસી રહ્યો છે. તે પ્રભુનુંજ દિવ્ય રૂપલાવણ્ય અમારા શરીરમાં પ્રકાશી રહ્યું છે, એમનાજ સૌંદર્યથી અમે સુંદર બન્યાં છીએ અને સૌને સુંદર દેખાઇએ છીએ. તેમની કૃપાસિવાય કોઇ પણ સૌંદર્યને પામી શકતું નથી. આ વાતનો ગૂઢ અર્થ તમે સમજી શકો, તો પછી તમને પરમેશ્વરના જેવું સૌંદર્ય બીજે કયાંય દેખાશે નહિ.' આટલું કહી તેઓએ પાછું વૃક્ષનું રૂપ ધારણ કરી લીધું. પછી બીજી તરફ જોઉં છું તો કેટલાક વૃદ્ધો કહેતા હતા કે 'તે પરમ ઐશ્વર્યવાન અને પરમ સુંદર પરમાત્મા આપણામાં પણ વ્યાપી રહ્યા છે એટલેજ આપણે પ્રાણવાન–બળવાન છીએ.' આટલું કહેતાં કહેતાંમાં કોઈ કોઇ મોટા વૃક્ષરૂપે બની ગયા. પછી હું પણ જાગી ઉઠયો. આ સ્વપ્નથી મને ઘણો લાભ થયો. પહેલાં જે મને શૂન્ય જેવું લાગતું તે હવે પરમાત્માથી ભરપૂર લાગે છે."

આગ્રાથી ગોસ્વામીજી લખનૌ, કાનપુર વગેરે સ્થળે બ્રાહ્મધર્મનો પ્રચાર કરતા કરતા પાછા કલકત્તા આવ્યા.

ઈ. સ. ૧૮૬૩ ની આખરમાં ગોસ્વામીજી ઢાકા ગયા. પૂર્વ-

બંગાળામાં તેઓ પહેલવહેલાજ બ્રાહ્મધર્મનો પ્રચાર કરવા આવ્યા હતા. તેમણે ત્યાં ગયા પછી કેટલાંક જાહેર ભાષણો આપ્યાં. આ ભાષણો સાંભળી ઘણા કેળવાયેલા લોકોને બ્રાહ્મધર્મપર શ્રદ્ધા બેઠી. × × × તે વખતે અને ત્યારપછી પણ તેમણે ઢાકા, મૈમનસિંગ, કુમિલ્લા વગેરે સ્થાને ફરીને બ્રાહ્મધર્મ સંબંધી જે પ્રચંડ આંદોલન કર્યું હતું તેથી પૂર્વબંગાળને ઘણોજ લાભ થયો હતો.*

આ વખતે ગોસ્વામીજીને આચાર્ય કેશવચંદ્રે કલકત્તાથી પ્રચારકાર્ય સંબંધી જે પત્ર લખ્યો હતો તે અહીં અક્ષરશઃ આપીએ છીએ.

### જય જગદીશ

પ્રેમપૂર્વક ઘણા ઘણા નમસ્કાર !

જય, જય, વિજયનો જય થાઓ! તમે જે વિજયપતાકા ફરફરાવી રહ્યા છો તે અહીંથી પણ દેખાય છે. તમારા પ્રચંડ ઉત્સાહના તરંગો અહીં સુધી આવી મને પણ હલમલાવી મૂકે છે. તમારા વિશુદ્ધ હૃદયમાં ઇશ્વરની જે જીવતી-જાગતી જ્યોત પ્રકાશી રહી છે તેના ઝળહળતા તેજથી વહેમો અને કુસંસ્કારો ભસ્મીભૂત થઈ જશે તેમાં આશ્ચર્ય શું ? તમને ફરી એક વાર "જય જય" કહું છું; બ્રાહ્મધર્મનો મહિમા આજપર્યંત સત્યપરાયણ પ્રચારક વિના ઢંકાયલોજ પડી રહ્યો હતો, તે મહિમા આજે આપના જેવા પ્રચારકદ્વારા ફેલાઇ રહ્યો છે; એટલે હવે મારે કંઇ ચિંતા કરવાનું રહ્યું નથી. એક ઈશ્વરજ આપણો પ્રભુ-નિયામક છે. ઉંચે સ્વરે તેનુંજ નામસંકીર્તન કરો. વૈરાગ્યવાન થઇને સંસારને સ્વાધીન કરો, પ્રચંડ ઉત્સાહથી-આંદોલનથી સૌને અજ્ઞાન-નિદ્રામાંથી જાગૃત કરો. પ્રેમસૂત્રથી સૌને વશ કરો અને દેશ-દેશાંતરમાં આપણા બ્રાહ્મ-રાજ્યને ફેલાવો, તેનો વિસ્તાર કરો; તેમજ આપની સાથેના દરિદ્ર બંધુઓને શહેનશાહ કરતાં પણ વધારે સુખી અને સમૃદ્ધ કરો. હું તો તમારા તરફથી ઘણી ઘણી આશાઓ રાખું છું. જેમ જેમ તમે વિશેષ પ્રચાર કરતા જશો, તેમ તેમ આપણું ઐશ્વર્ય તથા સૌભાગ્ય વધતું જશે.

ઠીક છે ભાઈ ! પણ હવે એક વાત પૂછી લઉં. તમે આવા સ્વાર્થી કેમ છો ? તમે એકલા એકલાજ બધો આનંદ ભોગવ્યા કરશો ? 'ઢાકા'ની ખાણમાં જે અમૂલ્ય રત્નો ઢંકાયલાં હતાં તે

---

* 'ઢાકા બ્રાહ્મસમાજના સંક્ષિપ્ત વિવરણમાંથી ઉદ્ધૃત.

બધાં શું તમેજ લઇ લેશો ? મને તો એક વાર પણ બોલાવશો નહિ કે શું ? હું તો કંગાળની પેઠે અહીં પડયો રહ્યો છું. તમારા ઉત્સવમાં મારો ભાગ નહિ રાખો કે શું ? મને ઢાકા આવવાનું નિમંત્રણ શું નહિજ મોકલો ? તમે જ્યાંસુધી રજા ન આપો ત્યાં-સુધી મારાથી આવી શકાય પણ નહિ. ઇતિ.

| | |
|---|---|
| કલકત્તા, કૌલુતલા<br>શક-૧૭૮૬ માઘ તિ. ૨૪ | અભિન્નહૃદય બંધુ<br>શ્રી કેશવચંદ્ર સેન |

આ પ્રમાણે પૂર્વબંગાળામાં વિજય-પતાકા ઉડાવી થોડો વખત વિશ્રાંતિ લેવા ગોસ્વામીજી શાંતિપુર આવ્યા. અહીં થોડો વખત રહીને બં.ગ. સં. ૧૨૭૨ના આશ્વિન માસમાં ગોસ્વામી-જી પાછા કલકત્તા આવ્યા, અને વળી પાછા ત્યાંથી આચાર્ય કેશવચંદ્ર અને સાધુ અઘોરનાથને સાથે લઇ કાર્તિકની ૧૯મી તિથિએ પ્રચારકાર્ય માટે ઢાકા આવ્યા. તેમનું સ્વાગત કરવા માટે ઢાકાનિવાસી બ્રાહ્મબંધુઓ, ખૂબ આતુરતાપૂર્વક બુડીગંગાને કાંઠે રાહ જોતા ઉભા હતા. તેઓ પધાર્યા ત્યારે તેમના દર્શનથી ઢાકાનિવાસીઓના આનંદનો પાર ન રહ્યો.

પછી ગોસ્વામીજી પ્રચારકાર્ય માટે ઢાકાથી બારિસાલ આવ્યા અને ત્યાં પંદર દિવસ સુધી'બ્રાહ્મધર્મ શું છે ?' 'ઉપાસનાજ મ-નુષ્યનું જીવન છે', 'મૃત્યુ પછી શું ?', 'આત્મદષ્ટિ', 'બ્રાહ્મબંધુઓનું કર્તવ્ય' વગેરે જૂદા જૂદા વિષયોપર જૂદાં જૂદાં ભાષણો આપ્યાં. તેમની ખરા હૃદયની ભાવભીની ઉપાસનાથી તેમજ ઓજસ્વી વાણીથી આકર્ષાઈ રોજરોજ સેંકડો માણસો ઉપાસનામંદિરમાં આવતાં એ બધી વાત સાચી; પરંતુ બારીસાલવાસીઓનું નૈતિક વર્તન બહુજ હલકા પ્રકારનું જોઇને ગોસ્વામીજી જેવા નિર્મળ ભક્તને ભયંકર આઘાત લાગે એ સ્વાભાવિક હતું. લોકોની નૈતિક અધમતાનો વિચાર આવતાં એક રાત્રે તો ગોસ્વામીજી બાળકની પેઠે ડુસકાં ભરી ભરીને રડ્યા, એટલાથીયે જ્યારે તેમને શાંતિ ન થઇ અને આંતરવેદના હદઉપરાંત વધી ગઇ ત્યારે તેઓ નદીએ આપઘાત કરવા ચાલ્યા. પણ નદીએ પહોંચતાંજ આકાશવાણી સંભ-ળાઇ કે " આપઘાત કરશો નહિ, કાળે કરીને બધું ઠીક થઇ રહેશે." અચાનક આવી આકાશવાણી સાંભળી ગોસ્વામીજી આવું ભયંકર સાહસ કરતા અટકી ગયા.

બારીસાલથી ગોસ્વામીજી નોઆખલી ગયા. તેમના આવવાથી

ત્યાંના બ્રાહ્મબંધુઓનો ઉત્સાહ ઘણો વધ્યો. જેઓ પહેલાં હિંદુ-સમાજના ભયથી બ્રાહ્મસમાજમાં આવતાં અચકાતા હતા, તેઓ પણ હવે ગોસ્વામીજીના જ્વલંત ઉત્સાહથી તેમજ ભક્તિભાવથી ભરપૂર ઉપદેશથી આકર્ષાઇ, સમાજમંદિરમાં આવવા લાગ્યા.

નોઆખલીથી ગોસ્વામીજી ચટ્ટગ્રામ આવ્યા. અહીં તેમણે 'ધર્મજ મનુષ્યનું જીવન છે', 'ઉપાસના', 'ઇશ્વરસાક્ષાત્કાર' અને 'મૃત્યુ પછી શું ?' વગેરે વિષયોપર ભાષણો આપ્યાં. તેમના હૃદય-સ્પર્શી ઉપદેશથી તેમજ ભાવપૂર્ણ ઉપાસનાથી ત્યાંના લોકોમાં ધર્મોત્સાહ વૃદ્ધિ પામ્યો. ચટ્ટગ્રામ આવતાં રસ્તામાં તેમણે ચટ્ટગ્રામ પહાડ, રઘુનંદનનો પહાડ અને ચંદ્રનાથ પર્વત વગેરે પવિત્ર સ્થાનો-નાં દર્શન કર્યાં. ચંદ્રનાથ પર્વતપર ગુરુધ્વનિકુંડ, સૂર્યકુંડ, લવ-ણાખ્ય કુંડ, સીતાકુંડ અને સહસ્રધારા વગેરે પવિત્ર કુંડો તેમજ તે પર્વતનું અદ્ભુત નૈસર્ગિક સૌંદર્ય જોઇને તેઓ બહુજ પ્રસન્ન થયા. તેમને અહીં એક અદ્ભુત સ્વપ્ન દેખાયું હતું. આ સ્વપ્નવૃત્તાં-ત પણ ગોસ્વામીજીએ કરેલા વિવરણમાંથી અત્રે રજુ કરીએ છીએ:-

"ઘણા વખત પહેલાં એક વાર પગરસ્તે ચટ્ટગ્રામ ગયો હતો, ત્યાં રહ્યો તે દરમિયાન એક ચમત્કારી ઘટના બની. આખા દિવસના થાકથી લોથપોથ થઇને હું પર્વતપર સીતાકુંડની પાસેજ સૂઇ રહ્યો. બહુ થાકથી સૂતાંવેંતજ ગાઢ નિદ્રા આવી ગઇ. થોડી વારે એક સ્વપ્ન આવ્યું તેમાં મને જણાયું કે, તારામંડળ સાથેનું આખું નક્ષત્રમંડળ તેમજ સમસ્ત બ્રહ્માંડ મારી સમક્ષ બહુ વેગથી ફરવા લાગ્યું. તે બધાની પાછળ મને એક વિરાટ્પુરુષનાં દર્શન થયાં. આ દૃશ્ય હું બહુ વાર જોઈ શકયો નહિ. મેં તે પુરુષને પૂછયું કે 'આપ કોણ છો ? કૃપા કરીને જરા ઓળખાણ આપો.' તેમણે જવાબ આપ્યો કે 'હું પુરુષ છું અને આ બધું જે દેખાય છે તે પ્રકૃતિ છે.' પ્રાચીન શાસ્ત્રોમાં પુરુષ-પ્રકૃતિસંબંધી બહુયે વાંચ્યું હતું તેમનાં આજ પ્રત્યક્ષ દર્શન થયાં; એથી તેમનાસંબંધી કેટ-લીક હકીકત સમજાઇ અને મારી મુંઝવણોનો નિકાલ આવી ગયો. ઇશ્વર અને પુરુષ-પ્રકૃતિ વચ્ચે કેવો સંબંધ છે તેની આજે ખબર પડી. એ પરમ પુરુષનીજ સત્તા સર્વત્ર પ્રવર્તે છે. 'सत्यं ज्ञानमनं-तं ब्रह्म' તે આ પુરુષજ છે. ઉપનિષદ્ આદિ શ્રુતિઓમાં આ પુરુષ-નો ખૂબ મહિમા ગાયો છે."*

* શ્રીયુત બાંકુવિહારીકર મહાશયપ્રણીત જીવનચરિત્રમાંથી ઉદ્ધૃત

ચટ્ટગ્રામથી ગોસ્વામીજી કુમિલ્લા આવ્યા. ત્યાં શ્રીમાન વ્રજસુંદર મિત્રને ત્યાં ૧૪–૧૫ દિવસ રહ્યા. ગોસ્વામીજીના શુભાગમનથી ત્રિપુરાનિવાસી બ્રાહ્મબંધુઓમાં નવજીવનનો સંચાર થયો. અહીં રહ્યા તે દરમિયાન ક્યારેક ત્રિપુરા સમાજમંદિરમાં, ક્યારેક ત્રિપુરા શાખાસમાજમાં, તો ક્યારેક વળી વ્રજસુંદર બાબુને ઘેર વગેરે વિવિધ સ્થળે, 'ઉપાસના', 'ઈશ્વરની તાલાવેલી', 'પ્રભુજ માનવજીવનનું લક્ષ્ય છે' અને 'પ્રભુપ્રેમજ આનંદનું મૂળ છે' વગેરે વિષયોપર તેમણે જૂદાં જૂદાં ભાષણો આપ્યાં. મરેલાને પણ જીવન આપે એવા તેમના ઉપદેશથી મુમુક્ષુ ભક્તજનોના પ્રાણમાં નવું બળ આવ્યું.

પછી ફાગણ માસમાં તેઓ કુમિલ્લાના બ્રાહ્મણવાડિયા આવ્યા. ત્યાં તેમણે ૪–૫ દિવસ રહીને "બ્રાહ્મધર્મ શું છે?" "ઉપાસનાની આવશ્યકતા", "મોક્ષનો ઉપાય" વગેરે વિષયોપર ભાષણો આપ્યાં.

બ્રાહ્મણવાડિયાથી ગોસ્વામીજી પાછા બારિસલ આવ્યા. ત્યાં તેઓ ૨૪–૨૫ દિવસ રહ્યા અને 'ઇશ્વરલાભ', 'બાહ્ય મૂર્તિપૂજા', 'આંતરિક મૂર્તિપૂજા' વગેરે વિષયોપર તેજદાર ભાષણો આપ્યાં. આ વખતે પૂર્વબંગાળામાં સ્ત્રીસ્વાતંત્ર્યનો પ્રશ્ન પહેલવહેલો ઉપસ્થિત થયો અને આ સંબંધી જબરી હિલચાલ થવા લાગી. પરિણામે દુર્ગામોહનદાસ વગેરે સુધારક બ્રાહ્મબંધુઓના પ્રયાસથી એક વેશ્યાનાં તેમજ બીજી કેટલીક વિધવાઓનાં પુનર્લગ્ન કરવામાં આવ્યાં. સ્ત્રીસ્વાતંત્ર્યના સંબંધમાં ગોસ્વામીજીએ જે ભાષણ આપ્યું હતું તેમાંથી કેટલોક ભાગ અત્રે આપવામાં આવ્યો છેઃ—"સ્વાધીનતા—સ્વાતંત્ર્યનો ખરો અર્થ એ છે કે, પ્રભુનેજ આધીન થઇ રહેવું—અર્થાત્ કેવળ ધર્મનેજ અનુસરીને વર્તવું. લોકનિંદાથી અંતરના—પ્રભુના આદેશને માન ન આપીએ, એટલે કે સમાજભયથી આપણને જે સત્ય જણાતું હોય તેનું પાલન ન કરીએ એનું નામજ પરાધીનતા છે. કામક્રોધાદિ આંતર શત્રુઓને જીતી પવિત્ર જીવન ગાળવું એજ ખરી સ્વતંત્રતા અને એ શત્રુઓને વશ થઇને પાપાચરણ કરવું એજ પરાધીનતા છે. પુરુષોની સાથે સંકોચવિના જાહેરમાં વાતો કરવી કે ખુલ્લે મોઢે પુરુષો સાથે ફરવું કે ઘોડાગાડીઓમાં ફરવા નીકળી પડવું, અથવા તો પુરુષોની સભામાં જઈ સ્ત્રીસ્વાતંત્ર્યનું પ્રદર્શન

કરવું–આમાંની એકેય બાબતને ખરી સ્વાધીનતા કહી શકાય નહિ.”

પછી ગોસ્વામીજી બારીસાલથી કલકત્તા આવ્યા. ત્યાં તો વિધવાવિવાહ, વર્ણાન્તર લગ્ન, જાતકર્મ, નામકરણ તેમજ બ્રાહ્મમતાનુસાર શ્રાદ્ધક્રિયા વગેરે કર્મકાંડના સંબંધમાં જબરી હિલચાલ ચાલતી જોવામાં આવી. આ બધી બાબતોમાં કેટલાક દુર્બળ બ્રાહ્મબંધુઓએ તો ‘આદિ બ્રાહ્મસમાજ’નોજ આશરો લઇ લીધો; એવામાં “ઇસુખ્રિસ્ત, યૂરોપ અને એશિયા” તેમજ “મહાપુરુષ (ગ્રેટ મેન)”એવાં કેશવબાબુનાં બે વ્યાખ્યાનોથી વળી બળતામાં ઘી હોમાયા જેવું થયું. કેશવબાબુનાં ભાષણોમાં રહેલો ગૂઢભાવ ઘણા લોકો સમજી શક્યા નહિ, તેથી તેઓ કેશવબાબુ હવે ખ્રિસ્તી થઇ ગયા છે એમ માનવા લાગ્યા; એટલુંજ નહિ પરંતુ આદિબ્રાહ્મસમાજના કેટલાક બ્રાહ્મબંધુઓ તો તેમના સંબંધમાં જેમ ફાવે તેમ બોલવા લાગ્યા અને કેશવબાબુપર અઘટિત આક્ષેપો કરતાં પણ શરમાયા નહિ. ગામલો એટલી હદસુધી આવી ગયો હતો કે હવે સત્યાસત્યની લગામ હાથમાં રહી શકી નહોતી. એકબીજા તરફ કાદવ ફેંકવાનુંજ કામ ચાલી રહ્યું હતું. “માણસનું માથું ફરે છે ત્યારે તે પાછું વાળી જોતો નથી, અને જ્યારે તે ઝનુનમાં આવી જાય છે ત્યારે તે કેટલી હદસુધી જઇ શકે છે તેનું માપ રહેતું નથી. ધર્મને નામે જે સ્નેહગાંઠ બંધાય છે તે ઘણીજ મજબૂત હોય છે; પરંતુ ધર્મને નામે જ્યારે વેર જાગે છે ત્યારે એ વેરનું ઝેર ઉપરના ધર્મપ્રેમ કરતાં અનેકગણું કાતીલ હોય છે. હિરણ્યકશિપુએ પ્રહ્‌લાદ જેવા પવિત્ર પુત્ર ઉપર પણ અસહ્ય અત્યાચારો કરવામાં કંઇ બાકી ન રાખી; રોમન કેથોલિકોએ પ્રોટેસ્ટંટોપર જે સીતમ ગુજાર્યાં તે વાંચતાં તો સૌનાં રૂવાડાં ઉભાં થઇ જાય છે. આવાં બીજાં અનેક દૃષ્ટાંતો આપી શકાય તેમ છે. બ્રાહ્મસમાજમાં પણ જ્યારે આવું દૃશ્ય જોઇએ ત્યારે બ્રાહ્મસમાજ શાંતિનું ધામ છે, એમ શી રીતે કહી શકાય ?”×

બ્રાહ્મસમાજમાં આ બધી ધમાલ ઉપડેલી જોઇને ગોસ્વામીજીનું હૈયું હાથ રહ્યું નહિ. હવે તેમનાથી એ ધમાલ જોઇ જાય તેમ નહોતી. પહેલાંની માફક લાંબા વખતસુધી શાંતિથી ઉપાસના પણ ચલાવી શકાતી નહોતી, તેથી તેમનો ઉદ્વેગ બહુ વધી ગયો. આખરે તેમણે કંટાળીને કલકત્તાનો ત્યાગ કર્યો અને

× ગોસ્વામીજીના “બ્રાહ્મસમાજની આધુનિક અવસ્થા” નામના ગ્રંથમાંથી ઉદ્ધૃત.

શાંતિ મેળવવાની આશાથી શાંતિપુર આવ્યા. પ્રકૃતિદેવીનું શાંત સૌંદર્ય જોવા ગોસ્વામીજી રોજ રાત્રે ગંગાકિનારે ફરવા નીકળી પડતા; વસંતઋતુમાં તો શાંતિપુરના ગંગાકિનારાની શોભા ઘણી મનોરમ થઇ રહેતી. વિશાળ રેતીના પટપર પથરાઈ રહેતી ધવલ ચાંદનીની શોભા નિહાળવાનો આનંદ તો અનેરોજ હોય છે. ઉંચે આકાશમાં નક્ષત્રો અને તારલાઓથી વિંટાયેલા ચંદ્રમાની મનોમોહિની શોભા, નીચે સ્વચ્છસલિલા ભગવતી ભાગીરથીનું મંદમંદ ગતિથી વહેવું, તેની તરંગમાળા ઉપર થતું ચંદ્રિકાનું નૃત્ય અને નિશાચર પક્ષીઓના ચારે દિશાઓને ભરી મૂકતા સુમધુર શબ્દો, એ બધું સૃષ્ટિસૌંદર્ય નિહાળીને કોના અંતરમાં શાંતિ ન થાય? ગોસ્વામીજી રોજ રાત્રે ગંગાતીરે બેસી આ નૈસર્ગિક સૌંદર્યનો આનંદ લૂંટતા હતા. સંસારી માણસોના કાવાદાવા, દાવપેચ અને રાગદ્વેષ વગેરેથી ઉપરામ થયેલા યોગીજનો આવી રીતે પ્રકૃતિ માતાનીજ ગોદમાં શાંતિ અને આરામ મેળવે છે.

આ સમયે ગોસ્વામીજીને શાંતિપુરનિવાસી હરિમોહન પ્રામાણિક નામના એક પવિત્ર વૈષ્ણવ ભક્તસાથે સ્નેહ બંધાયો. ગોસ્વામીજીએ જ્યારે પોતાનું હૈયું આ ભક્તજનને ખોલી બતાવ્યું ત્યારે તેણે તેમને શ્રીચૈતન્યચરિતામૃતનો પાઠ કરવાનું સૂચવ્યું. તેમના મુખે અનેક પ્રકારની ભગવદ્વાર્તાઓ સાંભળી ગોસ્વામીજીને બહુજ શાંતિ વળતી. પ્રામાણિક મહાશયની ભલામણથી ગોસ્વામીજી 'શ્રીચૈતન્યચરિતામૃત' મેળવી તેનો પણ પાઠ કરવા લાગ્યા. આ ગ્રંથનો પાઠ કરવાથી તેમના વિચારોમાં મોટું પરિવર્તન થયું. શ્રી ગૌરાંગપ્રભુની નમ્રતા, ભક્તિ, અનુરાગ, વ્યાકુળતા, ઈશ્વરદર્શન અને પ્રભુ સાથેનો આનંદ વગેરે અનેક બાબતો વાંચવાથી, ગોસ્વામીજી અનિવર્ચનીય આનંદ અનુભવવા લાગ્યા. 'શ્રીચૈતન્યચરિતામૃત'રૂપી સાગરમાંથી પ્રાણીમાત્ર ઉપર દયા અને હરિનામમાં પ્રેમ, એ બે તત્ત્વોનો મર્મ સમજીને તો ગોસ્વામીજી ભાવાવેશમાં આવી ગયા અને મનમાં ને મનમાં શ્રીગૌરાંગ પ્રભુને ગુરુ માની પ્રણામ કરવા લાગ્યા.

ત્યારપછી શ્રીમાન પ્રામાણિક મહાશય ગોસ્વામીજીને શ્રીધામખુલનામાં સિદ્ધ મહાત્મા ભગવાનદાસ બાબાજીનાં દર્શન કરવા લઇ ગયા. ગોસ્વામીજી આશ્રમમાં આવ્યા કે તરતજ બાબાજી મહાશયે તેમને સાષ્ટાંગ દંડવત્પ્રણામ કર્યા અને યોગ્ય સન્માન

આપી આસનપર બેસાડયા. ગોસ્વામીજીને તરસ લાગવાથી જળ-પાન કરવાની ઇચ્છા જણાવીને કહ્યું કે "મહારાજ ! હું તો બ્રહ્મજ્ઞાની છું, માટે મને જૂદું પાત્ર આપજો." આ સાંભળી બાબાજી બોલ્યા કે "આપ એ શું બોલ્યા ? પ્રભો ! બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યા વગર કોઇ પણ મનુષ્ય ભક્તિનો અધિકારીજ ક્યાંથી થાય ! પ્રભો ! ખુશીથી આ કમંડલુથીજ જળપાન કરો." આ પ્રમાણે વિનતિ કરી ગંગાજળથી ભરેલું પોતાનું કમંડલુ ગોસ્વામીજીને આપ્યું. ગોસ્વામીજીએ પણ ખેંચતાણ કર્યા વગર જળપાન કરી કમંડલુ એક બાજુએ મૂક્યું; પણ બાબાજી તો તરત તે કમંડલુ લઇને તેમની પ્રસાદીનું પાણી આદરપૂર્વક માથે ચઢાવી પી ગયા. આ બધું ત્યાં બેઠેલા કેટલાક માણસોને ગમ્યું નહિ, એટલે તેઓ બોલવા લાગ્યા કે "બાબાજી ! આ શું કર્યું ? એ તો જનોઇ વગેરે બધુંય ફેંકી દઈને બ્રાહ્મસમાજી થઈ ગયા છે અને કોઇને માનતા પણ નથી." તેમની આ પ્રમાણેની વાતો સાંભળી બાબાજી બોલ્યા કે " વાહરે વાહ ! એમાં શું થયું ? આપણા અદ્વૈતપ્રભુને જનોઇ ક્યાં હતી ? વળી બ્રાહ્મસમાજી થયા તેમાં પણ શું બગડી ગયું ? ત્યાં પણ અમારા ગોસાંઇજ આચાર્ય છે ને ?" આથી તો પેલા માણસને બીલકુલ ઠીક ન લાગ્યું; તેથી તેણે કહ્યું કે "આચાર્ય છે એ તો જાણ્યું; પણ આચાર્ય કેવા છે તે તો જુઓ ! કેવી સફેદ ધોતી ને ચમકદાર ચાદર ! કેવો કડકડતો જામો અને ચળકતા બૂટ ! વાહ ભાઈ વાહ !" આવા અનુચિત શબ્દો સાંભળીને બાબાજીએ એવા ભાવનું કહ્યું કે "અહો ! સંતજનોની ખુબીઓથી ખુશી થવું અને તેમની સેવા તથા સ્તુતિ કરવાનો લાભ લેવો જોઇએ, તેને બદલે આપણું દુર્ભાગ્ય છે કે ગમે તેમ બોલીએ છીએ." આમ કહેતાં કહેતાંમાં તો બાબાજીની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં.

સૌથી પહેલાં ખુલનાના આ આશ્રમમાંજ ગોસ્વામીજીએ નામ–બ્રહ્મની પૂજા થતી જોઈ અને ત્યારથી તેમને બરાબર વસી ગયું કે, કળિયુગમાં આ નામ–બ્રહ્મની ઉપાસનાજ શ્રેષ્ઠ છે. આગળ ઉપર શ્રીનિત્યાનંદ પ્રભુના આદેશથી ગોસ્વામીજીએ પણ ઢાકામાં પોતાના ગેંડારિયાના આશ્રમમાં આ નામ–બ્રહ્મનીજ પ્રતિષ્ઠા કરી હતી. આનું વર્ણન આગળ આપવામાં આવ્યું છે.

ત્યારબાદ ગોસ્વામીજી પોતાના બંધુ નીલકમળદેવને સાથે લઇને સિદ્ધ ચૈતન્યદાસ બાબાજીનાં દર્શન કરવા નવદ્વીપ ગયા.

ખુલનાના ભગવાનદાસ બાબાજી જેવાજ આ પણ એક પ્રેમી ભક્ત હતા. આ બન્ને મહાત્માઓ ગૌડમંડળમાં રહીને, શ્રીમાન મહાપ્રભુના મૃતપ્રાય ધર્મને હજી પણ જીવતો રાખી રહ્યા હતા. વૈષ્ણવસમાજ તેમનો હમેશને માટે ઋણી રહેશે. અસ્તુ. હવે ગોસ્વામીજી નવદ્વીપ આવી બારોબાર બાબાજીના આશ્રમમાં ગયા. ત્યાં બાબાજીએ તેમનો સારો આદરસત્કાર કર્યો અને તેમના આગમનથી તેઓ બહુ રાજી થયા. થોડા વાર્તાલાપ પછી ગોસ્વામીજીએ બાબાજી મહાશયને પ્રશ્ન પૂછયો કે ‘ ભક્તિ કેમ થાય ? ’ પ્રશ્ન સાંભળતાંજ બાબાજી કહેવા લાગ્યા કે “ આ શું બોલો છો ? ભક્તિના ભંડારી થઈને મારા જેવાને ભક્તિનો ઉપાય પૂછો છો ? મને તો આપના લલાટપર તિલકનાં, મસ્તકપર જટાનાં અને વક્ષ:સ્થળમાં તુલસી-માળાનાં દર્શન થાય છે.” આટલું કહ્યું ત્યાં તો તેમનું હૈયું પ્રેમથી એવું ભરાઈ આવ્યું કે તેમનાં રૂંવાડે રૂંવાડાં ઉભાં થઈ ગયાં; આગળ જતાં આ સિદ્ધ પુરુષની વાણી સાચી પડી; કેમકે ગોસ્વામીજીએ પાછળના જીવનમાં તિલક, માળા, જટા વગેરે વૈષ્ણવચિહ્નનો પ્રીતિપૂર્વક ધારણ કર્યાં હતાં.

પછી ગોસ્વામીજીની આજ્ઞાને માન આપવા ખાતર બાબાજીએ ધીમે ધીમે ભાવાવેશનું સંવરણ કરી લીધું અને ધીમે ધીમે કહેવા લાગ્યા કે ‘જો પરાભક્તિનો અનુભવ મેળવવો હોય તો દીન–હીન અને નિષ્કંચન થઈ જાઓ. જ્યાંસુધી જરા પણ અહંકાર રહ્યો હશે ત્યાંસુધી પરાભક્તિની આશાજ રખાય નહિ. નેવનાં પાણી મોભે ચઢે નહિ, તેમ અહંકારી હૃદયમાં ત્રિકાળમાંયે પરાભક્તિના ભાવ જાગી શકે નહિ.’×

પછી બાબાજીએ પ્રેમપૂર્વક ગોસ્વામીજીના આગળ એક પાત્રમાં કંઇક ભોજન રજુ કર્યું. ગોસ્વામીજીએ તેમાંથી થોડુંક જમીને તે પાત્ર એક બાજુએ મૂકી દીધું. એકદમ બાબાજી તેમનો અવશિષ્ટ પ્રસાદ જમવા લાગ્યા અને ભાવાવેશમાં બોલવા લાગ્યા કે ‘ અહો ! ચિત્રગુપ્ત સાક્ષિ ! આજ મને મારા પ્રભુ–સંતાનનો પ્રસાદ મળ્યો છે. ’ ગોસ્વામીજીએ તેમને બહુયે વાર્યા અને કહ્યું કે ‘ મારૂં એઠું ખાઓ નહિ, મહારાજ ! હું તો બ્રાહ્મ થઈ ગયો છું. ’ આ વાત સાંભળી બાબાજીએ કહ્યું:–‘ અરે !

× ગોસ્વામીજીના ‘બ્રાહ્મસમાજની આધુનિક અવસ્થા’ નામના ગ્રંથમાંથી ઉદ્ધૃત.

તમે બ્રહ્મજ્ઞાની થઈ ગયા હો કે ગમે તે થઈ ગયા હો, તેની મને દરકાર નથી. અદ્વૈતવંશમાં તમારો જન્મ છે એ પણ મારેમાટે બસ છે. તમારો પ્રસાદ લીધા વગર હું શી રીતે રહું? હું તો તે જરૂર જમી જઈશ.' પછી સિદ્ધપ્રેમી મહાનુભાવ ચૈતન્યદાસ બાબાજીનો ઉપદેશ હૃદયમાં ધારણ કરી ગોસ્વામીજી પાછા શાંતિપુર આવ્યા.

ગોસ્વામીજીએ નદિયાવિહારી શ્રીમદ્ મહાપ્રભુના ધર્મમાંથી બે અદ્ભુત ધર્મસૂત્રો તારવ્યાં હતાંઃ–(૧) જીવોપર દયા અને (૨) પ્રભુનામમાં પ્રેમ. કલિયુગમાં જીવોના મોક્ષ માટે આ બેજ ઉપાય સર્વોત્તમ છે એમ તેઓ માનતા, તેથી એ બે તત્ત્વોને અનુસરીને બ્રાહ્મસમાજને પુનર્જીવન આપવાના ઉદ્દેશથી, ગોસ્વામીજી કલકત્તા આવી કેશવચંદ્રની સાથે જોડાયા. આ વખતે કેશવબાબુ હમેશાં પ્રચારક બંધુઓની સાથે ઉપાસના વગેરે વિષયોની ચર્ચા કરતા. એવામાં એક દિવસ ગોસ્વામીજીના વડીલ બંધુ વ્રજગોપાલ ગોસ્વામી કલકત્તા આવી ચઢયા. તેમણે ગોસ્વામીજીને ઘેર એક વખત એક કીર્તન ગાયું હતું. તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ–

"બહેન! કાનુડો તો મારો પારસમણિ છે; મારે બીજાં ઘરેણાંનું શું કામ છે? તેનું નામશ્રવણ એ મારા કાનનું ભૂષણ છે, એનું રૂપદર્શન એ મારી આંખનું ભૂષણ છે, તેમનાં ગુણગાન ગાવાં એ મારી જીભનું ભૂષણ છે અને તેમની ચરણસેવા કરવી એ મારા હાથનું ભૂષણ છે; અને હવે, કૃષ્ણચંદ્ર–હાર તો મેં ગળામાંજ ધારણ કર્યો છે. કહે જોઈએ, હવે કંઈ મારા શણગારમાં ખામી છે?"

આ કીર્તન વ્રજગોપાલ ગોસ્વામીએ બહુ ભાવપૂર્વક ગાયું તેથી શ્રોતાવર્ગ ભક્તિરસમાં તરબોળ થઇ ગયો. આ ઉપરથી ગોસ્વામીજીને બ્રાહ્મસમાજમાં પણ કીર્તનપ્રથા ચાલુ કરવાનું મન થયું. તેમણે કેશવબાબુને પોતાનો મત જણાવતાં કેશવબાબુએ પણ તેમાં સંમતિ આપી અને ત્યારથી બ્રાહ્મસમાજમાં કીર્તન ગાવાનો રિવાજ ચાલુ થયો તે આજસુધી ચાલે છે.

પ્રભુપાદ વ્રજગોપાલ ગોસ્વામીનો કેટલોક પરિચય અત્રે આપવો અસ્થાને નહિ ગણાય. વ્રજગોપાલ ગોસ્વામી, ગોસ્વામીજીથી અઢી વર્ષ મોટા હતા. એમનો જન્મ પણ પોતાના મોસાળમાં–શિકારપુર–થયો હતો. બાળપણથીજ આ બન્ને ભાઇઓ વચ્ચે ખૂબ સ્નેહ હતો. તે બંને એકબીજાથી એક ઘડી પણ વિખૂટા રહી શકતા નહિ. તેમનું ખાવું–પીવું, સૂવું–બેસવું, રમવું–ભમવું

બધું સાથેજ થતું. ઉંમર વધવા સાથે તેમના સ્નેહમાં પણ ઉત્તરોત્તર વૃદ્ધિ થતી ગઇ અને જીવનપર્યંત તેમનો પ્રેમ અખંડ રહ્યો હતો. વ્રજગોપાલ જો કે ઉંમરમાં મોટા હતા તોપણ નાના ભાઈ–ગોસ્વામીજી–ને પૂછ્યા વિના કંઇ પણ કરતા નહિ. ગોસ્વામીજીએ જ્યારે ઉપવીતનો ત્યાગ કર્યો ત્યારે શાંતિપુરની સમાજે વ્રજગોપાલ ગોસ્વામીપર દબાણ કર્યાથી, તેમણે ગોસ્વામીજી સાથેનો જાહેર વ્યવહાર તોડી નાખ્યો હતો; છતાં તે બન્ને ભાઇઓનો આંતરિક પ્રેમ તો જેવો ને તેવોજ હતો અને એ કાર્ય પણ તેમણે ગોસ્વામીજીના કહેવાથીજ કર્યું હતું. જ્ઞાતિ તરફથી જ્યારે બહુ સતામણી થવા માંડી, ત્યારે ગોસ્વામીજીએ પોતેજ વ્રજગોપાલ ગોસ્વામીને સામાજિક સંબંધ બંધ કરવાની સલાહ આપી હતી.

નદિયાવિહારી યુગાવતાર શ્રીગૌરાંગ મહાપ્રભુએ જે પવિત્ર વૈષ્ણવધર્મની સ્થાપના કરી હતી, તે ધર્મને કાળે કરીને જે મલિનતા પ્રાપ્ત થઇ હતી તે દૂર કરવી એજ આ બન્ને ભાઇઓનો પ્રધાન ઉદ્દેશ હતો; પણ આ ઉદ્દેશ પાર પાડવા માટે બન્ને ભાઇઓએ પોતપોતાને અનુકૂળ આવે તેવા માર્ગો ગ્રહણ કર્યા હતા. ગોસ્વામીજીએ શિક્ષિત નવયુવકોને અનુકૂળ આવે તેવા યુક્તિ, વિચાર, દલીલ વગેરે દ્વારા જ્ઞાનમાર્ગનું અવલંબન કરી, ધર્મપ્રચાર કર્યો અને વ્રજગોપાલ ગોસ્વામીએ અજ્ઞાન–આમવર્ગમાં કથાવાર્તા, હરિકીર્તન વગેરેદ્વારા ભક્તિમાર્ગનું અવલંબન કરી ધર્મપ્રચાર કરવા માંડયો. ગોસ્વામીજીએ મોટા ભાઈ વ્રજગોપાલને પહેલેથીજ આ કાર્યમાટે તૈયાર કરવા માંડયા હતા. શાંતિપુરના મોટા ગોસ્વામીજીને ઘેર પ્રસિદ્ધ કથાકાર તારણ ગોસ્વામીદ્વારા તેમણે વ્રજગોપાલ ગોસ્વામીને ઇતિહાસ, પુરાણ વગેરેનો સારો અભ્યાસ કરાવ્યો હતો.

પ્રભુપાદ વ્રજગોપાલ ગોસ્વામી સારા ગવૈયા પણ હતા. જ્યારે પરોઢિયે વહેલા ઉઠીને પોતાની અગાસીમાં બેઠાંબેઠાં, તેઓ મોટે સાદે પ્રભાતિયાં વગેરે લલકારતા, ત્યારે છેક ગુપ્તિપાડા, ખુલના, સારાગઢ, છોટારાણાઘાટ વગેરે ગામસુધી તેમનો મધુર અને બુલંદ અવાજ સંભળાતો. આ પ્રમાણે શ્રીમાન વ્રજગોપાલ મહાશયનાં બ્રાહ્મમુહૂર્તનાં પ્રભાતિયાં ભક્તજનો સાંભળતાં ત્યારે સૌ પથારીમાંથી ઉઠીને પોતપોતાના ઇષ્ટદેવના ધ્યાનમાં લાગી જતાં. એમના સંગીતપર બ્રહ્માનંદ કેશવચંદ્રને એટલો બધો

મોહ હતો કે કેવળ તેમનું સંગીત સાંભળવાને ખાતરજ તેઓશ્રી બે ત્રણ વાર શાંતિપુરમાં તેમના મહેમાનતરીકે ગયા હતા.

વ્રજગોપાલ ગોસ્વામી કથા કરતાં કરતાં પણ વચ્ચે વચ્ચે ભજનો ગાતા, અને શ્રોતાવર્ગમાં ધાર્મિકતા ખીલવવાનો પ્રયત્ન કરતા હતા. શ્રોતાવર્ગ પર તેનું પરિણામ પણ બહુ સુંદર આવ્યું. તેમની ભક્તિરસભરી કથા, તેમનાં તાલબદ્ધ અને સુમધુર સંગીત વગેરે સાંભળીને અનેક લોકોની ધાર્મિક પ્રગતિ થતી હતી. તેઓ જ્યાં જ્યાં કથા કરવા જતા, ત્યાં ત્યાં એક પ્રકારનો ઉત્સવ જ થઇ રહેતો. તેમની સુમધુર અને દિલને ડોલાવનારી કથા સાંભળવા માટે દૂર દૂરથી લોકોનાં ટોળેટોળાં આવતાં અને છેવટની હરિનામની ધૂન થતાં સુધી શ્રોતાઓ તલ્લીનતા અનુભવતાં અને હરિનામનો જયધ્વનિ કરીને સૌ ભક્તિભાવભીનાં હૃદયો સાથે પોતપોતાને સ્થાને જતાં. આ પ્રમાણે પોતાના ધન્ય જીવનનું મહાવ્રત ઉજવીને, વ્રજગોપાલ મહાશયે લગભગ ૩૭–૩૮ વર્ષની ઉંમરે રંગપુર જીલ્લાના રસુલપુર નામના ગામમાં શ્રીયુત દુર્ગાચરણને ઘેર નશ્વર દેહનો ત્યાગ કરી પરમાત્મધામમાં પ્રવેશ કર્યો.

પોતાના વડીલ બંધુએ જ્યાં દેહ છોડયો હતો, તે સ્થાનનાં દર્શન કરવા ગોસ્વામીજી એકવાર ગયા હતા, અને ત્યાં તેમને ઉદ્દેશીને પિતૃતર્પણ પણ કર્યું હતું.

ગોસ્વામીજીના પ્રયાસથી કલકત્તા પાસેના ઉલ્ટાડિંગિના મનોહરદાસ બાબાજીએ બ્રાહ્મસમાજમાં પહેલવહેલું સંકિર્તન કર્યું, ત્યારે બ્રાહ્મસમાજમાં અપૂર્વ ભાવભકિત ફેલાઇ હતી. આ પ્રમાણે કીર્તનપ્રથાનો પ્રચાર થતાં બ્રાહ્મબંધુઓને તે નિષ્કામ ભક્તિનો રંગ ચઢવા લાગ્યો. શ્રીગૌરાંગ પ્રભુએ પ્રવર્તાવેલ આ કીર્તનભક્તિનો જ્યારથી બ્રાહ્મસમાજમાં પ્રચાર થયો, ત્યારથી તેમાં મહત્ત્વપૂર્ણ પરિવર્તન થવા લાગ્યું અને કલકત્તા ઉપરાંત બીજી શાખાસમાજોમાં પણ કીર્તનપ્રથાનો પ્રચાર થવા લાગ્યો. બધી શાખાઓએ આ નવી પ્રથાને ઉમંગભેર વધાવી લીધી. તેમાં પણ ઢાકા બ્રાહ્મસમાજમાં તેનો સવિશેષ પ્રચાર થયો. આ ભજનકીર્તનથી દેશમાં અપૂર્વ જાગૃતિ આવી, લોકોમાં નવું ચૈતન્ય આવ્યું અને તેઓ એમાં એવા તો તલ્લીન થઈ ગયા કે દેશમાં જાતિ, વર્ણ કે આર્થિક સ્થિતિને લઇને જે ઉચ્ચનીચનો ભેદ તથા રાગદ્વેષ ચાલતો હતો તે સમૂળો નાશ પામી ગયો. સૌ કોઇ એકજ પ્રભુનાં સંતાન

છે, એવી ભ્રાતૃભાવનાનો જન્મ થયો. ત્યારથી બંગાળી પ્રજાની નસોમાં નવું લોહી વહેવા માંડયું. અગાઉ જે ભજનકીર્તન ઘેલા ગાંડાનો–હલકા લોકોનો–વ્યવસાય મનાતો, તેને હવે શિક્ષિત લોકો પણ ઘણા પ્રેમથી વધાવવા લાગ્યા; એ પ્રમાણે ભારતવર્ષના શિક્ષિત સમાજમાં પણ સાત્ત્વિક ભજન–કીર્તનપ્રત્યે પ્રેમ ઉત્પન્ન થયો. ગોસ્વામીજીએ બ્રાહ્મસમાજ માટે પ્રથમ જે બે કીર્તન રચેલાં તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ—

(૧) અરે ભાઈઓ! આપણે બધા પાપથી ભરપૂર છીએ માટે ચાલો, આપણે તે પરમપિતાના ચરણકમળનો આશ્રય કરીએ; ત્યાંજ આપણે આળોટીએ અને રડતાં રડતાં આપણું દુઃખ કહીએ. એ પરમકૃપાળુ પરમાત્મા પતિતપાવન અને ભક્તવત્સલ છે; તે અનાથનો બેલી છે અને બૂડતાંની બાંહ્ય ઝાલે છે. ગમે તેવો પાપી પણ શરણે આવતાં તેને તારે છે. આ ભવાટવીમાં એ મીઠા મહેરામણ જેવા છે. દીનદુઃખીને જોઈને તે દયાસાગરનું હૈયું દયાથી ઉભરાઈ જાય છે; માટે ભાઈઓ! ચાલો, હવે ઢીલ કરશો નહિ. હવે માયાની મોહજાળોમાં ફસાઇને ગોથાં ખાધા કરશો તો આરો આવવાનો નથી; માટે ચાલો ઉતાવળ કરો, ઝટપટ તે દયાસાગરના ચરણકમળનો આશ્રય લઈએ.

(૨) ભાઇઓ! હવે સૌ ભેળા મળીને 'હરિ'નામની ધૂન મચાવો. એ ભગવાન પતિતપાવન છે, ભકતોના જીવનપ્રાણ છે અને પ્રાણીમાત્રનો ઉદ્ધાર કરનારા છે. ચાલો, એ 'હરિ'નામની સૌ ધૂન મચાવીએ. અહો! એ પ્રભુનું નામ કેવું સુંદર છે! તેના નામનો મહિમા કેવો છે! તેના નામ–સ્મરણથી પણ અંતઃકરણ શાંતિ અનુભવે છે. ચાલો, એ પરમકૃપાળુ ભગવાનનુંજ સ્મરણ કરીએ. સ્મરણ કરવા જેવું એનાસિવાય બીજું કોઇજ નથી.





## प्रकरण छट्ठुं

## ધર્મપ્રચાર, વૈદ્યકનો વ્યવસાય; પરિશ્રમથી હૃદ્રોગ, કેશવબાબુ સાથે મતભેદ



શકે ૧૭૮૭માં ગોસ્વામીજીએ ઢાકા શહેરમાં એકસ્થાયી પ્રચારકેંદ્રની સ્થાપના કરી અને પોતાની સ્વતંત્ર આજીવિકા માટે વૈદ્યક વ્યવસાય પણ શરૂ કર્યો.

તેમનાજ પ્રયાસથી ઢાકામાં 'સંગત સભા'ની સ્થાપના થઇ અને ઘણા શિક્ષિત યુવકો પણ આ સભાના સભ્યો થયા. બ્રાહ્મસમાજના મંદિરનું બાંધકામ પૂર્ણ થતાં ઠાઠમાઠથી મંદિર ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. આ ઉત્સવમાં ભાગ લેવા કેશવબાબુને કલકત્તાથી ખાસ આમંત્રણ આપી બોલાવવામાં આવ્યા હતા. ગોસ્વામીજી એ વખતે ત્યાંના 'ઉપાચાર્ય' હતા અને તેમના ગયા બાદ કાલી પ્રસન્ન ઘોષ 'આચાર્ય' નું કામકાજ કરતા હતા.

" આ સમયે 'ઉપાચાર્ય કેવો જોઇએ ?' અને 'સમાજગૃહમાં ઝાંઝ પખાજ સાથે સંકીર્તન થઇ શકે કે કેમ ?' આ બન્ને વિષયો નાના મોટા સૌ બ્રાહ્મબંધુઓમાં બહુ ચર્ચાસ્પદ થઇ પડયા. આથી બ્રાહ્મબંધુઓમાં મોટો મતભેદ ઉભો થયો. બ્રાહ્મયુવકોની એવી માન્યતા હતી કે, જે વ્યક્તિ ક્રિયાકાંડમાં માનતી હોય—અર્થાત બહારનાં ટાપટીપિયાં કર્મકાંડ પોતે કરતો હોય તેમજ તેવાં કર્મકાંડમાં ભાગ લેતો હોય, તેને 'ઉપાચાર્ય' નીમી શકાય નહિ. વૃદ્ધ બ્રાહ્મોની પણ ઉપાચાર્યની લાયકાતસંબંધી આવીજ માન્યતા હતી; પણ બીજો પ્રશ્ન 'ઝાંઝ પખાજ સાથે સમાજમંદિરમાં સંકીર્તન થઇ શકે કે નહિ ?' એ બહુ વાદગ્રસ્ત થઇ પડયો. બ્રાહ્મ યુવકો ઝાંઝ પખાજ સાથે કીર્તન કરવાના મતમાં હતા અને વૃદ્ધ બ્રાહ્મો તેની વિરુદ્ધ હતા; પણ બહુમતિ વૃદ્ધ બ્રાહ્મોની હોવાથી

યુવક બ્રાહ્મોએ 'ઢાકા પ્રકાશ' પત્રિકામાં એક જાહેરાત આપી, બ્રાહ્મસમાજ સાથેનો સંબંધ છૂટો કરી, બીજે સ્થાને 'ઉપાસના સમાજ'ની સ્થાપના કરી. બંગ સં. ૧૨૭૭ ના ભાદ્રપદ માસમાં આ ઘટના બની. પ્રચારક વિજયકૃષ્ણ ગોસ્વામી પણ બ્રાહ્મ-યુવકોના મતના હોવાથી તેઓ તેમના અગ્રણી બન્યા હતા. બંગ સં. ૧૨૮૦ માં ફરીથી આ બ્રાહ્મ યુવક મંડળની સભા બોલાવવામાં આવી.

પછી આ સામાન્ય મતભેદ મટી ગયો અને બન્ને પક્ષો એકત્રિત થયા, તેથી બમણા ઉત્સાહથી પ્રચારકાર્ય આગળ ચાલવા લાગ્યું. ગોસ્વામીજીએ ઢાકા શહેરને પ્રચારકાર્યનું કેંદ્ર બનાવ્યું. અને મૈમનસિંગ, ચટ્ટગ્રામ, ત્રિપુરા, નોઆખલી, બારિસાલ, વગેરે સ્થાનોમાં જોસભેર પ્રચારકાર્ય ચલાવવા માંડ્યું. કયારેક વહાણમાં તો કયારેક પગે ચાલીને તેઓ તે તે સ્થાનોમાં જતા. ત્યાં કેટલીક વાર તેમને કેવળ મમરાથી ચલાવવું પડતું તો કયારેક કંઇ મળતું નહિ ત્યારે ઉપવાસ પણ થતા. આ પ્રમાણે ભૂખ દુઃખને ગણકાર્યા વગર, અથાક પરિશ્રમ અને અસીમ ઉત્સાહથી તેમણે પ્રચારકાર્ય આગળ ચલાવવા માંડયું; તેથી તે ભાગમાં અપૂર્વ જાગૃતિ આવી અને સેંકડો નરનારીઓ બ્રાહ્મધર્મની દીક્ષા લેવા લાગ્યાં તથા નવજીવનનો અનુભવ થવાથી સૌ પોતપોતાને ધન્ય માનવા લાગ્યાં.

એ વખતે આજના જેવી જવા આવવાની સગવડ નહોતી તેથી ગોસ્વામીજીને તે સ્થાનોમાં ભ્રમણ કરતાં પૈસાને અભાવે કેવાં કેવાં સંકટો વેઠવાં પડયાં હતાં તેની થોડીક ઘટનાઓ નીચે આપીએ છીએઃ—

એક વાર ઢાકાથી શિવસાગર જતાં ગોસ્વામી મહારાજને સ્ટીમરમાં પાંચ છ ઉપવાસ થયા હતા. રસ્તામાં છેવટ એક સ્થાને સ્ટીમરે લંગર કર્યું ત્યારે ગોસ્વામીજી સ્ટીમરમાંથી ઉતરીને કાંઠે આવ્યા, અને ત્યાં સ્નાનાદિક ક્રિયા કરી થોડી ભીની માટી ખાઈ લીધી અને ઉપર પાણી પીને ક્ષુધાનું નિવારણ કર્યું. પોતાની જાત માટે બીજા પાસે માગવાનું તેમને બિલકુલ પસંદ નહોતું. સ્ટીમરમાં કેટલાંક પરિચિત માણસો હતાં અને પોતાને પાંચ છ દિવસના અપવાસ થયા હતા છતાં પણ તેમણે પોતાના દુઃખની કોઇને જાણ થવા દીધી નહોતી.

એક વાર પગરસ્તે એક ભોમિયા સાથે ગોસ્વામીજી મૈમનસિંગ જતા હતા. રસ્તામાં એક ભયંકર જંગલી પાડો સામો મળ્યો. ગોસ્વામી મહારાજને દૂરથી જોતાંજ તેણે શિંગડાં ચઢાવ્યાં અને તેમની સામે પૂરવેગે ધસ્યો. આ જોઇને ભોમિયો તો મુંઝાઇ પડયો અને ગોસ્વામીજીએ પણ અંતિમકાળ પાસે આવેલો જોઇ એકદમ પદ્માસન વાળી પ્રભુનું ધ્યાન કરવા માંડયું. ભીડભંજન ભગવાને તેમની રક્ષા કરી. તે વખતે એક વંટોળિયો ચઢી આવ્યો અને ચોતરફ ધૂળના ગોટેગોટા ઉડવા લાગ્યા. રસ્તો ઢંગધડા વગરનો અને ઝાડઝાંખરાંવાળો હતો, આસપાસ બધે જંગલી ઝાડી હતી, તેમાં વળી આ વંટોળિયો ભળ્યો એટલે પાડો તો આડે રસ્તેજ ચઢી ગયો અને જ્યાં ત્યાં શિંગડાં પછાડતો રહ્યો. એવામાં ભોમિયાએ પાસે એક ખાડ જોઇ તેથી તે ગોસ્વામીજીનો હાથ ઝાલી તેમને તે જગ્યાએ લઇ ગયો. ગોસ્વામીજીને હવે જણાયું કે, ભીડભંજન ભગવાને-મધુસૂદન મુરારિએ-ભયને દૂર કર્યો છે, તેથી કૃતજ્ઞભાવે મનમાં તેમનાં-પ્રભુનાં-ગુણગાન ગાતાં ગાતાં એવા અપૂર્વ આનંદ ઉલ્લાસમાં-ભાવાવેશમાં આવી ગયા કે તેમણે હવે મોટે સાદે ભજન લલકારવા માંડયું. ભોમિયાએ તેમને વાર્યા કે હમણાં છાનામાના ભજન કરો, નહિ તો અવાજ સાંભળી પાડો પાછો આવશે. એવામાં થોડી વાર પછી વંટોળિયો શાંત થઇ જતાં પાડો પણ પૂર જોસમાં ત્યાં આવી ચઢયો; પણ ત્યાં કોઇ માણસને ન જોવાથી તે બહુ ખીજાયો અને જમીનમાં શિંગડાં ભરાવવા મંડયો અને મોટા બરાડા પાડી ચારે બાજુ શિંગડાંથી ધૂળ ઉડાડવા લાગ્યો. આખરે પોતાનું કંઇજ નહિ વળવાથી આશા છોડી મળમૂત્ર વિસર્જન કરીને જંગલમાં ચાલ્યો ગયો.

વળી એક વાર ગોસ્વામીજી બ્રાહ્મધર્મનો પ્રચાર કરવા ઢાકાથી વહાણ રસ્તે કોઇ એક સ્થાને જતા હતા; ત્યાં રસ્તામાં પદ્માનદીમાં તોફાન નડયું અને વહાણ ઉંધું વળી ગયું. ખલાસીઓનો પણ કયાંય પત્તો લાગ્યો નહિ. વહાણ ડૂબ્યું તે પહેલાંજ ગોસ્વામીજી ધ્યાનમગ્ન થઇ ગયા હોવાથી તેમને કશું દેહભાન રહ્યું નહોતું; પણ સમાધિમાં તેમને એવું જણાયું કે, વહાણ તળીએ બેસી ગયું છે અને જાણે કોઇ તેને અમુક દિશા તરફ ખેંચી જાય છે. પછી શું થયું તેની ગોસ્વામીજીને કંઇ ખબર પડી નહિ. સમાધિમાંથી જાગીને આસપાસ જુએ છે, તો કેટલાક માછીમારો તેમને

ખડકપર સૂવાડીને શેક કરી રહ્યા છે. પોતે અહીં કેવી રીતે અને ક્યારે આવી ચઢયા તે તેમને પૂછતાં, માછીમારોએ જણાવ્યું કે 'જ્યારે તોફાન શરૂ થયું ત્યારે દૂરદૂર એક વહાણુને અમે ડૂબતાં જોયું; પણ તોફાન બહુ હોવાથી અમે ત્યાં મદદે જઇ શક્યા નહિ. તોફાન શાંત થઇ ગયું ત્યારે અમે એક વહાણુને ભેખડપર ચઢી ગયેલું જોયું અને તે વહાણમાં તમે મૂર્છાવસ્થામાં પડયા હતા. આ જોઇ અમે સૌએ તમને શેક કરવા માંડયો અને હવે ભગવાનની કૃપાથી તમને હોશ આવી તેથી બહુ સારૂં થયું.'× ગોસ્વામીજી પર આવાં તો કેટલાંય સંકટનાં વાદળાં આવી ગયાં, પણ પરમકૃપાળુ પરમાત્માએ દરેક પ્રસંગે અણધારી રીતે તેમની રક્ષા કરી હતી; તે જોઇ અંતર આશ્ચર્યથી અને પ્રભુના અપાર મહિમાના વિચારોથી ભરાઇ જાય છે.

ગોસ્વામીજી આજીવિકા માટે જે વૈદ્યક વ્યવસાય ચલાવતા તેથી તેમને પ્રચાર–કાર્યમાં બહુ અડચણ આવતી હતી, પણ તે વ્યવસાય છોડી શકાય તેમ પણ નહોતું. કેમકે ગોસ્વામીજીને કોઇની પાસેથી યાચના કરીને જીવનનિર્વાહ ચલાવવા તરફ તો પહેલેથીજ સખ્ત અણગમો હતો. બ્રાહ્મસમાજની પણ પ્રચારકોને વેતન આપી શકે એવી સ્થિતિ નહોતી. વૈદ્યક આવક પણ નહિ જેવીજ હતી. તેમના ફીના દર પણ કોઇનેય ભારે પડે નહિ તેવાજ હતા. ઘેર જોવા જવાની ફી માત્ર આઠ આના રાખી હતી અને ગરીબો પાસેથી તેઓ કશુંજ લેતા નહિ; ઉલટું તેમને માટે તો દૂધ વગેરેનો બંદોબસ્ત પણ પોતાના ખર્ચથી કરી આપતા.

ગોસ્વામીજીના વૈદ્યક વ્યવસાયમાં પણ કેટલીક આશ્ચર્યકારી ઘટનાઓ બનતી. સુપ્રસિદ્ધ વક્તા સુરેંદ્રનાથ બેનરજીના સ્વ. પિતૃદેવ ડૉકટર દુર્ગાચરણ બન્દોપાધ્યાય ગોસ્વામીજીને સ્વપ્નમાં આવીને કઠિન રોગોની–અસાધ્ય જણાતા રોગોની–ચિકિત્સા જણાવી જતા. ગોસ્વામીજી તેમની સ્વપ્નમાં આપેલી સલાહ પ્રમાણે ચિકિત્સા કરતા તેથી ધાર્યા કરતાં પણ બહુ સારૂં પરિણામ આવતું. આ પ્રમાણે રોજ બનતું. ગોસ્વામીજી જ્યારે રાત્રે સૂતા ત્યારે હમેશાં પથારી પાસે પેન્સીલ તથા કાગળ રાખીનેજ સૂઇ જતા. જેવું સ્વપ્ન આવ્યું હોય તેવુંજ જાગીને તરત લખી કાઢતા. ગોસ્વામીજી જ્યારે એક વાર શાંતિપુરમાં હતા ત્યારે ત્યાં કૉલે-

× ગોસ્વામીજી પાસેથી સાંભળેલું.

*STATEMENT showing the books made over to the Collector of Ahmedabad 192   as per section XVIII 1867 passed by Govt. of India.*

| Number. | Title of the book & contents of the title page with a translation into English of such title, and the contents when the same are not in English. | Language in which the book is written. | Name of the author, translator or editor of the book. | Subject. | Place of Printing & place of publication. | Name of firm of the Printer and name of firm of the publisher. | Date of issue from the Press or of publication. | Number of sheets, leaves or pages. | Size. | Name of Edition. | Number of copies of which edition consists. | Whether the book is printed or lithographed. | Price at which the book is sold to public. | Name and residence of the proprietor of the copyright or of any portion or such copyright. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| 1 | 2 | 3 | 4 | 5 | 6 | 7 | 8 | 9 | 10 | 11 | 12 | 13 | 14 | 15 |
| 90 | Swami Shree Bhawkrishnand o Vijayakrishna goswami | Gujarati | Nyakalal Nandlal Chokshi Rakhilal Karunashankar Oza. | Religious. | Sasta Sahitya Mudranalaya. Sasta Sahitya Vardhak Karyalaya Ahmedabad | Sasta Sahitya Vardhak Karyalaya Ahmedabad | 28/July 1929 | 432 | 5"x9" | First Edition | 5300 | Printed | Rs. 1-8-0 only | Bhikshu Akhandanandji Yo Sasta Sahitya Vardhak Karyalaya Ahmedabad. |

રાનો મહાન ઉપદ્રવ ચાલ્યો અને ઘણાં માણસો મરવા લાગ્યાં. તેમનાથી આ ભીષણ દૃશ્ય જોઈ શકાયું નહિ તેથી તેમણે આ રોગની ચિકિત્સા કરવાનો સંકલ્પ કર્યો. પછી રાત્રે ગોસ્વામીજી એજ વિચારમાં સૂઇ ગયા; ત્યાં ડૉ૦ દુર્ગાચરણ મહાશય સ્વપ્નમાં એ રોગનો ઉપાય બતાવી ગયા. બીજે દિવસે સવારમાં ઉઠીને તેજ પ્રિસ્ક્રિપ્શન પ્રમાણે તેમણે લોકોને દવા આપવા માંડી. કહેવાની જરૂર નથી કે, આ દવા ઘણીજ અસરકારક નીવડી. આથી લોકોએ માન્યું કે, દૈવેજ તેમને બચાવ્યા. પ્રિસ્ક્રિપ્શનમાં સેન્ટોનાઇન તથા સોડા આ બે ઔષધો આપવાનું જણાવેલું હતું. આ બન્નેમાં કૃમિનાશક ગુણ હતો. તપાસ કરતાં ગોસ્વામીજીને લાગ્યું કે, એ વખતે કૉલેરાનો જન્મ કૃમિમાંથીજ થયો હતો. આ રોગમાં બીજા વૈદ્યરાજોએ તથા ડૉકટરોએ કૉલેરાની જે સામાન્ય દવા ગણાય છે તેજ આપવા માંડેલી, પણ તેથી એક પણ દરદી બચી શક્યો નહોતો.*

ગોસ્વામીજી જે દરદીનો કેસ હાથમાં લેતા, તે દરદીની તન, મન અને જરૂર પડતાં ધનથી પણ સેવા–ચાકરી કરતા, તેના દરદનું બરાબર નિદાન કરી યોગ્ય ચિકિત્સા કરતા. એક વાર શાંતિપુરને સામે કાંઠે ગુપ્તિપાડાનો એક દરદી ગોસ્વામીજી પાસે દવા કરાવવા આવ્યો. એક સવારે ગોસ્વામીજી મછવામાં બેસી તેને ઘેર જઇ તેની સ્થિતિ તપાસી આવ્યા. તપાસને અંગે નિદાન કરતાં જણાયું કે, ફરી વાર તેને માટે દવા લઈ તપાસ કરવા જવું પડશે; કેમકે દરદીની સ્થિતિ ભયંકર હતી. હવે આ તરફ મુશળધાર વરસાદ વરસવો શરૂ થઇ ગયો. એક તો વર્ષાઋતુ અને તેમાં વળી વા–વંટોળિયાનાં તોફાન ! હવે કોની તાકાત કે ગંગાપાર જઇ શકે ? ખલાસીઓએ તો આ તોફાનમાં સામે પાર જવાની નાજ પાડી દીધી એટલે પછી ગોસ્વામી મહારાજે તો દવાની શીશી લૂગડામાં વિંટી માથે બાંધી દીધી અને ભગવાનનું નામ લઇ નદીમાં ઝંપલાવ્યું અને તરતા તરતા સામેપાર ઉતરી ગયા. ગોસ્વામી મહારાજને આવા તોફાની વરસાદમાં ભીને કપડે દવા આપવા આવેલા જોઇ સૌ કોઇ આશ્ચર્યચકિત થઇ ગયાં. વાંચનાર ! વૈદ્યતરીકેની જવાબદારીનું આવું કડક પાલન કરનાર કોઇ જોયા છે ?

* ગોસ્વામીજી પાસેથી સાંભળેલું.

એક વાર એક અસાધ્ય રોગવાળો દરદી ગોસ્વામીજી પાસે આવ્યો. તેમણે બન્યા તેવા ઉપચારો કરી જોયા, પણ કાંઈ અસર થઇ નહિ; એટલુંજ નહિ પરંતુ રોગ ઉત્તરોત્તર વધવા લાગ્યો. આથી ગોસ્વામીજીએ દરદીનાં સ્વજનોને કહી દીધું કે, કોઇ બીજા ડૉકટરને બોલાવો તો સારૂ. આ ઉપરથી એક મોટા ડૉકટરને બોલાવવામાં આવ્યા. તેની દવાથી દરદીને આરામ થવા લાગ્યો. ગોસ્વામીજીએ આનું કારણ તપાસ્યું તો જણાયું કે, પોતાનું નિદાન-જ ખોટું હતું, અને જો રોગીને પોતાનીજ સારવારમાં રાખી રહ્યા હોત તો જરૂર તે માર્યો જાત. આ કેસની અસર ગોસ્વામીજીના મનપર બહુ ઉંડી થઇ. તેઓશ્રી બહુ ઉંડા વિચારમાં ઉતરી ગયા. તેમને ખાત્રી થઇ કે, વૈદ્યક વ્યવસાય એ કંઇ બાળકનો ખેલ નથી; એમાં તો લોકોનાં જીવનમરણ તોળાઇ રહેલાં છે. આવી ગંભીર જોખમદારીવાળો વ્યવસાય ચલાવવો એનો અર્થ એજ કે, લોકોના જાન સાથે ખેલ ખેલવો. આથી તેમણે એ વ્યવસાયને તિલાંજલિ આપવાનો નિશ્ચય કરી દીધો. આ વખતે સ્વપ્નમાં સ્વ. ડૉ. દુર્ગાચરણ બંદોપાધ્યાયે જણાવ્યું કે "તમારે કેવળ લોકોની દેહચિકિત્સા કરીનેજ બેસી રહેવાનું નથી. દૈહિક રોગ ઉપરાંત જીવોના જન્મમરણરૂપી મહારોગની પણ તમારે ચિકિત્સા કરવાની છે." ત્યારથી ગોસ્વામીજીએ પોતાના પરિવારના ભરણપોષણનો બધો ભાર માત્ર પ્રભુપરજ નાખી દીધો અને ચિકિત્સાનો વ્યવસાય છોડી દઇ કેવળ બ્રાહ્મધર્મ-પ્રચારના કાર્યમાં પરોવાઇ ગયા. હવે તેમણે અસાધારણ ઉત્સાહથી બંગાળના એકે એક શહેરમાં અને એકે એક ગામડામાં બ્રહ્મનામનો પ્રચાર કરવા માંડ્યો.

ચિકિત્સાવ્યવસાય છોડ્યો ત્યારે ગોસ્વામીજીએ પોતાના બંધુ શ્રીમાન વ્રજસુંદર મિત્રને જે પત્ર લખ્યો હતો તે અત્રે જેમનો તેમ આપવામાં આવે છેઃ--

"ભીખારીને ઘેર મારો જન્મ થયો છે. પણ તેથી ધંધો કરીને બે પૈસા મેળવવા એ મારૂં કામ નથી. મેં તો હવે પાછી ભિક્ષાઝોળી હાથમાં લીધી છે. મને લાગે છે કે, થોડા વખતમાં તમારૂં ઘર ખાલી થઇ જશે. બ્રાહ્મબંધુઓની મદદ મળે તોયે ઠીક છે અને ન મળે તોયે ઠીક છે. આ તનમન બધું ઈશ્વરને ચરણે ધરી દીધું છે. આખું જગત ભલે મારો પરિત્યાગ કરે, પણ તે દયાસાગર મને ભૂલશે નહિ. એ અંતર્યામી મહાપ્રભુ આ દીન દાસની બહુ સ્નેહથી

સંભાળ રાખ્યાં કરશે. બ્રાહ્મધર્મનો જય થાઓ! બ્રાહ્મધર્મનેજ આ પ્રાણનું દાન દેવાઇ ચૂક્યું છે. ભગવાન તેને સમૃદ્ધ કરો. ૧૭૮૭ શક, માહે પોષ--ઢાકા.”

આ વર્ષે બ્રહ્મોત્સવને પ્રસંગે ગોસ્વામીજી કલકત્તા આવેલા તેથી ઉત્સવ ઘણા ઠાઠમાઠથી ઉજવાયો હતો. બ્રહ્મનામના જયધ્વનિથી ચારે દિશાઓ ગાજી રહી હતી. ઘેરેઘેર-જ્યાં જુઓ ત્યાં બ્રાહ્મધર્મનીજ ચર્ચા ચાલતી હતી. ઉત્સવની પૂર્ણાહુતિ થયા પછી શ્રી કેશવબાબુ કેટલોક વખત સપરિવાર મોંગીરમાં રહેવા ગયા હતા. એ વખતે ત્યાંના કેટલાક પ્રેમી બ્રાહ્મભક્તો કેશવબાબુને ભગવાનના અવતારતરીકે માનતા હતા, તેથી તેઓ તેમની ચરણરજ માથે ચઢાવતા હતા અને તેમનું પ્રેમપૂર્વક પાદપ્રક્ષાલન કરીને શ્રદ્ધાભક્તિથી ચરણામૃત લેતા હતા. ગોસ્વામીજી વગેરે કેટલાક બ્રાહ્મબંધુઓને આ ચરણરજ તથા ચરણામૃત લેવાની પ્રથા બ્રાહ્મધર્મના સિદ્ધાંતોથી તદ્દન વિરુદ્ધ લાગી. આથી તેઓએ મળીને કેશવબાબુને આ પ્રથા બંધ પાડવાનો આગ્રહ કર્યો. કેશવબાબુએ જણાવ્યું કે, પોતે લોકલાગણીને આડે આવવા માગતા નથી, એટલે કે લોકોને જેમ ઠીક લાગે છે તેમ કરે છે, તેમાં મારે આડે આવવાનું પ્રયોજન નથી. આ ઉત્તરથી કોઇને સંતોષ થયો નહિ,તેથી તેઓએ જાહેર વર્તમાનપત્રોમાં આ કાર્યની સામે જબરો વિરોધ ઉઠાવ્યો. આ પ્રમાણે નાની બાબતમાંથી મોટો દાવાનળ સળગી ઉઠયો. કેશવબાબુના પ્રેમી ભક્તો તો આથી બહુ છેડાઇ પડયા. ક્રોધાવેશમાં તેઓ ગોસ્વામીજીને ‘અવિશ્વાસી’ ‘નાસ્તિક’ વગેરે કહેવા લાગ્યા; એટલુંજ નહિ પરંતુ કેટલાક તો તેમને મારવા પણ તત્પર થઇ ગયા!!

આ પ્રમાણે વાત વધી પડી એટલે ગોસ્વામીજી પાછા શાંતિપુરમાં રહેવા લાગ્યા. આ વખતે એક આશ્ચર્યકારી ઘટના બની. એક દિવસ ગોસ્વામીજીના ઇષ્ટદેવ શ્રીશ્યામસુંદરે પ્રસન્ન થઈ તેમને પ્રત્યક્ષ દર્શન આપ્યાં અને કહ્યું કે “ મેં તને ઘરમાંથી બહાર કાઢયો તોયે તું વળી પાછો ઘરમાં આવ્યો? હું તને સંસારમાં વધારે ટકવા દેવાનો નથી.” ગોસ્વામીજીએ જ્યારે વેદાંતનો અભ્યાસ કરવા માંડયો અને બ્રાહ્મસમાજમાં પ્રવેશ કર્યો, ત્યારથી ભગવાન કોઇને દર્શન દે એ વાત ગોસ્વામીજીને ભ્રમણા અથવા મગજની ઘેલછા જેવી લાગતી; પણ હવે તેમનો લૌકિક અનુભવ

વધીને વૈરાગ્યવૃત્તિ ખીલી હતી તેમજ પરમાત્માની મહત્તા પણ વિશેષ સમજાઇ હતી.*

આ તરફ વર્તમાનપત્રોમાં જીવતા માણસની પૂજાસેવાની વિરુદ્ધમાં ખૂબ હિલચાલ થવાથી, કેશવબાબુની આંખ કંઇક ઉઘડી. તેમણે ચરણસ્પર્શ, દંડવતપ્રણામ, પશ્ચાત્તાપપૂર્વક એકરાર કરવો વગેરે ક્રિયાઓની મનાઇ કરી. હવે જે બે ચાર જણા કેશવબાબુને અવતાર માની સેવાપૂજા કરતા હતા, તેમણે શંકા થવાથી કેશવબાબુને પૂછ્યું કે, 'તમે અવતાર ખરા કે નહિ ?' જવાબમાં કેશવબાબુએ ચોખ્ખી ના પાડી ત્યારે તેમણે કેશવબાબુને ઠગ સમજી બ્રાહ્મધર્મનો પણ ત્યાગ કર્યો. આથી હવે કેશવબાબુએ શાંતિપુર ગોસ્વામીજીને એક પત્ર લખીને દિલગીરી જાહેર કરી તથા બધી ગડબડ દૂર થાય અને બ્રાહ્મબંધુઓમાંથી વૈમનસ્ય દૂર થઇ પહેલાંની માફક પરસ્પર સદ્ભાવ જન્મે તે માટે ખાસ પ્રયત્નો કરવા વિનતિ કરી. કાગળ વાંચી ગોસ્વામીજી પાછા કલકત્તા આવ્યા અને ફરીથી કેશવબાબુની સાથે સ્નેહસંબંધ જોડયો અને વિરોધી પક્ષને સર્વ હકીકતથી વાકેફ કરી સમજાવી લીધો અને ઝગડો શાંત પાડયો.

આ બધી ઉપાધિ શાંત થઇ ગયા પછી, બંગ. સં. ૧૨૭૬ના ભાદ્રપદ ૭ને રવિવારના રોજ 'ભારતવર્ષીય બ્રાહ્મસમાજનું મંદિર' ખુલ્લું મૂકાયું. તે દિવસે એવી ભાવપૂર્ણ ઉપાસના થઇ કે, તેના દિવ્ય ભક્તિપ્રવાહમાં સર્વનું મનોમાલિન્ય ધોવાઇ ગયું અને આનંદમોહન બસુ, શિવનાથ શાસ્ત્રી, કૃષ્ણવિહારી સેન, ક્ષીરોદચંદ્ર રૉય વગેરે કેટલાક શિક્ષિત યુવકોએ પણ બ્રાહ્મધર્મની દીક્ષા ગ્રહણ કરી.

ત્યારબાદ થોડા વખત પછી કેશવબાબુ વિલાયત ગયા. ત્યાં છ માસ રહી, બ્રાહ્મધર્મનો દિગ્વિજય કરી પાછા કલકત્તા આવ્યા. તેમના આવ્યા પછી તરતજ બ્રાહ્મ-વિવાહ-વિધિના સંબંધમાં મોટો મતભેદ ઉભો થયો. આ વિવાદથી આદિ બ્રાહ્મસમાજ તથા ભારતવર્ષીય બ્રાહ્મસમાજ વચ્ચે ભારે અથડામણ થઇ અને બન્ને સંસ્થા વચ્ચે જે ભાઇચારાની લાગણી જન્મી હતી તે પણ નાશ પામી. કેશવબાબુ વગેરેએ આદિ સમાજની પરવા નહિ કરતાં ભારતવર્ષીય સમાજના બ્રાહ્મબંધુઓમાં પરસ્પર સદ્ભાવની વૃદ્ધિ થાય

* ગોસ્વામીજી પાસે સાંભળેલું.

અને તેમની ઉપાસના ભાવપૂર્ણ તેમજ પ્રાણવાન બને એવા પ્રયત્નો શરૂ કર્યા અને કેશવબાબુએ "ભારત સંસ્કાર સભા" નામની એક સભા સ્થાપી. સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવો, 'સુલભ સદાચાર' નામનું પત્ર ચલાવવું અને તે દ્વારા લોકોમાં જ્ઞાનપ્રકાશ ફેલાવવો, ધર્માદા ઔષધાલયો ખોલવાં, દારૂની બદી અટકાવવી અને આમવર્ગમાં કેળવણીનો પ્રચાર કરવો વગેરે જનસમાજના ઉદ્ધારનાં કાર્યો હાથ ધરવાં, એ આ સભાનાં મુખ્ય કાર્યો હતાં. સભાસદોએ ઉપર જણાવેલ પૈકી એક અથવા એકથી વધારે કાર્યની જુમ્મેદારી પોતાને માથે રાખીને નવીન ઉત્સાહથી ધર્મપ્રચારનું કાર્ય ચલાવવા માંડયું.

આ વખતે કલકત્તા પાસે બેહાલામાં મેલેરિયાનો ભયંકર ઉપદ્રવ શરૂ થયો. ઉપર જણાવેલ 'ભારત સંસ્કાર સભા' તરફથી ત્યાં ધર્માદા દવાખાનું ખોલવામાં આવ્યું અને તેની વ્યવસ્થા ગોસ્વામીજીને હાથ રાખવામાં આવી. ગોસ્વામીજી રોજ વહેલા ઉઠી પગે ચાલીને, અને દવાઓ સાથે લઇને બેહાલા જતા અને ત્યાં તેમને દવા આપતાં આપતાં કોઈ કોઇ વાર તો બે પ્રહર વીતી જતા. મોડા મોડા ઘેર આવીને તેઓ સ્નાનાદિ કરીને જમતા. જમીને મહિલા પાઠશાળામાં ભણાવવા જતા અને સાંજે ઘેર આવીને પાછા 'સુલભ સદાચાર'ની સેવામાં લાગી જતા. આ પત્ર માટે લેખો લખતાં ગોસ્વામીજીને કેટલીક વાર ઉજાગરા કરવા પડતા. આ પ્રમાણે લાંબા વખતસુધી અતિપરિશ્રમ કરવાથી તેમને હૃદ્રોગ થયો. આ રોગનો હુમલો થતો ત્યારે ઘણી વાર ગોસ્વામીજીને મૂર્છા આવી જતી. એક વખત તો વ્યાધિ બહુ વધી પડયો અને મૂર્છાવસ્થા એટલી લાંબા વખતસુધી ચાલી કે સગાંસંબંધીઓ તો તેમને મરણ પામેલા સમજી, રોકકળ કરવા લાગ્યાં. ત્યારપછી ડૉકટર અન્નદાચરણ કાંતગિરિ મહાશયની કાળજીપૂર્વક સારવારથી તે વખતના જેવી લાંબા વખતની મૂર્છાવસ્થા તો ચાલી ગઈ. પણ રોગની અસર નાબુદ થઈ નહિ. જ્યારે જ્યારે આ દરદ જોર કરતું, ત્યારે ત્યારે ગોસ્વામીજીને મૂર્છા આવી જતી. આથી તેમની સંભાળ રાખવા માટે કેશવબાબુએ એક માણસને યોજયો હતો.

આ વખતે ગોસ્વામીજીને એક સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં કોઈએ તેમને કહ્યું કે "કલકત્તાના જગન્નાથ ઘાટપર એક સાધુપુરુષ રહે છે. તેમની પાસે હૃદ્રોગની રામબાણ દવા છે. તમે ત્યાં

જઇને તે દવા લઇ આવો અને તેનું સેવન કરો." સ્વપ્નવૃત્તાંતને આધારે ગોસ્વામીજીએ જગન્નાથ ઘાટ પર તપાસ કરી તો તે સાધુ પુરુષનાં દર્શન થયાં; અને તેમને સ્વપ્નની હકીકત કહી સંભળાવી. આ સાધુ પુરુષ પાસે હવે થોડીજ દવા રહી હતી તે તેમણે ગોસ્વામીજીને બહુ પ્રેમથી આપીને કહ્યું કે "આથી રોગ ભલે જડમૂળમાંથી નહિ જાય, પણ મૂર્છા તો સદંતર બંધ થઇ જશે. થોડા દિવસ પહેલાં આવ્યા હોત તો જરા વધારે દવા આપી શકત." ગોસ્વામીજીએ તે સાધુપુરુષને પ્રણામ કરી કૃતજ્ઞભાવે દવા ગ્રહણ કરી અને તેનું સેવન કર્યું. પરિણામ તે સાધુ પુરુષે કહ્યું હતું તેવુંજ આવ્યું. મૂર્છા તો સદંતર બંધ થઇ ગઇ, પણ દરદ નિર્મૂળ થયું નહિ.

છેવટ કોઇ ઉપાય ન રહ્યો ત્યારે ગોસ્વામીજી મેડિકલ કૉલેજના અધ્યક્ષ પ્રસિદ્ધ ચિઙ્વાર્ચ સાહેબ પાસે ગયા. ગોસ્વામીજી જ્યારે મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરતા, ત્યારે તેમની અસાધારણ તેજસ્વિતા, ન્યાયપરાયણતા, સત્યનિષ્ઠા વગેરે સદ્‌ગુણોથી આકર્ષાઇ ગુણગ્રાહી, મહામતિ ચિઙ્વાર્ચ સાહેબ તેમને બહુજ ચાહતા હતા. ગોસ્વામીજીની સઘળી હકીકત સાહેબે ધ્યાનપૂર્વક સાંભળી, હૃદયનાં ફેફસાંને બહુજ કાળજીથી તપાસી જોયાં, અને બારીક નિદાન કર્યા પછી સાહેબે તેમને મોર્ફિયાનું સેવન કરવાની સલાહ આપવા સાથે એક લાંબુ પ્રિસ્ક્રિપ્શન પણ લખી આપ્યું તથા કહ્યું કે "આથી પણ તમારો રોગ જડમૂળથી તો જવાનો નથી, પણ દુઃખાવો ઓછો થઇ જશે. તમારૂં મૃત્યુ પણ છેવટ આ રોગથીજ થશે." વળી આ પ્રિસ્ક્રિપ્શનમાં કયે વર્ષે–કયારે આ રોગ કેવું રૂપ ધારણ કરશે અને ત્યારે ત્યારે મોર્ફિયાનું સેવન કેટલા પ્રમાણમાં કરવું, તેની માત્રા કેમ વધારવી–ઘટાડવી, તે સંબંધી સ્પષ્ટ સૂચનાઓ આપી હતી અને કયે વર્ષે આ રોગથી મૃત્યુ થશે એ પણ નક્કી કરી આપ્યું હતું. આ સંબંધમાં આગળ ઉપર એક વાર ગોસ્વામીજીએ કહ્યું હતું કે, એક મૃત્યુ સિવાય ચિઙ્વાર્ચ સાહેબે જે જે બાબતો પ્રિસ્ક્રિપ્શનમાં જણાવી હતી તે બધી અક્ષરે અક્ષર મળતી આવી છે. આ વખતે ચિઙ્વાર્ચ સાહેબે જે વર્ષમાં મૃત્યુ થવાનું જણાવેલું હતું તે વર્ષ વીતી ગયું હતું. ઠીક, એ બધું થવાનું હતું તે થઇ ગયું. ગોસ્વામીજીએ હવે સાહેબની સલાહ પ્રમાણે મુંઝારાની વેદના શાંત કરવા ખાતર નિયમિતપણે મોર્ફિયા સેવન કરવાનું શરૂ કર્યું. આગળ ઉપર જ્યારે પ્રસંગવશાત્ ગોસ્વામી-

જીને સાધારણ બ્રાહ્મસમાજ સાથેનો સંબંધ છોડી નાખવો પડયો, ત્યારે કેટલાક સાંપ્રદાયિક ખેંચતાણવાળા અને ઝેર-વેરવાળા બ્રાહ્મબંધુઓ, ગોસ્વામીજીની સાધનાજન્ય અવસ્થાને સાધના અને ઇશ્વરકૃપાનું ફળ નહિ સમજતાં મોર્ફિયાના ખાસ વિધિપૂર્વકના સેવનનું પરિણામ છે, એમ કહેતાં પણ શરમાતા નહિ. આ સંબંધમાં એક દિવસ બ્રાહ્મધર્મપ્રચારક શ્રીયુત નગેંદ્રનાથ ચટ્ટોપાધ્યાયે ગોસ્વામીજીને પૂછયું કે " મોર્ફિયાના સેવનથી આપને કંઇ મસ્તિષ્કવિકાર થાય છે કે કેમ ?" તેના જવાબમાં ગોસ્વામીજીએ જણાવ્યું કે "બિલકુલ નહિ; મોર્ફિયા તો હૃદયના દુઃખાવાપરજ કામ કરે છે, તેથી કરીને માત્ર મુંઝારો શાંત થાય છે. તેનાથી બીજી કશી વિકૃતિ થતી નથી." કહેવાની જરૂરનથી કે, જ્યાંસુધી ગોસ્વામીજી સાધારણ બ્રાહ્મસમાજમાં રહ્યા ત્યાંસુધી તો કાર્યવાહક સભાના આદેશાનુસાર, કૉર્નવાલિસસ્ટ્રીટ-વાળા ડૉકટર શ્રી ગુરુચરણ મોહલાનચિસ તેમને મોર્ફિયા મફત આપતા હતા; કેમકે હવે પ્રચારક બંધુઓનો આજીવિકા વગેરેનો ખર્ચ બ્રાહ્મસમાજ તરફથી અપાતો હતો.

ઉપર જણાવેલાં બે ઔષધોના સેવનથી દરદની શાંતિ થઇ, ત્યારે ગોસ્વામીજી દિનાજપુર, રંગપુર, કુચબિહાર વગેરે સ્થાને પ્રચારકાર્ય માટે ગયા. વળી પાછો દરદે અચાનક ઉથલો ખાધાથી ગોસ્વામીજી થોડો વખત વિશ્રાંતિ લેવા શાંતિપુર જઇ રહેવા લાગ્યા. ગોસ્વામીજીના જણાવ્યા પ્રમાણે બંગ સં.૧૨૮૨ના પહેલા જ્યેષ્ઠ માસમાં, બેલઘરિયાના બગીચામાં કેશવબાબુને પૂજ્ય શ્રીરામકૃષ્ણ પરમહંસદેવનો પ્રથમ પરિચય થયો. પરમહંસદેવનો તીવ્ર વૈરાગ્ય જોઇ, કેશવબાબુએ પણ વૈરાગ્યસાધના કરવા માંડી. આ બાબતનો તેમણે ગોસ્વામીજીને કાગળ લખ્યો અને તેમને કલકત્તા આવવાની પણ વિનતિ કરી. કાગળ વાંચી ગોસ્વામીજી તરત કલકત્તા આવ્યા અને જુએ છે તો કેશવબાબુ હવે સ્વયંપાકી બન્યા છે અને એકતારો લઇને ભજન કરી રહ્યા છે. પરમહંસદેવની અસાધારણ સાધુતા જોઇ કેશવબાબુને તેમના-પ્રત્યે એવો ભક્તિભાવ થયો હતો કે, એક દિવસ તેમણે બારણાં બંધ કરી પરમહંસદેવનાં ચરણકમળની પુષ્પચંદનાદિકથી પૂજા કરી હતી. આ સંબંધમાં ગોસ્વામીજીએ એક વાર કહ્યું હતું કે "જો કેશવબાબુએ તે વખતે પરમહંસદેવનો ખુલ્લી રીતે જાહેરમાં

ગુરુતરીકે સ્વીકાર કર્યો હોત તો બ્રાહ્મસમાજનો ઉદ્ધાર ક્યારનોય થઇ ગયો હોત.” મહાત્મા પરમહંસદેવે પણ આ સંબંધમાં એવું કહ્યું હતું કે “આજ કેશવ મારી પૂજા કરે છે, પણ તે દરવાજા બંધ કરીને; કેમકે તેમ ન કરે તો તેના અનુયાયીઓ આ ક્રિયા જોઇ જાય તેની કેશવબાબુને બીક લાગે છે. આ જેમ બંધબારણે પૂજા કરે છે તેમ તેમનાં બારણાં પણ બંધજ રહેવાનાં.”*

ત્યારબાદ ઘણા માણસોની સાધનભજન સંબંધમાં જિજ્ઞાસા વધતાં, શ્રી કેશવબાબુએ યોગ અને ભક્તિવિષે નિયમિત વ્યાખ્યાનો આપવાં શરૂ કર્યાં. સાધના કરવા માટે કોન્નગરના મોરપુકુરનામના ગામડાના એક બગીચામાં “સાધનકાનન”ની સ્થાપના કરવામાં આવી.

આ તરફ અનેક બ્રાહ્મકુટુંબોને એક જગ્યાએ રાખી, દૈનિક ઉપાસના, ધર્મગ્રંથનો અભ્યાસ, સત્સંગ, ઇંદ્રિયદમન, મનોનિગ્રહ, યુક્ત આહારવિહાર વગેરે નિયમોના પાલનથી આદર્શ બ્રાહ્મકુટુંબોનું સંગઠન કરવાના ઉદ્દેશથી, કેશવબાબુએ ગોસ્વામીજીની સંમતિ તથા સહાયથી કલકત્તામાં “ભારત આશ્રમ” નામે એક આશ્રમ સ્થાપન કર્યો. બંગ સં. ૧૨૮૨ના માઘોત્સવની પૂર્ણાહુતિ થયા બાદ કેશવબાબુએ ‘સાધનશ્રેણી’ વિષે એક અસરકારક ભાષણ આપ્યું. આ ભાષણનો સાર એ હતો કે કર્મયોગ, જ્ઞાનયોગ અને ભક્તિયોગ, એ મોક્ષના ત્રણ માર્ગો છે, તેમાં જેની જે માર્ગે જવાની વિશેષ રુચિ હોય તે તે માર્ગનું અવલંબન કરીને મોક્ષના અધિકારી થઇ શકે છે. આ ભાષણ થયા પછી શ્રીમતી મુક્તકેશી ભાદુરીએ (ગોસ્વામીજીનાં સાસુજીએ) કર્મયોગનું–સેવાવ્રતનું–શિક્ષણ લેવા સંયમવ્રત ગ્રહણ કર્યું. શ્રી અઘોરનાથ ગુપ્ત મહાશયે જ્ઞાનયોગનું અને ગોસ્વામીજીએ ભક્તિયોગનું શિક્ષણ લેવા માટે સંયમવ્રત ગ્રહણ કર્યું. આ પ્રમાણે ત્રણે વ્યક્તિઓએ પોતપોતાની રુચિને અનુસરતો માર્ગ ગ્રહણ કરી સંયમવ્રતોનું પાલન કરવા માંડયું. શરીર, મન અને વાણીથી વ્રતસાધના કરતાં એક વર્ષ પૂરૂં થયા બાદ કેશવબાબુએ ગોસ્વામીજીને કહ્યું કે “ભાઇ! તમે હવે ભક્તિયોગ સિદ્ધ કરી લીધો.” આ સાંભળી ગોસ્વામીજીએ કહ્યું કે ‘ભક્તિરસામૃતસિંધુ’માં કહ્યું છે કે “જ્યારે સાધકના હૃદયમાં ભક્તિનો અંકુર ફુટે છે, ત્યારે તેના જીવનમાં નીચે

* ગોસ્વામીજી પાસેથી સાંભળેલું.

જણાવ્યા પ્રમાણેનાં લક્ષણો જોવામાં આવે છે. જેવાં કેઃ–

क्षांति रव्यर्थ कालत्वं विरक्तिर्मानशून्यता।
आशाबद्ध समुत्कंठा नामगाने सदा रुचिः॥
आसक्तिस्तद्गुणाख्याने प्रीतिस्तद्वसति स्थले।
इत्यादयोऽनुभावाः स्युर्जाते भावांकुरे जने॥

અર્થાત્ જયારે સાધના કરતાં કરતાં ભક્તિભાવનો અંકુર જન્મે છે ત્યારે સાધકના હૃદયમાં ક્ષમા, સતત સેવાપરાયણતા, વૈરાગ્ય, નિર્માનીપણું, મોક્ષપ્રાપ્તિનો–ઈશ્વરસાક્ષાત્કારનો–દૃઢ વિશ્વાસ, તેની પ્રાપ્તિની ઉત્કંઠા, તેમના નામગાનમાં રુચિ, ખાસ કરીને તેમના ગુણ કહેવા–સાંભળવામાં આસક્તિ અને અનુભવસિદ્ધ હરિજન વસતા હોય તેવાં સ્થળમાં રહેવાની ઇચ્છા વગેરે દેખાય છે. પરંતુ તેમાંનાં અનેક લક્ષણો મારામાં જોઇએ તેવાં જણાતાં નથી, તેથી ભક્તિયોગ સિદ્ધ થઇ ગયો એમ હું કેમ માની શકું?" આ ઉત્તર સાંભળી કેશવબાબુ મૌન રહ્યા.

ભારતાશ્રમમાં એક રાત્રે ગોસ્વામીજી બ્રહ્મનામની સાધનામાં નિમગ્ન થયેલા હતા. નામોચ્ચારણ કરતાં કરતાં ભાવાવસ્થામાં આવી ગયા. તેમાં તેમને એક જયોતિર્મય પુરુષે કહ્યું કે "બ્રાહ્મસમાજમાં હવે તમારૂં કાર્ય પૂર્ણ થયું છે. હવે તમે શ્રીમન્મહાપ્રભુને શરણે આવો." ગોસ્વામીજીએ એકવાર એવું જણાવ્યું હતું કે "હું કેવો અભાગિયો કે પ્રાપ્ત થયેલા મંત્રને ચીંથરે વિંટયા રત્નની માફક એમ ને એમજ નાખી મૂકયો! એ વખતે તો હું મૂર્ખાઇમાં એમજ માનતો હતો કે, હું કેવો જ્ઞાની અને બ્રાહ્મસમાજી છું?"

આ ઘટના બન્યા પછી થોડો વખત રહીને ગોસ્વામીજી બ્રાહ્મધર્મનો પ્રચાર કરવા શ્રીકાશીધામમાં આવ્યા. તેઓ ડૉકટર લોકનાથ મૈત્રને ઘેર રહેતા હતા. આ વખતે ગોસ્વામીજીને કાશીધામના પ્રસિદ્ધ મહાત્મા શ્રીતેલંગ સ્વામીનાં દર્શન થયાં. ગોસ્વામીજી લખે છે કે "જયારે હું ભારતવર્ષીય બ્રાહ્મસમાજમાં કામ કરતો હતો ત્યારે મને એક વાર કાશીધામના પ્રસિદ્ધ મહાત્મા તૈલંગ સ્વામીનાં દર્શન થયાં. આ વખતે સ્વામીજીએ 'અજગરવૃત્તિ'નું અવલંબન કરેલું નહોતું, તેમ બહુ સ્થૂલ શરીરવાળા પણ નહોતા. તે વખતે તેઓશ્રી મૌન પાળતા હતા. હું તે વખતે હોમિયોપથિક ડૉકટર લોકનાથ બાબુને ઘેર રહેતો હતો તે મને બહુ આદરભાવથી રાખતા હતા. ડૉકટર સાહેબને મેં પહેલેથીજ કહી રાખ્યું

હતું કે "જુઓ ભાઈ ! હું ઘરમાં ક્યારે આવું ને ક્યારે બહાર જાઉં, તેનો કંઇ મેળ નથી. મારે તો મોડું વહેલું થવાનુંજ. કોઇ દિવસ એમ પણ બને કે, આખો દિવસ બહાર રહેવું પડે અને છેક મોડી રાત્રેજ ઘેર આવી શકું; માટે બને તો મારામાટે એક અલગ અને એકાંત ઓરડી કાઢી આપો, તોજ મને આપની પાસે રહેવું ફાવે." ડૉકટર સાહેબે તરતજ મારી ઈચ્છા પ્રમાણે સગવડ કરી આપી. હું સવારમાં વહેલો ઉઠી બહાર નીકળી જતો અને ઘણે-ભાગે આખો દિવસ તૈલંગ સ્વામી પાસેજ રહેતો. કોઇ કોઈ વાર હું જ્યારે બપોર સુધી બેઠો રહેતો ત્યારે સ્વામીજી મારી ખાધાપીધા-ની ખબર લેતા અને હું ભૂખ્યો હોઉં ત્યારે તો સ્વામીજી રસ્તે જતા આવતા કોઇ માણસને આજ્ઞા કરતા કે "જાઓ, આને માટે કંઈ ખાવાનું લઇ આવો." તરતજ તે ભક્ત ૫-૭ માણસને થાય તેટલું ખાવાનું લાવતો. એ જોઇ હું કહેતો કે "સ્વામીજી ! આટલું બધું મારાથી નહિ ખવાય, તમે જરા કૃપા કરી પ્રસાદ આરોગો." આ પ્રમાણે કહેવાથી મારી વિનતિ સ્વામીજી સ્વીકારતા અને મને તેમના મુખમાં કોળિયા મૂકવાનું કહેતા. સ્વામીજી ખૂબ ખાઇ જતા. આ પ્રમાણે તેમને જ્યારે ખવરાવતાં ખવરાવતાં પ્રસાદ થઈ રહેવા આવે ત્યારે હું મારે માટે તેમાંથી થોડું અલગ રાખી લેતો અને કહેતો કે "મારો ભાગ તો મેં આગળથી રાખી લીધો છે." આ સાંભળી સ્વામીજી હસી પડતા અને ધૂળમાં લખતા કે—"બચ્ચા સચ્ચા હૈ." કોઇ વાર સ્વામીજી ગંગાજીમાં કૂદકો મારતા અને ડૂબકી મારી છેક મણિકર્ણિકાના ઘાટ પાસે નીકળતા; અને હું ત્યાં કાંઠે કાંઠે થઇ દોડી જતો.

ત્યારપછી એક દિવસ 'ભારતાશ્રમ'ના અધ્યક્ષ મહાશયે એક ગરીબ બ્રાહ્મ બંધુનો તિરસ્કાર કરી તેના પ્રત્યે અનિષ્ટ વર્તન કર્યું હતું. આથી ગોસ્વામીજીના કોમળ હૃદયને સખ્ત આઘાત થયો હતો, આ બાબતમાં કેટલાક બ્રાહ્મ પ્રચારકો સાથે પણ કંઇક બોલાચાલી થઇ. આવાં કેટલાંક કારણોથી ગોસ્વામીજી કલકત્તા છોડી થોડા વખત માટે 'બાગઆંચડા'માં સહકુટુંબ રહેવા લાગ્યા. ત્યાં એક દિવસ ગોસ્વામીજી એકાંતમાં બેસી પ્રાર્થના કરતા હતા, ત્યારે આ-કાશવાણી સંભળાઈ કે "હવે તમે બંધનમાં રહેતા નહિ. ધર્મના વાડામાં પડયા રહેવાથી સત્ય ધર્મની સેવા કરી શકાતી નથી."

ભાદ્રપદ માસમાં અહીં બ્રહ્મોત્સવ ઉજવવામાં આવ્યો ત્યારે

નૈસર્ગિક પ્રભુપ્રેમનો એવો અપૂર્વ પ્રવાહ ચાલ્યો હતો કે તેમાં બાગઆંચડાનિવાસી આબાલવૃદ્ધ સૌ કોઈ આનંદ આનંદ અનુભવતાં હતાં. ગોસ્વામીજી તો આ ભક્તિરસમાં તરબોળ બની ગયા હતા અને કોઈ અપૂર્વ શાંતિ અનુભવતા હતા. એવામાં કલકત્તાથી પ્રચારક બંધુઓએ ગોસ્વામીજીને એવી મતલબનો પત્ર લખ્યો કે "તમે માતાનું ધાવણ ધાવ્યા વગર ( અર્થાત્ કેશવબાબુના સમાગમ વિના ) જીવતા કેમ રહી શકશો ?" આ કાગળ વાંચી ગોસ્વામીજી તો સ્તબ્ધ થઇ ગયા. તેઓશ્રી મનમાં ગણગણવા લાગ્યા કે "આ વળી શું ? હું તો ખૂબ શાંતિમાં છું. ત્યારે શું તેઓ મારી મશ્કરી કરતા હશે ?" એવામાં પાછી ગોસ્વામીજીને આકાશવાણી સંભળાઇ કે "હવે જો ધર્મ-જીવનની ઇચ્છા હોય તો પાછા એ ચક્કરમાં ફસાશો નહિ."*

આ ઘટના બન્યા પછી કેટલાક દિવસ પછી કેશવબાબુની પુત્રીનો વિવાહ કુચબિહારના રાજા સાથે કરવામાં આવ્યો. આથી કરીને બ્રાહ્મસમાજમાં એક જબરો ખળભળાટ થયો. બ્રાહ્મ વિવાહના કાયદા જ્યારે ઘડવામાં આવ્યા ત્યારે કેશવબાબુએ વેદીપરથી સૌને ઉપદેશ આપ્યો હતો કે "આ કાયદાને કેવળ રાજ્યના કાયદા જેવા ગણી કાઢવાની કોઈ ભૂલ કરશો નહિ. આ કાયદા તો રાજ્યથી પણ મહાન સત્તાના ઈશ્વરી કાયદા છે. ઈશ્વરના આદેશ મુજબજ આ કાયદા તૈયાર કરવામાં આવ્યા છે." આ કાયદા મુજબ બ્રાહ્મ બાળક તથા બ્રાહ્મ બાલિકાના વિવાહની ઉંમર અનુક્રમે અઢાર તથા ચૌદ વર્ષની ઠરાવવામાં આવી હતી;× પણ પોતાને ત્યાં કન્યાનો લગ્નપ્રસંગ આવ્યો ત્યારે કેશવબાબુએ પોતેજ એ કાયદો તોડયો. કેમકે એ વખતે તેમની પુત્રીની ઉંમર ચૌદ વર્ષની નહોતી. અધુરામાં પૂરું કરવા કેશવબાબુએ પોતાના આ કાયદાભંગના કાર્યને પણ ઈશ્વરી આદેશતરીકે ઓળખાવવાનું સાહસ કર્યું. આથી તો બળતામાં ઘી હોમવા જેવું થયું. ખળભળાટનું મૂળ કારણ ઉપર જણાવ્યું તે હતું. કેશવબાબુના આ કાર્યથી આખા બ્રાહ્મસમાજની પ્રતિષ્ઠાને ધકકો લાગવાનો સમય આવ્યો હતો. હવે ગોસ્વામીજીની ધીરજ પણ ખૂટી ગઇ. તેમણે કેશવબાબુના અન્યાયી પગલાવિષે સખ્ત વિરોધ કરવા માંડયો. કેશવબાબુ-

* ગોસ્વામી પ્રભુના "બ્રાહ્મસમાજની આધુનિક અવસ્થા"માંથી ઉદ્દ્ધૃત.
× 'સીવીલ મેરેજ એક્ટ'-૧૮૭૨ નો એક્ટ ત્રીજો.

ના પક્ષવાળાઓએ પણ ભાંગ્યાતૂટયા રદિયા આપી કાદવ ફેંકવા માંડયો. આ રીતે ભારે વાગ્યુદ્ધ મંડાયું. એવામાં કેશવબાબુના પક્ષવાળા એક બ્રાહ્મબંધુએ કલકત્તાથી, ગોસ્વામીજીનાં ધર્મપત્ની–શ્રીમતી યોગમાયાદેવીને પત્રદ્વારા એવી ધમકી આપી કે "ગોસ્વામીજીને સમજાવો કે, તેમણે કેશવબાબુની વિરુદ્ધ કંઇ પણ બોલવું નહિ, તેમ તેમના વિરોધીઓની સાથે ભળવું પણ નહિ. જો તેઓ કોઇ પણ પ્રકારે કેશવબાબુનો વિરોધ કરતા બંધ નહિ પડે તો તેમને મહામુશ્કેલીમાં આવવું પડશે તે ખચિત જાણજો." ગોસ્વામીજી આ કાગળ વાંચી હસી પડયા અને બોલ્યા કે "આ બધા શું ગાંડા થયા છે ? કેશવબાબુ શું મારો સરજનહાર કે પાલનહાર છે ? મેં શું કેશવબાબુના તેજમાં અંજાઇનેજ બ્રાહ્મધર્મ ગ્રહણ કર્યો છે ? સત્યનો ભંગ હું કયારેય પણ સહન કરી શકનાર નથી." આમ તો ગોસ્વામીજીનું અંતર કુસુમથી પણ કોમળ અને દયાળુ હતું. દીનદુઃખીઓનાં અનેક પ્રકારનાં દુઃખ જોઇ ગોસ્વામીજીનું હૈયું રડી ઉઠતું; પણ બીજી તરફ જ્યારે ધર્મને નામે ધતિંગ ચલાવવામાં આવે, સત્યને ઠોકર મારવામાં આવે અને સત્તાનો દુરૂપયોગ થતો જોવામાં આવે ત્યારે ગોસ્વામીજીનો પુણ્યપ્રકોપ પણ તેટલાજ જોરથી ઉછળી આવતો અને તેમનું હૈયું વજ્રથી પણ કઠણ બની જતું. સત્યની બાબતમાં ગોસ્વામીજીને બાંધછોડની નીતિ જરા પણ ગમતી નહિ. સિદ્ધાંતનો ભંગ તો તેઓ જરા પણ સાંખી શકતા નહિ. પછી ભલેને સામો માણસ કોઇ સત્તાધીશ, સ્નેહી, સંબંધી કે ઓળખાણપીછાણવાળો હોય. કર્તવ્યપાલન કરતાં ગમે તેવાં સંકટ આવે તેને તો તેઓ હર્ષભેર વધાવી લેતા. અસત્ય અને અન્યાયની સામે તેઓ વીરની પેઠે લડતા. મહાકવિ વાલ્મીકિ રામાયણમાં શ્રીરામચંદ્રના ગુણનું વર્ણન કરતાં કહે છે કેઃ—

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ॥

અર્થાત્ લોકોત્તર વ્યક્તિઓનાં–મહાપુરુષોનાં–હૃદયને કોણ સમજી શકે ? કેમકે તેઓ અવસ્થાભેદે કયારેક તો કુસુમથીયે કોમળ જણાય છે તો કયારેક વજ્રથી પણ કઠણ જણાય છે ! !

ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે કેશવબાબુના પક્ષવાળા બ્રાહ્મબંધુનો ધમકીવાળો પત્ર ગોસ્વામીજીએ વાંચ્યો, ત્યારે તેમનું હૈયું વજ્રથી પણ કઠિન થઇ ગયું અને હવે તેઓ કેશવબાબુના નિંદ

કાર્યનો સખ્ત વિરોધ કરવા લાગ્યા. આ પ્રમાણે વિરોધ કરતાં તેમને કેશવબાબુ વિષે ઘણી કડવી ટીકા પણ કરવી પડી હતી, પરંતુ તેમાં તેમણે અતિશયોક્તિ કે અસત્યનો આશ્રય લીધા સિવાય કેવળ નગ્ન સત્યોજ તેજસ્વી વાણીમાં રજુ કર્યાં હતાં. અંતર્યામીના આદેશ જેવાં એમનાં વચનો લોકો ઉપર પણ ભારે અસર પાડતાં હતાં.

ઉપર પ્રમાણે કેશવબાબુના અઘટિત કાર્યનો બાગઆંચડામાં રહીને ગોસ્વામીજીએ જે સખ્ત વિરોધ કર્યો હતો, તે સમયમાં તેમણે કેટલાક બ્રાહ્મબંધુઓને જે પત્રો લખ્યા હતા, તેમાંથી કેટલોક ભાગ નીચે આપવામાં આવે છેઃ—

“પહેલાં તો હું એમજ માનતો કે, બ્રાહ્મસમાજ એ તો શાંતિદેવીનુંજ મંદિર છે. તેમાં કોઇ પણ પ્રકારે વિકૃતિ કે ગોટાળો ચાલશે નહિ; પરંતુ આજે તો તેની વિપરીત દશા જોઇને મને બહુ દુઃખ થાય છે. ઘડીભર તો થાય છે કે, બ્રાહ્મસમાજનું જેમ થવું હોય તેમ ભલે થાય, મારે આ બધી ધાંધલમાં કયાં પડવું ? પરંતુ સત્યનું, ધર્મનું કે સ્વદેશહિતનું ખૂન થતું જોવામાં આવે છે ત્યારે મારૂં લોહી ઉકળી આવે છે અને મારાથી શાંત બેસી રહેવાતું નથી. અન્યાય કે અસત્યની બરદાસ્ત કરી લેવી અને તેનો વિરોધ ન કરવો એ તો પાપજ છે; એટલે હું તે વખતે શાંત રહી શકતો નથી. સત્યસ્વરૂપ પરમાત્માનો આદેશ થવાથીજ હું આ કાર્યમાં જોડાઉં છું. તેમનો આદેશ પાળવા માટે અને બ્રાહ્મસમાજનું રક્ષણ કરવા માટે મારે આ પ્રમાણે જાહેરમાં બોલવું પડે છે. ”

“કેશવબાબુ સાથે મારે વેર નહોતું અને હાલ પણ નથી. કેવળ બ્રાહ્મસમાજના હિતને ખાતરજ મારે તેમના કાર્યનો વિરોધ કરવો પડયો છે. લોકો મને અસ્થિર અને ચંચળ પ્રકૃતિનો ગણી કાઢે અને આક્ષેપો કરે તેનું મને કંઈજ દુઃખ નથી. હું તો મને જે વખતે જે સત્ય જણાય છે તેજ કહી નાખું છું. આમ સત્ય વાત જાહેર કરતાં મારે ચંચળ કે અસ્થિર ગણાવું પડે તો એ પણ અહોભાગ્યનીજ વાત છે. એવી ચંચળતા અને અસ્થિરતા મારામાં કાયમ રહો એમ હું ઇચ્છું છું. એક વાત અસત્ય છે એમ સમજ્યા પછી પણ તેને વળગી રહેવું એ તો દંભ અને કપટને પોષવા જેવુંજ છે. એ તો બેવડું પાપ છે. દૂધમાં ને દહીંમાં હાથ રાખવાની નીતિનો મને ઘણોજ તિરસ્કાર છે.”

“બ્રાહ્મવિવાહના કાયદા બરાબર ઘડાઇ રહ્યા ત્યારે કેશવબાબુએ

બ્રાહ્મસમાજમાં ઉપદેશ આપ્યો હતો કે 'આ કાયદા કાંઇ રાજ્યના કાયદા જેવા સામાન્ય કાયદા નથી. આ તો ઈશ્વરી કાયદા છે અને ઈશ્વરના આદેશથીજ ઘડાયેલા છે.' પણ પોતાનેજ ઘેર પોતાની પુત્રીના વિવાહમાં તેમણે આ કાયદાનો ભંગ કર્યો છે, અને તે નિયમભંગને પણ તેમણે ઈશ્વરી આદેશતરીકે ઓળખાવીને તો હદજ વાળી દીધી છે. આથી તો આખા બ્રાહ્મસમાજને માથે ન ધોવાય એવું કલંક લાગે છે."

"પાપ કરીને કહેવું કે, એ તો ઇશ્વરનો આદેશ હતો, એ તો ઈશ્વરનું અપમાન કરવા જેવું છે; એટલુંજ નહિ પરંતુ ઈશ્વરનો હડહડતો દ્રોહ છે. જેને ઇશ્વર ઉપર જરા પણ પ્રેમ હોય, તે પોતાના દોષ ઈષ્ટદેવપર ઓઢાડવાનું સાહસ કરી શકે ખરો ? કદી નહિ."

"હિંદુસમાજમાં પણ હું સત્યનોજ પૂજારી હતો અને એજ સત્યની વિશેષ પ્રકારે આરાધના કરવા હું બ્રાહ્મસમાજમાં આવ્યો. મને લાગ્યું કે અહીં સત્ય છે, શાંતિ પણ છે; બ્રાહ્મસમાજ એ તો શાંતિનિકેતનજ છે, ત્યારે 'બ્રહ્મ' નામ સાંભળતાંજ આનંદ ઉભરાઈ જતો. હવે એમાંનું કશુંય નથી. હવે એ બધું સ્વપ્નસમાન લાગે છે. અત્યારે તો બ્રાહ્મસમાજમાં શાંતિ નથી, સત્યનો પ્રેમ પણ નથી. અશાંતિ અને અસત્યના અખાડાને હું 'બ્રાહ્મસમાજ' શી રીતે કહી શકું ? જ્યાં શાંતિ અને સત્યનું આબાદ પ્રતિબિંબ પડી રહ્યું હોય એવા નિર્મળ સમાજનેજ 'બ્રાહ્મસમાજ' કહી શકાય."

"પણ ત્યારે બ્રાહ્મસમાજની આવી અવનતિ શાથી થઇ ? આ પ્રશ્નનો ઉત્તર આપતાં કહી દેવું જોઇએ કે, બ્રાહ્મસમાજમાં હવે પરમેશ્વરની ઉપાસનાને બદલે મોટા માણસોની ઉપાસના વધારે થવા લાગી છે, એટલે સ્વાભાવિક રીતેજ સત્યને બેવફા થવાય છે અને સમાજનું તેજ ઘટે છે."

"ઇશ્વરનો સ્પષ્ટ આદેશ છે કે 'મારા કરતાં કોઇ વિશેષ ઐશ્વર્યશાળી વ્યક્તિ છેજ નહિ, તેથી મારા કરતાં કોઇને પણ વિશેષ પૂજ્ય ગણવો નહિ.' ઇશ્વરની આ ઉઘાડી આજ્ઞાને–આદેશને–ઠોકરે મારી કેટલાક બ્રાહ્મબંધુઓ કેશવબાબુને ઇશ્વરના અવતાર માની પૂજવા લાગ્યા. જ્યારે આ બાબતનો સખ્ત વિરોધ કરવામાં આવ્યો ત્યારે લોકોની આંખ ઉઘડી અને કેશવબાબુનાજ પૂજારી–એ પ્રસિદ્ધ બ્રાહ્મબંધુઓ વૈષ્ણવ થઇ ગયા."

"પૃથ્વીપરના દરેક સંપ્રદાયના સર્વે મહાપુરુષોને હું પગે પડીશ, પણ તેમાંના કોઇને પણ ઇશ્વરના સિંહાસને તો નહિ બેસાડું."

"સત્યને ખાતર હું પ્રાણ આપવા પણ તૈયાર છું, પણ પ્રભુને પ્રાર્થના કરૂં છું કે, બ્રાહ્મબંધુઓનાં નિર્મળ હૃદયને હિંસા, રાગદ્વેષ, નિંદા વગેરેથી દૂષિત થવા દેશો નહિ."

"ભાઇઓ! પ્રાણ જેવા વહાલા બ્રાહ્મસમાજની દુર્દશા હું જોઇ શકું તેમ નથી, મારૂં હૈયું ચીરાઇ જાય છે, હવે તો હદ વળી ગઇ છે. દયાળુ પરમાત્માને પ્રાર્થના કરૂં છું કે, આપના મંગળમય રાજ્યનો વિસ્તાર વધો! બ્રાહ્મસમાજમાં શાંતિ અને સદ્‌ભાવની પુનઃ પ્રતિષ્ઠા થાઓ!!"

આ વાદવિવાદના ઝગડા વચ્ચે પણ, કેશવબાબુની કન્યાનો વિવાહ તો થઇ ગયો. કેશવબાબુએ બ્રાહ્મમત પ્રમાણે વિવાહનો વિધિ કરવાનો ઘણો આગ્રહ કર્યો, પણ તેમાં તે ફાવ્યા નહિ. આખરે રાજાસાહેબના અભિપ્રાય પ્રમાણે તેમને નછૂટકે હિંદુધર્મવિધિ પ્રમાણેજ લગ્ન કરવાં પડયાં. આ આંદોલનથી બન્ને પક્ષમાં જે વેરઝેરનાં બી વવાયાં તેનાં ફળ બહુજ કડવાં આવ્યાં. એ ભેદભાવ અને પક્ષાપક્ષીનાં અનિષ્ટ પરિણામોનાં વર્ણન પણ શાં કરવાં! બે દિવસ પહેલાં જેઓ ગોસ્વામીજીને પ્રાણપ્રિય બંધુ કહીને ભેટી પડતા, અરે! ગુરુની માફક પૂજ્ય ગણતા અને તેમનાપ્રત્યે શ્રદ્ધાભક્તિ રાખતા, તેઓજ આજે જન્મજન્માંતરના શત્રુની પેઠે વર્તવા લાગ્યા; એટલુંજ નહિ પરંતુ તેમાંના કેટલાકે તો ગોસ્વામીજીના પ્રાણ લેવાના અધમ પ્રયત્નો પણ કરવામાં કંઇ બાકી રાખી નહિ. સંસારમાં ઝગડા તો થાય છે અને થવાના પણ ખરા; પણ તે ઘણેભાગે માલમિલ્કત માટે થાય છે. અહીં માલમિલ્કત તો કોઇને વહેંચવી નહોતી. અહીં તો મતભેદનીજ વાત હતી. કોઇને સ્વપ્નમાંય ખ્યાલ નહોતો કે, મતભેદનું પરિણામ આવું વિષમય આવશે. પરંતુ મતભેદમાં જ્યારે સ્વાર્થ ભળે છે ત્યારેજ પરિણામ આટલી હદ સુધી અનર્થકારી નીવડે છે.

ઉપર જણાવેલા આંદોલનના સંબંધમાં ગોસ્વામીજીના એક સહાધ્યાયી શ્રીયુત યોગેંદ્રનાથ વિદ્યાભૂષણ મહાશયે એક સ્થળે લખ્યું છે કે "આ ઝઘડામાં જોકે ગોસ્વામીજીએ કેશવબાબુપર પ્રચંડ આક્રમણ કર્યું હતું, તોપણ ભવિષ્યની ઘટનાઓપરથી સિદ્ધ થાય છે કે, તેમ કરવામાં તે પોતાના સિદ્ધાંતોનેજ અનુસર્યા હતા અને એમાં એમને કશો પણ સ્વાર્થ હતો નહિ. તેમના જીવનની પ્રત્યેક ઘટનામાંથી 'નિષ્કામ કર્મયોગ'નોજ ધ્વનિ નીકળે છે. તેમણે પોતાનું જીવન 'બ્રહ્માર્પણ' કરેલું હતું. તેઓ સાચેજ નિષ્કામ કર્મયોગી હતા."



# प्रकरण सातमुं

## ભારતવર્ષીય બ્રાહ્મસમાજમાંથી છૂટા પડવું, સાધારણ બ્રાહ્મસમાજની સ્થાપના, ગુરુની આવશ્યકતાનો સ્વીકાર, સદ્‌ગુરુની શોધમાં તીર્થાટન



કેશવબાબુની કન્યાનું લગ્ન વીતી ગયા પછી, ઘણા બ્રાહ્મબંધુઓએ કેશવબાબુ સાથેનો સંબંધ તોડી નાખ્યો. આ તરફ શિવનાથ શાસ્ત્રી, વગેરે પ્રસિદ્ધ બ્રાહ્મબંધુઓ એ ગોસ્વામી મહારાજની આગેવાની નીચે એક નૂતન બ્રાહ્મસમાજની સ્થાપના કરવાની જરૂર જોઈ ગોસ્વામીજી કલકત્તા આવ્યા અને સૌનો અભિપ્રાય જાણી લીધો. પછી સૌએ એકત્ર થઇને કલકત્તાના ટાઉનહૉલમાં એક સાધારણ સભા બોલાવી. આ સભામાં મોટી બહુમતિથી એ મુજબનો ઠરાવ પસાર થયો. ત્યારબાદ ગોસ્વામીજીએ પ્રધાન આચાર્ય દેવેંદ્રનાથ ઠાકુરની પણ સંમતિ મેળવી અને એમણેજ નૂતન બ્રાહ્મસમાજનું "સાધારણ બ્રાહ્મસમાજ" એવું નામ પાડી આપ્યું હતું.

આ 'સાધારણ બ્રાહ્મસમાજ'માં ગોસ્વામીજીની આચાર્ય તેમજ પ્રચારકતરીકે નિમણુંક કરવામાં આવી. ગોસ્વામીજીએ હવે આ સમાજદ્વારા શરીર, મન અને વાણીથી સેવા કરવા માંડી. વર્ષાઋતુમાં જળપ્રવાહથી ઉભરાતી નદી જેમ કિનારાના સમગ્ર પ્રદેશને જળમય કરતીવહી જાય છે, તેમ વિજયકૃષ્ણ ગોસ્વામીજી પણ જ્યાં જ્યાં ગયા અને ઉપદેશો આપ્યા, ત્યાં ત્યાં બ્રાહ્મધર્મનો વિજયધ્વજ ફરકાવતાજ ચાલ્યા. તેમનો પ્રેમતરસ્યો આત્મા, તેમની ભક્તિ–વિનયમિશ્રિત મીઠી રહેણીકરણી અને તેમનું દેવદુર્લભ ઉન્નત ચારિત્ર એ બધાને માટે ધાર્મિક જીવનના આદર્શરૂપ અને પ્રોત્સાહક હતું. તેમનું નિવાસસ્થાન, ધર્મગ્રંથના સ્વાધ્યાયથી, સજ્જનોના સમાગમથી અને ભજનકીર્તન ચાલુ રહેવાથી આશ્રમના રૂપમાં ફેરવાઇ ગયું હતું.

પુણ્યાત્મા અઘોરનાથ ગુપ્ત કે જેઓ નાના ભાઇની પેઠે હમેશાં ધર્મ-કર્મમાં ગોસ્વામીજીના મદદનીશતરીકે રહેતા, તેઓ પણ હવે સવિશેષ ઉત્સાહ તથા આગ્રહથી એકનિષ્ઠ સેવકની પેઠે ગોસ્વામી-જીને સહાય કરવા લાગ્યા. ગોસ્વામીજીના સહાધ્યાયી અને સુપ્રસિદ્ધ 'સોમપ્રકાશ' પત્રિકાના સંપાદક, શ્રીયુત યોગેન્દ્રનાથ વિદ્યાભૂષણ મહાશયે એક સ્થળે લખ્યું છે કે "આ મહાન યુદ્ધ પછી (કેશવબાબુની કન્યાના વિવાહસંબંધી આંદોલન પછી) સાધુ વિજય અને અઘોર બંને સાચા સંન્યાસી થયા અને તેમનાં મન શુદ્ધ વૈરાગ્યથી રંગાઇ ગયાં. બે ઉજ્જવળ નક્ષત્રની પેઠે બંનેએ જૂદી જૂદી દિશાઓમાં ખૂબ જોસભેર પ્રચારકાર્ય કરવા માંડયું. એકે પૂર્વમાં તો બીજાએ પશ્ચિમમાં પોતાનો અખાડો જમાવ્યો. તેઓ ગરીબની ઝુંપડીમાં, રોગીની પથારી પાસે અને દીનદુઃખીનાં હતાશ હૃદયમંદિરોમાં બ્રહ્મજ્યોતિસ્વરૂપે પ્રકાશતા થકા દુઃખીઓનાં દુઃખ, રોગીઓના રોગ અને વિપત્તિઓને દૂર કરતા વિચરવા લાગ્યા. તેમને જોઇને એમજ થતું કે, જાણે જગજ્જનની માતાજીએ જગતનાં દુઃખ દૂર કરવા માટે આ બે દેવદૂતોને પૃથ્વીપર મોકલ્યા છે. ખરેખર, એ બંને દેવદૂતો મનુષ્યોનાં દુઃખો દૂર કરવા માટે મનુષ્યના રૂપમાં ભારતમૈયાનાં દીન-દુઃખી સંતાનોની ઝુંપડીઓમાં જઈ તેમનાં દુઃખ દૂર કરતા વિચરવા લાગ્યા. તેઓ પોતાના શાંત અને શીતળ તેજથી ભારતવાસીઓનાં અજ્ઞાનથી ઘેરાઇ ગયેલાં અંતરમાં જ્ઞાનપ્રકાશ ફેલાવવા લાગ્યા અને તેમનામાં પ્રાણ પૂરવા લાગ્યા."

કલકત્તામાં 'સાધારણ બ્રાહ્મસમાજ'ની સ્થાપના થયા પછી ગોસ્વામીજી પાછા ઢાકા આવ્યા અને ત્યાં પણ સર્વ બ્રાહ્મબંધુઓની સંમતિથી તેમની પૂર્વબંગાળની બ્રાહ્મસમાજના આચાર્યતરીકે નિમણુંક થઇ. આ વખતે બ્રાહ્મમંદિરમાં જે ઉપદેશ આપવામાં આવતો, તે બધો 'તત્ત્વકૌમુદી'માં પ્રગટ થતો હતો. આ ઉપદેશો ઉંડી ધર્મભાવનાથી ભરપૂર અને પ્રભુપ્રત્યેની અડગ શ્રદ્ધા તથા અદમ્ય ઉત્સાહના જીવતા-જાગતા નમુના હતા. આ ઉપદેશો સાર્વજનિક હિતવાળા હોઇ, તેનું આકર્ષણ એટલું બધું થયું હતું કે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી અને બ્રાહ્મ-સૌ કોઈ સમાજમંદિરમાં પ્રેમપૂર્વક તે ઉપદેશો શ્રવણ કરવા આવતા. કયારેક તો ભેદની એટલી બધી થતી કે ઉભા રહેવાની પણ જગ્યા મળતી નહિ.

ગોસ્વામીજીના આ વખતના પ્રચારકાર્યનું અવલોકન કરતાં

'સમાલોચક' પત્રે અભિપ્રાય દર્શાવ્યો હતો કે:–"પંડિત વિજયકૃષ્ણ ગોસ્વામીજી જ્યારથી ઢાકા શહેરમાં પધાર્યા છે, ત્યારથી બ્રાહ્મબંધુઓમાં અપૂર્વ ઉત્સાહ, આંતરસ્ફુરણા અને નૂતન જીવન આવેલાં જણાય છે. પહેલાં તો મંદિર ખાલી પડયું રહેતું, પણ હવે વિજયબાબુ પધાર્યા ત્યારથી લોકો તેમના દિવ્ય ધર્માનુરાગ, સરળ વ્યવહાર અને જીવંત સદુપદેશથી એટલા બધા આકર્ષાવા લાગ્યા છે કે, મંદિરમાં બેસવાની જગ્યા પણ મળતી નથી. પૂર્વબંગાળ પ્રથમથીજ વિજયબાબુનું ઋણી છે અને તેમનાપ્રત્યે માન અને પ્રેમ પણ જેવાં ને તેવાંજ છે. લગભગ છ સાત વર્ષે વિજયબાબુનાં દર્શન થવાથી પૂર્વબંગાળના બ્રાહ્મબંધુઓમાં આંતરિક ઉત્સાહ તથા નૈસર્ગિક સેવાભાવ ઉત્પન્ન થવા પામ્યાં છે. વિજયબાબુ જેવા પવિત્ર, વિશુદ્ધ મતવાદી અને આદર્શ આચાર્ય અહીં કાયમને માટે નિવાસ કરે એવું અમે ઇચ્છીએ છીએ."

આ પ્રમાણે બંગ સં. ૧૨૮૫ ના આષાઢ માસથી લગભગ અઢીવર્ષ સુધી ગોસ્વામીજીએ પૂર્વબંગાળ બ્રાહ્મસમાજના આચાર્યતરીકે બ્રાહ્મણવાડિયા, ફરીદપુર, મૈમનસિંગ, સિરાજપુર અને વિક્રમપુર જીલ્લામાં તાજપુર, પશ્ચિમપાડા, જૈનસાર વગેરે સ્થાનોમાં પ્રચારકાર્યનિમિત્તે તેમજ મહોત્સવ તથા નૂતન બ્રાહ્મમંદિરની પ્રતિષ્ઠાનિમિત્તે ખૂબ ફરીને ઉપદેશો, ઉપાસના, હૃદયસ્પર્શી ભાષણો, તથા પોતાના આદર્શ ધાર્મિક જીવનદ્વારા તે તે સ્થાનના લોકોમાં નવજીવનનો અપૂર્વ પ્રવાહ વહેવડાવ્યો હતો. ગોસ્વામીજી જ્યાં જ્યાં જતા, ત્યાં ત્યાં માનવમહાસાગર ઉભરાતો અને મધપુડામાં જેમ મધમાખીઓ ઉભરાય છે, તેમ ઉચ્ચ–નીચ, ભણેલ–અભણ સૌ કોઈ આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષો તેમનાં દર્શન કરવા અને તેમનાં વચનામૃતનું પાન કરવાને અધીરાં થઇ જતાં.

ત્યાંથી પછી ગોસ્વામીજી કલકત્તા આવ્યા. અહીં આવ્યા પછી તેમને માલમ પડયું કે, આચાર્ય કેશવચંદ્રે બ્રાહ્મધર્મને 'નવવિધાન' તરીકે ઓળખાવવા માંડયો હતો અને ભારતવર્ષીય બ્રાહ્મસમાજનું નામ બદલીને "નવવિધાન બ્રાહ્મસમાજ" રાખવામાં આવ્યું હતું. ગોસ્વામીજીને બ્રાહ્મધર્મની આ નવી વ્યાખ્યા પસંદ ન પડી; તેથી તેમણે આ 'નવવિધાન'નો પણ સખ્ત વિરોધ કર્યો હતો. આ પ્રમાણે થોડો વખત કલકત્તા રહીને પાછા તેઓ 'સાધારણ બ્રાહ્મસમાજ'ના આચાર્ય તેમજ પ્રચારકતરીકે હજારિબાગ, ગયા, બાંકિ-

પુર, મુજફ્ફરપુર વગેરે બિહાર પ્રાંતના ઘણા ભાગમાં પ્રચારકાર્ય-નિમિત્તે ફરવા ગયા હતા. તે દરેક સ્થાને ગોસ્વામીજીએ થોડો થોડો વખત રહીને ઉપાસના, ભજન, કીર્તન તથા ધર્મકથા વગેરેદ્વારા લોકોનાં ધાર્મિક જીવનની ઉન્નતિમાં ઘણી કિંમતી સહાય કરી હતી. આ પ્રમાણે થોડા માસ વીત્યા પછી કલકત્તાથી સમાચાર આવ્યા કે, "તેમની જ્યેષ્ઠ પુત્રી સંતોષિની બહુજ બિમાર છે." આથી ગોસ્વામીજી પાછા કલકત્તા આવ્યા. સંતોષિની તો થોડા દિવસ રહીને પ્રભુના ધામમાં ચાલી ગઇ ! ગોસ્વામીજીએ શોકાતુર ચિત્તે તેની શ્રદ્ધાંજલિરૂપે "શોકોપહાર" નામનું એક કવિતાનું પુસ્તક રચ્યું. આપ્તજનના વિયોગથી થયેલો શોક દૂર કરવાના હૃદય-સ્પર્શી ઉપદેશો એ પુસ્તકમાં આપેલા છે.

એક દિવસ ગોસ્વામીજી મછુઆબજાર રોડપર થઇને જતા હતા ત્યાં તેમને રસ્તામાં એક પાશ્ચાત્ય સાધુનો મેળાપ થયો. તે સાધુ પુરુષના પ્રભાવથી આકર્ષાઇ ગોસ્વામીજીએ તેમની ચરણરજ મસ્તકે ચઢાવી અને તે સાધુપુરુષે પણ પ્રસન્ન થઇ તેમના મસ્તક-પર પોતાનો હાથ મૂકયો અને આશીર્વાદ આપ્યો. અત્યારસુધીમાં ગોસ્વામી મહારાજના હૃદયમાં સાધુ સંન્યાસીઓપર આવી શ્રદ્ધા-અને ભકિતભાવનો ઉદય થયો નહોતો; પરંતુ આજ તો આ સાધુ-પુરુષના સ્પર્શથી તેઓશ્રી એકદમ તેમના પર મુગ્ધ થઇ ગયા, અને તેમના હૃદયમાં એક એવા પ્રકારની અલૌકિક શાંતિનો અનુ-ભવ થવા લાગ્યો, કે જેવી શાંતિનો અનુભવ તેમના જીવનમાં પૂર્વે કયારેય પણ નહોતો થયો. આ મહાપુરુષની સાથે ગોસ્વામીજીએ ઘણીવાર સુધી બંગાળામાં બ્રાહ્મધર્મની હિલચાલ સંબંધી અને તેની સ્થાપના વગેરે સંબંધી વાતચીત કરી. ઘણા વખત પછી બંગાળમાં ફરીથી ધર્મસંબંધી હિલચાલ થયેલી જોઈ તે સાધુપુરુષ બહુ રાજી થયા. ગોસ્વામીજીએ તે સાધુપુરુષને યથાવકાશે એક દિવસ સાધારણ બ્રાહ્મસમાજમાં પધારવા અને ત્યાંનું કાર્ય વગેરે જોવાની વિનતિ કરી. તે એ સાધુપુરુષે ઘણા પ્રેમથી સ્વીકારી.

આ ઘટના બન્યા પછી એક દિવસ જ્યારે ગોસ્વામીજી સંધ્યા-કાળ પછી સાધારણ બ્રાહ્મસમાજની વેદિકાપર બેસીને ઉપદેશ આપતા હતા, એવે સમયે ઉપરોક્ત સાધુપુરુષ સમાજમંદિરમાં આવી ચઢયા અને એક ખૂણામાં બેસીને ગોસ્વામીજીનો ઉપદેશ ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યા. ઉપાસના સમાપ્ત થયા પછી ગોસ્વા-

મીજી વેદિકાપરથી ઉતરી મંદિર બહાર નીકળતા હતા તેવામાં પાછળથી તે સાધુપુરુષ તેમનો હાથ ઝાલી મળ્યા અને તેમની સાથે વાર્તાલાપ કરવા લાગ્યા. ગોસ્વામીજીએ પૂછ્યું કે "ઉપાસના કેવી થઇ ?" સાધુપુરુષે જવાબ આપ્યો કે "બહુજ સારી, જાણે વેદની શ્રુતિઓજ નીકળતી હતી." અને વાત પણ વસ્તુતઃ તેવીજ હતી. ગોસ્વામીજી હમેશાં શાસ્ત્રોને અનુસરીનેજ ઉપદેશ આપતા હતા. બ્રાહ્મસમાજના ઘણાખરા પ્રચારકો ઘણેભાગે બુદ્ધિપ્રધાન ઉપદેશ આપીને પ્રચારકાર્ય કરતા. ત્યારે ગોસ્વામીજી હમેશાં વિવેકપૂર્ણ અને શાસ્ત્રાધારપૂર્વક ઉપદેશ આપતા. ગોસ્વામીજીનો 'બ્રાહ્મ પૂજા' નામનો ગ્રંથ પણ તેની સાક્ષી પૂરે છે. આ ગ્રંથમાં તેમણે મહાનિર્વાણ તંત્રમાંથી પરબ્રહ્મની માનસિક પૂજા કરવાનો વિધિ યથાયોગ્ય રીતે વર્ણવેલો છે. તે સાધુ પુરુષની વાત સાંભળી ગોસ્વામીજીએ કહ્યું કે "મહારાજ ! ઉપદેશ તો સારો હશે પણ તે પ્રમાણે વર્તાતું નથી તેનું કેમ ? મારી આધ્યાત્મિક સ્થિતિ તદનુરૂપ નથી. આ ખામી ટાળવાનો કોઇ ઉપાય ન મળવાથી હું તો તદ્દન નિરાશ થઇ ગયો છું." આ વાત સાંભળી થોડો વખત તો તે સાધુપુરુષ મૌન રહ્યા. પછી તેમણે કહ્યું કે "ઠીક છે, તમે કોઈ 'ગુરુ' કર્યા છે ?" ગોસ્વામી મહારાજે કહ્યું કે "ના, મહારાજ ! હું ગુરુવાદમાં માનતો નથી." આ સાંભળી તે સાધુ પુરુષ હસી પડયા અને કહ્યું કે "ઓહો, ત્યારેજ તો આમ બધું બગડી ગયું છે અને બધું સાધનભજન એળે જાય છે." આ વાતે ગોસ્વામીજીને એકદમ અસર કરી. જેમ જેમ તે સાધુપુરુષની વાતપર ઉંડો વિચાર કરતા ગયા, તેમ તેમ આજસુધી જે ગુરુવાદ વિરુદ્ધની તેમણે ગાંઠ વાળી હતી તે શિથિલ થવા માંડી, અને હવે તેમને પણ 'ગુરુ' કરવાની તાલાવેલી લાગી. તત્કાળ ગોસ્વામીજીએ તે સાધુ પુરુષનેજ ગુરુ માની દીક્ષા આપવાની વિનતિ કરી, ત્યારે તે સાધુપુરુષે જવાબ આપ્યો કે "નહિ, ભાઇ ! હું તમારો ગુરુ નથી, શોધો એટલે આપોઆપ દર્શન થશે. ગભરાવાનું કારણ નથી." આ પ્રમાણે કહી તે સાધુપુરુષ ચાલી નીકળ્યા.*

હવેથી ગોસ્વામીજી જ્યાં જ્યાં પ્રચારકાર્યનિમિત્તે જતા, ત્યાં ત્યાં સાથે સાથે 'સદ્‌ગુરુ'ની પણ શોધ કરવા લાગ્યા. કેટલાએક મતસંપ્રદાયમાં પણ ગોસ્વામીજી ફરી વળ્યા. સદ્‌ગુરુની શોધ કરવા માટે પહેલાં તો ગોસ્વામીજી કર્તાભજાના મતમાં દાખલ થયા અને

* ગોસ્વામી મહારાજ પાસેથી સાંભળેલું.

તેના આચાર્ય પાસેથી દીક્ષા લઇને તદનુસાર સાધનભજન કરવા લાગ્યા. આ વખતે સાધારણ બ્રાહ્મસમાજના બીજા પણ ઘણા ધર્મપિપાસુઓએ કર્તાભજાના આચાર્યને 'ગુરુ' તરીકે ગ્રહણ કર્યા હતા, એટલુંજ નહિ પરંતુ સાધારણ બ્રાહ્મસમાજના એક બીજા આચાર્ય તથા પ્રમુખ અને સીટી કૉલેજના પ્રોફેસર ઉમેશચંદ્ર દત્ત તેમજ પ્રવીણજ્ઞાની બ્રાહ્મ કાલીનાથ દત્ત મહાશયે પણ તેમને 'ગુરુ' તરીકે ગ્રહણ કર્યા હતા. આ મતની સાધનામાં પ્રાણાયામ એ મુખ્ય અંગ હતું. કર્તાભજાના મતાનુયાયીઓ આ પ્રમાણે પ્રાણનો અમુક સમય સુધી નિરોધ કરી શકતા, એટલે તેઓ સાધનની પૂર્ણાહુતિ થયેલી સમજતા; પરંતુ પ્રાણાયામમાંજ સાધનનું છેવટ હોઇ શકે નહિ. પ્રાણાયામ તો એક બહિરંગ સાધન છે અને તે પ્રાણાયામના પણ યોગશાસ્ત્રમાં અનેક પ્રકારો વર્ણવેલા છે. આ બધા પ્રકારના પ્રાણાયામો સિદ્ધ કરવાથી સાધારણ મનુષ્યને પણ શારીરિક વ્યાધિનો નાશ થઇ કેટલોક આનંદનો પણ અનુભવ થાય છે. ઘણા અણસમજુ સાધકો આ સામાન્ય આનંદનેજ બ્રહ્માનંદ માની બેસે છે; પણ ક્યાં બ્રહ્માનંદ ! અને ક્યાં આ બહિરંગ સાધનાના ફળરૂપ લૌકિક આનંદ ! ! બ્રહ્માનંદ તો એક સ્વતંત્ર આનંદ છે. એ આનંદ તો કેવળ निर्मानमोहा जितसंगदोषा अध्यात्मनित्याविनिवृत्तकामाः। द्वंद्वैर्विमुक्तास्सुखदुःखः संज्ञैर्गच्छन्त्यमुढाः पदमव्ययंतत् ॥ એવા પવિત્રાત્માઓથીજ અનુભવી શકાય છે, એ દિવ્ય આનંદ કોઈ સાંપ્રદાયિક પ્રક્રિયા અથવા પદ્ધતિદ્વારા મેળવી શકાતો નથી. ગોસ્વામીજીએ તો આ કર્તાભજાની છેલ્લી કોટિ થોડાજ વખતમાં પ્રાપ્ત કરીને છેલ્લી કોટિના આનંદની કિંમત પણ આંકી લીધી. પછી કર્તા ભજાના આચાર્યે ગોસ્વામીજીને કહ્યું કે 'તમને આ જે અમારી સાધનાદ્વારા પરમાનંદની પ્રાપ્તિ થઇ છે તેના એક અંશમાત્રથી શ્રીચૈતન્યે આખા બંગાળાને ગાંડો કરી મૂકયો હતો.' આ વાત સાંભળી ગોસ્વામીજીને કર્તાભજાનો મત અસાર જણાયો અને તેનો સંબંધ છોડી દીધો.

ત્યારપછી ગોસ્વામીજી 'સદ્‌ગુરુ' મેળવવા બહુ અધીરા અને આકુળવ્યાકુળ થઈ ગયા. કેટલાંયે વન–પર્વતો શોધી વળ્યા અને અનેક તીર્થોમાં ફર્યા, ભય, ભૂખ, દુઃખ, ટાઢ, તડકો–એ કશાયને નહિ ગણકારતા તેઓ અનેક મતસંપ્રદાયોના મુખ્ય મુખ્ય માણસોના સમાગમમાં ઘૂમી વળ્યા. તે તે મતસંપ્રદાયની સાધનાઓ કરવામાં પણ કચાશ રાખી નહિ. અરે ! માર્ગી અને તાંત્રિક મત-

વાળાઓમાં પણ ગોસ્વામીજી તપાસ કરી આવ્યા. આ પ્રમાણે તેમણે અઘોરી, કાપાલિક, આઉલબાઉલ, રામાત, દરવેશ, બૌદ્ધ વગેરે મતસંપ્રદાયોમાં ફરી તેમની સાધનાઓ સાધી છતાં પણ અંતરમાં શાંતિ થઇ નહિ. ચાતક પક્ષીને શુદ્ધ સ્ફટિક જેવા સ્વાતિ નક્ષત્રના મેઘજળ વિના પિપાસા મટતી નથી, તેથી તે હમેશાં તેની આશામાં ને આશામાં જેમ એકચિત્તે આકાશ સામુંજ જોઇ રહે છે, તેમ ગોસ્વામીજીને પણ સંસારના ઘણાખરા મતસંપ્રદાયો નીરસ–ફિક્કા–લાગવાથી હવે તેઓ પરમ કૃપાળુ પરમાત્મા તરફજ સદ્‌ગુરુરૂપી સ્વાતિજળની પ્રાપ્તિ માટે આશા રાખી બેઠા.

'સદ્‌ગુરુ'ની શોધમાં ગોસ્વામીજીને કેવાં કેવાં સંકટો વેઠવાં પડયાં હતાં અને તેઓ કેવી કેવી આપત્તિમાં આવી પડયા હતા તેના દૃષ્ટાંતરૂપે કેટલીક ઘટનાઓ નીચે આપવામાં આવી છેઃ—

એક વખત 'સદ્‌ગુરુ'ની શોધમાં વિંધ્યાચલ પર્વતપર જતાં ગોસ્વામીજી એક ઝાડીમાં ગુંચવાઇ ગયા. સાંજ પડવા આવી હતી તોપણ કોઇ સાધુપુરુષના આશ્રમનો પત્તો લાગ્યો નહિ. આખરે રખડતાં રખડતાં એક ખંડેર જોવામાં આવ્યું, ત્યાં તેમણે રાત ગાળવાનો સંકલ્પ કર્યો. મધરાત થઇ ત્યાં તો આઠ દશ હથિયારબંધ લૂંટારા આવી ચઢયા અને તેમણે ગોસ્વામીજીને ત્યાંથી ચાલ્યા જવાની ધમકી આપી. લાચારીથી ગોસ્વામી મહારાજને તે સ્થાન છોડવું પડયું અને પછી તેમણે પાસેના એક ઝાડ નીચે નિવાસ કર્યો. કહેવાની જરૂર નથી કે, એ ખંડેરમાં લૂંટારાઓનોજ અડ્ડો હતો. લૂંટારાઓએ પોતાની લૂંટની વહેંચણી કરી લઇને જ્યાં સૂઈ જવાની તૈયારી કરી, ત્યાં તેમાંના એકને એવો વિચાર આવ્યો કે, પેલા માણસે આપણને જોયા છે અને તે આપણને ઓળખી પણ શકશે. આથી જો તે પોલીસને બાતમી આપશે તો આપણા બાર વાગી જશે, માટે પહેલાં એક વાર એનુંજ કાસળ કાઢી નાખો. આ વાત સાંભળી લૂંટારાઓના સરદારે કહ્યું કે "તમારી વાત ઠીક છે, પણ એ માણસ તો કોઈ સાધુ પુરુષ જણાય છે, એ કંઈ આપણું અનિષ્ટ કરે એવું મને નથી લાગતું; માટે આપણે આ સાધુહત્યાનું મહાપાપ નકામું વહોરવાની જરૂર નથી." પણ લૂંટારાઓને આ વાત ગળે ઉતરી નહિ, તેથી તેમણે તો ગોસ્વામીજીને મારી નાખવાનોજ નિશ્ચય કર્યો. તરતજ યમદૂત જેવા બે લૂંટારા નાગી તરવાર સાથે નીકળી પડયા; પણ ગોસ્વામીજી તરફ જતાં જતાંજ

તેમને રસ્તામાં એક વાઘ મળ્યો. એ વાઘની નજર ચૂકાવીને તેમણે બીજી બાજુએથી ગોસ્વામીજી પાસે ગયા તો ત્યાં પણ એક વાઘને બેઠેલો જોયો. આથી તેઓ નિરાશ થઇ ખંડેરમાં પાછા આવ્યા અને બધી વાત પોતાના સરદારને તથા બીજા લૂંટારાઓને કહી સંભળાવી. સરદારને આ સાંભળી ભય અને વિસ્મય બન્ને ઉપજ્યાં. એવામાં મોટું વાવાઝોડું થયું અને મુસળધાર વરસાદ વરસવા માંડયો. તેથી તે ખંડેર તૂટી પડયું. તેમાંથી તે સરદાર તો માંડમાંડ બચ્યો, પણ લૂંટારા તો બધા દટાઇ મૂઆ! ગોસ્વામીજીને તો આ બાબતની કશી ખબર નહોતી. તેઓ તો બીજે દિવસે સવારે વિંધ્યવાસિનીના મંદિરમાં આવી પહોંચ્યા. ત્યાં પેલો લૂંટારાનો સરદાર પણ આવી ચઢયો. તેણે ગોસ્વામીજીને ઓળખી કાઢયા અને તેમને પગે પડી પોતાના અપરાધની માફી માગી. ગોસ્વામીજીને આ પ્રમાણે અપરિચિત વ્યક્તિને માફી માગતો જોઇ આશ્ચર્ય થયું તેથી તેમણે તેનું કારણ પૂછતાં સરદારે આગલી રાતની બધી હકીકત વિગતવાર કહી સંભળાવી.

એજ પ્રમાણે બીજી વાર પણ વાઘ-વરુ જેવા હિંસક પશુવાળા જંગલમાં ગોસ્વામીજીને એક ઝાડ નીચે રાત કાઢવી પડી હતી. મધરાત વીત્યા બાદ એક ગાંડા જેવો માણસ હાથમાં ડાંગ લઇને ત્યાં આવી ચઢયો અને ગોસ્વામીજીના પગ ચાંપવા મંડી પડયો. તેને ગોસ્વામીજીએ બહુ બહુયે પૂછયું, તોપણ પોતે કોણ છે તે સંબંધી એક અક્ષર પણ બોલ્યો નહિ. પરોઢીઆમાં ગોસ્વામી મહારાજ જાગીને જુએ છે તો તે માણસજ મળે નહિ."

એક વખતે તિબેટને રસ્તે જતાં એક બરફવાળા સ્થળે ગોસ્વામીજી ધ્યાનસ્થ થયા હતા ત્યાં તેમના ઉપર બરફ પડવાથી તેઓ એકદમ થીજી ગયા અને મૃતપ્રાય થઇ ગયા. છેવટે ત્યાં એક સંતપુરુષ આવી ચઢયા. તેમણે જયારે ખૂબ શેક કર્યો, ત્યારે ગોસ્વામીજીને કંઇક હોશ આવી. આ સંતપુરુષ પાછા એક વાર ગોસ્વામીજીને ઢાકામાં મળ્યા હતા, ત્યારે ગોસ્વામીજીએ તેમની એક નિકટના સ્નેહીની માફક સેવાચાકરી કરી હતી. ગોસ્વામી મહારાજ સાથે તેમને આવો સ્નેહ કયારથી થયો તે વિષે કોઇએ જિજ્ઞાસા કરતાં તે સંતપુરુષે તિબેટના બરફવાળા પ્રદેશની ઘટના સર્વને કહી સંભળાવી હતી. એજ પ્રદેશમાં ગોસ્વામીજી ઉપર એક બીજી વિપત્તિ પણ આવી પડી હતી તે ગોસ્વામીજી પાસેથીજ સાંભ-

ળીને અત્રે આપેલી છેઃ-'તમારા ગુરુનાં તમને દર્શન થશે.' પેલા મહાપુરુષનું આ વાક્ય મારા કાનમાં રમી રહ્યું હતું. આથી હું ગાંડાની પેઠે 'સદ્‌ગુરુ'ની શોધમાં આમતેમ રખડવા લાગ્યો. 'સદ્‌ગુરુ'ની શોધમાં રખડતો રખડતો હું હિમાલયના પહાડી પ્રદેશમાં-અગમ્ય સ્થળે ઠેઠ લામા ગુરુઓના મઠમાં-જઇ પહોંચ્યો. ત્યાં મેં કેટલાક બૌદ્ધ યોગીઓને મુખેથી એમ સાંભળ્યું કે 'આ ઝરણાની પેલે પાર એક ઘાટી ઝાડી છે, તેમાં એક ગુફાની પાસે એક ઉંચી ટેકરી છે. ત્યાં એક બંગાળી મહાપુરુષ ઘણા વખતથી રહે છે. તે રાતદિવસ સમાધિમાંજ રહે છે. જરૂર પડયે કયારેક કયારેક પાસેની ગુફામાં રહેતા તેમના કેટલાક શિષ્યો તેમને જગાડી જાય છે. એ મહાપુરુષની વાત સાંભળી હું તો તેમનાં દર્શનમાટે અધીરો થઇ ગયો. તરતજ મેં તે મહાપુરુની શોધમાં આગળ ચાલવા માંડયું. આ પ્રમાણે તે ઘાટી ઝાડીમાં મેં બે દિવસ અને બે રાત, ખાધાપીધા વગર કે નિદ્રા લીધા વગર એમ ને એમ ચાલ્યાજ કર્યું. ત્રીજે દિવસે પરિશ્રમથી તેમજ ભૂખ તરસથી શરીર એવું લથડી ગયું, કે દેહભાન રહ્યું નહિ; પણ ભગવાનની દયાનો તો કાંઇ પારજ નથી. એક લાંબા પહાડી સંન્યાસીએ આવી મારી સારવાર કરી. આથી મને ઠીક થઇ ગયું. પછી તે સંન્યાસીએ મને થોડા દાણા આપી કહ્યું કે "બચ્ચા! આમાંથી બે ત્રણ દાણા ખાઇ લે, એટલે પછી તને ભૂખતરસ નહિ લાગે. જેટલા દિવસ પર્વતપર રહેવું હોય તેટલા દિવસ ખુશીથી રહેવાશે. માત્ર એક બે દાણાથીજ તારી ભૂખ-તરસ મટી જશે." આ દાણા સરસવના બીજ જેવા ઝીણા હતા. મેં તેમાંથી એક બે દાણા ખાધા કે તરત ભૂખતરસ મટી ગયાં અને થાક પણ ઉતરી ગયો. આ દાણા મેં ઘણો વખત સાચવી રાખ્યા હતા. પહાડ ઉપર જ્યાંસુધી રહ્યો, ત્યાં સુધીમાં જરૂર પડયે હું આ દાણા ખાઇ લેતો.*

બીજે એક વખતે ગોસ્વામીજીએ એક બાઉલના આશ્રમમાં રહીને તેની રીત પ્રમાણેની સાધના કરી જોઇ હતી; પણ થોડા સહવાસ પછી તેમનામાં દુરાચાર જણાયાથી, ગોસ્વામીજીએ તેમનો સંબંધ પણ છોડી દેવાનો સંકલ્પ કર્યો. આથી આશ્રમવાસી બાઉલોને બીક લાગી કે, આપણા આશ્રમના ગુપ્ત ભેદો ગોસ્વામીજી બહાર પાડી દેશે તો આપણી કિંમત જરા પણ નહિ રહે; તેથી તેમણે ગોસ્વામીજીને મારી નાખવાનો વિચાર કર્યો. પણ

* 'સદ્‌ગુરુસંગ'માંથી ઉદ્ધૃત.

પાછળથી તેઓને ગોસ્વામીજી કેવા સમર્થ મહાત્મા છે, તેની ખબર પડવાથી તેઓએ તેમને પગે પડી, પોતાના ગુપ્ત ભેદો બહાર ન પાડવાની વિનતિ કરી તથા સન્માનપૂર્વક વિદાય આપી.

એક વાર ગોસ્વામીજી ચંદ્રનાથ તીર્થના કોઇ એક જંગલમાં દવ લાગ્યો હતો તેમાંથી પણ અદ્ભુત રીતે બચી ગયા હતા. આ ઘટનાનું વિવરણ કરતાં ગોસ્વામીજી મહારાજ કહે છે કે "હું અને બારદિના બ્રહ્મચારી મહારાજ થોડો વખત સાથે રહીને ચંદ્ર-નાથ પહાડ ઉપર સાધનભજન કરતા હતા. ત્યાં અચાનક અમારી ચોતરફ વનમાં મોટો દાવાનળ લાગ્યો. પશુ, પક્ષી, કીટ, પતંગ–બધાંય આ દાવાનળમાં બળીને ભસ્મ થઇ ગયાં. તાપ તો હવે કેમે કર્યો સહન થઇ શકે તેમ નહોતો. અમારી ઝુંપડીથી લગભગ બસો હાથ નીચે એક સપાટ પ્રદેશ હતો. એક મોટા જંગલી નાગે ત્યાં પડતું મેલ્યું અને તત્કાળ અદૃશ્ય થઇ ગયો. થોડી વાર પછી એક વાઘ પણ ઠેકી પડયો અને અદૃશ્ય થઈ ગયો. પછી તો બ્રહ્મચારી મહારાજે તત્કાળ મને પીઠપર બેસાડી, 'ઓમ્ ઓમ' બોલતાંકને બસો હાથ નીચે ઠેકડો માર્યો ! ! પ્રભુકૃપાથી અમને કંઇ પણ વાગ્યું નહિ ! ! જાણે ફૂલની પથારીમાંજ ન પડયા હોઇએ. અહો ! મહાપુરુષોનો પ્રભાવ કેવો ચમત્કારી હોય છે !"

"આ બ્રહ્મચારી મહારાજ પાછા જ્યારે ફરી વાર ગોસ્વામીજીને મળ્યા, ત્યારે તેમણે પૂછ્યું હતું કે "કેમ, મને ઓળખો છો? આપણે ચંદ્રનાથ પહાડપર સાથે રહેતા હતા તે સાંભરે છે ? ત્યાં દાવાનળ-માંથી તમારી રક્ષા કોણે કરી હતી ?" આ સાંભળી મને બધી વાત સાંભરી આવી અને પછી બ્રહ્મચારી મહારાજને ઓળખ્યા એટલે હું તેમને ભેટી પડયો."×

આવી તો ગોસ્વામીજી ઉપર કેટલીયે પ્રાણઘાતક વિપત્તિઓ આવી પડી હતી, અને તેઓ કેવી રીતે બચી શકયા હતા તે બધું જાણવાનું આપણી પાસે કંઇજ સાધન નથી. કેમકે તેમનો સ્વભાવ હમેશાં ગુપ્ત રહેવાનોજ હતો–અર્થાત્ પોતાના જીવનની ઘટનાઓ કોઇને કહેવાનું તેમને જરા પણ પસંદ નહોતું. તેમણે પોતાના સંબંધમાં જે કંઈ કહ્યું છે તે અનાયાસે અને પ્રસંગોપાતજ કહેલું છે. તેમના પૂર્વપરિચિત સંત પુરુષો અને કેટલાક શિષ્યોદ્વારા પ્રાપ્ત થયેલી હકીકતો ઉપરથીજ અત્રે આટલો ઉલ્લેખ થઇ શકયો છે.

---

× નરોત્તમપુરના શ્રીયુત સતીશચંદ્ર ઘોષ રાયની નોંધપોથી ઉપરથી.



# प्रकरण ८ मुं

## स्वप्नो, योगदीक्षा अने संन्यास इत्यादि



ई.

स. १८८३ मां गोस्वामीजी ब्राह्मधर्मना एक बीजा प्रचारक भाइ श्रीयुत शशिभूषण बसु साथे लइने, ब्राह्मधर्मना प्रचारकार्यनिमित्ते गयाजी तरफ नीकळ्या. पहेलां तेओ मधुपुर आव्या. अहींआं गोस्वामीजीनी हृदयस्पर्शी उपासना, अमृतमय उपदेश तेमज भावपूर्ण भजनकीर्तनथी, ब्राह्मबंधुओपर सारी असर थई. कीर्तन अने उपासनाना समयसिवाय गोस्वामीजी घणोखरो वखत 'मधुपुर'नी आसपासना जंगलना एकांतमां ध्यान करवामां गाळता. जंगलमां व्याघ्रादि हिंसक पशुओनो भय होवा छतां पण तेओ दिवस आथम्या पछी मोडा मोडा घेर आवता. मधुपुरथी तेओ गिरि जई पचंबा गया. त्यां तेओ रोज सांजना तुलसीकृत रामायणादि भक्तिग्रंथोपर प्रवचन करता हता. आ भावपूर्ण प्रवचनथी श्रोताओ मंत्रमुग्ध थइ जता अने घणा वखत सुधी तेमना समागमनो लाभ लेता. प्रवचन थइ रहे तोपण कोइने त्यांथी घेर जवानुं गमतुं नहि. त्यांथी तेओ गयाजी आव्या. त्यां तेमने स्वतंत्र उतारानी सगवड करी आपी हती.

आ वखतना गोस्वामी महाराजना कार्यक्रमविषे श्रीयुत शशिबाबु लखे छे के "अहीं गोस्वामीजी महाराज रोज सांजे अगाशीमां बेसी धर्मसंबंधी विवेचन करतां करतां ध्यानस्थ थइ जता हता. आ स्थितिमां तेओ झाझुं बोली शकता नहि अने एनी ए भावावस्थामां बे त्रण कलाक नीकळी जता. एक दिवस आकाशगंगा पहाडपरना महात्मा रघुवरदासजीनी साधुता सांभळवाथी गोस्वामीजीने तेमनां दर्शन करवानी इच्छा थइ. आथी बीजे

દિવસે પ્રાતઃકાળમાં ગોવિંદબાબુએ નોકરને ભોજનાદિકની સામગ્રી આપી અમારી સાથે મોકલ્યો. સૂર્યોદય થતાં તો અમે આશ્રમમાં જઇ પહોંચ્યા. બાબાજી સામેજ ઉભા હતા. ગોસ્વામીજી તેમનાં ચરણોમાં માથું નમાવી ભાવાવેશમાં બહુજ રડી પડયા અને ગદ્‌ગદ્‌ કંઠે કહેવા લાગ્યા કે "મહારાજ ! મારો ઉદ્ધાર શી રીતે થાય ?" ગોસ્વામીજીનો આવો અપૂર્વ ભક્તિભાવ જોઇ બાબાજી તેમને પ્રેમપૂર્વક ભેટી પડયા અને કહેવા લાગ્યા કે "આવા સાધુ તો મેં કયારેય જોયા નથી. દયાળુ રામચંદ્ર ભગવાન તમારૂં અવશ્ય કલ્યાણ કરશે. બેસો, ભાઇ ! ગભરાઓ નહિ........વગેરે" પછી બાબાજી અમને એક સ્થળે ઘણા માનપૂર્વક બેસાડી, પોતે રસોઇ કરવા લાગ્યા. રસોઇ તૈયાર થયા પછી અમને બહુ પ્રેમથી જમાડયા. ભોજન થઇ રહ્યા બાદ બાબાજી સાથે ગોસ્વામીજીને ધર્મસંબંધી ઘણી વાતચીત થઈ. બપોર પછી અમે તેમની સૂચનાથી 'બ્રહ્મયોનિ' પહાડપર કેટલાક સંત પુરુષોનાં દર્શન કરવા ગયા. 'બ્રહ્મયોનિ' પહાડપરના એક સંતપુરુષ તો ગોસ્વામીજીને આવતા જોઇ એકદમ દૂરથી દોડી આવી તેમને ભેટી પડયા અને 'આનંદ થયો, આનંદ થયો' એમ કહેવા લાગ્યા. એમની સાથે પણ ધર્મસંબંધી ખૂબ વાતો થઇ. સાંજે અમે પર્વતપરથી ઉતરતા હતા ત્યારે રસ્તામાં ગોસ્વામીજીએ એક સ્થાન બતાવી કહ્યું કે "અહીં પ્રેમાવતાર શ્રીચૈતન્ય ભગવાનને ભાવોદય થયો હતો. અહીં મહાપ્રભુ કૃષ્ણવિરહથી વ્યાકુળ થઇ આતુરચિત્તે અને ગદ્‌ગદ્‌ કંઠે "ઓ કૃષ્ણ ! ઓ બાપુ ! તમે કયાં ચાલ્યા ગયા ?" એમ બોલતા કરુણ ચીસ પાડી રોવા લાગ્યા હતા." મારૂં હૈયું પણ તેમનાં આવાં ભક્તિભાવપૂર્ણ વચનો સાંભળી દ્રવીભૂત થયું. મેં 'સાધુચરિત્રમાળા'માં વાંચ્યું હતું કે "ધર્મની પાછળ તો ગાંડા થવું પડે છે." એ આજે નજરોનજર જોઇ હું ધન્ય થયો. મનમાં વિચાર્યું કે "ખરેખર, ગોસ્વામીજી ધર્મની પાછળ ગાંડાજ થયા છે." વળી એક દિવસ તેમણે કહ્યું કે "શશિ ! આજે તો હું આખી રાત જાગરણ કરી ભજન કરવાનો છું. તું તારી મેળે સૂઇ રહેજે." એમ કહી તેમણે મને પોતાના ઉત્તરીય વસ્ત્રનું ઓશિકું કરી આપ્યું. માની સોડમાં બાળક જેમ નિર્ભયપણે ઉંઘે છે, તેમ હું પણ તેમની સમીપમાંજ સૂઇ રહ્યો; અને એ દેવાંશી મહાપુરુષે તો આખી રાત હિંસક પશુઓવાળા અરણ્યમાં નિર્ભય ચિત્તે પ્રભુનું ધ્યાન-ભજન કર્યા કર્યું. રાત વીતી જતાં બ્રાહ્મમુહૂર્તમાં

મને તેમણે જગાડયો. પછી અમે બન્નેએ પાસેના ઝરણામાં સ્નાન કર્યું અને પાસેની એક ગુફામાં બેસી બ્રહ્મોપાસના કરી. ત્યારપછી ગોસ્વામીજી કરતાલ બજાવતા મધુર કંઠે એક ભજન લલકારવા મંડયા. ભજનનો ભાવ નીચે પ્રમાણે હતો:—

"હે પ્રભુ! તમે ભક્તજનોના હૃદયમાં રહી તેમને સદા આનંદ આપનારા છો, તમે તેમના જીવનપ્રાણ છો અને પાપના હરનારા છો. હે પ્રભુ! મારો એક મનોરથ કૃપા કરી પૂર્ણ કરો. અહોનિશ મને આપનાંજ દર્શન થયાં કરે, કે જેથી મારા અજ્ઞાની હૃદયમાં જ્ઞાનરૂપી અજવાળું થાય. ઓ પ્રભુ! એવો મંગળ દિવસ ક્યારે આવશે?"

ભજન ગાતાં ગાતાં ગોસ્વામીજીની આંખોમાંથી પ્રેમાશ્રુનો પ્રવાહ ચાલતો હતો. તેમની જીવતી જાગતી ભાવપૂર્ણ ઉપાસના હજી પણ મને આબેહુબ સાંભરે છે અને તે સંભારતાં મારૂં હૃદય પણ ઘડીભર ભક્તિરસમાં નિમગ્ન થઇ જાય છે. તે દિવસે એક મોટો નાગ ગોસ્વામીજીના સાથળ ઉપર થઈને ચાલ્યો ગયો, પણ તેણે તેમને કશી પણ ઇજા કરી નહિ. ગોસ્વામીજી મહારાજનું તો રૂંવાડું પણ ફરકયું નહોતું.

આ ઘટના બન્યા પછી ગોસ્વામીજીએ મને કહ્યું:–"શશિ! હું હવે કલકત્તા આવવાનો નથી, તું પાછો જા." વારંવાર તેઓ મને આ પ્રમાણે કહેવા લાગ્યા. ગોસ્વામીજીની આવી અવસ્થા જોઇ હું તો સ્તબ્ધજ થઇ ગયો! આજ રસ્તામાં એક વાર શ્રીગૌરાંગ પ્રભુની પણ એવીજ અવસ્થા થઇ હતી. તેમણે પણ હૃદય-પલટો થતાં પોતાના સાથીઓને કહેલું કે "ભાઇઓ! તમે સૌ હવે ઘેર જાઓ, હું હવે સંસારમાં પાછો આવીશ નહિ. હું તો આ ચાલ્યો, મારા જીવનપ્રાણને મળવા વૃંદાવન!" ગોસ્વામીજી પણ હવે ગયાના એકાંત શાંત પહાડોમાં બ્રહ્મસાધના કરવાની ઇચ્છાથી ત્યાંજ રોકાઈ જવા ઇચ્છતા હતા અને તેથીજ વારંવાર કહેતા હતા કે "હું હવે કલકત્તા આવીશ નહિ."

"એક દિવસ અમે બુદ્ધગયા ગયા હતા. બુદ્ધભગવાનનું સાધનક્ષેત્ર, નિરંજના નદી વગેરેનાં દર્શન કરી, ગોસ્વામી મહારાજ મારી પાસે શાકયસિંહના ગુણાનુવાદ ગાવા લાગ્યા. આ પ્રમાણે ગુણાનુવાદ ગાતાં ગાતાં તો ગોસ્વામી મહારાજ પોતેજ નિરંજનાને કાંઠે ધ્યાનમગ્ન થઇ ગયા અને આખો દિવસ ધ્યાનસ્થ દશામાંજ રહ્યા. અમે તો બપોરે રાંધીને ભોજન તૈયાર કરી રાખ્યું

હતું અને તેમની બહુયે રાહ જોઈ, પણ ગોસાંઈજી મહારાજ સાંજસુધીયે ધ્યાનમાંથી જાગ્યા નહિ."

"પછી તો ગોસ્વામી મહારાજ વારંવાર એકલાજ આકાશગંગા પહાડપર ચાલ્યા જતા. તેઓ હવે કોઇ રીતે કલકત્તા આવનાર નથી એમ જ્યારે નિશ્ચિત થયું, ત્યારે હું શ્રીમાન શિવનાથ શાસ્ત્રી મહાશયની સલાહ પ્રમાણે કલકત્તા ચાલ્યો આવ્યો. આખરે તેમનાં પુત્ર–પુત્રીઓ તેમને પાછા કલકત્તા લાવ્યાં હતાં. ગોસ્વામીજી આવા સાધનપરાયણ રહેવા છતાં પણ મારાપર અપાર પ્રેમ રાખતા અને મને તો તેમના સમાગમમાં માતૃવાત્સલ્યનો અનુભવ થતો હતો. શાસ્ત્રી મહારાજે એક વખત વાતચીતના પ્રસંગે કહ્યું હતું કે "વિજય બાબુની આંગળી ધાવવાથી પણ ભક્તિરસામૃતનું પાન થઈ શકે છે. ધર્મને ખાતર એ મજલાપરથી ઠેકડો મારવો હોય તો પણ વિજયબાબુ ઘણી ખુશીથી તેમ કરી શકે. ગયાજીમાં થયેલા તેમના સમાગમથી હું પણ કહી શકું છું કે, ગોસ્વામી મહારાજ ધર્મને ખાતર ગમે તેવો ભારે ત્યાગ કરતાં પણ અચકાય તેમ નહોતા. આવા મહા પુરુષના જન્મથી પૃથ્વી માતા પણ પવિત્ર થાય છે."

ગયાજીના 'બ્રહ્મયોનિ' પહાડ નીચે એક 'ગોડધોયા' નામની જગ્યા છે. એવું કહેવાય છે કે, દ્વાપરયુગમાં ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે અહીં એક નાની તળાવડીમાં પગ ધોયા હતા. ત્યારથી તે જળાશયનું નામ 'ગોડધોયા' (પાદધોયા) પડ્યું છે. આજ આ સ્થળે તળાવડી જેવું કશુંય નથી, પરંતુ તે સ્થાનનું નામ તો આજસુધી 'ગોડધોયા'જ ચાલ્યું આવે છે. અહીં સ્થાનિક બ્રાહ્મસમાજનો પ્રતિવર્ષે એક ઉત્સવ થાય છે. ગોસ્વામી મહારાજ આકાશગંગા પહાડપર રઘુવરદાસ બાબાજીના આશ્રમમાં રહેતા હતા. ઉત્સવને દિવસે ઉપાસના ચલાવવા માટે, બ્રાહ્મબંધુઓએ ગોસ્વામીજીને આમંત્રણ આપ્યું હતું; તેથી વખતસર ગોસ્વામીજી ઉત્સવ–સ્થાનમાં આવી પહોંચ્યા અને ઉપાસનાનો આરંભ કર્યો; પરંતુ જ્યાં બે–ચાર વાક્યો બોલ્યા ત્યાં તો તેઓ ગદ્‌ગદ્ થઈ ગયા અને કંઠ ભરાઇ આવ્યો તેથી આગળ બોલી શકાયું નહિ. થોડી વાર પછી જેમ તેમ કરીને ભાવાવેશનું સંવરણ કરીને, સૌના સામું જોઇને ગોસ્વામી મહારાજ બોલ્યા કે "હવે આપનામાંથી કોઇ ઉપાસના ચલાવો, મારાથી વિશેષ બોલી શકાશે નહિ." આ સાંભળી આનુષ્ઠાનિક બ્રાહ્મ :શ્રીમાન હરસુંદર બાબુ ઉપાસના ચલાવવા

લાગ્યા. તેમણે કહ્યું કે "હે પ્રભો ! આજ આપના અનન્ય ભકતની પ્રાસાદિક વાણીદ્વારા આપનો મહિમા જાણવાની આશા રાખી હતી, પણ અમારા નસીબમાં એ પણ લખ્યું જણાતું નથી. હે પ્રભો ! આપ આપના પ્રેમી ભકતને એકાંતમાં અમૃતધામમાં તેડી જઇ જે પ્રેમસુધાનું પાન કરાવો છો, તે દિવ્ય દૃશ્ય જોવાનું પણ અમારી અભાગણી આંખોના નસીબમાં શું નથી નિર્માયું ? અને આ કાનદ્વારા આપનો દિવ્ય મહિમા પણ શું નહિ સંભળાવો ?

એજ સમયમાં ગોસ્વામીજીને ત્રણ અદ્‌ભુત સ્વપ્નો આવ્યાં હતાં. સહૃદય પાઠકવર્ગની જાણ માટે તેમાંની કેટલીક હકીકત ટુંકમાં આપીશું. કેટલાકને તેમની સમજણને લીધે તે ગપસપ જેવું લાગે તો સ્વાભાવિક છે; પણ તેથી જેને તે કુદરતી લાગે તેણે શા માટે બ્હીવું ?

(૧) સ્વપ્ન પહેલું:–

"હું એક મહાનદીને કાંઠે બેઠો છું. લાખો માણસોને લઇને હજારો નૌકાઓ સામે કાંઠે જાય છે, પણ મને કોઇ બોલાવતું નથી. છેવટે એક જણે મને બોલાવી નૌકામાં બેસાડયો. નૌકામાં બેસી સામે કાંઠે ઉતર્યો ત્યાં તો કેટલીક પરિચિત વ્યક્તિઓનો મેળાપ થયો. તેઓ મને એક બાગમાં લઇ ગયા. આ બાગમાં ઘણાં સુંદર ફૂલઝાડો હતાં. ત્યાં એક લતાપરનાં સુંદર પુષ્પો જોઇ હું એવો મુગ્ધ થઇ ગયો કે દેહભાન ભુલી જઇ ધરણીપર ઢળી પડયો. એ અવસ્થામાં બધાં ફૂલોએ એક સુંદર દેવીનું રૂપ લઇ મને કહ્યું કે "હે ભાઇ ! તમારા જીવનપ્રાણને શોધો." આ પ્રમાણે સાંભળી મેં હૃદયનાથની શોધમાં, બાગમાં ચારેકોર ફરવા માંડયું. એવામાં એક કુતરે હાંફતાં હાંફતાં આવી મને કહ્યું કે "લ્યો, આ મારી મહેમાનગીરીનું ફળ" હું તે ફળ લઇ ખાઇ ગયો; એટલામાં તો તે કુતરો ચાલ્યો ગયો. પછી એક જટાધારી મહર્ષિ મારી પાસે આવી કહેવા લાગ્યા કે "વત્સ ! આ મારો હાથ ઝાલ." આ ઉપરથી જેવો મેં તેમનો હાથ ઝાલ્યો કે તરતજ અમે બન્ને આકાશમાં ઉડવા લાગ્યા. કેટલાક ગ્રહો તથા ઉપગ્રહોનાં ધામ ઓળંગીને આખરે અમે એક મહાતેજોમય દિવ્ય ધામમાં આવી પહોંચ્યા. આ દિવ્ય ધામના ઝળહળતા તેજથી મારી આંખો તો અંજાઇ ગઇ, તેથી મને અંધકાર જેવું લાગ્યું. છેવટે આગળ ચાલતાં એક સુંદર સ્થાન જોવામાં આવ્યું. અહીંઆં કેટલાક મહર્ષિઓ ચમકતા તારાની

પેઠે ચારે દિશાને અજવાળતા યોગાસને બેઠેલા હતા. મારા માર્ગદર્શક મહર્ષિ પણ મારો હાથ છોડી દઇને તે મહર્ષિઓની સાથે યોગાસન વાળી બેસી ગયા. આ મહર્ષિમંડળમાંથી એકે મને પૂછયું કે "તું કોણ છે?" મેં મારો પરિચય આપીને એમ પણ કહ્યું કે આપના આ ગરીબદાસને ભગવાનનાં દર્શનની તાલાવેલી લાગી છે. પ્રભુવિરહથી બહુજ વ્યાકુળ થઇ ગયો છું. હવે હું આપને શરણે છું. આપ મારાપર કૃપા કરો." આ સાંભળી તે દયાળુ મહર્ષિ બોલ્યા કે "હે વત્સ! આવ આવ, ભલે આવ્યો, આસન ઉપર બેસ." પછી હું મહર્ષિઓને પ્રણામ કરી બેઠો. પછી સર્વ મહર્ષિઓ એકીઅવાજે (નીચેનું અતિ ઉત્તમ) સ્તોત્ર ગાવા લાગ્યાઃ—

ॐ नमस्ते सते सर्व लोकाश्रयाय नमस्ते चिते विश्वरूपात्मकाय।
नमोऽद्वैत तत्त्वाय मुक्तिप्रदाय नमो ब्रह्मणे व्यापिने निर्गुणाय॥
त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यं त्वमेकं जगत्कारणम् विश्वरूपम्॥
त्वमेकं जगत्कर्तृपातृप्रहर्तृ त्वमेकं परं निश्चलं निर्विकल्पम्॥२॥
भयानां भयं भीषणं भीषणानां गतिः प्राणिनां पावनं पावनानाम्॥
महोच्चैः पदानां नियन्तृ त्वमेकं परेषां परं रक्षणं रक्षणानाम्॥३
परेश! प्रभो! सर्वरूपाविनाशिन्ननिर्देश्य सर्वेन्द्रियागम्य सत्य॥
अचिन्त्याक्षर! व्यापकाव्यक्ततत्त्वाजपभासकाधीश! पायादपायात्
त्वदेकं स्मरामस्त्वदेकं भजामस्त्वदेकं जगत्साक्षिरूपं नमामः॥
सदेकं विधानं निरालम्बमीशं भवाम्भोधिपोतं शरण्यं व्रजामः॥५

આ પ્રમાણે મહર્ષિઓ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા અને સ્તુતિ કરતાં કરતાં સૌ ભાવાવેશમાં આવી જઇ નાચવા લાગ્યા. ત્યાં તો ભગવાને કૃપા કરી દર્શન દીધાં. તેમનું-ભગવાનનું દિવ્ય રૂપલાવણ્ય જોઇ, હું તો દેહભાન ભૂલી ગયો. ભાન આવ્યા પછી જોઉં છું, તો હું પાછો તેજ બાગમાં ફરતો હતો. વળી પાછો હું આમતેમ દોડવા લાગ્યો અને પોકેપોક રોવા લાગ્યો કે "અરે પ્રાણ! તું એ દિવ્ય ધામમાંથી ચાલ્યો શામાટે આવ્યો?" એવામાં કોઇક મોટે સાદે બોલતાં સંભળાયું કે "વત્સ! શાંત થા, પ્રભુના ચરણકમળનું ધ્યાન ધર એટલે તારો મનોરથ સિદ્ધ થશે. પ્રભુએ હવે તારૂં કાંડુ ઝાલ્યું છે, મુંઝાઈશ નહિ." ત્યાર પછી નિદ્રા ઉડી ગઇ.

(૨) સ્વપ્ન બીજું:–

બપોરે જમ્યા પછી ઉનાળાના તાપને લીધે અકળામણ પણ થવાથી જરા સૂઇ ગયો; પરંતુ નિદ્રા કેમેય આવે નહિ. પથારીમાં આળોટતાં આળોટતાં ચાર વાગ્યાં પછી ઉંઘ આવી ગઇ. સ્વપ્નમાં જોયું કે, કોઈ એક શહેરમાં ત્યાંની બ્રાહ્મસમાજના વાર્ષિક ઉત્સવની તૈયારીઓ થઇ રહી હતી. એવામાં એક બ્રાહ્મબંધુએ કહ્યું કે " સાધારણ બ્રાહ્મસમાજને પણ નિમંત્રણ આપવું જોઇશે; કેમકે જો તેમ નહિ કરીએ તો પાછળથી લોકમાં આપણી નિંદા થશે." આ વાત સાંભળી હું રસ્તે પડયો. આગળ ચાલ્યો ત્યાં કેટલાંક ખાનદાન માણસોને ઉભેલાં જોયાં. તેમાં એક વીરવેશધારી પંડિતજી પણ જોવામાં આવ્યા. તેમણે મારી સાથે કેટલીક ધર્મચર્ચા કરવા માંડી. આ પ્રમાણે ધર્મચર્ચા કરવાથી તેમને સંતોષ થયો. એવામાં એક જણ બોલી ઉઠયો:–'અરે ! એ તો બ્રહ્મજ્ઞાની છે.' આ વાત સાંભળી તે પંડિતજી રાતા પીળા થઇ ગયા અને મારો એક દાંત ભાંગી નાખ્યો. હું તે પછી ધીરે ધીરે ચાલતો થયો. સામેનો રસ્તો છોડી જમણા હાથ તરફના રસ્તાપર ચાલવા લાગ્યો. આ રસ્તે અસંખ્ય વાનરો મળ્યા. આટલા બધા વાનરો જોઈ જરા ભય તો લાગ્યો, પણ હિંમત રાખી હું તેજ રસ્તે આગળ વધ્યો. થોડે દૂર ગયો ત્યાં મેં એક વૃદ્ધ બ્રાહ્મણને " જય રામ, શ્રીરામ " એમ બોલતાં બોલતાં આગળ ચાલતા જોયા. હું પણ'ॐतत्सत् ॐतत्सत्' એમ મોટે સાદે બોલતો બોલતો તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યો. મને પાછળ આવતો જોઈ તે વૃદ્ધ બ્રાહ્મણે વીર ક્ષત્રિયનું રૂપ ધારણ કર્યું. પછી મને જોઇને કહ્યું " કેમ ? મને ઓળખો છો ? " મેં તો કંઇ ઉત્તર આપ્યા વગર ચૂપચાપ તેમની પાછળ પાછળ ચાલવાજ માંડયું. છેવટે અમે બન્ને એક દેવમંદિરમાં દાખલ થયા. આ મંદિર બહુ વિશાળ અને શોભાયમાન હતું. તેની ચારે બાજુ સુંદર બાગ હતો. વચમાં મનોહર સરોવર હતું અને તેની વચમાં ચાર પાંચ મંદિરો હતાં. બાગમાં થઇને અમે જ્યારે મંદિરમાં દાખલ થયા ત્યારે વળી તે બ્રાહ્મણે મને પૂછ્યું " કેમ ? મને ઓળખો છો ?" મેં જવાબ આપ્યો "જી, ના." તેમણે કહ્યું " હું વીર હનુમાન છું." આ સાંભળી તરતજ મેં તેમને પ્રણામ કર્યા. તેમણે મને પૂછ્યું "તમે શા માટે અહીં આવ્યા છો ? " મેં કહ્યું "હું તો બ્રહ્મજ્ઞાની છું." તેમણે કહ્યું " હું શું બ્રહ્મજ્ઞાની નથી ? હું પણ તે ઘટ ઘટમાં વ્યાપી

રહેલા સર્વાંતર્યામી રામને આરાધું છું. કે જે આત્મારામ પણ કહેવાય છે. એમ કહીને તેમણે પોતાની આંતરિક દશા મને બતાવી તો તેમની દરેકે દરેક પાંસળીએ, પ્રત્યેક સ્નાયુમાં, અને રોમે રોમે-સર્વત્ર ૐराम: ૐ राम: એ અક્ષરોજ અંકિત થઇ રહેલા જોવામાં આવ્યા. મેં તેમને સાષ્ટાંગ પ્રણામ કરી કહ્યું કે 'ભગવન્! મને કંઇ ઉપદેશ આપવા કૃપા કરો.' તેમણે કહ્યું 'ચાલો, હું તમને યોગદીક્ષા આપીશ.' આટલું બોલી તેઓ હાથમાં એક કોદાળી લઈ મારી પાછળ પાછળ ચાલવા લાગ્યા. થોડે દૂર ગયા ત્યાં તેમણે સરોવરને કાંઠે એક ઝાડ નીચે જે પર્ણકુટી હતી તે મને બતાવીને કહ્યું કે "આ પર્ણકુટીમાં તમારે તપશ્ચર્યા કરવાની છે; કેમ, થઇ શકશે ને?" જો તમારે જરૂર હોય તો અહીં મોટો બંગલો પણ બની શકશે." મેં કહ્યું "જી ના, આથી ચાલશે, બંગલા વગેરેની જરૂર નથી." તેમણે કહ્યું ઠીક છે, ત્યારે હવે આવો અને દીક્ષા ગ્રહણ કરો. 'ૐतत्सत् ૐराम' આ મહામંત્રના રહસ્યનું ધ્યાન કરી ભાવમય બનતાથકા તદ્રૂપ થજો. જે આ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરે છે અને જે એથી પણ અત્યંત પર (એટલે કે શ્રેષ્ઠ, વિશાળ અને મહાન) છે, તે પરબ્રહ્મ પરમાત્માજ ઘટઘટમાં-સ્થાવરજંગમમાં-આપણામાં અને પ્રાણમાં પણ વ્યાપી રહ્યા છે. આપણા હૃદયકમળમાં પણ તે પ્રભુજ રમણ કરી રહ્યા છે અને તે સર્વત્ર રમનારા રામજ સત્ય છે." આ એ મહામંત્રનો અર્થ છે તે તમે ખૂબ વિચારજો અને નિદિધ્યાસ કરજો; એટલે આપોઆપ સાક્ષાત્કાર થશે." આ પ્રમાણે ઉપદેશ સાંભળી મેં તદનુસાર સાધના કરવા માંડી. આમ સાધના કરતાં જ્યારે ઘણો કાળ વીત્યો ત્યારે પાછા એક દિવસ એજ વીર હનુમાન પધાર્યા. તેમણે મને કહ્યું કે "હવે તમે સિદ્ધ થયા છો. તમારા રોમેરોમમાંથી આનંદપ્રવાહ વહી રહ્યો છે. મહાપ્રભુનો સાક્ષાત્કાર થવાથી, પ્રેમાશ્રુ, રોમાંચ વગેરે જે જે લક્ષણો વ્યક્ત થવાં જોઇએ તે તમને થયાં કરે છે. કેમ? હવે તો પરમઆનંદ અનુભવ થાય છે ને? મેં હા કહ્યું. પછી તેમણે કહ્યું "ત્યારે હવે બીજી સાધનાનો ઉપદેશ ગ્રહણ કરો." મેં કહ્યું "વળી બીજી સાધના કયી?" તેમણે કહ્યું "બ્રહ્મમાં પ્રવેશ કરવો-બ્રહ્મમાં લીન થવું-ત્રિપુટીનું ઐક્ય થવું-નિર્વિકલ્પ અવસ્થા થવી એજ સાચી સ્વારાજ્યસિદ્ધિ અને એનુંજ નામ ખરો સંન્યાસ છે." મેં કહ્યું "બ્રાહ્મધર્મમાં સંસારત્યાગનો નિષેધ છે. વળી મારે તો

ખાસ કરીને ધર્મનો પ્રચાર કરવાનો છે, કેમકે દેશમાં ધર્મનો બહુજ અભાવ છે." તેમણે કહ્યું "બહુ સારૂં, જાઓ થોડો વખત ધર્મ-પ્રચાર અને બ્રહ્માનંદની લહાણી કર્યા પછી દેહાંતે સદાને માટે સચ્ચિદાનંદઘન પરબ્રહ્મ પરમાત્મામાં પ્રવેશ કરજો. ચાલો હવે આપણે ભજનકીર્તન કરીએ." આ પ્રમાણે કહીને તેમણે વિરાટ વાનરદેહ ધારણ કર્યો. તેમનું માથું આકાશમાં હતું, ચંદ્ર અને સૂર્ય એ બે તેમનાં નેત્ર હતાં. તેમના મસ્તકમાં, આંખમાં, કાનમાં, હાથમાં, પગમાં, પેટમાં–જ્યાં જુઓ ત્યાં સર્વત્ર–રોમેરોમે **ॐ राम: ॐ राम:** એ મહામંત્રજ અંકાઇ રહ્યો હતો. આકાશમાં જેમ તારાગણો શોભે છે, તેમ ઝગમગી રહેલા આ મહામંત્રથી તેમનો વિરાટ દેહ શોભી રહ્યો હતો. પછી મને તેમણે ત્રાડ પાડી કહ્યું કે "આ મારા વાનરદેહમાં મોઢું શું છે તે તમે જાણો છો?" મેં કહ્યું કે "જી ના." તેમણે કહ્યું કે "ૐકાર એ મારૂં મુખ છે." આ ૐ અથવા મારૂં મસ્તક એ 'પરમ પુરુષ' છે અને મારૂં પૂંછડું તે પ્રકૃતિ છે. પ્રકૃતિ એ પુરુષની શકિત છે, તેથીજ મેં આ મારા પૂંછડારૂપી શક્તિથી–પ્રકૃતિથી દુષ્ટ રાવણનો નાશ કર્યો હતો. મારા શરીરમાં પુરુષ અને પ્રકૃતિ બન્ને છે. હવે જો તમે સાધના ચાલુ રાખશો તો તમારો પણ બ્રહ્મમાં પ્રવેશ થશે અને ઇચ્છશો તો આવા વિરાટદેહની પણ પ્રાપ્તિ થશે. મેં કહ્યું કે "મને પણ પૂંછડુ ઉગશે કે?" તેમણે કહ્યું "અવશ્ય, પુરુષ–પ્રકૃતિની એકતા પૂરેપૂરી સધાય નહિ ત્યાંસુધી નિરૂપાધિક શુદ્ધ બ્રહ્મમાં પ્રવેશવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી. ચાલો, હવે કીર્તન કરીએ." એમ કહી તેમણે બંને હાથ ઉંચા કરી **ॐ राम: ॐ तत्सत्** એ મહામંત્રની ધૂન ચલાવી. ધૂનમાં ને ધૂનમાં તેઓ મસ્ત બની જઇ નાચવા લાગ્યા. સ્વર્ગમાંથી દેવતાઓ પણ આવીને આ ભજનકીર્તનમાં જોડાવા લાગ્યા. ગણપતિ ભગવાન ચારે હાથથી ઝાંઝપખાજ વગાડવા લાગ્યા, નૃત્ય કરતાં કરતાં મહાદેવજીની જટા છૂટી ગઇ, પાર્વતીજી પણ તેમની જટા પકડીને નાચવા લાગ્યાં, નારદ અને સરસ્વતી વીણા બજાવવા લાગ્યાં, આનંદનું પૂર ઉલટયું અને સર્વત્ર તેજ તેજ થઇ રહ્યું. બધા હાથ જોડીને 'બ્રહ્મસ્તુતિ કરવા લાગ્યાં. હું તો બ્રહ્મજયોતિમાં આળોટવાજ લાગ્યો! મને પૂછ્યું કે "તું આ શું કરે છે?" મેં કહ્યું કે "હું આ બ્રહ્મજયોતિનું લેપન કરી લઉં છું." તેઓ બોલ્યા કે "ખૂબ લેપન કરી લે ભાઇ! જોઇએ તો થોડાકની ગાંસડી પણ બાંધી લે." મેં પૂછ્યું:–

"નિરાકારની ગાંસડી કેમ કરીને બાંધું ?" તેઓએ કહ્યું "એ કપડું પણ જડ નથી. તારા હૃદયરૂપી કપડામાં બાંધી લે." થોડી વાર પછી તે જ્યોતિર્મય બ્રહ્મ અંતર્ધાન થઇ ગયા. કીર્તનની સમાપ્તિ થતાં દેવો પણ હનુમાનજીને પ્રેમાલિંગન કરીને પોતપોતાને સ્થાનકે ચાલ્યા ગયા. પછી હનુમાનજીએ મને કહ્યું "અહીં તો હમેશાં આવું થાય છે. આટલા વખતસુધી તો તમે સાધકદશામાં હતા; તેથી તમને આ દિવ્ય દર્શન નહોતાં થતાં." મેં કહ્યું કે "મને તો હવે અહીંથી ક્ષણ વાર પણ જવું ગમતું નથી, પરંતુ લોકહિત હજી કરૂં તો ઠીક, એમ લાગે છે." હનુમાનજીએ કહ્યું "ભલેભલે એમ કરો." મેં પૂછ્યું "મારે શું કરવું ?" તેમણે કહ્યું "અજ્ઞાન અને અસત્યનો નાશ કરી પ્રભુ પ્રેમ વરસાવો. પ્રેમ, પ્રેમ અને પ્રેમયુક્તજ વર્તન કરો." ત્યારપછી હું જાગી ઉઠયો.

પછી ગોસ્વામી મહારાજ 'સદ્‌ગુરુ'ની શોધમાં તીર્થાટન કરતા કરતા મોંઘીર આવ્યા. અહીં કષ્ટહારિણીને ઘાટે એક દિવસ સ્નાન કરવા ગયા ત્યાં એક વડના ઝાડ નીચે એક સંન્યાસી મહારાજ ધ્યાનસ્થ દશામાં બેઠા હતા. કાંતિ અપૂર્વ તથા શાંત અને પ્રસન્ન વદન જોઇ, ગોસ્વામીજી તેમનાપર મુગ્ધ થઇ ગયા. પછી તેમને પ્રણામ કરી, પોતાની માનસિક સ્થિતિ અને હૃદયવ્યથા તથા મનોકામના તેમને નિવેદન કરી. સંન્યાસી મહારાજે તેમને દિલાસો આપ્યો અને કહ્યું કે "જ્યાંસુધી તમને 'સદ્‌ગુરુ'નાં દર્શન નહિ થાય, ત્યાંસુધી હું તમને મારી સાથે રાખીશ. તમારે ફિકર હવે ન રાખવી."

માણસ જ્યાંસુધી પોતાને મોટો માને છે, ત્યાંસુધી તે ખરે ધર્મમાર્ગે ચાલી શકતો નથી. ધર્મપ્રાપ્તિની ઇચ્છા થતાં અહંકારનો ત્યાગ કરીને જે ચિત્તશુદ્ધિ કરે છે તેનેજ સત્ય માર્ગની પ્રાપ્તિ થાય છે; અને પછી તો તે એવો નમ્ર બને છે કે, ચંડાળને ચરણે પણ ભાવપૂર્વક મસ્તક નમાવતાં અચકાતો નથી.

ગોસ્વામીજી દરેક મતસંપ્રદાયમાં તથા અનેક તીર્થો તેમજ વન–પર્વતોમાં આવેલા આશ્રમોમાં ફરી વળ્યા; પરંતુ દરેક મતસંપ્રદાયો અમુક અંશે સંકુચિત જણાયા, ગોસ્વામીજીને કોઇપણ સંપ્રદાયનો જિજ્ઞાસુ તેમને સાધના વગેરેવિષે પૂછતો,ત્યારે તેઓ તેને તેના પોતાનાજ સંપ્રદાયને અનુસરીને ઉત્તર આપતા અને તેમના સંપૂર્ણ સમાધાનકારી ઉત્તરો સાંભળી જિજ્ઞાસુઓ આશ્ચર્યચકિત

થઈ જતા તથા કેટલાક તો ગોસ્વામીજીનું એવું સર્વદેશીય જ્ઞાન જોઇ તેમને 'યુગાવતાર' પણ કહેતા.

અસ્તુ. હવે આપણે ઉપર જણાવેલા મોંઘીરના સંન્યાસી મહારાજ તરફ વળીએ. આ સંન્યાસી મહારાજ ગોસ્વામીજીને સાથે લઇને ગયાજીના આકાશગંગા પહાડપર રઘુવરદાસ બાબાજીના આશ્રમમાં જઈ પહોંચ્યા. બાબાજી મહાશયે આ બન્ને અતિથિઓનો બહુ પ્રેમપૂર્વક આદરસત્કાર કર્યો અને તેમના ખાવાપીવાનો પણ બંદોબસ્ત કરી આપ્યો. આ આકાશગંગા પહાડના એક ઉચ્ચ શિખરપરજ ગોસ્વામી મહારાજને યોગદીક્ષા મળી હતી.

ગોસ્વામી મહારાજને યોગદીક્ષા પ્રાપ્ત થઇ તે પહેલાં જે જે ઘટનાઓ બની હતી તે સંબંધી તેમણે કહ્યું હતું કે "હું જ્યારે બાગઆંચડામાં હતો ત્યારે મને એક સ્વપ્ન આવ્યું હતું, તેમાં મને લાગ્યું કે હું હિંસક પશુઓવાળાં ઘોર જંગલમાં એકલો રહું છું. કોઇ મારા સાથમાં નથી અને ઘોર વનમાંથી બહાર નીકળવાનો કોઇ રસ્તો પણ જણાતો નહોતો. જેમ જેમ બહાર નીકળવાનો પ્રયાસ કરતો ગયો, તેમ તેમ હું ઉલટો વધારે ગાઢ ઝાડીમાં ગુંચાતો ગયો અને કાંટા–ઝાંખરાથી મારૂં શરીર ઉઝરડાઈ ગયું. હિંસક પશુઓ ત્રાડ મારતાં ફરતાં હતાં અને તેઓ જાણે હમણાંજ મને ચીરી નાખશે, એવા ફફડાટમાં ને ફફડાટમાં હું તો અધમુઆ જેવો થઇ ગયો. આખરે પ્રભુકૃપાથી એકાએક મને તેજપ્રકાશ જણાયો. જેમ મોટા શહેરમાં દુકાનોનાં પાટીઆંપર કોઇ કોઇ જગ્યાએ હાથ ચીતર્યો હોય છે, તેમ એ તેજપ્રકાશમાં મને એક હાથ જણાયો. તે હાથની તર્જની આંગળી જાણે મને માર્ગ બતાવતી હોય, એવી જણાતી હતી. હું તે તેજપ્રકાશમાં, તે આંગળીના સંકેત મુજબ આગળ ચાલવા લાગ્યો. આ તેજપ્રકાશ અને હાથની હિલચાલ, એ સઘળું મારા માથાપર સહેજ ઉંચે થતું હોય, એવો ભાસ થતો હતો. આ પ્રમાણે થોડો વખત ચાલવાથી હું અનાયાસે તે ઘોર અરણ્યની બહાર નીકળી ગયો. જંગલની બહાર આવ્યો, ત્યાં વચમાં એક મહાનદી આવી. તે નદીમાં ભારે મોજાંઓ ઉછળતાં હતાં. 'આવી મોટી નદી કેમ પાર ઉતરાશે?' એના વિચારમાં ને વિચારમાં હું તો મૂઢ જેવો નદીકાંઠે ઉભો થઇ રહ્યો; પરંતુ મારો માર્ગદર્શક તે પ્રકાશ તથા તે હાથ, એ તો આગળજ વધવા લાગ્યા; તેથી મેં પણ

હિંમત રાખી નદીમાં ઝંપલાવવાનું સાહસ કર્યું. નદી દરિયા જેવી ઉંડી લાગતી હતી. તેનું તાણ પણ ભારે હતું અને મોજાંઓ એવાં તો ઉછળતાં હતાં કે, બચવાની કોઈ આશાજ નહોતી; પરંતુ તે દેવતાઇ હાથની પાછળ પાછળ હું તો આગળ વધવા લાગ્યો અને સહજમાં તે નદીપાર થઇ ગયો. ત્યાં એક પાસેના પહાડપર મને તે દિવ્ય હાથ દોરી ગયો અને તેને શિખરે એક આશ્રમમાં મને પહોંચાડીને તે પ્રકાશ તથા દેવતાઇ હાથ બન્ને અદૃશ્ય થઇ ગયાં. આ આશ્રમની પાસે એક મંદિર હતું. એ મંદિરમાં મહાવીર હનુમાનજીની મૂર્તિ હતી. હું હનુમાનજીને પગે લાગ્યો, એટલે હનુમાનજીએ મને હાથના ઇસારાથી એક સ્થાન બતાવી દીધું. આ પછી તરતજ મારી ઉંઘ ઉડી ગઇ.”

“ આ ઘટના પછી જ્યારે હું ‘સદ્ગુરુ’ ની શોધમાં અનેક તીર્થો, વન, પર્વતો અને પહાડો તથા ઋષિમુનિઓનાં આશ્રમોમાં ફરતો ફરતો એક સંન્યાસી મહારાજની સાથે ગયાજીના આકાશગંગા પહાડપર રઘુવરદાસ બાબાજીના આશ્રમમાં આવી પહોંચ્યો, ત્યારે ત્યાં ઉપર જણાવેલાં સ્વપ્નમાં મેં જે સ્થાનો જોયેલાં તેજ સ્થાનો નજરે જોઇને મને બહુ આશ્ચર્ય થયું. અહીંઆં પણ મેં જેવો સ્વપ્નમાં જોયેલો હતો તેવોજ પહાડ, તેવોજ આશ્રમ, તેજ મંદિર અને તેજ મહાવીર હનુમાનજીની મૂર્તિ વગેરેનાં મને દર્શન થયાં. હવે સ્વપ્નમાં મને હનુમાનજીએ હાથના ઇસારાથી પહાડના શિખરપરનું જે સ્થાન બતાવ્યું હતું, તે સ્થાનની હું શોધ કરવા લાગ્યો. એક દિવસ પૂજ્ય રઘુવરદાસજી તથા સંન્યાસી મહારાજ સાથે હું ધર્મ સંબંધી વાતચીત કરતો હતો, તેવામાં કેટલાક ભરવાડના છોકરાઓએ સમાચાર આપ્યા કે ‘પર્વત ઉપર એક મહાત્મા પુરુષ આવ્યા છે.’ આ સમાચાર સાંભળી હું તો તરતજ તે પર્વતપર ગયો અને ત્યાં મેં અદ્ભુત રૂપલાવણ્યયુક્ત દિવ્ય તેજોમય મહાપુરુષનાં દર્શન કર્યાં. બે–ચાર વાતો કર્યા પછી મને તે મહાપુરુષે ત્યાંથી ચાલ્યા જવાનો આદેશ કર્યો. મહાપુરુષના આદેશને અનુસરીને હું તે દિવસે તો આશ્રમમાં પાછો આવતો રહ્યો. બીજે દિવસે જ્યારે રઘુવરદાસજી મહારાજ તથા સંન્યાસી મહારાજ કોઇ કાર્યનિમિત્તે બહાર ગયા હતા, ત્યારે સમય જાણી, હું એકલોજ તે મહાપુરુષ પાસે જવા નીકળ્યો. કેટલાક બાવાઓ ગાંજો પીએ છે તો આ બાવાજી પણ પીતાજ હશે, એમ

જાણી હું પણ તેમને માટે થોડો ગાંજો લેતો ગયો. હું તેમની પાસે ગયો ત્યારે તેમનાં દિવ્ય દેહમાંથી અપૂર્વ તેજનો પ્રકાશ નીકળતો જોયો. કેટલાક દેવતાનાં ચિત્રોમાં આપણે તેમના મુખારવિંદને ફરતું જેવું ઓજસ ચીતરેલું જોઈએ છીએ, તેવુંજ ઓજસ આ મહાપુરુષના મુખારવિંદને ફરતું જોવામાં આવ્યું. આ અદ્‌ભુત જ્યોતિર્મય મહાત્માનાં દર્શન કરી હું તો આશ્ચર્યચકિત થઇ ગયો. પછી હું તે મહાત્માને પગે લાગી તેમની પાસે બેઠો એટલે તેમણે મારો પરિચય પૂછ્યો. મેં જણાવ્યું કે "હું બ્રાહ્મસમાજનો પ્રચારક છું." તેમણે કહ્યું કે "અહો ! બ્રાહ્મધર્મ ! બ્રાહ્મધર્મને હું સારી રીતે જાણું છું. કલકત્તામાં બ્રાહ્મસમાજનું મુખ્ય સ્થાન છે. રાજા રામમોહન રાય એક મહાપુરુષ હતા. તેમણેજ સૌથી પહેલાં બ્રાહ્મધર્મની સ્થાપના કરી છે. એ વિલાયત પણ ગયા હતા. કેશવબાબુ, દેવેંદ્રનાથ ઠાકુર એ સૌને હું જાણું છું." આ પ્રમાણે તે મહાપુરુષે બ્રાહ્મસમાજની બધી હકીકત સવિસ્તર કહેવા માંડી. પશ્ચિમ પ્રાંતના આ અજાણ્યા મહાપુરુષે બ્રાહ્મસમાજ સંબંધી વાતો ઉપરાંત બીજી ખાસ મહત્ત્વની જે જે વાતો કહી તેથી તો હું આભોજ બની ગયો. પછી તે મહાપુરુષે પ્રેમપૂર્વક મારા શરીરે હાથ ફેરવ્યો. તેમના વરદ હસ્તના સ્પર્શથી મેં એક અદ્‌ભુત શક્તિ–સંચાર અનુભવ્યો. પછી તે મહાપુરુષે મને પ્રસન્ન થઇ દીક્ષામંત્ર આપ્યો અને સાધનપદ્ધતિ પણ બતાવી. (બંગ. સં. ૧૨૯૦ આષાઢ માસ) આ પ્રમાણે અનાયાસે આવો અપૂર્વ લાભ મળવાથી મેં ભક્તિભાવથી 'ગુરુદેવ'ને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. બહુ તપાસ કરી તોપણ જ્યારે પત્તો ન મળ્યો, ત્યારે છેવટ નિરાશ થઇ હું આશ્રમમાં આવ્યો. મેં સંન્યાસી મહારાજને સર્વ હકીકત કહી. આ વાત સાંભળી તે બહુ રાજી થયા અને કહ્યું કે "હવે તમારો મનોરથ પૂર્ણ થયો છે. તમે યોગેશ્વરનો કૃપાપ્રસાદ મેળવ્યો છે. હવે જરૂર પડયે આપોઆપ દર્શન થશે."

"આ ઘટના બન્યા પછી એક દિવસ અચાનક રામશીલા પહાડપર મને શ્રીગુરુદેવનાં દર્શન થયાં. તેમને પ્રણામ કરતાંજ મારૂં હૈયું હાથ ન રહ્યું. પછી ગુરુદેવ પોતાનો વરદ હસ્ત મારા મસ્તકપર મૂકી મને આશ્વાસન આપી કહેવા લાગ્યા કે "વત્સ ! શાંત થા, ગભરાવાની કશી જરૂર નથી. ભજન કરો, સમય આવે

સૌ સારાં વાનાં થઇ રહેશે."*

ગયાધામમાં શ્રીપાદ ઇશ્વરપુરી પાસેથી દીક્ષા લીધા બાદ જેમ શ્રીગૌરાંગદેવને મહાભાવનો ઉદય થયો હતો, તેમ ગોસ્વામીજીને પણ દીક્ષા ગ્રહણ કર્યા પછી તેવાજ મહાભાવનો ઉદય થયો હતો. ગરમ કરવા મૂકેલું દૂધ શરૂઆતમાં તો ઉકળીને ઉભરાઇ જવા લાગે છે. એ વખતે ઉભરાનું જોર એવું હોય છે કે પાત્રમાં તે રહી શકતું નથી, પણ જેમ જેમ દૂધ ઘાટું થવા માંડે છે, તેમ તેમ ઉભરાઇને બહાર જવાની બીક રહેતી નથી અને બધી ક્રિયા પાત્રની અંદરજ થાય છે. તેજ પ્રમાણે નવાનુરાગી એવી પ્રબળ ભાવાવસ્થા અનુભવે છે, કે તે તેને જીરવી શકતો નથી. આ અવસ્થામાં તે ઘણોજ વિહ્વળ–આકુળવ્યાકુળ બની જાય છે; પરંતુ ભાવાવસ્થાનો પરિપાક થતો જાય છે, તેમ તેમ તે આંતરિક અનુભવનું રૂપ લે છે અને સાધક નિજાનંદમાંજ મસ્ત રહી તેનું આસ્વાદન કરે છે. ગોસ્વામીજીને પણ દીક્ષાપ્રાપ્તિ થયા બાદ જે મહાભાવનો ઉદય થયો હતો, તેનો આવેગ તેઓ પણ જીરવી શક્યા નહોતા. તેમને તો એટલો બધો ભાવાવેશ થયો હતો કે તેઓ ચૌદ–પંદર દિવસસુધી આકુળવ્યાકુળ રહ્યા હતા અને નહાવુંખાવું વગેરે પણ ભૂલાઇ જઇ રાતદિવસ નિજાનંદમાંજ રહેતા. આ અવસ્થા દરમિયાન પૂજ્ય રઘુવરદાસજી કયારેક કયારેક તેમને બિલ્વપત્રને ભીંજવી ભીંજવીને થોડું દૂધ પીવડાવતા. આ અવસ્થા દરમિયાન ઘણી ચમત્કારી ઘટનાઓ બની હતી. એક વાર એક મોટો સાપ ગોસ્વામીજીના શરીર ઉપર ચઢયો હતો, પણ તેનો તેમને કંઇજ ખ્યાલ રહ્યો નહોતો અને તે મહાસર્પે પણ તેમને કંઇ નુકસાન કર્યું નહોતું. ભાવ ક્રમે કરીને ગાઢ થતો ગયો અને ગોસ્વામીજી પણ ધીરે ધીરે સ્વસ્થ થતા ગયા. પછી તેમણે થોડો વખત આકાશગંગા પહાડપરના આશ્રમમાંજ ઉગ્ર સાધના કરી. એક ગુફામાં ઘણો ખરો સમય એકલા રહી સાધના કરતા. ગુરુદેવે આપેલા મંત્રનો જપ કરતાં કરતાં, તેઓ કયારેક બહુજ રડતા તો કયારેક એવા કે ખડખડાટ હસતા કે તે સાંભળીને મહારાજશ્રી રઘુવરદાસજી વગેરે અન્યાન્ય આશ્રમવાસીઓ પણ આશ્ચર્ય પામતા.

આ પ્રમાણે ગોસ્વામી મહારાજ આકાશગંગા પહાડ ઉપર

---

* 'આશાવતીના ઉપાખ્યાન' માંથી; તેમજ ગોસ્વામી મહારાજે શિષ્યવર્ગને સંભળાવેલ વૃત્તાંત ઉપરથી.

જ્યારે ઉગ્ર તપશ્ચર્યા કરતા હતા, ત્યારે એક દિવસ તેમના ગુરુદેવે અચાનક દર્શન આપી કહ્યું કે "તમારે સંન્યાસ દીક્ષા લેવી પડશે. કાશીધામમાં હરિહરાનંદ સરસ્વતી નામે એક પ્રસિદ્ધ સંન્યાસી રહે છે. તેમની પાસે જઈ તમોએ જે રીતે બ્રાહ્મધર્મની દીક્ષા લીધી અને ઉપવીતનો ત્યાગ કર્યો વગેરે સર્વ હકીકત તેમને વિસ્તારપૂર્વક કહી સંભળાવજો. આ બધો વૃત્તાંત સાંભળી તે સંન્યાસી મહારાજ તમને જે વિધિ બતાવે તે શ્રદ્ધાપૂર્વક કરજો."

ઉપર પ્રમાણેનો ગુરુદેવનો આદેશ સાંભળી, ગોસ્વામી મહારાજ કાશીધામ ગયા. ત્યાં જઈ સ્વામીશ્રી હરિહરાનંદ સરસ્વતીની તપાસ કરતાં તેમનાં દર્શન થયાં. સંન્યાસી મહારાજને ભાવપૂર્વક નમસ્કાર કરી, પોતાના ગુરુની આજ્ઞા કહી સંભળાવી; તેમજ બ્રાહ્મધર્મમાં પોતે દાખલ થયેલા અને ત્યારપછીની જે જે સ્થિતિઓમાંથી પસાર થયેલા તે બધું પણ તેમને સવિસ્તાર કહી સંભળાવ્યું. આ સાંભળી સ્વામીજીએ કહ્યું કે "તમોએ તો પરમહંસોને પણ દુર્લભ એવી ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત કરી છે. તમારી પાસે પ્રાયશ્ચિત્તની વાતજ કરવા જેવું નથી; પરંતુ પરમકૃપાળુ પરમાત્માનો ગૂઢ સંકેત એવો છે કે, તમારાદ્વારા આ જગતમાં શાસ્ત્ર તથા સદાચારની પ્રતિષ્ઠા થવાની છે; તેથી તમો પોતેજ જો શાસ્ત્રાનુસાર વર્તો તોજ અન્ય લોકો તમારું અનુકરણ કરી શાસ્ત્રમર્યાદાને પાળે; માટે તમારે લોકકલ્યાણની ખાતર ફરીથી વિધિપુરઃસર ઉપવીત ધારણ કરવું પડશે. આ બાબતમાં તમો સંમતિ આપતા હો તો ખુશીથી હું તમને સંન્યાસ દીક્ષા આપું."* ગોસ્વામી મહારાજે સંમતિ આપી એટલે સ્વામીજી મહારાજે તેમને નામમાત્રનું પ્રાયશ્ચિત્ત કરાવ્યું, પછી ઉપવીતસંસ્કારથી પાવન કર્યા અને ત્યારપછી ચોથે દિવસે યથાવિધિ વિરજાહોમ કરાવી તેમાં શિખાસૂત્રની આહુતિ અપાવીને યથાવિધિ સંન્યાસદીક્ષા આપી ગોસ્વામીજી મહારાજનું "**અચ્યુતાનંદ સરસ્વતી**" એવું નામ પાડયું; પરંતુ ગોસ્વામીજી મહારાજ લોક-પ્રતિષ્ઠાથી તો સો ગાઉ દૂર નાસતા; તેથી તેમણે આ મહત્તાસૂચક નામનો ક્યારેય પણ વ્યવહાર કર્યો નથી.

પુરાણમાં લખ્યું છે કે, એક વખતે દેવર્ષિ નારદ ફરતા ફરતા હિમાલય તરફ જઇ ચઢયા. ત્યાં ઋષિમુનિઓને ઉગ્ર તપશ્ચર્યા કરતા જોઇ તેમના મનમાં થયું કે "અહો ! ભગવાનને પ્રસન્ન

---

* ગોસ્વામી મહારાજ પાસેથી સાંભળેલું.

કરવા માટે આ બધા ઋષિમુનિઓ કેવી ઉગ્ર તપશ્ચર્યા કરી રહ્યા છે, અને હું તો ખૂબ ખાઉં છું, પીઉં છું અને વીણા બજાવતો આનંદથી ફરતો ફરૂં છું!! ધિક્કાર છે મને!" આ પ્રમાણે વિચાર કરીને નારદજી હિમાલયની એક ગુફામાં તપશ્ચર્યા કરવા લાગ્યા. આ તરફ વૈકુંઠમાં ત્રણ દિવસપર્યંત નારદજીની ગેરહાજરીથી હાહાકાર વર્તી રહ્યો. નારદજી વિના, વીણા બજાવી સુમધુર ગાનથી ભગવાનને તથા તેમના સેવકોને આનંદ કોણ આપશે? નારદજી તો જણાતાય નથી. અંતર્યામી ભગવાન દેવર્ષિ નારદનો મનોભાવ જાણી લઇ તેમને દર્શન દેવા પધાર્યા. નારદજી તો આંખો મીંચીને તપશ્ચર્યા કરી રહ્યા હતા. થોડી વાર પછી નારદજી ધ્યાનમાંથી જાગ્રત થતાં ભગવાને પૂછયું કે "હે નારદ! અહીં બેઠા બેઠા શું વિચારી રહ્યા છો? તમારા અભાવથી તો વૈકુંઠમાંથી આનંદનો લોપ થવા બેઠો છે." નારદજીએ કહ્યું કે "હિમાલયના ઋષિમુનિઓને ઉગ્ર તપશ્ચર્યા કરતાં જોઇને મને એવો વિચાર આવ્યો કે 'ધન્ય છે આ ઋષિમુનિઓને, કે જેઓ ભગવાનને પ્રસન્ન કરવા ઉગ્ર તપ-શ્ચર્યા કરી રહ્યા છે! અને મને ધિક્કાર છે કે આવી કોઇ પણ તપશ્ચર્યા મેં કરી નથી; એટલે થોડા દિવસ એકાંતમાં તપશ્ચર્યા કરવાના વિચારથી અહીં બેઠો છું." આ સાંભળી ભગવાને પૂછયું "પણ તપશ્ચર્યાનો હેતુ શું છે તે તો કહે?" નારદજીએ જવાબ આપ્યો કે "ભગવાનનો સાક્ષાત્કાર કરવો એજ." ત્યારે ભગવાને કહ્યું કે "તો હવે વૈકુંઠ ચાલ, તારે તપસ્યા કરવાનું કંઇ પ્રયોજન નથી. ભગવાન શું તને નિત્યપ્રાપ્ત નથી?"

અમે પણ જે જીવનમુક્ત મહાપુરુષના જીવનચરિત્રનું અવલોકન કરીએ છીએ; તેમને પણ દીક્ષા, તપશ્ચર્યા, સંન્યાસદીક્ષા વગેરેની શી આવશ્યકતા હતી? બાળપણથીજ ગોસ્વામીજી તેમના ઇષ્ટદેવ શ્યામસુંદરના લાડીલા હતા. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, એ ત્રણે અવસ્થામાં ગોસાંઇજી મહારાજને શ્રીશ્યામ-સુંદરનો સંબંધ બન્યો રહેતો. કેટલાંય દુઃખ અને સંકટોમાંથી ભગવાને તેમની પ્રત્યેક પ્રસંગે અતિ રક્ષા કરી હતી. બ્રાહ્મ-સમાજમાં દાખલ થયા ત્યારથી તે તેનાથી છૂટા થયા ત્યાંસુધી તેમને ભગવાનેજ દોર્યા હતા. આ સમસ્યાનો નિકાલ આપણને ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર, શ્રીગૌરાંગદેવ, શ્રીબુદ્ધદેવ તેમજ ગુરુ નાનક વગેરે અવતારો તેમજ મહાપુરુષોનાં જીવનચરિત્રોમાંથી

મળી આવે છે. ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર સનાતન પુરુષોત્તમ હતા, તોપણ તેઓ સાંદીપની ઋષિ પાસે શિષ્યભાવે ભણવા ગયા હતા. શ્રીગૌરાંગદેવ પૂર્ણપુરુષોત્તમ હતા, છતાંય તેમણે શ્રીપાદ ઈશ્વરપુરી પાસે યોગદીક્ષા ગ્રહણ કરી હતી અને શ્રીકેશવભારતી પાસેથી સંન્યાસદીક્ષા ગ્રહણ કરી હતી. આ વગેરે જીવનમુક્તો માટે દીક્ષા અને સંન્યાસગ્રહણ એ તો માત્ર લોકસંગ્રહ માટેજ હોય છે.

ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર ગીતાજીમાં કહે છે કેઃ—

**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
**स यत्प्रमाणं कुरूते लोकस्तदनुवर्तते ॥**

અર્થાત્ જનસમાજ હમેશાં મહાપુરુષોનાં આચરણોનુંજ અનુકરણ કરે છે; મહાપુરુષો જે જે કાર્યને યોગ્ય ગણે છે, તેનેજ લોકો પ્રમાણ ગણી તે પ્રમાણે વર્તે છે. વળી પણ કહ્યું છે કેઃ—

**यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।**
**मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥**

અર્થાત્–હે પાર્થ ! હું કદાચ આળસુ થઈ મારી ફરજો ન બજાવું, તો લોકો પણ મારૂં અનુકરણ કરી આળસુના સરદાર બની જાય, એમાં કંઇ શંકાજ નથી, અને પરિણામેઃ—

**उत्सीदेयुरिमे लोकाः न कुर्यां कर्म चेदहम् ।**

અર્થાત્ જો હું ધર્માનુસાર કર્મ ન કરૂં તો અધર્મ વધી જઇ આ બધા લોકોનું નિકંદનજ નીકળી જાય !

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥**
**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥**

અર્થાત જ્યારે જ્યારે ધર્મનો લોપ થાય છે અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું અવતાર ધારણ કરૂં છું. સંતપુરુષોના રક્ષણને માટે, દુષ્ટોનું દલન કરવા માટે અને ધર્મની પુનઃપ્રતિષ્ઠા કરવા માટે હું વારંવાર અવતાર ધારણ કરૂં છું.

શ્રીચૈતન્ય ચરિતામૃતમાં પણ કહ્યું છે કેઃ—

"સાધનવિના સાધ્ય વસ્તુ કેહ નાહિ પાય."

અર્થાત્ સાધન કર્યા સિવાય કોઇને સિદ્ધિ મળતી નથી.

માટે આ સાધન શું છે, તે કોઇપણ સામર્થ્યવાન પુરુષ આ-

ચરી બતાવે, ત્યારેજ સામાન્ય લોકોને તેને અનુસરવાનું સુગમ થઇ પડે છે. એવા એક આદર્શ પુરુષના જીવંત પ્રભાવથી અનેકોનાં જીવન પલટાઇ જાય છે અને તેઓ ભગવાનના માર્ગમાં આગળ વધવા લાગે છે; પ્રાણાંતે પણ તેનું પાલન કરે છે તથા પરમપદની પ્રાપ્તિમાટે દેહ, ધન, ધામ વગેરેના ભોગ આપવાની ભાવનાઓ જાગે છે તથા લોકોને એવા મહાપુરુષોનાજ ઉપદેશો વાંચવા–વિચારવાનું વધારે ગમે છે.

બંગ. સં. ૧૩૦૦ના ફાગણ શુકલ પૂર્ણિમાને દિને શ્રીધામ નવદ્વીપમાં શ્રીગૌરાંગપ્રભુનો જન્મોત્સવ થતો હતો; તેમાં ભાગ લેવા ગોસ્વામીજી જ્યારે નવદ્વીપ આવ્યા, ત્યારે ત્યાંના કેટલાક અજ્ઞાની માણસોએ તેમને ઉપવીતત્યાગી બ્રાહ્મસમાજી ગણી જન્મોત્સવમાં નિમંત્રણ ન આપવાનો તેમજ અન્યાન્ય પ્રકારે અપમાન કરવાનો નિશ્ચય કર્યો હતો. એવામાં નવદ્વીપમાં 'હરિસભા'ના સ્થાપક પરમ ભાગવત વ્રજનાથ વિદ્યારત્ન મહાશયના સુયોગ્ય પુત્ર શ્રીયુત મથુરાનાથ પદરત્ન મહાશયે સ્મૃતિશાસ્ત્રોના શ્લોકો ટાંકી બતાવી વિરોધી પક્ષની બધી દલીલો તોડી પાડી અને સિદ્ધ કરી બતાવ્યું કે 'સત્યધર્મની પ્રાપ્તિમાટે સાધારણ બાહ્યધર્મોનો કદાચ ભંગ થાય તો તેથી કંઇ ધર્મનો લોપ કર્યો કહેવાય નહિ.' વળી તેમણે કહ્યું કે "એમણે (ગોસ્વામીજીએ) જે અવસ્થા પ્રાપ્ત કરી છે તે દેવોને પણ દુર્લભ છે, તેમનાં પ્રત્યેક કાર્ય શાસ્ત્રને અનુસરતાંજ છે." કહેવાની જરૂર નથી કે, પદરત્ન મહાશયના પ્રયાસથી વિરોધી પક્ષ બિલકુલ શાંત થઈ ગયો; એટલુંજ નહિ પરંતુ તેમણે ગોસ્વામીજીની પોતાની ભૂલ માટે માફી માગી અને ગોસ્વામીજીને જન્મોત્સવમાં બહુ પ્રેમપૂર્વક નિમંત્રણ આપ્યું. આ પ્રમાણે ગોસ્વામી મહારાજે શ્રીગૌરાંગપ્રભુના જન્મોત્સવમાં બહુ ઉત્સાહભર્યો ભાગ લીધો અને નદિયાનિવાસી લોકોએ પણ તેમની સન્માનપૂર્વક સેવા કરી હતી. એટલે સિદ્ધ થાય છે કે, ગોસ્વામીજીના ઉપવીતત્યાગની વાતને આગળ કરીને શાસ્ત્રનો સાચો અર્થ સમજવામાં અશક્ત, સાધકજીવનની તીવ્ર વ્યાકુળતા સમજવાને અસમર્થ અજ્ઞાન લોકો આજસુધી જે ધાંધલ મચાવતા તે પાયાવગરનીજ હતી.



# प्रकरण नवमुं

## ગુરુ વિના જ્ઞાન નહિ, પરાભક્તિ વિના ઉદ્ધાર નહિ, મહાત્મા રામકૃષ્ણ પરમહંસનો સમાગમ, બ્ર૦ લોકનાથજીનો પરિચય

गुरुर्देवो गुरुर्धर्मो गुरुनिष्ठा परंतपः ।
गुरोः परतरं नास्ति नास्ति तत्त्वं गुरोः परम् ॥

(ગુરુગીતા)



અર્થાત્ ગુરુજ દેવતા છે, ગુરુજ ધર્મ છે, ગુરુમાં અનન્ય નિષ્ઠા એજ પરમ તપ છે, ગુરુથી શ્રેષ્ઠ બીજા કોઈ દેવ નથી તથા ગુરુતત્ત્વથી પર એવું કોઇ બીજું તત્ત્વ પણ નથી.

કોઇ ભાગ્યશાળી ઉપર ભગવાન જ્યારે કૃપા કરવા ઇચ્છે છે, ત્યારે તેને ગુરુ અથવા અંતર્યામારૂપે તત્ત્વો આપી કૃતાર્થ કરે છે. કહ્યું છે કેઃ-

नैवोपयान्त्यपचितिं कवयस्तवेश
ब्रह्मायुषापि कृतमृद्धमुदः स्मरन्तः ।
योऽन्तर्बहिस्तनुभृतामशुभं विधुन्व-
न्नाचार्यचैत्यवपुषा स्वगतिं व्यनक्ति ॥

(શ્રીમદ્ ભાગવત, સ્કંધ ૧૧, અધ્યાય ૧૭)

અર્થાત્ હે ભગવન્! બ્રહ્મજ્ઞાની મહાત્માઓ આપના ઉપકારનો બદલો કોઈપણ રીતે વાળી શકે તેમ નથી, તેથી તેઓ આપના ઉપકારનું સ્મરણ કરીનેજ રાજી રહે છે. વળી આપ બાહારથી આચાર્યરૂપે અને અંદરથી અંતર્યામીરૂપે દેહધારીઓના દોષ દૂર કરી આપના પરમપદની પ્રાપ્તિ કરાવો છો.

સદ્ગુરુની કૃપાવિના કોઈપણ ધર્મનિષ્ઠામાં કોઇને પણ સાચી

શ્રદ્ધા બેસતી નથી. અને એવી શ્રદ્ધા નથી બેસતી ત્યાંસુધી મોક્ષ તો દૂર રહ્યો પરંતુ સાંસારિક વાસના પણ ટળતી નથી. કહ્યું છે કે:–

**रहूगणैतत्तपसा न याति न चेज्यया निर्वपणात् गृहाद्वा ।**
**न छन्दसा नैव जलाग्निसूर्यैर्विना महत्पादरजोऽभिषेकम् ॥**

(શ્રીમદ્‌ભાગવત, સ્કંધ ૫, અધ્યાય ૨૦, શ્લોક ૧૨)

અર્થાત:–(ભરતરાજા રહૂગણને કહે છે કે) હે રહૂગણ ! મહાત્માઓની ચરણરજ મસ્તકે ચઢાવ્યા સિવાય બ્રહ્મચર્યાદિ તપવડે કે યજ્ઞયાગવડે, ઘેરથી નાસી છૂટવાથી કે વૈદિક મંત્રોવડે વરુણદેવ, અગ્નિદેવ તેમજ સૂર્યનારાયણની ઉપાસના કર્યાથી ભગવાનની પ્રાપ્તિ થઈ શકતી નથી. વળી કહ્યું છે કે:–

**नैषां मतिस्तावदुरुक्रमांघ्रिं स्पृशत्यनर्थोपगमो यदर्थः ।**
**महीयसां पादरजोऽभिषेकं निष्किंचनानां न वृणीत यावत् ॥**

( શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૫, અધ્યાય ૧૧, શ્લોક ૧૨ )

અર્થાત્ નિષ્કિંચન મહાત્માઓની ચરણરજ મસ્તકે ચઢાવ્યાવિના અને તેનો અનન્યભાવે આશ્રય ગ્રહણ કર્યા સિવાય ભગવાનનાં ચરણકમળમાં પ્રીતિ થતી નથી અને ત્યાંસુધી સંસારબંધન પણ છૂટતું નથી.

જો કે ગોસ્વામી મહારાજ બાળપણથીજ તપશ્ચર્યાદિ સાધન કરતા હતા, તોપણ ગુરુકૃપા પ્રાપ્ત થયા સિવાય તેમને સાચી સ્થિતિ પ્રાપ્ત થઇ ન હતી. પછી સદ્‌ગુરુની પ્રાપ્તિ થતાંજ તેમનાં પ્રજ્ઞાચક્ષુ ખુલી ગયાં હતાં અને અનંત ધામનો દરવાજો ખુલ્લો થયો હતો. આ સંબંધમાં તેમણે "યોગસાધન" નામના ગ્રંથમાં લખ્યું છે કે, ........ત્યાર પછી (બ્રાહ્મસમાજની પ્રણાલિકા મુજબ સાધનો કર્યા છતાં પણ મને જ્યારે સ્થાયી શાંતિ ન મળી, ત્યારે) હું તીર્થસ્થાનોમાં વિચરણ કરવા લાગ્યો. રામાત્, શાક્ત, વૈષ્ણવ, આઉલ, મુસલમાન ફકીર, બૌદ્ધ ભિક્ષુ વગેરે અનેક સંપ્રદાયના માણસો પાસે ગયો અને તેમણે બતાવેલી સાધનાઓ પણ કરી જોઇ, છતાં ક્યાંય મને શાંતિ ન મળી. છેવટે પ્રભુકૃપાથી શ્રીગયાતીર્થમાં આકાશગંગા પહાડ ઉપર મને એક નાનકપંથી મહાત્માનાં દર્શન થયાં અને તેમણે મને કૃપા કરી યોગદીક્ષા આપી. ત્યારથી મારા જીવનમાં એક પ્રકારનું અસામાન્ય રૂપાંતર થઈ ગયું અને મને એક અપૂર્વ અવસ્થાનો લાભ થયો છે. જો કે હું કોઈ

મોટો દેવ થઈ ગયો છું એવું કહેવા ઇચ્છતો નથી, પરંતુ મારે સત્ય અને કૃતજ્ઞતાને ખાતર કહેવું જોઇએ કે, મને કોઇ પણ પ્રકારની વાસના રહી નથી. અને હું અનંત સામ્રાજ્યને દ્વારે પહોંચી ગયો છું એવું દેખાય છે તેનું હું વાણી દ્વારા વર્ણન કરી શકતો નથી.

સાંખ્યદર્શનકાર કપિલદેવજી એવું જણાવે છે કે, આ જીવને પ્રકૃતિ–પુરુષનો યથાર્થ વિવેક કરતાં નથી આવડતો, તેથીજ તેને આધ્યાત્મિક, આધિદૈવિક અને આધિભૌતિક, એ ત્રિતાપો સહન કરવા પડે છે; અને જ્યારે તે પ્રકૃતિ–પુરુષ નો યથાર્થ વિવેક કરી શકે છે ત્યારે તેને ત્રિતાપની શાંતિ થાય છે અને સાથે સાથે એક પ્રકારના અપૂર્વ આનંદનો પણ અનુભવ થાય છે. આ આનંદનેજ કપિલદેવજીએ મોક્ષ કહ્યો છે.+

મહામતિ પતંજલિ મુનિએ પોતાના યોગદર્શનમાં જણાવ્યું છે કે, પ્રમાણ, વિપર્યય, સંકલ્પ, નિદ્રા અને સ્મૃતિ, એ પાંચ પ્રકારની જે ચિત્તની વૃત્તિઓ છે તેનો સમ્યક્ પ્રકારે નિરોધ થાય છે ત્યારેજ યોગીને અસંપ્રજ્ઞાત સમાધિનો આનંદ મળી શકે છે. આ અસંપ્રજ્ઞાત સમાધિનેજ યોગશાસ્ત્રમાં 'મોક્ષ' અથવા માનવજીવનના અંતિમ ધ્યેયતરીકે સ્વીકારેલું છે.×

મહર્ષિ કણાદે પોતાના વૈશેષિક દર્શનમાં કહ્યું છે કે, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, યત્ન, ધર્મ, અધર્મ અને ભાવ નાખ્ય સંસ્કાર, એ નવ પ્રકારની જે ગુણવૃત્તિઓ છે તેનો નાશ થાય છે, ત્યારેજ દુઃખમાત્રની આત્યંતિક નિવૃત્તિ થઇ શકે છે. આ દુઃખમાત્રની આત્યંતિક નિવૃત્તિનેજ વૈશેષિક દર્શનમાં મોક્ષ કિંવા જીવનું એકમાત્ર સાધ્ય ગણવામાં આવ્યું છે. ÷

નૈયાયિક મહર્ષિ ગૌતમે પોતાના ન્યાયશાસ્ત્ર માં કહ્યું છે કે, શરીર, છ ઇંદ્રિયો, છ વિષયો, છ પ્રકારની બુદ્ધિ, સુખ અને દુઃખ,

+ प्रकृतिपुरुषाविवेकादस्य त्रिविधदुःखोत्पत्तिस्तद्विवेकात् त्रिविध दुःखस्य प्रध्वंसः स्यात्। स एवानन्दप्राप्ति रित्युपचारित इति कपिलः ॥
(શ્રીમદ્ બળદેવ વિદ્યાભૂષણપ્રણીત સિદ્ધાંતરત્ન ૧ પ્રથમ પાદ ૫ સૂત્ર)

× पंचविध चित्तवृत्तिनिरोधादेव धर्ममेघ शब्दवाच्याद्संप्रज्ञात समाधेरस्यतावीति पातञ्जलिः। (યોગદર્શન, ૫ સૂત્ર.)

÷ नवानां वैशेषिकगुणानां प्रागभाव सहवर्त्तिध्वंसोभवेत् स एवानन्दावाप्तिरिति कणादः। (સિદ્ધાંતરત્ન, ૭ સૂત્ર.)

એ એકવીસ સ્થાનો દુઃખનાં મૂળ છે. આ એકવીસ જાતનાં દુઃખો-ની આત્યંતિક નિવૃત્તિનેજ ન્યાયશાસ્ત્રમાં 'મુક્તિ' કહેલી છે.†

પૂર્વમીમાંસાકાર ભગવાન જૈમિનિએ એવું જણાવ્યું છે કે, વેદોક્ત શુભ કર્મોનાં અનુષ્ઠાનથી જીવને દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ થાય છે. આ દુઃખનાશ અને સુખપ્રાપ્તિ એજ પૂર્વમીમાંસાશાસ્ત્રનો 'મોક્ષ' છે, અને તેનેજ જીવનું અંતિમ સાધ્ય ગણવામાં આવ્યું છે.‡

પરંતુ ભગવાન વેદવ્યાસજી ઉપર જણાવેલા 'મોક્ષ'ને સાચી મુક્તિતરીકે અથવા જીવોના અંતિમ લક્ષ્યતરીકે સ્વીકારતા નથી. કેમકે ઉપરોક્ત દર્શનશાસ્ત્રોમાં મોક્ષનું એકદેશી વર્ણન હોઇને અમુક ચિત્તવૃત્તિઓનો અથવા ગુણવૃત્તિઓનો નિરોધ વા ધ્વંસ કરવો તેનેજ મોક્ષ માનવામાં આવ્યો છે. એ સાચો મોક્ષ નથી. પણ એને તો 'અ-ભાવાત્મક' મોક્ષ કહી શકાય. જેમ કોઇ ભાર ઉપાડનારો મજુર ભારને ઉતરી જતાં તે પોતાને સુખી માની લે, એ જાતનો આ મોક્ષ થયો. તેમાં ભાર ઉપાડવાનું દુઃખ ગયું ખરૂં, પણ તેથી કોઇ સ્વતંત્ર સુખ-ની પ્રાપ્તિ ન થાઇ કે કંઇ નવો આનંદ ન મળ્યો; માટે આ જાતના 'અભાવાત્મક મોક્ષ'ને આપણે સાચા મોક્ષતરીકે નજ ગણી શકીએ.

વળી આ બધી માયિક ઇંદ્રિયો તથા અંતઃકરણદ્વારા આપણ-ને જે કંઇ સુખદુઃખાદિનો અનુભવ થાય છે તે કંઈ નિત્ય નથી. માટે આ ક્ષણે ક્ષણે નાશ પામનારા પદાર્થમાંથી ઉત્પન્ન થતું સુખ, એ અવિનાશી અંતિમ લક્ષ્ય હોઈ શકે નહિ.

ભગવાન વેદવ્યાસજીના મત પ્રમાણે તો આ જડચૈતન્ય સર્વના સ્વામી છતાં એ સર્વથી પર એવા પરમાત્મદેવનું યથાવત જ્ઞાન અને સાક્ષાત્કાર થાય છે, ત્યારેજ જીવને દુઃખમાત્રની આત્યં-તિકી નિવૃત્તિપૂર્વક પરમાનંદની નિત્યપ્રાપ્તિરૂપી મોક્ષ અથવા પરમધામ પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે તત્ત્વજ્ઞાન ઉપરાંત જેને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે, તેના જીવનકાળમાં પણ મુક્તા-ત્માનાં વિશિષ્ટ લક્ષણો ફૂટી નીકળે છે.* શ્રુતિમાં કહ્યું છે કેઃ–रसो

† एकविंशति विधस्य दुःखस्य आत्यान्तिकी निवृत्तिर्भवेत् सैव सुखावाप्तिरिति गौतमः। (સિદ્ધાંતરત્ન ૮ સૂત્ર.)

‡ वेदोक्त शुभकर्मभिर्दुःखहानिः सुखलाभश्चेति जैमिनिः। (સિદ્ધાંતરત્ન)

* किं तु सर्वेश्वराभिरव्ययस्य पुरुषोत्तमस्य स्वरूपतो गुण-

વૈ સઃ "તે રસસ્વરૂપ છે." આ રસસ્વરૂપ પરમાત્મામાં નિમગ્ન થઈ જવું એજ જીવોનું અંતિમ ધ્યેય છે. આવી અપૂર્વ દિવ્ય અવસ્થા પ્રાપ્ત કરવાનું સાધન માત્ર નિષ્કામ ભક્તિજ છે.

સંન્યાસ લીધા પછી, ગોસ્વામીજીએ સંસારનો ત્યાગ કરી, શ્રીવૃંદાવનધામમાં, સાધનભજન કરવામાં શેષ જીવન ગાળવા વિષે, પોતાના ગુરુદેવને અનુમતિ આપવા પ્રાર્થના કરી; ત્યારે પરમહંસજીએ કહ્યું કે "આ શું બોલો છો ? ભગવાન તમારાદ્વારા સંસારમાં કરવા ઇચ્છે છે અને તમારે એકાંતવાસ કરવો છે, એ કેમ બનશે ?" આ ઉત્તર સાંભળી ગોસ્વામીજીએ કહ્યું કે "ગુરુદેવ ! એને માટે હું લાયક નથી. એવી યોગ્યતા તો આપ જેવાઓમાં હોય." પરમહંસજીએ કહ્યું કે "હું તો એકાંતવાસી હોવાથી મને તો કોઈ જાણતું પીછાણતુંય નથી, અને તમે તો પ્રસિદ્ધ અદ્વૈતવંશમાં જન્મેલા હોઈ બ્રાહ્મસમાજમાં પ્રવેશ કર્યાથી અનેક લોકોના પરિચયમાં આવી પ્રખ્યાત થયા છો. માટે ભગવદિચ્છા સમજી લઈને હવે તમે તે કાર્યનું મંગળાચરણ કરો. હજી બ્રાહ્મસમાજની સાથેનો સંબંધ છોડી દેવાનો સમય થયો નથી, વખત આવશે ત્યારે સર્પની કાંચળીની પેઠે એ સંબંધ પણ આપોઆપજ છૂટી જશે."× આટલું કહી પરમહંસજી તેમને થોડો વખત વિંધ્યાચલમાં રહીને સાધન કરવાનો આદેશ કરી પોતાના સ્થાન તરફ ચાલી નીકળ્યા. ગોસ્વામીજી પણ ગુરુદેવની આજ્ઞા મસ્તકે ચઢાવી, વિંધ્યાચલ પર્વતપર જઇ, ત્યાં એકાંત સ્થળે સાધનભજન કરવા લાગ્યા. એ પ્રમાણે થોડો વખત સાધના કરતાં, તેઓ એક વિચિત્ર દશાને પ્રાપ્ત થયા. સાધનભજન કરતાં કરતાં, તેમના અંતરમાં નામાગ્નિ પ્રજ્વલિત થવા લાગ્યો. અમુક હદસુધી પ્રગતિ કર્યા પછીજ સાધકના અંતરમાં નામાગ્નિ પ્રજ્વલિત થાય છે, અને તેમાં તેની સર્વ વાસનાઓ ભસ્મીભૂત થઈ જઈ અંતઃકરણ કંચન જેવું નિર્મલ બને છે. આ રીતે જ્યારે

---

तच्च परिज्ञानं सज्ञानपूर्वकं तस्यै कल्प्यते। तथा हि ज्ञात्वा देवं सर्वपाशापहानिः क्षीणैः क्लेशैर्जन्ममृत्युप्रहानिः। तस्याभिध्यानात् तृतीयं देहभेदे विश्वैश्वर्यं केवलमाप्तकामः। यत् आत्मतत्त्वेन तु ब्रह्मतत्त्वं दीपोपमेनेह युक्तः प्रपश्येत्। अजं ध्रुवं सर्वं तत्त्वैर्विशुद्धं ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः। इत्यादि श्रवणात् (સિદ્ધાંતરત્ન ૧૧ સૂત્ર)

× ગોસ્વામી મહારાજ પાસેથી સાંભળેલું.

અંતઃકરણ શુદ્ધ થાય છે, ત્યારેજ તે પરમાત્મદર્શન પામી અલૌકિક બ્રહ્માનંદ અનુભવી શકે છે. સહેજ પણ વાસના રહી હોય ત્યાં સુધી એ પ્રમાણે થઇ શકતું નથી. આવી અવસ્થા પામવા માટે સાધનભજનમાં આગળ વધેલા સાધકની પરમાત્મસાક્ષાત્કાર માટેની આતુરતા બહુજ વધી જાય છે. વેદનાનો અનુભવ થાય છે, સંસારની કોઇ પણ વસ્તુ તેને સુખદાયી જણાતી નથી, સઘળી લૌકિક વસ્તુસ્થિતિઓ તેને ઝેર જેવી લાગે છે અને તેને જીવવું એ પણ દુઃખરૂપજ લાગે છે. સુયોગ્ય ગુરુ જેના સહાયક હોય છે તેઓ તો આ અવસ્થા પણ નિર્વિઘ્ને વટાવી જઇ ઉચ્ચાવસ્થા પ્રાપ્ત કરે છે. કાચા લૌકિક ગુરુને શ્રેષ્ઠ ગુરુ સમજી લેનાર ભોળો સાધક આવે પ્રસંગે આત્મહત્યા પણ કરી બેસે છે; કોઇ ગાંડા થઈ જાય છે તો કોઇ એ માર્ગજ મૂકી દે છે. શ્રીપાદ સનાતન ગોસ્વામીને જ્યારે આ અવસ્થા પ્રાપ્ત થઇ હતી, ત્યારે તેમણે શ્રીજગન્નાથજીના રથના ચક્ર નીચે ચગદાઇ મરવાનો સંકલ્પ કર્યો હતો; પરંતુ અંતર્યામી મહાપ્રભુજીએ તેમને તેમ કરતાં અટકાવ્યા હતા. રઘુનાથ ગોસ્વામી મહારાજની પણ એવી અવસ્થા થતાં તેઓ પર્વતપરથી પડીને પ્રાણત્યાગ કરવા તત્પર થઈ ગયા હતા; પરંતુ શ્રીપાદ સનાતન ગોસ્વામીએ તેમને તેમ કરતાં અટકાવ્યા હતા અને તેમને દિલાસો આપ્યો હતો.

પોતાની એવી સ્થિતિનું વર્ણન કરતાં ગોસ્વામીજી જણાવે છે કે “ તે વખતે મારા પ્રાણ આકુળવ્યાકુળ થઈ જતા, રાતદિવસ વેદના થતી, કશામાંય સુખ લાગતું નહિ, ખાવુંપીવું પણ ઝેર જેવું લાગતું, સહિષ્ણુતાની હદ આવી ગઇ, એટલે સાધનભજન છોડી દેવા તૈયાર થયો.” તેવામાંજ ગુરુદેવે દર્શન દીધાં અને કહ્યું કે “ ગભરાઇશ નહિ, ધીરજ રાખજે; સાધના ચાલુ રાખજે; બધી વેદના સદાને માટે શાંત થઇ જશે.” વળી કહ્યું કે “તમે થોડો વખત જ્વાલામુખી તીર્થમાં જઇ સાધના કરો તો તમારી આ વેદના સત્વર શાંત થઇ જશે.” ગુરુદેવના આદેશાનુસાર હું તરત જ્વાલામુખી ગયો અને ત્યાં સાધના કરવા લાગ્યો. થોડો વખત સાધના કર્યાથી સઘળી વેદના શાંત થઇ ગઇ અને મેં એક પ્રકારની અપૂર્વ અને સરસ સ્થિતિ અનુભવી.*

જ્વાલામુખી તીર્થમાંથી આ પ્રકારની ઉન્નત અવસ્થા પ્રાપ્ત

* ગોસ્વામીજી પાસેથી સાંભળેલું.

કરી, ગોસ્વામીજી પાછા ગયાજી આવ્યા અને ત્યાં આકાશગંગા પહાડપર સાધન કરવા લાગ્યા. આ વખતે પરમહંસદેવ વારંવાર તેમને દર્શન દેતા અને સાધનમાર્ગનો ઉપદેશ આપતા હતા તેમજ અનેક પ્રકારે સહાય કરતા હતા. એક દિવસ તો ગુરુદેવ તેમને આકાશગંગા પહાડના એકાંત ભાગમાં લઇ ગયા અને ત્યાં અણિમા, લઘિમા, ગરિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, વશિત્વ, ઇશિત્વ અને યત્રકામાવસાયિત્વ વગેરે સિદ્ધિઓ વિષે અનુભવસિદ્ધ માહિતી આપી.

પછી ગોસ્વામીજી ગયા થઇને કલકત્તા આવ્યા અને ત્યાં કુટુંબ-પરિવાર સાથે રહેવા લાગ્યા. ગોસ્વામીજી સંન્યાસી થઇ સંસારનો ત્યાગ કરશે એવી સંબંધીઓને જે ભ્રમણા હતી તે તેમના આવવાથી દૂર થઇ. એક દિવસ તેઓ મહર્ષિ દેવેંદ્રનાથને મળવા માટે ચંચુડા ગયા હતા. ગોસ્વામીજીનાં દર્શન કરતાંજ તેમણે કહ્યું કે "તમે તો એક દમ બદલાઇ ગયેલા કોઇ નવીન વ્યકિત જેવાજ દેખાઓ છો. નક્કી, તમને કંઇક દિવ્ય વસ્તુની પ્રાપ્તિ થઇ હોય એમ જણાય છે. કહો તો ખરા કે, આ દેવદુર્લભ અવસ્થા કયે પ્રકારે અને કયાંથી પ્રાપ્ત કરી આવ્યા ?" તે પ્રશ્નના ઉત્તરરૂપે ગોસ્વામીજીએ આકાશગંગા પહાડ ઉપર માનસરોવરવાસી પરમહંસજી પાસેથી પોતાને દીક્ષા મળી ત્યારથી જે હકીકત બની હતી તે બધી સવિસ્તર તેમને કહી સંભળાવી. આ વાત સાંભળી મહર્ષિએ ફરીથી કહ્યું કે "તમોને અમૂલ્ય વસ્તુ પ્રાપ્ત થઇ છે, તમે તો ધન્ય થયા છો અને હવે તમારો અવશ્ય ઉદ્ધાર થશે. આ દેવદુર્લભ વસ્તુ બરાબર સાચવજો, પણ હવે બ્રાહ્મસમાજમાં તમારૂં સ્થાન રહેશેજ નહિ, તમે ત્યાં રહી શકશોજ નહિ. તમારે બ્રાહ્મસમાજનો પરિત્યાગ કરવો પડે તો ખુશીથી કરજો, પણ આ દિવ્ય વસ્તુનો ત્યાગ કરશો નહિ.* ત્યારપછી મહર્ષિની સાથે ધર્મસંબંધી અનેક રસમય વાતચીત થયા પછી તેમને વંદન કરી ગોસ્વામીજી પાછા કલકત્તા આવ્યા.

એ વખતે શ્રીકેશવચંદ્ર સેન બહુમૂત્રરોગથી ખૂબ પીડાતા હતા, તેથી તેઓ કલકત્તામાંજ રહેતા હતા. ગોસ્વામીજી તેમને જોવા માટે એક વાર તેમને ઘેર ગયા. તેમના વચ્ચે જે વાતચીત થઇ, તે ગોસ્વામીજી મહારાજના પોતાનાજ લખેલા વિવરણમાંથી અત્રે આપવામાં આવે છે:– કેશવબાબુ સ્વર્ગવાસી થયા તે પહેલાં એક મહિના અગાઉ હું તેમને મળવા ગયો હતો. જઇને જોઉં છું

* ગોસ્વામી મહારાજ પાસેથી સાંભળેલું.

તો તેમનું શરીર એકદમ શબના જેવું ફિક્કું પડી ગયું હતું. એ રોગની પીડાનું વર્ણન કરતાં કેશવબાબુએ કહ્યું કે "ગોસાંઇજી! જે પ્રમાણે ધાર્યું હતું તેવું કંઇ થઇ શક્યું નહિ. માર્ગભૂલેલ મુસાફરની પેઠે રખડી રખડીને મહામહેનતે માર્ગ હાથ આવ્યાની આશા બંધાઇ ત્યાં વળી આ પીડા આવી." પછી તેમણે મને પૂછ્યું કે "તમે શું કંઇ નવો રસ્તો લીધો છે?" મેં કહ્યું:– "નવો કે જૂનો એ તો કંઇ હું કહી શકતો નથી. ભગવાનનો સાક્ષાત્કાર થશે એ આશાએ હું બ્રાહ્મસમાજમાં આવ્યો. આજ બ્રાહ્મસમાજના જેટલા અનુયાયીઓ છે, તેટલા ત્યારે નહોતા; તેથી સમાજના બહારના વિષયમાં કંઇ ધાંધલ જગાવવા માટે હું સમાજમાં ભળ્યો ન હતો, પરંતુ ભગવાનનો કોઇ પણ પ્રકારે સાક્ષાત્કાર કરવો એજ પ્રધાન ઉદ્દેશ હતો. ભગવાનનો સાક્ષાત્કાર કર્યા વગર હું અટકવાનો નહોતો. ગમે તેવાં સાધન કરવાં પડે તો તે બધાં કરવાં, એવો અડગ નિશ્ચય હતો. એમાં બહારનાં સાધનો બહુ કામ લાગે તેમ નથી. હવે તો મૃત્યુ આવે તોપણ ફીકર નથી, ઇશ્વિર મહાન કૃપાળુ છે." કેશવબાબુએ કહ્યું કે "એ સંબંધમાં મારે ઘણું કહેવાનું છે. જો શરીરે ઠીક થશે તો હું તમને ફરીથી બોલાવીશ." પરંતુ દુઃખની વાત છે કે, તેઓ થોડા સમયમાંજ મૃત્યુ પામ્યા હતા.*

ત્યારપછી ગોસ્વામી મહારાજ એક દિવસ દક્ષિણેશ્વરમાં રામકૃષ્ણ પરમહંસનાં દર્શન કરવા ગયા. ઇ. સ. ૧૮૮૪ના સપ્ટેંબર તા. ૨૬ મી શુક્રવારના રોજ સપ્તમીપૂજાને દિવસે સાધારણ બ્રાહ્મ-સમાજમાં ગોસ્વામીજીને પરમહંસદેવની સાથે પ્રથમ પરિચય થયો હતો. દર્શન થતાંજ પરસ્પર ઓળખાણ થઈ હતી અને બન્ને વચ્ચે ઉંડો આધ્યાત્મિક સંબંધ બંધાયો હતો. પરમહંસદેવ લોકપરંપરાથી ગોસ્વામીજીનો અલૌકિક ધર્માનુરાગ તથા તેમની અસાધારણ સત્યનિષ્ઠા વગેરે પહેલેથીજ જાણતા હતા. એક વાર પરમહંસદેવનો હાથ ભાંગી જવાથી તેમને ખૂબ વેદના થતી હતી. તે જોઇને એક બ્રાહ્મ બોલી ઉઠયો કે "તમો તો જીવન્મુક્ત કહેવાઓ છો છતાં આટલું દુઃખ ભૂલી શકતા નથી? પરમહંસદેવે જવાબ આપ્યો:–"તારી સાથે વાત કરતાં (પીડા) ભૂલી શકું ખરો કે? તારા વિજયને લઇ આવ તો તેને જોઇને હું બધી પીડા વિસરી જઇશ."

આજ ઘણે દહાડે ગોસ્વામી મહારાજ પરમહંસદેવનાં દર્શન

* શ્રીયુત યજ્ઞેશ્વર સેન મહાશયની 'નોંધપોથી'માંથી ઉદ્ધૃત.

કરવા આવ્યા હતા; પરંતુ આજના ગોસાંઇ અને આગળના ગોસાંઇમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો. તેમનો પહેરવેશ પણ બદલાઇ ગયો હતો. આજ તેઓ નવો અવતાર ધરી આવ્યા હોય તેવા જણાતા હતા. તેમના મસ્તકપર જટા નહોતી. હવે તેમણે મુંડન કરાવી સર્વાંગે ગેરિક વસ્ત્રો ધારણ કર્યાં હતાં. એક હાથમાં દંડ તથા બીજા હાથમાં કમંડલુ શોભી રહ્યાં હતાં. જાણે કાંચનનગરથી નદીઆના ચંદ્ર શ્રીગૌરાંગ પ્રભુ સંન્યાસ ગ્રહણ કરી પાછા શાંતિપુર પધારતા ન હોય એમ લાગતું હતું. તેમનું મુખમંડળ બ્રહ્મજ્યોતિથી ઝગઝગતું હતું. દૃષ્ટિ સ્થિર, નિશ્ચલ અને નિઃસ્પંદ હતી; નેત્રોમાંથી પ્રાણીમાત્ર પ્રત્યેનો પ્રેમ વહી રહ્યો હતો; વાણી શીતળ અમૃત જેવી સ્નેહભીની હતી. તેઓ પદ્માસન વાળી હાથ ગોઠણપર રાખી અંગુઠાને અનામિકાના મૂળ પાસે રાખી, પ્રસન્નચિત્તે બેઠેલા હતા. ખેલતાં ખેલતાં થાકેલાં, તેમજ તાપથી તથા તૃષાથી આકુળવ્યાકુળ બાળકોને સ્નેહાળ માતા કોઇ કોઇ વાર સુંદર છબી બતાવીને પોતાના ખોળામાં લે છે; તેમ અનંત સ્નેહના આધારસ્વરૂપ વિશ્વજનનીએ પણ જાણે સંસારમોહમાં ડૂબેલાં તથા ત્રિવિધ તાપથી પીડાતાં સંતાનોને ધર્મમાર્ગે ચઢાવવા માટે પોતાનાજ પ્રતિનિધિરૂપે રચીને આ શાંત, શ્યામ, સુંદર તથા આદર્શ મૂર્તિને ગયાથી કલકત્તામાં મોકલી આપી હતી. પરમહંસદેવે ગોસ્વામી મહારાજને આ પ્રમાણે અભિનવભાવે અને નૂતન વેશે આવતા જોઇ એકદમ તેમને આસન આપ્યું અને તેમના તરફ થોડી વાર એક દૃષ્ટિએ તાકી રહ્યા બાદ પ્રસન્નચિત્ત બોલ્યા કે "વિજય! તમે ઓરડી રાખી છે કે? જુઓ, સાંભળોઃ–બે સાધુ હતા. તેઓ ભ્રમણ કરતાં કરતાં એક શહેરમાં આવી ચઢયા. તેમાંથી એક સાધુ ફરતાં ફરતાં શહેરનાં બજારો, દુકાનો, હવેલીઓ વગેરે આશ્ચર્યપૂર્વક જોતો હતો ત્યાં બીજો સાધુ પણ આવી મળ્યો. તેણે પહેલા સાધુને કહ્યુંઃ– "મેં તો પહેલાં એક ઓરડી રાખી લીધી, તેમાં બધો સરસામાન મૂકયો, ઓરડીને તાળું માર્યું અને નિશ્ચિંત મને ફરવા નીકળ્યો છું. હવે આ શહેરના રંગો જોતો જોતો ફરૂં છું. એટલામાટેજ તમને પૂછું છું કે, તમે ઓરડી રાખી છે કે નહિ? (માસ્તર તરફ જોઇને કહ્યું) વિજયનો આજસુધી દબાઇ રહેલો આનંદનો ફૂવારો હવે ખુલી ગયો છે."

ત્યારપછી ફરીથી એક દિવસ ગોસ્વામી મહારાજ પોતાનાં

માતાજી, સાસુજી, ધર્મપત્ની તથા પુત્રકન્યાદિ સાથે દક્ષિણેશ્વરમાં પરમહંસદેવનાં દર્શન કરવા પધાર્યા. પરસ્પર વંદનાદિ થયા પછી પરમહંસદેવે પરિચય પૂછતાં ગોસ્વામીજીએ સૌનો પરિચય કરાવ્યો. પછી પરમહંસદેવ આશ્ચર્યચકિત થઇ કહેવા લાગ્યા કે "ઓહો! તમે આટલા બધા પરિવારમાં રહીને પણ આવી ઉચ્ચ ધાર્મિક અવસ્થા મેળવી છે? તમે તો જનક વિદેહી જેવા લાગો છો. હું તો ધારતો હતો કે, તમે આ બધાંથી-સંસારથી ઉદાસ થઇ કેશવબાબુ-ની સાથે રહેતા હશો. ધન્ય છે તમને! તમે જે આદર્શ રજુ કરો છો તે તો જગતમાં દુર્લભ છે." + પછી પરમહંસદેવ ગોસ્વામી મહારાજનાં સહધર્મિણી શ્રીયોગમાયાદેવીને ઉદ્દેશીને કહેવા લાગ્યા:-"આમને તમે કેટલા દિવસ થયાં દીક્ષા આપી છે? મને તેમનામાં અત્યંત આશ્ચર્યજનક શક્તિનાં દર્શન થાય છે. સાક્ષાત મહાશક્તિનાં દર્શન થતાં જે ભાવનાનો-અવસ્થાનો-ઉદય થાય છે, તેજ ભાવના એમનાં (શ્રીયોગમાયાદેવીનાં) દર્શન કરતાં ઉદય થાય છે!"* આ પ્રમાણે વાતચીત થયા પછી ગોસ્વામીજી આશ્રમ-ની શોભા જોવા અન્યત્ર ગયા ત્યારે પરમહંસદેવ, ગોસ્વામીજીનાં સાસુજી શ્રીમતી મુક્તકેશી દેવીને પાસે બોલાવીને કહેવા લાગ્યા કે:-"જુઓ, તમે તો મહાન નીતિપરાયણ બ્રાહ્મિકા છો, તમારે આવા ફાટયાં તૂટયાં વસ્ત્રવાળા બાવા પાસે આવવાનું શું પ્રયોજન?" મુક્તકેશીદેવીએ જવાબ આપ્યો કે "મહારાજ! તમે ફાટયાં તૂટયાં વસ્ત્ર પહેર્યાં છે તેથી શું થઇ ગયું?" તે સાંભળી પરમહંસદેવ બોલ્યા કે "ઓહો! તમે તો બરાબર સમજતાં જણાઓ છો. ત્યારે તો નજીક આવો, એક વાત કહું." પછી તેઓશ્રી કહેવા લાગ્યા:-"જુઓ, હવે બ્રાહ્મસમાજરૂપી સૂકા ચણા (શુષ્ક જ્ઞાન) ક્યાંસુધી ચાવ્યા કરશો? હવે ભક્તિમાર્ગનો અંગીકાર કરો. (ગોસ્વામી મહારાજને ઉદ્દેશીને કહેવા લાગ્યા:-) જેને તમે જમાઇ માનો છો તે તો ભક્તિરસના મહાન ભંડારી છે. તેમની પાસેથી પ્રેમભક્તિ મેળવી કૃતાર્થ થાઓ."× ત્યાર પછી થોડા દિવસ પછી શ્રીમતી

---

+ સ્વર્ગીયા મુક્તકેશી દેવી પાસેથી સાંભળેલું.

* ઢાકા-ગેંડારીઆ ગામના નિવાસી શ્રીયુત કામિનીમોહન વસુ મહાશયનાં ધર્મપત્નીએ આપેલ વિવરણ ઉપરથી. તે પણ ગોસ્વામીજીની સાથેજ પરમહંસદેવનાં દર્શન કરવા ગયાં હતાં.

× સ્વર્ગીયા મુક્તકેશીદેવી પાસેથી સાંભળેલું.

મુકતકેશી દેવીએ ગોસ્વામીજી પાસેથી યોગદીક્ષા લીધી હતી.

પૂજ્ય પરમહંસદેવ તથા બારદિના લોકનાથ બ્રહ્મચારીજી, ગોસ્વામી મહારાજપ્રત્યે બહુજ શ્રદ્ધાભકિત તથા સ્નેહભાવ રાખતા હતા, એટલુંજ નહિ પરંતુ કોઇ તેમની પાસે દીક્ષા લેવા આવતું તો તેઓ તેમને ગોસ્વામી મહારાજ પાસે મોકલતા હતા. એક વાર ગોસ્વામી મહારાજના પ્રિયતમ શિષ્ય શ્રીયુત નવકુમાર બાકચિ તથા અન્ય સમયે ફ્રીદપુર જીલ્લાના સદરદીનિવાસી, શ્રીધર ઘોષ મહાશય દીક્ષા લેવાની આશાથી પરમહંસદેવની પાસે આવેલા તેમને તેમણે ગોસ્વામીજી પાસેથી યોગદીક્ષા લેવાનું કહ્યું હતું, એટલે તેમણે પણ તે પ્રમાણે કર્યું હતું.

લોકનાથ બ્રહ્મચારીજી એક સુપ્રસિદ્ધ યોગનિષ્ઠ મહાપુરુષ હતા અને એક વખતે પોતે ગોસ્વામી મહારાજના પ્રપિતામહના ભાઇ થાય એવો પરિચય તેમણે આપેલો હતો. આ બ્રહ્મચારીજીને કુમારાવસ્થામાં યજ્ઞોપવીત આપવામાં આવ્યું, ત્યારપછી તીવ્ર વૈરાગ્યના યોગે પોતાના આચાર્ય ગુરુદેવ ગાંગુલી તથા સાક્ષાત્ તીર્થસ્વરૂપ વેણીમાધવ બન્દોપાધ્યાય મહોદયની સાથે, તીર્થાટન કરવા નીકળી પડયા હતા. આ પ્રમાણે ઘરથી બહાર નીકળ્યા પછી બ્રહ્મચારી મહારાજ પાછા ઘેર ગયાજ નહોતા. ઉપવીત ધારણ કર્યા પછી બ્રહ્મચારી મહારાજે લગભગ એંશી વર્ષ સુધી પોતાના ગુરુદેવની સાથે અનેક વન, પર્વત અને ગુફા વગેરેમાં રહીને ઉગ્ર તપશ્ચર્યા કરીને ઇષ્ટકામના સિદ્ધ કરી હતી.

બ્રહ્મચારી મહાશયના આચાર્ય ગુરુદેવ ગાંગુલી મહાશય અસાધારણ પંડિત તથા ઉચ્ચ કોટિના સાધક હતા. તેમણે કાશીધામમાં મણિકર્ણિકાના ઘાટપર યોગાસન વાળી દેહત્યાગ કર્યો હતો. અંતર્ધાન થતી વખતે ગુરુદેવ હિતલાલ નામના એક પ્રસિદ્ધ બ્રહ્મચારીને પોતાના બે શિષ્યોની સોંપણી કરતા ગયા હતા. હિતલાલ બ્રહ્મચારીને સુમેરુ પર્વતની યાત્રા કરાવી હતી તેથી તેઓશ્રી લોકનાથને તથા વેણીમાધવને સાથે લઇ પહેલાં બદરિકાશ્રમ ગયા. ત્યાંથી તેઓ, પાંડવોએ જે માર્ગે મહાપ્રસ્થાન કર્યું હતું તે માર્ગે આગળ ચાલ્યા. એ પ્રમાણે હજારો માઇલ આગળ ચાલતાં સૂર્યચંદ્રના પ્રકાશરહિત એક ગાઢ અંધકારમય પ્રદેશમાં તેઓ આવી પહોંચ્યા. આ પ્રદેશમાં એક હાથના વામનજીઓને જોઇને તેઓ આશ્ચર્યચકિત થયા. એ પ્રમાણે બહુ તપાસ કરતાં કરતાં ઘણે દૂર

રખડવા છતાં પણ તેમને સુમેરુ પર્વતનો પત્તો લાગ્યો નહિ. એટલે હિતલાલ બ્રહ્મચારી એકલાજ ઉદયાચલનાં દર્શન કરવાની ઈચ્છાથી પૂર્વદિશા તરફ ચાલી નીકળ્યા. ત્યારપછી લોકનાથ બ્રહ્મચારીને તેમજ વેણીમાધવને હિતલાલ બ્રહ્મચારીનાં દર્શન થયાં નથી. લોકનાથ બ્રહ્મચારી તો કહેતા કે, એ હિતલાલજ કાશીધામના પ્રસિદ્ધ તૈલંગ સ્વામી હતા.

ત્યારપછી બ્રહ્મચારીજી તથા વેણીમાધવ ગાંગુલીજી આશરે બંગ સં. ૧૨૭૦ માં હિમાલય પર્વતમાં ફરતા ફરતા બંગદેશના પૂર્વભાગમાં આવેલી હિમાલયની તળેટીમાં ઉતરી આવ્યા, લાંબા વખતસુધી બરફવાળા શીતળ પ્રદેશમાં રહેવાથી તેમના બન્નેના શરીરપર એક જાતની ધોળી ચામડી આવી ગઈ હતી. અને તેથી કરીને ખુલ્લે શરીરે પણ તેમને ઠંડી લાગતી નહોતી. આ બન્ને મહાપુરુષો ચંદ્રનાથ પર્વત સુધી તો સાથે રહ્યા, પણ ત્યાંથી કોણ જાણે શા કારણે, તેઓ બન્ને જૂદા પડી ગયા; એટલે બ્રહ્મચારીજી ત્યાંથી બારદિમાં આવી વસ્યા અને ગાંગુલિ મહાશય કામાક્ષિ તરફ ચાલી નીકળ્યા.

લોકનાથ બ્રહ્મચારી ઘણા વખત સુધી ગુપ્તાવસ્થામાં રહ્યા હતા, તેથી તેમના અસાધારણ ગુણનો કોઈને પરિચય થયેલો નહિ; પરંતુ દિવ્ય દૃષ્ટિવાળા અને ગુણગ્રાહી સ્વભાવવાળા ગોસ્વામી મહારાજે તેમને સિદ્ધપુરુષ તરીકે ઓળખી કાઢયા, તેથી તેઓ વારંવાર ધર્મશાસ્ત્રસંબંધી ચર્ચા કરવા તેમના આશ્રમમાં જતા આવતા હતા. આ બન્ને મહાપુરુષો જ્યારે મળતા હતા, ત્યારે તેમના વચ્ચે એવો અપૂર્વ ભાવ અને આનંદનો પ્રવાહ વહેતો હતો, કે શ્રોતાગણો તે દિવ્ય દૃશ્ય જોઈ આશ્ચર્યચકિત થઇ જતા હતા. જે વખતની આ વાત છે તે વખતે સાંભળવા પ્રમાણે બ્રહ્મચારી મહારાજ પોણાબસો વર્ષની ઉંમરના હતા. યોગનિષ્ઠ મહાત્મા પુરુષો આવું દીર્ઘાયુષ્ય ભોગવે એમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું નથી. એમના ભોજન બાદ વધેલો પ્રસાદ જમવાથી ઘણા લોકોના મહારોગો પણ નાશ પામ્યા છે. હિંદુસમાજનો મોટો ભાગ આ વખતે ગોસ્વામી મહારાજને ભ્રમિત મનના, ઉપવીતત્યાગી, બ્રહ્મજ્ઞાની વગેરે કહી, તેમનો ઉપહાસ કરતો હતો; પરંતુ તે વખતેય હિંદુસમાજના ભૂષણસ્વરૂપ લગભગ બસો વર્ષના યોગનિષ્ઠ મહાપુરુષ બ્રહ્મચારી મહારાજ તેમની અસાધારણ દિવ્ય શક્તિ અને

મહિમાની પ્રશંસા કરતા હતા એ જોઇને પૂર્વબંગાળના હિંદુ-સમાજનો ભ્રમ ભાગ્યો અને ત્યારથી તેઓ ગોસ્વામી મહારાજ-પ્રત્યે શ્રદ્ધાભક્તિથી જોવા લાગ્યા. બ્રહ્મચારીજી જાણે ગોસ્વામી મહારાજનો મહિમા વિસ્તારવા માટેજ આટલા લાંબા સમય સુધી દેહ ધારણ કરી રહ્યા ન હોય ! કેમકે આ કાર્ય યથાયોગ્ય રીતે સંપૂર્ણ થયા બાદ થોડાજ સમયમાં બ્રહ્મચારી મહારાજ શાંતચિત્તે અને પ્રસન્નવદને, બ્રહ્મરંધ્રદ્વારા પ્રાણપરિત્યાગપૂર્વક આ નશ્વર દેહનો ત્યાગ કરી, બં. સં. ૧૨૯૭ ના જયેષ્ઠ વદી સપ્તમીના રોજ અમરધામવાસી થયા. આ પ્રમાણે બ્રહ્મચારી મહારાજના જવાથી ભારતવર્ષમાંથી એક અતિ ઉજ્જ્વલ નક્ષત્રનો અસ્ત થયો.×

શ્રીરામકૃષ્ણ પરમહંસદેવને પણ ગોસ્વામી મહારાજવિષે કેવો ઉંચો મત હતો તે આપણે ટુંકમાં આગળ જોઈ ગયા છીએ. વળી એમ પણ સાંભળ્યું છે કે, તેમણે પોતાના ખાસ શિષ્યોને ભવિષ્યમાં ગોસ્વામી મહારાજનેજ અનુસરવાનું કહી રાખ્યું હતું, અને તેમના તિરોધાન થયા પછી, ઢાકા—નારાયણગંજનિવાસી તેમના ખાસ શિષ્ય દુર્ગામોહન નાગ મહાશયે અમેરિકામાં વસતા સ્વામી વિવેકાનંદજીને પણ એ વાત જણાવી હતી. શ્રીમાન નાગ મહાશય તો પરમહંસદેવનો આદેશ મળતાંજ ગોસ્વામીજી પાસે આવ્યા અને તેમને બધી હકીકત કહી સંભળાવી. તેમનો આવો અપૂર્વ ભક્તિભાવ જોઇને હાજર રહેલા શ્રોતાજનો મુગ્ધ થઇ ગયા હતા. તેમણે ગોસ્વામી મહારાજને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને પછી હાથ જોડીને તેમના કંઇક પ્રસાદની પ્રાર્થના કરી. પ્રસાદ પ્રાપ્ત થતાં તે પોતાને બહુજ ભાગ્યશાળી માનવા લાગ્યા. પછી થોડી વાર સત્સંગ કરી વિદાય થતાં પણ ગોસ્વામી મહારાજને તેમજ તેમના ભક્તજનોને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને જતી વખતે ગોસ્વામી મહારાજ તરફજ દૃષ્ટિ રાખી પાછે પગે હઠતાં હઠતાં ઘર-બહાર નીકળ્યા હતા. ત્યારથી નાગ મહાશય વારંવાર ગોસ્વામી મહારાજનાં દર્શન કરવા આવતા હતા.

ગોસ્વામી મહારાજને શ્રીરામકૃષ્ણ પરમહંસદેવની સાથે તેમજ બ્રહ્મચારી મહારાજ સાથે દેશ, ધર્મ તથા સમાજસંબંધી અનેક રહસ્યમય ચર્ચા થતી હતી,* પણ તે ચર્ચા સામાન્ય માનવો-

× બ્રહ્મચારી મહારાજના જીવનચરિત્રમાંથી ઉદ્ધૃત.

* શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ સાથે જૂદાજૂદા અનેક જિજ્ઞાસુઓને

ના સમજવામાં આવે તેવી નહોતી. આથી પરમહંસદેવના જીવન-ચરિત્ર લખનારાઓમાંથી કેટલાકે પરમહંસદેવ તથા ગોસ્વામી મહારાજના પ્રસંગો આલેખતાં કેટલેક સ્થાને અયોગ્ય કલ્પનાઓ અને અઘટિત વચનોનો ઉપયોગ કરેલો છે એ સંબંધમાં ગોસ્વામી મહારાજ શ્રીપુરીધામમાં રહેતા હતા ત્યારે તેમણે નીચે પ્રમાણે જણાવ્યું હતું:-"મારી અને પરમહંસદેવની વચ્ચે જે બહુ ગૂઢ અને રહસ્યમય સૂક્ષ્મ જ્ઞાનચર્ચા થતી હતી, તે સામાન્ય માણસો સમજી શકે તેવી નહોતી; તેથી એ બિચારા (પરમહંસદેવના કેટલાક જીવનચરિત્રના લેખકો) તેનો મર્મ ક્યાંથી સમજી શકે ?"× અસ્તુ. તે બાબતની સાથે આપણે કંઈ સંબંધ નથી; પરંતુ એટલું તો ચોક્કસ છે કે, સાંપ્રદાયિક મતભેદથી બંગદેશનાં નરનારીઓમાં જે સંકુચિતપણું, અસહિષ્ણુતા તથા વિદ્વેષભાવ આવી ગયાં હતાં તે ટાળવા માટે શ્રીપરમહંસદેવે તેમની સમક્ષ અસાંપ્રદાયિક સાર્વભૌમ ધર્મનો જે ઉચ્ચ આદર્શ રજુ કર્યો હતો તેને માટે સમગ્ર દેશ તેમનો ચિરઋણી રહેશે.

બ્રહ્માનંદ કેશવચંદ્ર, પંડિત શિવનાથ શાસ્ત્રી વગેરે આનુષ્ઠાનિક બ્રાહ્મોએ પરમહંસદેવ પાસેથીજ સર્વપ્રથમ સનાતન ધર્મનો નિર્મળ પ્રકાશ પ્રાપ્ત કર્યો હતો. પશ્ચિમબંગાળમાં પરમહંસદેવ વિરાજતા હતા અને પૂર્વબંગાળમાં બારદિના બ્રહ્મચારી પ્રકાશી રહ્યા હતા, તેથી સમગ્ર દેશમાં એ બન્નેના પ્રતાપે ધર્મભાવનાનું વાતાવરણ સારી રીતે જામ્યું હતું. આ બન્ને મહાપુરુષોને ગોસ્વામીજીના આધ્યાત્મિકયોગનો પરિચય હતો તે ઉપરથી તેઓ ગોસ્વામીજીને આદર્શ સંત તરીકે પ્રતિપાદન કરતા અને જેઓ દીક્ષા ગ્રહણ કરવા ઈચ્છતા તેમને તેઓ ગોસ્વામી વિજય કૃષ્ણ મહારાજ પાસે મોકલતા હતા.



આધ્યાત્મિક ચર્ચા અને વાતચીત થએલી તે અત્યંત રસપ્રદ, બોધપ્રદ અને અસરકારક હોઇ આ સંસ્થા તરફથી અગાઉ "શ્રીરામકૃષ્ણ કથામૃત" એવા નામથી નિકળેલી તે હજી પણ મળી શકે છે. એમાં પરમહંસદેવનું ચરિત્ર પણ ટુંકમાં અપાયલું છે. સંપાદક.

× ગોસ્વામી મહારાજ પાસેથી સાંભળેલું.



# प्रकरण दशमुं

## ધર્માર્થીઓને દીક્ષાદાન, બ્રાહ્મસમાજ સાથે સંઘર્ષ અને પ્રચારકપદનો ત્યાગ



ગોસ્વામીજી યોગસાધનમાં પ્રવૃત્ત થયા પછી ઉચ્ચ અવસ્થાએ પહોંચ્યા. ત્યારપછી તેઓ પરમહંસ રામકૃષ્ણજીના આદેશાનુસાર ધર્માર્થીઓની ઇચ્છા જણાતાં તેમને યોગદીક્ષા આપવા લાગ્યા. બ્રાહ્મસમાજ કરતાં તેમની સાધનપદ્ધતિ તદ્દન સ્વતંત્ર હતી, એટલુંજ નહિ પરંતુ તેમાંની કેટલીક પ્રક્રિયા એકાંત સ્થળે સાધવી પડતી હતી; તેથી ગોસ્વામીજીની સાધનપદ્ધતિ વિષે કેટલેક સ્થળે ચર્ચા થવા લાગી. પછી ગોસ્વામીજી જ્યારે ફરિદપુર જીલ્લાના માણિકદહ ગામમાં નિવાસ કરતા હતા ત્યારે તેમની અદ્વિતીય પ્રેમભક્તિનાં દર્શનથી મુગ્ધ થઇને ત્યાંના જમીનદાર શ્રીયુત વિપિનવિહારી રાયે સહકુટુંબ યોગદીક્ષા ગ્રહણ કરી અને બીજા પણ કેટલાક બ્રાહ્મબંધુઓએ તથા બ્રાહ્મિકાઓએ ગોસ્વામી મહારાજ પાસેથી યોગદીક્ષા ગ્રહણ કરી. આ ઉપરથી બ્રાહ્મસમાજમાં હવે જાહેર હિલચાલ થવા લાગી. પૂર્વબંગાળના મુખ્ય મુખ્ય બ્રાહ્મસમાજીઓએ એકત્ર થઇ ગોસ્વામી મહારાજની સાધન–પ્રણાલિકા વિષેની કેટલીક શંકાઓનું સમાધાન મેળવવા માટે તેમને મળવાનો ઠરાવ કર્યો અને ગોસ્વામીજીને તે વિષે વિનતિ કરી. ગોસ્વામીજીએ તેનો ખુશીથી સ્વીકાર કર્યો એટલે લગભગ ત્રીસેક પ્રશ્નો તેમને પૂછવામાં આવ્યા. ગોસ્વામીજીએ તેમના એકેએક પ્રશ્નનો સમાધાનપૂર્વક ઉત્તર આપ્યો, તેથી તેઓ બહુજ સંતોષ પામ્યા અને તે હિલચાલ થોડો વખત બંધ પડી. ગોસ્વામીજીના મન્મથનાથ મુખોપાધ્યાય નામના શિષ્યે તે બધા

પ્રશ્નોત્તરોનો સંગ્રહ કરી "યોગસાધન" નામે ગ્રંથમાં પ્રસિદ્ધ કર્યા છે. આ ગ્રંથના દ્વિતીય ખંડમાં તેમના કેટલાક ઉપદેશો છપાયા હતા.

આ સમયે શ્રીમાન ઉમેશચંદ્ર દત્તના ખાસ આગ્રહથી મહિલાઓને ધર્મજ્ઞાનનું શિક્ષણ આપવા નિમિત્તે "વામા-બોધિની" નામની પત્રિકામાં, ગોસ્વામીજીએ પોતાના જીવનચરિત્રના કેટલાક પ્રસંગો ગુંથીને, તે દ્વારા યોગતત્ત્વ સંબંધી રહસ્યપૂર્ણ ઉપદેશ આપવાના હેતુથી "આશાવતીનું આખ્યાન" એ નામની વાર્તા ક્રમશઃ પ્રસિદ્ધ કરી હતી. આ ગ્રંથના દ્વિતીય ખંડમાં તેમાંના પણ કેટલાક ઉપદેશો છપાઇ ચૂકયા છે.

ત્યારબાદ ગોસ્વામીજી કલકત્તા આવ્યા, ત્યારે સાધારણ બ્રાહ્મસમાજના અનેક બ્રાહ્મસમાજીઓ તેમની પાસેથી યોગદીક્ષા ગ્રહણ કરવા લાગ્યા. તે જોઇને ત્યાંના મુખ્ય મુખ્ય બ્રાહ્મોને એવો ભય લાગ્યો કે આ રીતે તો બધાય બ્રાહ્મસમાજનો ત્યાગ કરી, યોગસાધના તરફજ ઢળી પડશે; એટલે તેઓ ગોસ્વામીજી તરફ દોષદૃષ્ટિથી જોવા લાગ્યા. "ગોસ્વામીજી ગુપ્ત રીતે યોગદીક્ષા આપે છે, તેમના ઘરમાં રાધા-કૃષ્ણનાં અને શ્યામ-ગોપીનાં કીર્તનો ગવાય છે, તે દેવપ્રતિમાઓને પ્રણામ કરે છે, તેમના ઘરમાં દેવ-દેવીઓની મૂર્તિઓ રાખવામાં આવી છે. વગેરે" આવી અનેક બાબતો બ્રાહ્મસમાજના મોટા ભાગને નહિ ગમવાથી તેમણે તેનો ખૂબ વિરોધ કર્યો. આ બધાં કારણોથી ગોસ્વામીજીએ પોતેજ શકે ૧૮૪૮ ચૈત્ર સુદ ૧૦ ને રોજ સાધારણ બ્રાહ્મસમાજની કાર્યવાહક સભા ઉપર પોતાના પ્રચારકપદનું તથા આચાર્યપદનું રાજીનામું મોકલી આપ્યું; પરંતુ કાર્યવાહક સભાના અત્યંત આગ્રહથી તેમને તે રાજીનામું પાછું ખેંચી લેવું પડયું; પણ તેથી કંઇ વિરોધ શમ્યો નહિ. સાધારણ બ્રાહ્મસમાજના બે સભ્યોએ તો ગોસ્વામી મહારાજના વર્તન સામે સખ્ત વિરોધ ચાલુ રાખ્યો, એટલુંજ નહિ પરંતુ કાર્યવાહક સભા ઉપર તે સંબંધમાં બે પત્રો લખી ગોસ્વામીજી પરના આક્ષેપોની તપાસ કરવાનો આગ્રહ કર્યો. આ ઉપરથી કાર્યવાહક સભાએ આ બાબતની તપાસ માટે એક (સબ-કમિટી) પેટાસમિતિ નીમી. સમિતિના સભ્યોએ શકે ૧૮૪૯ના વૈશાખ વદ ૦)) ના રોજ સીટી કૉલેજમાં એક સભા બોલાવી અને તે સભામાં ગોસ્વામીજીને તેમની વિરુદ્ધમાં મૂકાયેલા આક્ષેપોના

ખુલાસા આપવાનું કહેણુ મોકલવામાં આવ્યું. તેના ઉત્તરમાં ગોસ્વામીજીએ સમિતિના સભ્યોને લખી જણાવ્યું કે "આવી રીતે કોઇ પણ બાબત પૂછવામાં આવે તો તેના જવાબ આપવા હું ઇચ્છતો નથી. બંધુભાવે મારે ઘેર આવી કોઇ પણ સજ્જન મને પૂછી શકે છે. હું તેમને ઘણીજ ખુશીથી તેના જવાબ આપીશ અને તેમને સંતોષ આપવાનો પ્રયત્ન કરીશ." આ જવાબ વાંચી સભ્યો ગોસ્વામીજીને ઘેર આવ્યા અને તેમની સાથે તેમની સાધન-પ્રણાલી સંબંધી વિવિધ પ્રકારે વાર્તાલાપ કર્યો. ત્યારપછી પેટા સમિતિએ તેનો હેવાલ કાર્યવાહક સભાપર મોકલી આપ્યો, તેનો મુખ્ય ભાગ અત્રે આપવામાં આવ્યો છે.

ગોસ્વામીજીની સાધનપ્રણાલીનો વિશેષ પ્રમાણમાં પ્રચાર થશે તો બ્રાહ્મસમાજની ચાલતી આવેલી આરાધના, પ્રાર્થના વગેરે ટકી શકશે નહિ. આ યોગસાધનની દીક્ષા બાળક જેવા ભોળાઓને તથા શ્રદ્ધાળુ મૂર્તિપૂજકોને-ભકતોનેજ આપવામાં આવે છે અને તેમને કહેવામાં આવે છે કે "આ પ્રમાણે સાધન કરતા રહેવાથી યોગ્ય સમયે સત્યનો સાક્ષાત્કાર થશે." આ સિદ્ધાંત બ્રાહ્મસમાજના સિદ્ધાંતોથી તદ્દન વિરુદ્ધ છે અને બ્રાહ્મસમાજને હાનિકર્તા છે. આથી લોકો બ્રાહ્મસમાજ તરફ વળશે નહિ. ગોસ્વામી મહાશય કહે છે કે "મનુષ્ય ગુરુ થઇ શકેજ નહિ, કેવળ પરમેશ્વરજ ગુરુ થઇ શકે છે." આ રીતે જો કે સીધી રીતે તેમનામાં 'ગુરુવાદ' જોવામાં આવતો નથી, પરંતુ આડકતરી રીતે તેમના વર્તનદ્વારા તો 'ગુરુવાદ'નોજ પ્રચાર થઇ રહ્યો છે. તેમના લખેલા 'આશાવતી'ના આખ્યાનમાં પણ ગુરુવાદનું સમર્થન કરવામાં આવ્યું છે. ગોસ્વામીજી 'રાધા-કૃષ્ણ'ની પ્રતિમા રાખે છે. રાધાકૃષ્ણની કથામાંથી આધ્યાત્મિક રહસ્ય પણ નીકળે છે, પરંતુ એજ રાધા-કૃષ્ણને હાલ વૈષ્ણવ સમાજમાં જે રીતે સમજવામાં તથા પૂજવામાં આવે છે, તેથી તો ઘણું અનિષ્ટ થયું છે; માટે આપણે તેનો તદ્દન બહિષ્કાર કરવો જોઈએ. ગોસ્વામીજી કહે છે કેઃ-"ભગવાનને 'કાળી' 'દુર્ગા' 'અલ્લાહ' એવાં અનેક નામથી બોલાવી શકાય છે." આ મત પણ બ્રાહ્મબંધુઓને રૂચે તેવો નથી. વળી વિજયબાબુ કહે છે કેઃ-"પરલોકવાસી સાધુ મહાત્માઓ તેમની પાસે આવે છે, જીવતા સાધુ મહાત્માઓ સૂક્ષ્મદેહે તેમજ સ્થૂળદેહે પણ આવે છે; વળી એક વૃક્ષ બતાવીને તે કહે છે કે, આ વૃક્ષમાં એક

આત્મા રહેલો છે. તેની નીચે હરિકીર્તન થાય છે તેથી તેનો પણ ઉદ્ધાર થઇ જશે. તેમના ગુરુદેવ પણ તેમની પાસે આવે-જાય છે એવું સાંભળ્યું છે. જન્મથીજ જડ જેવા એક બાળકને જોઇ તેમણે કહ્યું હતું કે, એ છોકરાના દેહમાં એક યોગિની રહે છે, તે દૂર થશે ત્યારેજ તેને ઠીક થશે. આવી તેવી બાબતો તેમની અમુક પ્રકારની શારીરિક કે માનસિક અવસ્થાને લીધે બને છે કે નહિ તે અમે કહી શકતા નથી; પરંતુ એટલું તો ચોક્કસ છે કે, આવી તેવી માન્યતાઓદ્વારા બ્રાહ્મસમાજમાં અનેક વહેમો અને કુસંસ્કારો દાખલ થવાનો સંભવ છે."

પેટાસમિતિએ ઉપર જણાવેલા ભાવવાળો રિપોર્ટ મોકલ્યો, તેની પહેલાંજ ગોસ્વામી મહારાજે પ્રચારક તથા આચાર્યપદનું રાજીનામું ફરીવાર મોકલી દીધું હતું; અને ત્યારપછી 'બ્રાહ્મબંધુઓપ્રત્યે નિવેદન' એ નામની એક પત્રિકા છપાવી સૌ બ્રાહ્મસમાજીઓમાં ફેલાવી હતી. ઉપર જણાવેલ રાજીનામાનો પત્ર તેમજ 'બ્રાહ્મબંધુઓને નિવેદન' એ બન્ને અત્રે આપવામાં આવ્યાં છે:—

૧–રાજીનામાનો પત્ર

સત્યસ્વરૂપ, જ્ઞાન, પ્રેમ અને મંગળમય સર્વશક્તિમાન્ પરમેશ્વરનો દિવ્ય દૃષ્ટિવડે સાક્ષાત્કાર થઇ શકે છે અને તેવો સાક્ષાત્કાર કરવો એજ બ્રાહ્મધર્મનું સર્વોચ્ચ લક્ષ્ય છે. તે પરમેશ્વરનાં ત્રણે અવસ્થામાં દર્શન થાય, તેમનો દિવ્ય આદેશ સંભળાય અને એ પ્રમાણે તેમનો સર્વ પ્રકારે અનુભવ થાય, અર્થાત્ સદા સર્વદા સાક્ષાત્કાર બન્યોજ રહે, તે સત્ સ્વરૂપમાંજ નિમગ્ન રહેવાય અને એ પ્રમાણે નિમગ્ન રહીને તેમના નિમિત્તરૂપેજ કાર્ય કરવાં અને જીવન વ્યતીત કરવું, એજ બ્રાહ્મધર્મનો આદર્શ છે.

(૧) ઉપર જણાવ્યા પ્રમાણે પરમેશ્વરનો સાક્ષાત્કાર (બ્રહ્મપ્રાપ્તિ) એ કંઈ મનુષ્યના પોતાના પ્રયત્ન કે સાધનથી થઇ શકતો નથી, તે તો તેનીજ કૃપા ઉપર નિર્ભર રહીને સાધન-ભજન કરતા રહેવાથી યોગ્ય સમયે પ્રાપ્ત થાય છે. તેથી મારા ધર્મજીવનનો સઘળો ભાર તેમનાજ શ્રીચરણે સમર્પણ કરી દઇ તેમણેજ બતાવેલા યોગમાર્ગનું અનુસરણ કેટલાંક વર્ષથી કરતો આવ્યો છું. મારા ગુરુદેવ શ્રીપરમહંસ બાબાજીના ઉપદેશ પ્રમાણે મેં યોગપિપાસુઓને તેમના કલ્યાણમાટે ઉપરોક્ત સાધનમાર્ગનો ઉપદેશ આપવો શરૂ કર્યો છે.

(૨) આ સાધનમાર્ગમાં બહારની કોઇ પણ બાબત સાથે સંબંધ નથી. આ તો કેવળ આભ્યંતરિક–આધ્યાત્મિક વસ્તુ છે; તોપણ કેટલાક સાધકોને પ્રાણાયામનો પણ અભ્યાસ કરવાની જરૂર રહે છે, પરંતુ અમારૂં સાધન તે નથી.

(૩) તેથીજ સાધક મંડળની બહારના લોકો પાસે અમે સાધન કરતા નથી, કેમકે તેમને (બહારના લોકોને) તેના રહસ્યની સમજણ પડે તેમ નથી. ઉલટું પ્રાણાયામ જેવાં બહિરંગ સાધનો જોવાથી તેમના મનમાં અશ્રદ્ધા આવે તો તેમનું આધ્યાત્મિક અનિષ્ટ થવાનો વિશેષ સંભવ રહે છે.

(૪) આ સાધનમાર્ગમાં અહંકાર, પાપકર્મ, મલિન સંકલ્પ–વિકલ્પ વગેરેથી સાધકને બહુજ હાનિ થાય છે. અમે કોઇ ખાસ સંપ્રદાયને માનતા નથી. હિંદુ, મૂર્તિપૂજક વૈષ્ણવ, શૈવ, શાક્ત, બ્રાહ્મણ, શૂદ્ર, ખ્રિસ્તી, મુસલમાન અને બ્રાહ્મસમાજી, એ સૌ કોઇમાંથી જે ખરો જિજ્ઞાસુ હોય તેજ અમારા સાધનમાર્ગને અનુસરી શકે છે અને સાધન કરતાં કરતાં તેના બધા ભ્રમ, કુસંસ્કાર, પાપ, તાપ, અજ્ઞાનતા એ બધાં નાશ થતાં તે પવિત્ર થશે.

(૫) આમાં ગુરુદેવનું લેશમાત્ર ચાલતું નથી. એક ઈશ્વરજ સૌનો ગુરુ છે અને બીજા બધા તો તેમના નીમેલા ઉપદેશકો તથા માર્ગદર્શકોજ છે. પ્રભુ જેમ વૃક્ષ, લતા, ગ્રહ, ઉપગ્રહ અને પર્વત વગેરે દ્વારા જૂદા જૂદા પ્રકારનો ઉપદેશ આપે છે, તેમ મનુષ્યરૂપે પણ ઉપદેશ આપે છે. આથી અમે સમસ્ત પ્રાણીપદાર્થને તથા માનવોને ગુરુતરીકે માનીએ છીએ. પ્રત્યેક મનુષ્યમાં આ યોગશક્તિ વિદ્યમાન છે, પણ તે યોગશક્તિને સચેત કરવા માટે જાગ્રત યોગશક્તિવાળા મનુષ્યની મદદની આવશ્યકતા રહે છે. તે સિવાય પણ જો સાધકને ભગવત્પ્રાપ્તિ માટે તીવ્ર વ્યાકુળતા પ્રકટી હોય અને તેની સાથે ભજનમનનાદિ અન્ય સાધનોનો પણ સુયોગ મળ્યો હોય તો બાહ્ય ગુરુ વિના પણ ભગવત્ પ્રાપ્તિ થઇ શકે છે; પરંતુ આવો પ્રકાર બહુ વિરલ બને છે. જેમ આંખવડે જોવાની શક્તિ તો ભગવાને આપી છે પરંતુ કસ્તર પડતાં તે બીજા પાસે કઢાવવાની જરૂર પડે છે, તેમ આ માર્ગમાં પણ એવા મદદગારની–ગુરુની ખાસ જરૂર પડે છે.

(૬) પિતા, માતા વગેરે ગુરુજનોની પેઠે ધર્મોપદેશકો પ્રત્યે પણ શ્રદ્ધાભક્તિ રાખવાની આવશ્યકતા છે. વડીલો તેમજ ગુરુ-

જનોની ચરણરજ માથે ચઢાવવાની બાબતમાં અમને કશો બાધ નથી. આત્માની જે અવસ્થામાં ચરણધુલિ ગ્રહણ કરવાની ઇચ્છા થાય, તે વિનમ્ર અવસ્થા અતિ સુંદર અને ઉપકારક છે; તેથી બીજાનો ઉપકાર થાય છે, એમ લાગતાં ચરણરજ લેવા-દેવામાં મને કશો વાંધો લાગતો નથી. હું પોતે પણ સૌની ચરણરજ ભક્તિપૂર્વક માથે ચઢાવું છું. જે કોઇ મને જ્યારે પણ પ્રણામ કરે છે, ત્યારે હું તે પ્રણામ વિશ્વગુરુ-પરમાત્માને કરવામાં આવ્યો છે એવી ભાવના કરૂં છું; અને એક પણ પ્રણામ હું ગ્રહણ કરતો નથી.

(૭) બીજાનું ઉચ્છિષ્ટ ભોજન જમવું તેને હું ઉચિત સમજતો નથી; કેમકે તેથી શરીરમાં નાના પ્રકારના વ્યાધિઓ દાખલ થવાનો સંભવ છે. તે ઉપરાંત ઉચ્છિષ્ટ ભોજનદ્વારા આધ્યાત્મિક અવનતિ પણ થાય છે એમ સાધુ મહાત્માઓ વારંવાર કહે છે અને તે સાબીત પણ થયેલું છે. તેમ છતાં પણ પિતા-માતા અથવા ગુરુજનો પ્રેમથી કોઇ પ્રસાદ આપે અથવા આપણનેજ એમ લાગે કે, અમુક વ્યક્તિ તો ધર્માત્મા છે તો તેમનો પ્રસાદ ઉચ્છિષ્ટ હોય તોપણ ગ્રહણ કરવામાં નુકસાન નથી. ઉલટું એક વા બીજી રીતે તે ઉપકારકજ નીવડે છે,

(૮) કાળી, દુર્ગા, શિવ કે વિષ્ણુ વગેરેના કોઇ પણ મંદિરમાં મૂર્તિનાં દર્શન કરતાંજ મને બ્રહ્મસ્ફૂર્તિ થઇ આવે તો ત્યાં ને ત્યાંજ હું નિશ્ચેષ્ટ થઇ જાઉં છું અને મારા ઇષ્ટદેવનાં દર્શન કરીને પણ મારી તેવીજ અવસ્થા થઇ જાય છે, એટલે હું કૃતાર્થતા અનુભવું છું. મારા ભગવાન તો સર્વવ્યાપી છે, તેથી મને જ્યાં જ્યાં તેનાં દર્શન થાય છે ત્યાં ત્યાં હું મુગ્ધ બની તેમનાં દિવ્ય સ્વરૂપમાં લીન બની જાઉં છું અને મને સ્થાનાદિનો કશો પણ વિચાર રહેતો નથી.

(૯) ભક્ત ભગવાનને 'કાલી' 'દુર્ગા' 'રામ' 'કૃષ્ણ' વગેરે ગમે તે નામથી બોલાવી શકે છે. તેમાં મને કશોજ દોષ દેખાતો નથી. તેથી હું જ્યારે જે કોઇ નામથી આનંદ અને શાંતિ અનુભવું છું ત્યારે તેજ નામનું રટન કર્યા કરૂં છું; પરંતુ બ્રાહ્મસમાજની ઉપાસનાના સમયે મેં તે અનંત નામોનો ક્યારેય પણ ઉપયોગ કર્યો હોય તેવો મને ખ્યાલ નથી અને હાલ પણ તેવાં નામો લેવાં એ મને ઠીક લાગતું નથી.

આ મારી યોગસાધન પ્રણાલીના બહિરંગ સ્વરૂપનું વર્ણન

થયું. તેના અંતરંગ સ્વરૂપનું હું શબ્દોદ્વારા વર્ણન કરી શકું તેમ નથી. એ બધી બાબતમાં સાધારણ બ્રાહ્મસમાજના અનેક સભ્યો સાથે મારે મતભેદ હોય તેવું જણાય છે. હું જ્યાં જ્યાં સત્યનું દર્શન કરીશ, ત્યાં ત્યાં શિર ઝુકાવીશ અને તેનુંજ અનુસરણ કરીશ. આવાં કારણોથી તેમજ મારાં આ જાતનાં કાર્યોથી બ્રાહ્મસમાજના પ્રચારમાં અને સિદ્ધાંતોમાં ધક્કો પહોંચે છે એવી સાધારણ બ્રાહ્મસમાજના અનેક સભ્યોની માન્યતા હોવાથી મેં સાધારણ બ્રાહ્મસમાજ સાથેનો મારો બહારનો સંબંધ તોડી નાખ્યો છે. સાધારણ બ્રાહ્મસમાજ સાથેનો મારો આંતરિક સંબંધ તો પહેલાંની પેઠે ચાલુજ છે. આથી માત્ર પ્રચારક તથા આચાર્યપદ જેવા સામાજિક સંબંધનો-જ મેં ત્યાગ કરેલો છે. હવેથી ધર્મપ્રચારાદિ કાર્ય મારી પોતાની-જ જવાબદારીથી કરીશ. હવેથી મારા કોઇ પણ જાતના વિચારો સાધારણ બ્રાહ્મસમાજના છે, એવું કોઇ પણ માને નહિ, એમ જાહેર કરૂં છું.

હું તો માનું છું કે, જે સત્ય છે તેજ બ્રાહ્મધર્મ છે અને આ સત્યનો સાક્ષાત્કાર પ્રત્યેક મનુષ્ય કરી શકે છે; તેથીજ બ્રાહ્મધર્મને હું સાર્વભૌમ ધર્મતરીકે માનું છું. પરમેશ્વર એક છે અને તેનો ધર્મ પણ એકજ છે; તોપણ મનુષ્યોના ભ્રમ, પ્રમાદ અને અનેકવિધ રુચિ અનુસારે નાના પ્રકારના મતસંપ્રદાયો ઉભા થયેલા જોવામાં આવે છે. સત્યધર્મ એ કંઇ અમુક મત–સંપ્રદાયમાંજ સમાયલો નથી. આથી હું તે સત્યધર્મનો અસાંપ્રદાયિક બ્રાહ્મધર્મના ભાવથી પ્રચાર કરતો આવ્યો છું અને કરતો રહીશ. હું તો જીવમાત્રનો દાસાનુદાસ છું, છતાં હું કોઇ પણ ખાસ મત–સંપ્રદાયનો નથી. તે દયાળુ પ્રભુ આશીર્વાદ આપો, કે જેથી હું સાર્વભૌમિક બ્રાહ્મ-ધર્મનો ખૂબ પ્રચાર કરી શકું.

| | |
|---|---|
| કલકત્તા, સાધારણ બ્રાહ્મસમાજ<br>પ્રચારાશ્રમ<br>શકે ૧૮૪૮ ના જ્યેષ્ઠ સુદ ૪ | નિવેદક<br>શ્રી વિજયકૃષ્ણ ગોસ્વામી |

## ૨–બ્રાહ્મબંધુઓને નિવેદન

જે સત્ય છે તેજ બ્રાહ્મધર્મ છે અને એ બ્રાહ્મધર્મજ સાર્વ-ભૌમ ધર્મ છે. તેવા સાર્વભૌમ ધર્મમાં પક્ષાપક્ષી સંભવેજ નહિ, તેથી મને જ્યાં જ્યાં સત્યનું દર્શન થાય છે, ત્યાંથી તે ગ્રહણ કરી લઉં છું; પણ હવે સાધારણ બ્રાહ્મસમાજને એવો વહેમ પેસી

ગયો છે કે મારા કાર્યથી તેમને નુકસાન થાય છે. આથી મારા બ્રાહ્મબંધુઓને ન દુઃખવવાની ખાતર મેં તેમની સાથેનો બધો બાહ્ય સંબંધ છોડી દીધો છે. સાધારણ બ્રાહ્મસમાજ, નવવિધાન સમાજ, આદિ સમાજ, હિંદુ સમાજ, ખ્રિસ્તી સમાજ, મુસલમાન સમાજ એ સર્વ સમાજનો હું તો દાસાનુદાસ છું. મારો કોઇ પણ સંપ્રદાય નથી, છતાં બધાજ સંપ્રદાયો મારા છે. જયાં જયાં મને સત્યનું દર્શન થાય છે, ત્યાં ત્યાં મારો બ્રાહ્મધર્મ છે, એમ હું જોઇ શકું છું. હવેથી હું આ સત્યસ્વરૂપ સાર્વભૌમિક બ્રાહ્મધર્મનો પ્રચાર કરતો રહીશ.

આ અસીમ વિશ્વરાજ્યના સૃષ્ટિકર્તા પરમેશ્વર સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ, અનંતસ્વરૂપ, આનંદસ્વરૂપ, શક્તિસ્વરૂપ, મંગળસ્વરૂપ, અજર, અમર, નિત્ય, એકમાત્ર, અદ્વિતીય અને પવિત્ર સ્વરૂપ છે. તે નિરાકાર–અર્થાત્ માયિક આકારથી રહિત છે. તે સૌનો સરજનહાર છે, આ વિશ્વની કોઇ પણ વસ્તુ સાથે તેની સરખામણી થઇ શકે તેમ નથી. તે સ્વતંત્ર છે, તેના જેવું બીજું કાંઇજ નથી. તે એકજ અને અદ્વિતીય છે. જગતમાં બે પરમેશ્વર નથી, તેમ ત્રણ કે તેથી વિશેષ પરમેશ્વર પણ નથી. કોઇ પણ માણસ જગદીશ્વર પરમાત્માનું કોઇ પણ નામથી આવાહન કરે છે તે અદ્વિતીય પરમેશ્વરનુંજ આવાહન કરે છે.

પરમેશ્વરનું કોઈ મુકરર કરેલું નામ નથી. અનેક દેશોના અનેક લોકો પોતપોતાની ભાષાદ્વારા એક એક જૂદા જૂદા નામથી તેને સંબોધે છે. એ એકજ સરજનહારને જૂદાજૂદા બ્રહ્મ કહો, અલ્લાહ કહો, ખુદા કહો, હરિ કહો, રામ કહો, કાલી કહો, કૃષ્ણ કહો, દુર્ગા કહો–એમ ગમે તે મનુષ્ય તેને ગમે તે નામે બોલાવે તેમાં કંઈ વાંધો નથી. કોઇ વળી કહે છે કે, આ પ્રકારનાં અનંત નામોથી ભ્રાંતિ થવાનો સંભવ છે તો તે વાત તદ્દન ખોટી છે. કેમકે એક "હરિ" શબ્દજ જુઓને. તેના સિંહ, અશ્વ, વાનર અને પાપ હરનાર ભગવાન એ બધાજ અર્થો થાય છે. ભગવાનની પ્રાર્થના કરતાં કરતાં અશ્રુપાત થાય તો કોઇ પણ સમજુ માણસ તેને કોઇ પશુને ખાતર રુદન કરતો નજ ધારે. છતાં ધારો કે, તેને જોઇ મનુષ્યોમાં ભ્રમ ઉત્પન્ન થાય તોપણ શું થઇ ગયું ? આપણો ઉદ્ધારકર્તા કંઈ તે માણસ તો નથી ને ? તે તો અંતર્યામી પરમાત્મા છે અને તેને એકનેજ જાણવાથી આપણો ઉદ્ધાર થવાનો. જે કોઇ નામદ્વારા

તમને તે અંતર્યામીનો સાક્ષાત્કાર થાય તેજ નામ તમારે માટે સર્વોત્તમ છે. બીજા લોકો તે અંતર્યામીને ગમે તે નામથી ભલેને બોલાવે, તેની તમારે શી પરવા ?

પહેલાં કહેવાઇ ચૂક્યું છે કે, પરમાત્માનું સ્વરૂપ માયિક નથી, તેથી તેને નિરાકાર કહે છે; પરંતુ તેમનું નિરાકાર સચ્ચિદાનંદસ્વરૂપ છે. એ સચ્ચિદાનંદસ્વરૂપનું દર્શન જ્ઞાનચક્ષુથી થઇ શકે છે. એ જ્ઞાનચક્ષુદ્વારા આ લોક-પરલોકમાં જે કંઇ સત્ય છે તે સ્પષ્ટ જોઇ શકાય છે. આ જ્ઞાનચક્ષુ સાધનદ્વારા ઉઘડે છે, એવો અનેક ભક્તજનોનો અનુભવ છે. જેમ પરમેશ્વર એક છે, તેમ તેમણે પ્રવર્તાવેલો માનવધર્મ પણ એકજ છે. જે સત્ય છે તેજ ધર્મ છે. સત્ય ધર્મનું કોઇ મંડળ નથી, તેમ કોઇ સંપ્રદાય નથી. મનુષ્યોના ભ્રમ, પ્રમાદ અને રાગદ્વેષાદિકથીજ બધી પક્ષાપક્ષી ઉભી થાય છે. મૂળભૂત સત્ય ધર્મનું એવું તેવું કોઇજ ટોળું નથી.

ઈશ્વર ઉપર પ્રેમ કરવો અને તેને પ્રિય એવાં કાર્યો કરવાં, એજ તેની શ્રેષ્ઠ ઉપાસના છે. ઈશ્વરપ્રત્યે જ્યારે ખરો અંતરનો અનુરાગ ઉપજે છે, ત્યારેજ તેનાં પ્રિય કાર્યો થઇ શકે છે. જો હું ખરા પ્રેમથી ઈશ્વરને ભજતો હોઉં તો તો જે કોઇ તેને ભજતા-પૂજતા હોય તે સર્વે મારા આત્મબંધુ છે, તેથી જ્યાં તે મહાપ્રભુનું પૂજન-અર્ચન થતું હોય છે ત્યાં હું જાઉં છું. જ્યાં નામ-કીર્તન થતું હોય છે અને તે પ્રભુના ગુણાનુવાદ ગવાતા હોય છે ત્યાં પહોંચી જવામાં હું મારી જાતને ધન્યભાગી માનું છું. અહો ! પ્રભુની તેઓ પૂજા કરે છે, કેવી આનંદની વાત ! એ જોઇને તો મારા અંતરમાં આનંદની છોળો ઉડે છે. એથીજ હું શાક્ત, વૈષ્ણવ, ખ્રિસ્તી, મુસલમાન-એ સર્વ ધર્મમાં તે પ્રભુનેજ જોતો રહું છું. વૃક્ષલતામાં, પહાડપર્વતમાં, નદીનાળામાં, દેવમંદિરમાં, મસ્જીદમાં અને દેવળોમાં-એ સર્વ સ્થળે મારા પ્રિયતમ પ્રભુનાં દર્શન થતાં હું તેમને દંડવત્ પ્રણામ કરીને કૃતાર્થ થયો છું.

રાધાકૃષ્ણને હું આધ્યાત્મિક દૃષ્ટિથી જોઉં છું, ઉપાસનામાર્ગમાં કે યોગમાર્ગમાં તેના જેવો ઉચ્ચ ભાવ બીજો કોઈ હશે કે કેમ તે હું જાણતો નથી. રાધાજી ભક્ત છે અને શ્રીકૃષ્ણ ઉપાસ્યદેવતા પરમેશ્વર છે. બુદ્ધ, ઇસુખ્રિસ્ત, મહમ્મદ, શ્રીચૈતન્ય, નાનક, કબીર, ધ્રુવ, પ્રહ્લાદ, નારદ, જનક વગેરે સર્વ મહાત્મા પુરુષો મને પૂજ્ય છે. ઉપાસના કરતી વખતે મને પરમેશ્વરની સાથે સાથે

તેમનાં પણ દર્શન થાય છે.

પરમેશ્વર એજ એક સાચા ગુરુ છે. તે ગુરુસ્વરૂપે સર્વત્ર વિરાજમાન છે. જળ, વાયુ, વૃક્ષ, લતા, અગ્નિ, પર્વત, ગ્રહ, ઉપગ્રહ, કીટ, પતંગ, મનુષ્ય વગેરે સર્વમાં રહીને તે જગદ્ગુરુજ સર્વને ઉપદેશ આપી રહ્યા છે. જે વખતે જે વસ્તુમાંથી મને ઉપદેશ મળે છે, તે વખતે તે વસ્તુ પ્રત્યે હું પ્રેમ કરૂં છું અને તેનીજ ભક્તિ કરૂં છું. પિતા, માતા, ઉપદેશક વગેરે ગુરુજનોની ભક્તિ કરવી આવશ્યક છે. તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવાથી ઘણીજ સુંદર અસરો પ્રાપ્ત થાય છે. મનુષ્યદેહધારી જીવને આપણે પરમેશ્વર કે તેના અવતાર વા અંશરૂપે માની લઇએ તો અલબત્ત, અધોગતિ થાય છે; પણ અહંકાર નાશ કરવા માટે તો સર્વ પ્રાણીમાત્રની ચરણરજ માથે ચઢાવવા જેવો બીજો કોઇ ઉપાય નથી.

અહંકાર નાશ થયા વગર સત્ય ધર્મનો અંકુર ફૂટતો નથી. પરમેશ્વર પ્રત્યેક નરનારીના હૃદયમાં જ્ઞાન-પ્રેમ અને ભક્તિરૂપે વિરાજી રહ્યો છે. આત્માની સાથે પરમાત્માનો જ્ઞાન-પ્રેમ અને ભક્તિદ્વારા યોગ કરવો, એજ ખરૂં યોગસાધન છે. આ યોગસાધનથી મનુષ્યને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થાય છે અને તેનેજં હસ્તામલકવત્ (હાથમાંના આમળા જેવી) કહેલી છે. આવી સ્થિતિ પ્રાપ્ત થતાં કોઈ પણ જાતના સંશય રહેતા નથી. પ્રાચીન ઋષિમુનિઓએ કહ્યું છે કેઃ—

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वे संशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥

અર્થાત્ તે દિવ્ય પરમાત્માનાં દર્શન થવાથી હૃદયગ્રંથિઓ છૂટી જાય છે, સંશયો ટળી જાય છે અને કર્મો બળી જાય છે."

| | |
|---|---|
| કલકત્તા, સાધારણ બ્રાહ્મસમાજ પ્રચારનિવાસ, શકે ૧૮૪૮ ના વૈશાખ વદ ૦)) | નિવેદક શ્રીવિજયકૃષ્ણ ગોસ્વામી |

ઉપર જણાવ્યા પ્રમાણે ગોસ્વામીજીનું રાજીનામું અને પેટાસમિતિનો અભિપ્રાય કાર્યવાહક સભા સમક્ષ રજુ થતાં તેણે જે નિર્ણય આપ્યો, તે અત્રે અક્ષરશઃ આપવામાં આવે છેઃ-

### કાર્યવાહક સભાની મીમાંસા

કાર્યવાહક સભા એવા નિર્ણય ઉપર આવી છે કે, નીચે જણાવેલી બાબતો બહુ વાંધાભરેલી છે અને તે દ્વારા બ્રાહ્મધર્મને ઘણો

ભારે ધક્કો પહોંચે તેવો સંભવ છેઃ-

(૧) ગુરુની આવશ્યકતા, અર્થાત્ સદ્ગુરુની સહાય વગર પોતાના પ્રયત્ન અને પ્રાર્થનાથી ભગવત્પ્રાપ્તિ થવી એ બહુજ કઠિન છે અને તેનાં દૃષ્ટાંત પણ વિરલજ છે.

(૨) ઈશ્વરમાં ચિત્ત અર્પણ કર્યા છતાં પણ દેવમંદિરોમાં દોડાદોડ કરવી, ઘેલા થઇ જવું વગેરે....

(૩) વ્યક્તિગત ઉપાસના વખતે અથવા જાહેરમાં સામાજિક ઉપાસનાકાળે, વધતાઓછા પ્રમાણમાં 'કાળી' 'દુર્ગા' 'રાધાકૃષ્ણ' વગેરે દેવદેવીઓના નામોચ્ચાર કરવા તે.

(૪) રાધાકૃષ્ણના પ્રેમનાં તથા તેમનાં લીલાપ્રસંગોવાળાં ભજનો ધર્મસાધના કરતી વખતે ગાવાં અને રાધાકૃષ્ણ અને ગોપીઓના વિહારપ્રસંગોની છબીઓ ઉપાસના કરવાના સ્થાનમાં રાખવી તે. (એ ભજનોનો તેમજ છબીઓનો આધ્યાત્મિક અર્થ ગમે તેવી રીતે ઘટાવી શકાતો હોય તોપણ તેનો ઉપયોગ કરવો એ કોઇ રીતે ઇષ્ટ નથી.)

(૫) જે પ્રણાલિકા પ્રમાણે અને જે નિયમાનુસાર ગોસ્વામીજી દીક્ષા આપે છે, તે પ્રણાલિકા તથા તે નિયમો.

(૬) અમુક મત કે આચરણ વા અમુક ગ્રંથ કે અમુક ખાસ વ્યક્તિની વાતો ઉપર આધાર રાખીને તેના વ્યાજબી ગેરવ્યાજબીપણા વિષે વિચાર કર્યા વગરજ અનુસરવું એ મત.

(૭) કોઇ ખાસ વ્યક્તિની ચરણરજ ગ્રહણ કરવામાં કંઇ અદ્ભુત માહાત્મ્ય રહેલું છે એવી માન્યતાથી તેમની ચરણરજ માથે ચઢાવવી કે તેનાં ચરણોમાં પડવું; અથવા તો ચરણરજદ્વારા અન્યનાં શારીરિક કે આધ્યાત્મિક દુઃખો હલકાં થાય છે તથા નાશ પામે છે એવા વિશ્વાસથી બીજાઓને ચરણરજ લેવા દેવી તે.

ઉપર જણાવ્યા પ્રમાણે આ બધી બાબતો વાંધાભરેલી હોવાથી, જે બ્રાહ્મબંધુઓ ઉપર જણાવેલા આચારવિચારોને અનુસરે છે તે સર્વને કાર્યવાહક સભા શુદ્ધ નિષ્ઠાથી પ્રેરાઇને આગ્રહપૂર્વક ભલામણ કરે છે કે, તેમણે એક વાર તે સઘળા આચારવિચારોનું બારીક અવલોકન કરવું અને એ સઘળા આચારવિચારોથી બ્રાહ્મસમાજના સિદ્ધાંતોને તથા તેના પ્રચાર-કાર્યને કેવો ગંભીર આઘાત પહોંચશે, તેનો અનુભવ કરીને એ સર્વ આચારવિચારોનો વિરોધ કરવો જોઇએ.

(૨)

કાર્યવાહક સભાના સર્વ સભ્યોના પ્રીતિભાજન તથા શ્રદ્ધાસ્પદ શ્રીયુત પંડિત વિજયકૃષ્ણ ગોસ્વામીનું બીજી વારનું રાજીનામું કાર્યવાહક સભાને બહુજ ખેદથી સ્વીકારવું પડે છે. તેમણે અનેક કસોટી અને દુઃખોમાંથી પસાર થઇને બ્રાહ્મસમાજની જે સેવા કરી છે તેની કિંમત આંકી શકાય તેમ નથી. તેમની અપૂર્વ સેવામાટે સભા કૃતજ્ઞતા જાહેર કરે છે અને તેમને ઘણા આગ્રહ તથા પ્રેમપૂર્વક ભલામણ કરે છે કે, તેઓ સમાજ સાથે તેમનો પૂર્વસંબંધ કેવો હતો તે ફરીથી વિચારી જુએ; અને તેમના હાલના આચાર-વિચાર કેવા છે અને તેનું પરિણામ કેવું આવશે તેનો પણ વિચાર કરી જુએ. એ બધા આચાર-વિચારોના સંબંધમાં સમિતિએ જે ઠરાવો સર્વાનુમતે ઘડી કાઢયા છે તે બધાની તુલના કરી તેમણે વિચાર કરવો ઘટે છે. સમિતિના સભ્યો હૃદયપૂર્વક ઇશ્વરની પ્રાર્થના કરે છે કે "અમારા પૂજ્ય પ્રચારક બંધુ સાધારણ બ્રાહ્મસમાજમાં પાછા જોડાઇ જાય, અને જે બ્રાહ્મધર્મના પ્રચારમાટે તેમણે સ્વાર્થત્યાગ કરી આજીવન સેવા અર્પી હતી, તે બ્રાહ્મધર્મના પ્રચાર માટે તેઓ ફરીથી પ્રજ્વલિત ઉત્સાહ, શક્તિ અને શુદ્ધ ચારિત્રથી મંડી પડે. વળી તેઓ આશા રાખે છે કે, ગોસ્વામીજી ભલે પ્રચારકતરીકેનો સંબંધ ન રાખે, તોપણ સાધારણ બ્રાહ્મસમાજપ્રત્યે તેમની શ્રદ્ધાભક્તિ અને પ્રેમ હતાં તેવાં ને તેવાંજ કાયમ રહેશે.

કોઇપણ સાચો ધર્મપિપાસુ અને સત્યશોધક કોઇપણ મતપંથના વાડામાં લાંબા વખતસુધી ગોંધાઇ રહી શકતો નથી. જે લોકો બ્રાહ્મસમાજમાં દાખલ થયા છે કે હાલમાં થાય છે તે સર્વના જીવનનો આદર્શ એકજ પ્રકારનો નથી. કેટલાક હિંદુ સમાજમાં કુસંસ્કારો તથા દુરાચારો જોઇને બ્રાહ્મસમાજમાં દાખલ થયેલા છે, કોઈ હિંદુસમાજને પાશ્ચાત્ય સભ્યતાથી અલંકૃત કરવા તો કોઇ જાતિભેદ કાઢી નાખવા, બાળલગ્નની બદી નાબુદ કરવા, પુનર્લગ્નનો પ્રચાર કરવા, એમ જૂદા જૂદા આદર્શથી બ્રાહ્મસમાજમાં દાખલ થાય છે; તો કોઈ વળી સમાજમાં તથા દેશમાં "સામ્ય, મૈત્રી અને સ્વાધીનતા" સ્થાપવા માટે બ્રાહ્મસમાજનો આશ્રય ગ્રહણ કરે છે. કોઇ તો વળી એવા મતના હોય છે કે, ઇશ્વરોપાસનામાં આત્મપ્રત્યયજ કામનો છે; મૂર્તિપૂજા, અવતારવાદ અને પુરોહિત-

પણાથી સમાજનું અનિષ્ટ થાય છે, એવી ભાવનાથી બ્રાહ્મધર્મ સ્વીકારે છે. કોઈ વળી પાશ્ચાત્ય કેળવણી મેળવવા, વેપાર–રોજગાર વધારવા તથા વિદેશયાત્રા કરવાની બીજે ક્યાંય પણ અનુકૂળતા ન મળવાથી બ્રાહ્મધર્મમાં આવ્યા હોય છે. આમાંથી કેટલાક તો ઈશ્વરનું અસ્તિત્વ પણ સ્વીકારતા નથી. કોઇ વળી પુરુષવિશેષને ભગવાન માને છે પણ તેની પ્રાર્થના કે ઉપાસના કરવાની જરૂર જોતા નથી. કેટલાકને તો જીવાત્માના અવિનાશીપણામાં પણ શ્રદ્ધા હોતી નથી, તે પછી પુનર્જન્મ અને લોકાંતરને તો માનેજ શેના ? આ પ્રકારે બ્રાહ્મસમાજમાં ભિન્ન ભિન્ન પ્રકારની માન્યતાવાળાઓ એકઠા થયેલા છે; તેથી જેઓ સત્યસ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર કરવાના હેતુથી આતુરચિત્ત આ ધર્મસમાજમાં જોડાયા હોય અને જેઓ બહુમતિની સાથે પોતાના સિદ્ધાંતોનો લેશ પણ ભોગ આપવા તૈયાર ન હોય તેઓ તો વિશેષ ભાગે ઉપેક્ષિત અને લાંછિતજ રહે તેમાં કંઇ નવાઈ જેવું નથી. આ જડ જગતમાં પણ રોજ રોજ નવાં નવાં વૈજ્ઞાનિક સત્યોની શોધ થયાં કરે છે, તો પછી આધ્યાત્મિક જગતમાં સાધકને નવાં નવાં સત્યોનો અનુભવ ન થાય એ બનેજ કેમ ? વિશ્વવિદ્યાલયની ઉપાધિ પ્રાપ્ત કરી એટલે ધર્માધર્મનો નિર્ણય કરવાનો અધિકાર મળી ગયો એવી નૂતન સમાજની ભ્રાંતિને લઇનેજ આ બધો ગોટાળો ઉભો થયો છે. આધ્યાત્મિક રાજ્યમાં દાખલ થવાનું દ્વાર મસ્તક નથી, પણ હૃદય છે. આ સંસારના વ્યવહારમાં મગજ કામ આવે છે ત્યારે આધ્યાત્મિક સત્યો સમજવામાં વિશુદ્ધ હૃદયની જરૂર પડે છે. એ આધ્યાત્મિક સત્યનો સાક્ષાત્કાર કરવા માટે સાચા સાધકના હૃદયમાં એક નવીજ ઇંદ્રિય જાગ્રત થાય છે. વાક્ચાતુર્ય કે પૂર્વસંસ્કારદ્વારા એ રાજ્યમાં પહોંચી શકાતું નથી. શ્રીકૃષ્ણ ચૈતન્ય મહાપ્રભુને ભગવાનના અવતાર કહી શકાય કે નહિ તેનો નિર્ણય કરવા માટે તે વખતે કેટલાક કેળવાયેલા માણસો એ '**હાથચાળા**' જેવી ભૌતિક ક્રિયાનો ઉપયોગ કર્યો હતો !! આજે આપણે પણ અમુક વ્યક્તિ સિદ્ધ મહાત્મા છે કે નહિ તેની પરીક્ષા અપરાવિદ્યા–વિશારદ–જગતના પંડિતોને પૂછીએ છીએ ! સ્થિરચિત્ત અને સ્થિર બુદ્ધિવાળા માણસો એવા વિચારની અસારતા સહેજે સમજી શકશે. જન્માંતરના પુણ્યપ્રભાવથી અમુક અમુક વ્યક્તિઓનું ધર્મપ્રત્યે સ્વાભાવિક રીતેજ વલણ થાય છે, એ વાત સાચી છે; પરંતુ આધ્યાત્મિક

રાજ્યમાં તો અમુક વિધિમાર્ગનું અવલંબન કર્યા વિના હૃદયદ્વાર ખુલ્લાં થઇ પરમ સત્યનો અનુભવ થતોજ નથી. કોઇ સાધક પોતાની બુદ્ધિ પ્રમાણે મનોમુખી ઉપાસના કરે છે, તો તેનું પરિણામ એક ચક્રમાંથી બીજા ચક્રમાં જવા જેવુંજ આવે છે, પણ તેથી કંઇ માયાજાળ નાશ પામીને શુદ્ધ સત્યનાં દર્શન થઇ શકતાં નથી.

અસ્તુ. થવાનું હતું તે થયું, પરંતુ સાધારણ બ્રાહ્મસમાજે ગોસ્વામીજીનું જે રાજીનામું મંજુર કર્યું, તે શ્રીયુત કાલીનાથ દત્ત તથા શ્રીયુત યદુનાથ ચક્રવર્તી વગેરે કેટલાક ખાસ બ્રાહ્મબંધુઓને રૂચ્યું નહિ; તેથી તેમણે પોતાની સહી સાથે એક પત્રિકા બહાર પાડી કે "સાધારણ બ્રાહ્મસમાજે ગોસ્વામી મહારાજનું રાજીનામું મંજુર કર્યું તે ઠીક થયું નથી, અને તેમણે (ગોસ્વામી મહારાજે ) અવલંબન કરેલો માર્ગ બ્રાહ્મધર્મનો વિરોધી છે એ વાત સાધારણ બ્રાહ્મસમાજીઓ માનવાને તૈયાર નથી. સાધારણ બ્રાહ્મસમાજના મુખપત્ર "તત્ત્વકૌમુદી"માં તે વખતે જે જે અભિપ્રાયો પ્રકટ થયા હતા તેમાંથી કેટલાક ઉતારા અત્રે આપીએ છીએઃ—

"સાધારણ બ્રાહ્મસમાજનું કાર્યક્ષેત્ર ઘણું વિશાળ છે અને પ્રચારકોની સંખ્યા બહુજ નાની છે, તેમ છતાં પણ ગોસ્વામીજી જેવા માણસને પ્રચારકતરીકે છૂટા થવા દેવા એ શું ખુશી થવા જેવું છે? જેમના જેવી બ્રાહ્મસમાજની આજસુધી કોઇએ પણ સેવા કરી નથી, જે બ્રાહ્મપ્રચારકોના આદર્શસ્વરૂપ હતા, જેણે બ્રાહ્મસમાજની સેવા કરતાં પોતાનું શારીરિક સ્વાસ્થ્ય પણ ગુમાવી નાખ્યું હતું, જેણે અપવાસ કરીને અને છેવટે માટી ખાઇને પણ બ્રાહ્મધર્મનો પ્રચાર કર્યો હતો; જે વિશ્વાસ, નિષ્ઠા અને આધ્યાત્મિકતાની પ્રતિમાસ્વરૂપ હતા, તેમને આમ સહજમાં—અનાયાસે છૂટા કરવામાં આવ્યા છે એ જોઇ કોને દુઃખ નહિ થાય? ગોસ્વામીજીની વર્તમાન અવસ્થાવિષે અમારાપર તો એવી છાપ પડી છે કે, તેઓશ્રી ગમે તે અવસ્થામાં ગમે ત્યાં હોય, પણ તેમની ઉંડી આધ્યાત્મિકતાથી તથા પ્રબળ નિષ્ઠાથી વિશેષભાવે ધર્મપ્રચાર થઇ રહ્યો છે અને થયાજ કરશે."

"સત્યને ખાતર સર્વાંશે સમર્પિત થઇને પ્રભુની સેવા કેવે પ્રકારે કરવી તેનું દૃષ્ટાંત જેવું ગોસ્વામી મહારાજના જીવનમાંથી મળી આવે છે તેવું બીજેથી ભાગ્યેજ મળી શકે છે. કુસંસ્કાર અને અસત્યનો ઘોર વિરોધ તેમના જેવો બીજા કોણે કર્યો છે?

તેમણેજ પહેલાં અસત્યનો પ્રતિવાદ કરી ભારતવર્ષીય બ્રાહ્મસમાજ-ની પ્રતિષ્ઠા કરવામાં સહાય કરી હતી. ત્યારબાદ શ્રી. કેશવચંદ્રના કાર્યનો તેમણેજ વિરોધ કર્યો હતો અને તેમનાજ હાથે સાધારણ બ્રાહ્મસમાજની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. આ ઉપરાંત બીજી પણ ઘણી અમૂલ્ય સેવાઓ ગોસ્વામી મહાશયના પક્ષમાં છે કે જેથી તેઓશ્રી આપણ સૌને માટે પૂજ્ય છે તથા આપણે તેમના કૃતજ્ઞ છીએ. બ્રાહ્મબંધુઓ પૈકી આપણે બહુ થોડી વ્યક્તિઓનેજ સાધ-કનું ઉપનામ આપી શકીશું. એવા 'સાધકો'માં ગોસ્વામીજી અગ્ર-ગણ્ય વ્યક્તિ છે."





# प्रकरण अगियारमुं

## માઘોત્સવ કલકત્તાની પેઠે પૂર્વબંગાળની બ્રાહ્મ-સમાજમાં આચાર્યપદે સ્થાપના, દિવ્ય શ્રોતા અને વક્તાતરીકેના થોડાકદિવ્ય પ્રસંગ અને ભાવસમાધીઓ, બ્રાહ્મસમાજનો પરિત્યાગ



લકત્તાના સાધારણ બ્રાહ્મસમાજે ગોસ્વામી મહા રાજનો પરિત્યાગ કર્યો, પરંતુ પૂર્વબંગાળની બ્રાહ્મસ માજે તેમનું પ્રેમપૂર્વક સ્વાગત કર્યું. ગોસ્વામીજી ત્યાંના આચાર્યતરીકે ચુંટાયા અને ત્યાંના પ્રચારક નિવાસમાં રહીને નિયમિતપણે ઉપાસના, શાસ્ત્ર વિચાર અને નામ–કીર્તનદ્વારા સાર્વભૌમિક બ્રાહ્મ ધર્મનો પ્રચાર કરવા લાગ્યા. અનેક સ્થળેથી અને સંપ્રદાયોના ધર્મપિપાસુ માનવોનાં ટોળેટોળાં ગોસ્વામીજી પાસે યોગદીક્ષા ગ્રહણ કરવા લાગ્યાં.

તેજ વર્ષમાં માઘોત્સવના પ્રસંગે ગોસ્વામીજીના એક શિષ્ય ભજનીક ફકિરચાંદ (હરિનાથ મજુમદાર) પોતાની ભજનમંડળ સાથે ઢાકામાં આવ્યા હતા અને ભજનકીર્તનની એવી રમઝ મચાવી હતી કે તેના આનંદનું વર્ણન થઇ શકે તેમ નથી. એ માઘોત્સવનાં જેમણે દર્શન કર્યાં હતાં, તેમનાં હૃદય ઉપર તેન આબાદ અને ન ભૂંસાય એવી અસરો પડી છે. એક પ્રેક્ષકે ત ઉત્સવના એક દિવસનો હેવાલ બહાર પાડયો હતો, તેમાંથી કેટલી હકીકતો અત્રે રજુ કરીએ છીએઃ–

“આજકાલ આખો દેશ ફકિરચાંદના ભજન પાછળ ગાંડે થઇ ગયો છે. પ્રચારકનિવાસમાં તેઓ ભજનો લલકારતા હતા. ત્ય જઇને જોયું તો ઘર શ્રોતાઓથી ભરાઇ ગયું હતું. બધા માણસે શાંતચિત્તે ભજનો સાંભળતા હતા; માત્ર ગોસ્વામીજી પોતાન આસને ઉભેલા હતા, બન્ને આંખો પલકારાવિનાની–સ્થિર જણાત

હતી અને અશ્રુધારા ચાલી રહી હતી. વારંવાર શરીર ધ્રૂજી ઉઠતું અને રોમાંચિત થઈ જતું હતું. વચમાં વચમાં "હરિબોલ, હરિબોલ" કહેતા હતા. ક્યારેક ઠેકડા મારીને નાચતા કૂદતા પણ જણાતા હતા. શ્યામાકાંત પંડિત મહાશય રખેને ગોસ્વામીજી ભાવાવેશમાં પડી જશે એમ જાણી તેમની પાસેજ ઉભા હતા. થોડી વાર પછી ગોસ્વામીજી 'ખોલ ખોલ' કહેતા હસવા લાગ્યા. આંખમાંથી અશ્રુધારા વહેતી હતી. ત્રણ–ચાર મિનિટ આ પ્રમાણે ખૂબ હસીને જાણે કંઇક દેખાડતા હોય તેમ જમણો હાથ આગળ લંબાવીને પછી ચીત્કાર કરી કહેવા લાગ્યા કે, "અરે જુઓ, પાગલ આવ્યો છે. આ તે ઉભો. ઝટ દર્શન કરી લો. એ તો ચાલ્યો જવા ઇચ્છે છે." બે ચાર પગલાં આગળ આવીને ફરીથી ઉંચે સાદે કહેવા લાગ્યા કે, "પકડો! પકડો, પકડો; ના ના, એ તો પાછો આવે છે. જુઓ, પાગલ આ તરફ આવે છે. અરે! જુઓ તો ખરા, ઓ બાપરે! કેવડો મોટો પોઠીઓ? જુઓ તો કેવો છે? વાહ રે! કપાળમાં એક ત્રીજું લોચન છે, તેની જ્યોતિ કેવી છે? જાણે મધ્યાહ્નનો સૂર્ય. અરે! સૂર્ય પણ શું વિસાતમાં!....અહો! કેવાં જબરાં શીંગડાં? અહાહાહા! જુઓ તો આ નંદીની હિલચાલ? (ખૂબ ઉંચે સાદે ચીત્કાર કરીને) જય મા, જય મા! અરે જુઓ જુઓ, મા પધારે છે. ધન્ય મા! જય મા!" એમ કહી તેઓ કૂદવા લાગ્યા અને ઉંચે સાદે કહેવા લાગ્યા કે "બોલો, જય મા! જય મા! ધન્ય જનની!" એમ કહી ધૂળમાં આળોટવા લાગ્યા. વળી પાછા ઉભા થઈ સન્મુખ દૃષ્ટિ રાખીને કહેવા લાગ્યા કે "અહો! કેટલાબધા યોગીજનો અને ઋષિમુનિઓ 'મા' ની ચોતરફ નાચી રહ્યા છે. ઓહો, જુઓ તો કેટલાં બધાં માણસો છે! અરે, જુઓ આ વ્યાસ, વાલ્મીક નારદ અને આ બીજા પણ કેટલાબધા છે! નામ પણ ગણાવી શકાય તેમ નથી. અરે! ઘર ને ફળિયું બધું ભરાઇ ગયું છે. તે બધા કેવો આનંદ કરી રહ્યા છે! બધાય આવી ગયા છે, કેટલાકને તો હું ઓળખું પણ છું. અરે! જુઓ, આ તમાસો તો જુઓ! મા પણ સૌની સાથે નાચવા લાગ્યાં. અરે! જુઓ તો, મા આ તરફ આવે છે અને મને બોલાવે છે." એમ કહી ગોસ્વામી મહારાજ નાચવા લાગ્યા. પછી તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા. ત્યારબાદ થોડો વખત મૌન રહ્યા. અવિરત અશ્રુધારા વહેવા લાગી અને ઘડીએ ઘડીએ ખડખડાટ હસવા લાગ્યા. બધા લોકો

આશ્ચર્યચકિત અને સ્તબ્ધ થઇ ગયા હતા, તેવામાં ગોસ્વામીજી સમાધિસ્થ થઇ ગયા."

"ભોજન થઈ રહ્યા બાદ લગભગ દોઢ વાગે ફરીથી સમાજ-મંદિરમાં ગયો. ત્યાં તો અદ્ભુત દૃશ્ય જોયું. અનેક સાધકો, ભજનીકો અને ફિકિરચાંદ વગેરે બધા સાથે બેસી ભોજન કરતા હતા. એવામાં બારદિના પ્રખ્યાત અધ્યાપક કુંજલાલ નાગ (એમ. એ.) મહાશયે ભજન ગાવા માંડયું, સાથે ખોલ વગાડવા લાગ્યા અને બાહ્યજ્ઞાન વિનાના થઈ ગયા. આજે તો ખોલમાંથી પણ અદ્ભુત અવાજ નીકળતો હતો અને ભજનનું તો કહેવુંજ શું ? જે ભક્તજનો જમવા બેઠેલા હતા, તે બધાએ થોડું થોડું ખાધું ન ખાધું, એટલામાં તો સૌ બાહ્યજ્ઞાનવિનાના થઇ ગયા. કોઇની આંખમાંથી અશ્રુધારા ચાલવા લાગી, કેટલાકનાં શરીર ધ્રૂજવા લાગ્યાં અને કેટલાક તો હાંફતા હતા, ચારે તરફ આનંદ આનંદ થઇ રહ્યો હતો. કોઈ કોઇ તો ભોજનવાળી પત્રાવલીઓપર આળોટવા લાગ્યા. માત્ર ગોસાંઈજી એકલા ઉભા રહ્યા હતા. થોડી વાર પછી તેઓ બેસી ગયા. પછી તેઓ પણ ગાંડાની પેઠે ઝુલતા ઝુલતા આળોટવા લાગ્યા. એમ કરતાં ધીરે ધીરે સૌને ભાન આવવા લાગ્યું, ભજન સમાપ્ત થયું અને ચોતરફ નિસ્તબ્ધતા છવાઇ ગઇ. થોડી વાર પછી ગોસાંઇજી બોલ્યા કે " તે અથાક મહાસાગરમાંથી આજે એક ખોબા જેટલા અમૃતનો સ્પર્શ થયો ત્યાં તો સાગરની ભયાનક છોળોએ પાછા કાંઠેજ ધકેલી દીધા. અહો, કેવો એ આનંદ ! જેઓ મહાસાગરમાં રહેતાથકા એના તરંગો સાથે ખેલે છે તેઓ કેટલોબધો આનંદ અનુભવતા હશે........વગેરે."

"સાંજ પડતામાં તો સમાજમંદિરમાં અને બહાર ઓસરીમાં માણસોની ખૂબ ભીડ જામી ગઇ. સમય થયો ત્યારે ગોસ્વામીજી પ્રચારકનિવાસમાંથી ભાવાવેશમાં ઝૂલતા ઝૂલતા બહાર નીકળ્યા અને સમાજમંદિરની વેદીપર જઇને બિરાજ્યા. ચંદ્રનાથ બાબુએ હારમોનિયમ વગાડી મધુર કંઠે એક ભજન ગાયું. "ઉદ્બોધન" નો આરંભ કર્યો ત્યાંજ ભાવાવેશમાં ગોસ્વામી મહારાજનું હૈયું ભરાઈ આવ્યું અને બોલી શક્યા નહિ. ચંદ્રનાથ બાબુએ એક બીજું ભજન લલકાર્યું. પ્રાર્થના કરતી વખતે, ગોસ્વામી મહારાજ ભગવાનને અત્યંત દીનભાવે સંબોધન કરવા લાગ્યા અને રડવા લાગ્યા. મંદિરની બહારના તેમજ અંદરના તમામ લોકો

જડ જેવા થઈ ગયા. આ દૃશ્ય જોઇ મનમાં થયું કે, ભગવાનનો આવિર્ભાવ થવા માટે બ્રાહ્મમંદિરની અંદર તેમજ બહાર–સર્વત્ર જીવંત પ્રેમભક્તિનું વાતાવરણ ફેલાયેલું છે. ગોસ્વામીજી બોલવા લાગ્યા કે:—

" 'મા ! તમે પધારો છો ? ઓહો ! તમારી સાથે કેટલાં બધાં માણસો છે! ઓહો, કેટલા બધા મુનિઓ, કેટલા ઋષિઓ અને કેટલા બધા સાધુ મહાત્માઓ જોવામાં આવે છે ! મા ! તમારી ચારે બાજુ તેઓ કેવા આનંદથી નાચી રહ્યા છે ! ત્યાં મને કેટલીયે પરિચિત વ્યક્તિઓનાં પણ દર્શન થાય છે. મા ! તમે મને બોલાવો છો શામાટે ? મા ! દયા કરી તમે મને હાથ ઝાલી દોરી જશો ? કેમકે મારામાં શક્તિ નથી, અને હું જાઉં પણ કયાં ? ત્યાં ? ના, ત્યાં હું શું કરૂં ? મા ! મને શું કામ પટાવો છો? ત્યાં જઈ શકું એવું તે મારામાં શું છે ? મારાથી શું ત્યાં બેસી શકાય ? 'તને ત્યાં રાખીશ' એમ વારંવાર શામાટે બોલો છો ? હું તો ગુનેહગાર પાપી છું. પવિત્ર ઋષિમુનિઓના સાથમાં શી રીતે બેસી શકીશ ?' કેટલીક વાર સુધી આવા પ્રકારના પ્રલાપો કર્યા બાદ ગોસ્વામી મહારાજ મૂર્છાવશ થઇ ગયા. કીર્તન ઉપર કીર્તન થવા લાગ્યાં. એ પ્રમાણે કીર્તનની રમઝટ જામી તોપણ ગોસ્વામીજી જાગ્રત થયા નહિ. છેવટે સમાજનું કાર્ય સમાપ્ત કરવામાં આવ્યું, અને એકે એકે સૌ ચાલ્યા ગયા. એકલા ગોસ્વામીજીજ વેદી ઉપર પડી રહ્યા હતા. આ સમાધિદશા કેટલી રાતસુધી ચાલી તેની મને ખબર નથી."

ઉત્સવસંબંધી બીજી કેટલીક ઘટનાઓના સંબંધમાં એક નજરે જોનાર મહાશય નીચે પ્રમાણે વિવરણ કરે છે:–" આજકાલ ગોસ્વામી મહારાજ કયા ધર્મનું અનુષ્ઠાન કરી રહ્યા છે ? તેઓ સાકારના ઉપાસક છે કે નિરાકારવાદી છે ? એમાંનું કંઈ પણ સ્પષ્ટપણે સમજાતું નથી. એક વાર જાહેર રીતે સભામાં પોતાની ધાર્મિક માન્યતાઓનો ખુલાસો કરે તો સર્વના તર્ક–વિતર્કો શમી જાય. આવા હેતુથી અમે ગોસ્વામી મહારાજને " સાકાર અને નિરાકાર ઉપાસના"ના વિષય ઉપર ભાષણ આપવા વિનતિ કરી; પરંતુ ગોસ્વામી મહારાજ તે વિષયપર ભાષણ આપવા કોઇ રીતે રાજી નહોતા. " મૂર્તિપૂજા અને બ્રહ્મજ્ઞાન " એ વિષય ઉપર પણ બોલવાની પોતાની અશક્તિ જાહેર કરી. સાંપ્રદાયિક ભાવનાવાળી

કોઇ પણ વાત છેડવા તેઓ ખુશી નહોતા. છેવટે 'બ્રહ્મોપાસના' સંબંધી પોતાનું મંતવ્ય જાહેર કરવાની વિનતિ કરી ત્યારે તેમણે 'બ્રહ્મજ્ઞાન અને બ્રહ્મવાદી' એ વિષય ઉપર ભાષણ આપવા પોતાની સંમતિ જાહેર કરી. આ ઉપરથી શહેરમાં તરત તે સંબંધી જાહેર-ખબર આપી દીધી. આજ સાંજે તે ભાષણ થવાનું હતું.

"બપોર પછી સમાજમંદિરમાં જઇને જોઉં છું તો મંદિરમાં તેમજ ઓસરીમાં જરા પણ જગ્યા નહોતી. વિશાળ ચોક પણ માણસોથી ભરાઇ ગયો હતો. રોમન કેથોલિક દેવળના પ્રસિદ્ધ પાદરી કર્નાંડ સાહેબ પણ છાનામાના એક ખૂણામાં બેસી રહ્યા હતા. સંધ્યાકાળ પછી ગોસ્વામીજી સભાસ્થાનમાં આવી પહોંચ્યા અને સૌને હાથ જોડી પ્રણામ કરી નીચે પ્રમાણે બોલવા લાગ્યાઃ—

"પ્રાચીનકાળના વસિષ્ઠ, યાજ્ઞવલ્કય, સનક અને સનાતનાદિ બ્રહ્મર્ષિઓ જે બ્રહ્મની ઉપાસના કરતા હતા, તથા વેદ, વેદાંત, ઉપનિષદો તેમજ શાસ્ત્રપુરાણો જે બ્રહ્મના અપાર મહિમાનું કિંચિત્ વર્ણન કરતાં થાકી જઇને તે બ્રહ્મ 'અવ્યક્ત, અનિર્વ-ચનીય' છે એવું કહીનેજ વિરમી ગયા છે, તે મહાન બ્રહ્મનો મહિમા આજ આપ મારી પાસેથી—એક અતિતુચ્છ પામર પ્રાણી પાસેથી—સાંભળવા આવ્યા છો!!" આટલું બોલતાંની સાથેજ એક બાળકની પેઠે તેઓ રોઈ પડયા અને ડૂસકાં ખાવા લાગ્યા. તેમણે બોલવાના બહુ બહુયે પ્રયત્નો કર્યા, પણ હૈયું કેમે કર્યું હાથ રહે નહિ. પછી તો તેમને બેસી જવું પડયું. પાંચ છ મિનિટ પછી ફરીથી તેમણે બોલવાનો આરંભ કરવા માંડયો. તે વખતે પણ જે બ્રહ્મ ઋષિ–મુનિઓના ધ્યાનમાં પણ માંડ માંડ આવી શકે છે, જે પરાત્પર છે..... ઇત્યાદિ શબ્દો કહ્યા ન કહ્યા, ત્યાં તો પાછા પહેલાંની પેઠે રડી પડયા. એમ જ્યારે જ્યારે બોલવાનો પ્રયત્ન કરવા માંડયો, ત્યારે ત્યારે તેમને નિરૂપાયે બેસી જવું પડતું. પછી ભાવાવેશ રોકાઇ શકે એમ નથીજ, એવું જ્યારે તેમને લાગ્યું, ત્યારે તેઓ મોઢાપર કપડું વિંટી બેસી ગયા. એ પ્રમાણે ગોસ્વામી મહારાજ થોડો વખત બેઠાં બેઠાંજ ડૂસકાં ભરતા હતા અને પછી હાથ જોડી સૌને કહેવા લાગ્યાઃ—"આજ આપ સૌ મને આશીર્વાદ આપો, આપ સૌ મારાપર દયા કરી મારા મસ્તકપર આપનાં ચરણારવિંદ મૂકો અને મારો અહંકાર દૂર કરો. હું તો ભારે અભિમાની છું. મારી શું વાત કરૂં? હું તે શું જાણું? હું

તો એક દર્દી જેવો છું ! મારા જેવો નાલાયક કોઇજ નથી." આ પ્રમાણે કહ્યા પછી તેઓશ્રી તે અનાદિ, અનંત, એકમાત્ર, અદ્વિતીય પુરાણ પુરુષની સ્તુતિના કેટલાક શ્લોકો બોલવા લાગ્યા. શ્લોકો બોલતાં બોલતાં ભાવાવેશમાં હૈયું ભરાઇ આવ્યું. છેવટ ભાવાવસ્થામાં રહીનેજ અસ્ફુટ સ્વરે માત્ર "त्वं हि, त्वं हि" બોલતા બોલતા સમાધિસ્થ થઈ ગયા.

એકાએક નીરવ શાંતિ વ્યાપી ગઈ. ગોસ્વામી મહારાજના "त्वं हि, त्वं हि" એ શબ્દોથી જાણે સૌ કોઈ મંત્રમુગ્ધ થઇ ગયાં હતાં. સૌ કોઇ આશ્ચર્યચકિત થઇને કંઇ પણ બોલ્યાચાલ્યા વગર એકી ટસે ગોસ્વામી મહારાજ તરફ જોઈ રહ્યાં હતાં. આ પ્રમાણે પાંચ સાત મિનિટ ચાલી ગઈ. પછી ચંદ્રનાથ બાબુ હારમોનિયમની સાથે એક મધુર ભજન ગાવા લાગ્યા, તોપણ ગોસ્વામી મહારાજ જાગ્રત થયા નહિ; તેથી ધીરે ધીરે સૌ માણસો ઉઠવા લાગ્યા અને ઓસરીમાં ટોળું વળી વિવિધ પ્રકારની વાતો કરવા લાગ્યા. ઘણે ભાગે સૌ કોઇ એમજ કહેતા હતા કે "ગોસ્વામી મહારાજનું ભાષણ સાંભળીને જે આનંદ થાત તેથી વિશેષ આનંદ આજે તેમની દિવ્ય સમાધિદશાનાં દર્શન કર્યાથી મળ્યો છે. ધન્ય છે બ્રાહ્મસમાજને ! "×

આ ઉત્સવની ઉપાસનાવિષે શ્રીયુત નગેંદ્રનાથ ચટ્ટોપાધ્યાય નીચે પ્રમાણે લખે છેઃ—"પ્રેમોન્મત્ત થયેલા વિજયકૃષ્ણ વેદી ઉપર બેઠા બેઠા 'મા, મા' એવા શબ્દનું ઉચ્ચારણ કરી રહ્યા છે અને તેમની સાથે હજારો શ્રોતાજનોના કંઠમાંથી પણ તેજ શબ્દનો પ્રતિધ્વનિ નીકળે છે. આ દૃશ્ય ક્યારેય પણ ભૂલાય તેવું નથી. મર્ત્યલોકમાં જે કૈવલ્યધામનું દર્શન થયું તે ભૂલાય તેવું નથી. વળી એક દિવસે વેદી ઉપર બેસી ગોસ્વામી મહારાજ ઉપાસના ચલાવતા હતા તે દરમિયાન મસ્તકપર હાથ મૂકી " ઓ મારી મા ! અરે મારી મા !" વગેરે શબ્દો એવા ગંભીર ભાવે બોલ્યા કે તે સાંભળી સમગ્ર ઉપાસકમંડળી વ્યાકુળપણે રુદન કરવા લાગી અને સર્વત્ર કરુણારસનું સામ્રાજ્ય વ્યાપી ગયું. પથ્થર જેવા કઠણ હૃદયનો માણસ પણ તે દિવસે ગળગળો થઇ ગયો હતો. તે દિવસનો ગોસ્વામી મહારાજનો દિવ્ય ભાવ જોઇ અનેક ઉપાસક ભાઈબહેનોના મનમાં એવો પ્રેમસંચાર થયો હતો કે ઘણી ખરી બહેનોને તો

× "સદ્દગુરુ સંગ"માંથી ઉદ્ધૃત.

ગોસ્વામી મહારાજનાં બાળકૃષ્ણરૂપે દર્શન થયાં હતાં અને તેમણે તેમને દૂધ પીવા માટે પૈસા પણ આપ્યા હતા.*

આ ઉત્સવસંબંધી, તત્ત્વબોધિની નામે પત્રિકામાં જે હેવાલ પ્રગટ થયો હતો તેમાંથી કેટલોક ભાગ નીચે આપવામાં આવ્યો છેઃ–

"ગોસાંઇજી આજ વેદી ઉપર વિરાજમાન થયા હતા. તેમના ઉદ્બોધન માત્રથી સૌએ અદ્ભુત દિવ્ય શક્તિનો સંચાર અનુભવ્યો. ચોતરફ હર્ષાશ્રુનો પ્રવાહ ચાલવા લાગ્યો. સૌ કોઇ રુદન કરતું હતું. આ મહોત્સવે સૌ કોઇને ગાંડાતુર બનાવી દીધા હતા. ભજનો ગવાતાં અને સૌ તેને ઝીલતાં. આ પ્રમાણે ભજન-કીર્તન ગાતાં ગાતાં સૌ કોઇ ભાવાવેશમાં મસ્ત બની ગયાં અને આબાલવૃદ્ધ–સર્વ કોઇ નિશ્ચેષ્ટ થઈ ગયાં. બધાના રુદનથી, ડૂસકાંથી અને કોલાહલથી સમાજમંદિર ખળભળી ઉઠયું. ડૉકટર રોયે (પી. કે. રૉય) અને બીજા પણ બે ત્રણ માણસોએ સૌને શાંત રાખવા પ્રયત્ન કરી જોયો; પરંતુ ગોસ્વામીજીના રુદનના અવાજથી પાછી ગરબડ વધી પડી. આખરે ગોસ્વામીજીએ સ્વસ્થ થઈ, વેદી ઉપરથી ઉતરી, સૌને પોતાના વરદ હસ્તસ્પર્શથી કૃતાર્થ કર્યા ત્યારેજ સૌ શાંત થયા. ગોસાંઇજી મહારાજનો હસ્તસ્પર્શ થતાંજ સૌ શાંત થઇ ગયાં. જેઓ મહાભાવમાં નિમગ્ન થવાથી સંજ્ઞારહિત થઇ ગયા હતા તેઓ પણ જાગ્રત થયા અને જેઓ પ્રેમોન્મત્ત થઇ નાચતા હતા તેઓ પણ બેસી ગયા. અહો, કેવું દિવ્ય દશ્ય! આવું દશ્ય ત્યારપછી બ્રાહ્મમંદિરમાં કોઈએ કયારે પણ જોયું નથી."

ઢાકાનો ઉત્સવ થઇ રહ્યા પછી, ગોસ્વામી મહારાજ પશ્ચિમ-બંગાળમાં જવાના ઉદ્દેશથી પાછા કલકત્તા આવ્યા. ત્યાં એક દિવસ વિશ્રાંતિ લઇ તેઓ શ્યામનગર ગયા. શ્યામનગરથી વહાણમાં બેસી ચુંચુડા આવ્યા અને ત્યાં મહર્ષિ દેવેંદ્રનાથને મળ્યા. આ પ્રમાણે ગોસ્વામીજીને અકસ્માત્ આવેલા જોઇ મહર્ષિ બહુજ રાજી થયા અને કહેવા લાગ્યાઃ–"લોકો કહે છે કે 'ગોસાંઇ તો ગાંડા થઈ ગયા છે અને મૂર્તિપૂજકના જેવો વ્યવહાર રાખે છે!' પણ અહો! આ શું? હું તો તેમને સુગંધીવાળા ધૂપના ધૂમાડાના ગોટેગોટામાં રહેલી દિવ્ય દુર્ગાદેવી જેવા દેખું છું. એ વખતે એક બ્રાહ્મબંધુએ મહર્ષિપર કેટલાક ધર્મસંબંધી ખુલાસા કરવાનો પત્ર લખ્યો હતો, તે પત્ર વાંચી તેમણે પ્રિયનાથ

* શ્રીયુત બંકુવિહારીકરપ્રણીત ગોસ્વામી મહારાજની જીવનીમાંથી.

શાસ્ત્રી મહાશયને કહ્યું કે "લખી નાખો કે, આજથી ગોસાંઇ જે કંઈ કહે તે હું કહું છું એમ માનજો."*

ચુંચુડાથી ગોસ્વામી મહારાજ વર્ધમાન ગયા. ત્યાં બ્રાહ્મસમાજના મંદિરની પાસેજ સમાજના મંત્રીને ઘેર પોતાનું નિવાસસ્થાન રાખ્યું હતું. ગોસ્વામી મહારાજના કીર્તન–ભજનથી સૌ બ્રહ્માનંદમાં મગ્ન થઇ જતાં હતાં. અહીંના નિવાસદરમિયાન એક દિવસ ગોસ્વામી મહારાજને એક પલાશવૃક્ષના પુષ્પે પુષ્પમાં ભગવતી દુર્ગાદેવીનાં દર્શન થયાં. આ દિવ્ય દર્શનથી તેઓ ભાવાવેશમાં આવી ગયા અને મૂર્છિત થઇ ગયા હતા. એ ઉપરાંત એક દિવસ તેઓ વર્ધમાનનરેશના ગુલાબબાગમાં ગયા હતા ત્યારે ત્યાંના ગુલાબની અપૂર્વ શોભા જોતાં જોતાં તરતજ સમાધિસ્થ થઇ ગયા હતા. ચૈત્રની અધવચમાં ગોસ્વામી મહારાજ વર્ધમાનથી દરભંગા આવ્યા અને ત્યાંના બ્રાહ્મોત્સવમાં ઉત્સાહભર્યો ભાગ લીધો. ઉત્સવ પછી પણ તેઓશ્રી ત્યાંના વકીલ શ્રીયુત રાધાકૃષ્ણ દત્ત મહાશયને ઘેર કેટલોક સમય રહ્યા. અહીંઆં તેમને કઠિન ઉદરરોગ ઉપડી આવ્યો. રોગ ધીમે ધીમે વધવા લાગ્યો અને તેના અંતિમ સ્વરૂપે દેખાવા લાગ્યો. હવે સગાંવહાલાં અને સ્નેહીજનો સૌએ બચવાની આશા છોડી દીધી. જે ચાર ડૉકટરો સારવારમાં હતા તેમણે એકમતે જણાવી દીધું કે, દરદીનાં આંતરડાં ખવાઇ ગયાં છે તેથી અર્ધા કલાકમાંજ પ્રાણ નીકળી જશે. ડૉકટરો તો આ પ્રમાણે હાથ ધોઈ નાખી ચાલતા થયા. ગોસાંઇજી સંજ્ઞારહિત થઇ ગયા હતા. અંતિમકાળ પાસે આવ્યો જાણી શ્રીમાન રાધાકૃષ્ણ બાબુ રોગીની શય્યા પાસે એકતારો લઇ ધીરે ધીરે નામસંકીર્તન કરવા લાગ્યા. ક્રમે ક્રમે નામસંકીર્તનમાં ઠીક રંગ જામ્યો. એવામાં ગોસ્વામી મહારાજ ધીમે ધીમે આંખ ઉઘાડીને બેઠા થયા અને કીર્તનના તાલમાં મસ્તક હલાવવા લાગ્યા. છેવટે ઉભા થઇ ઉંચા હાથ કરીને નાચવા પણ લાગ્યા. આવી અદ્ભુત લીલા જોઇ સૌ વિસ્મય પામ્યા અને સ્તબ્ધ થઇ ગયા. કીર્તન થઇ રહ્યા પછી ગોસ્વામી મહારાજ આસન ઉપર બેઠા, ત્યારે એક ડૉકટર બોલ્યા કે "ગોસ્વામી મહારાજ! આપે તો અમારૂં અભિમાન બરાબર ઉતારી નાખ્યું છે. આપની પાસે તો અમારૂં વૈદ્યકશાસ્ત્ર હારી ગયું છે."

* બંગ. સં. ૧૨૯૪ની બ્રાહ્મચારીની ડાયરીમાંથી ઉદ્ધૃત.

આ તરફ ઢાકામાં ગોસ્વામી મહારાજના ભયંકર રોગના સમાચાર સાંભળી, તેમના અનન્ય શિષ્ય શ્રીયુત શ્યામચરણ બક્ષી બારદિના યોગસિદ્ધ બ્રહ્મચારીજી પાસે પહોંચી ગયા અને વ્યાકુળ-ભાવે રુદન કરતાં કરતાં પોતાના ગુરુદેવની પ્રાણરક્ષા માટે પ્રાર્થના કરવા લાગ્યા. બ્રહ્મચારી મહાશયે તેમની ગુરુભક્તિની પરીક્ષા કરવા માટે કહ્યું કે "ગુરુજીમાટે તમે શું સ્વાર્થત્યાગ કરી શકો તેમ છો ?" બક્ષીજીએ જવાબ આપ્યો કે "ગુરુજી માટે તો આ પ્રાણ પણ આપવા તૈયાર છું. લ્યો, આ મારૂં અર્ધું આયુષ્ય શ્રી-ગુરુચરણે અર્પણ કરૂં છું. હવે તમે તેદ્વારા ગુરુદેવની રક્ષા કરો." ત્રિકાળજ્ઞાની બ્રહ્મચારીજી, બક્ષી મહાશયની આવી અપૂર્વ ગુરુ-ભક્તિ જોઇને થોડો વખત સમાધિમાં રહી, પછી પ્રસન્નચિત્તે બોલ્યા કે "તમારા ગુરુ હાલ દેહત્યાગ કરશે નહિ; કેમકે તેમના જીવનમાં કરવાનાં ઘણાં કાર્યો હજી બાકી છે." અહીંઆં દરભંગા-માં પણ બરાબર તેજ વખતે ગોસ્વામી મહારાજની કન્યા શ્રીમતી શાંતિસુધાદેવી ગોસ્વામી મહારાજની બાજુમાંજ બ્રહ્મચારી મહારાજનાં દર્શન કરીને વિસ્મય પામ્યાં હતાં.

શ્રીમાન બક્ષીજી એક ઉચ્ચ કોટિના સાધક હતા. તેમના જેવા વિનયી અને નિરભિમાની સાધક ભાગ્યેજ જોવામાં આવે છે. ઢાકા જીલ્લાના વિક્રમપુર મહાલમાં ગાંદિયા ગામમાં તેમનો જન્મ થયો હતો. તેઓ બ્રાહ્મણજ્ઞાતિમાં જન્મ્યા હતા, છતાં સર્વ વર્ણના નાના મોટા સૌ માણસોને બહુ પ્રેમપૂર્વક અને નમ્રતાથી પ્રણામ કરતા હતા. તેમાં નવાઇ જેવું તો એ છે કે, હમેશાં બક્ષી મહા-શયજ સૌને પહેલા નમસ્કાર કરતા હતા. પરિચિત વ્યક્તિને દૂરથી જોતાંજ બક્ષીજી પોતેજ પ્રથમ નમસ્કાર કરતા અને તેનું સન્માન કરતા હતા. વૈષ્ણવશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**तृणादपि सुनीचेन तरोरपि सहिष्णुना ।**
**अमानिना मानदेन कीर्तनीयः सदा हरिः ॥**

અર્થાત્ તણખલા કરતાં પણ વિશેષ નમ્ર હોય, ઝાડ કરતાં પણ વિશેષ સહનશીલ હોય અને સર્વને નમસ્કારાદિદ્વારા માન આપતો હોય એવા નિર્માની ભક્તને હમેશાં શ્રીહરિનુંજ કીર્તન કરવું સાંભળવું યોગ્ય લાગે છે.

આ શ્લોકમાં જણાવેલા ગુણો બક્ષીજીના હૃદયમાં જેવા ખીલી નીકળ્યા હતા, તેવા આ સચરાચર જગતમાં બીજે ક્યાંય જણાતા

નહોતા. ગુરુકૃપાથી તેમને થોડા સમયમાંજ મુક્તાવસ્થાનો લાભ થયો હતો. ગોસ્વામી મહારાજની સાધનપ્રણાલિકા કેવી અમૃતફળ આપનારી છે, તે જોવા માટે બક્ષીજીનું જીવન એ એક જીવતું-જાગતું ઉદાહરણ હતું. તેઓશ્રી જ્યાંસુધી આ પૃથ્વીપર વિદ્યમાન હતા, ત્યાંસુધી તેમણે દરિદ્રાવસ્થાનું દુઃખ પ્રસન્નવદને સહન કર્યું હતું. પૈસાના અભાવે તેમને પ્રયાગના કુંભમેળામાં આવેલા સાધુ-મહાત્માઓનાં દર્શન ન થયાં, તેથી તેઓ એક દિવસ ખિન્નચિત્તે વિચાર કરતા બેઠા હતા; તેવામાં એક અણધારેલી ઘટના બની આવી. તેમની મનોવાંચ્છના ઢાકામાં રહીનેજ પૂર્ણ થઇ. શ્રીમાન બક્ષીજીને ગમે ત્યાં અને ગમે ત્યારે પોતાના ગુરુદેવના સમાગમનો લાભ મળી શકતો હતો. દીનતાની તો તે મૂર્તિ હતા, તેમની દીનતા જોઈ પાષાણહૃદય પણ પીગળી જતું. એક વાર કોઈ પર્વને દિવસે તેઓ શ્રીમદ્‌ભાગવતની કથા શ્રવણ કરવા એક સ્થળે ગયા. ત્યાં ઘણા સુશિક્ષિત લોકો આવ્યા હતા. બ્રાહ્મણો તથા બ્રાહ્મણેતર જાતિઓ માટે અલગ અલગ આસનોની વ્યવસ્થા રાખવામાં આવી હતી. બધા સભાજનોએ તેમને બ્રાહ્મણોના આસનપર બેસવાની વિનતિ કરી ત્યારે બક્ષીજીએ કહ્યું કે "મેં *અસવર્ણ વિવાહ કર્યો છે, તેથી હું પતિત થયો છું; માટે હું આપ લોક સાથે બેસવાને યોગ્ય નથી રહ્યો." આ પ્રમાણે કહી તે એક ખૂણામાં જઇને બેસી ગયા. તેમનું આવું દીનતાપૂર્ણ વાક્ય સાંભળી સૌનાં હૃદય ગળગળાં થઇ ગયાં. એક દિવસ તેમના એક ગુરુભાઇએ કહ્યું કે "બક્ષીજી! આપને ક્રોધ ઉપજાવે એવો કોઈ માણસ આ જગતમાં હોય એમ લાગતું નથી." તેના ઉત્તરમાં બક્ષીજીએ કહ્યું કે "અરે! એ શું બોલો છો? હું તો મહાક્રોધી છું, આગલા જન્મે કોઇ દુર્વાસા હોઈશ એમજ મને તો લાગે છે. આવા સદ્‌ગુણસંપન્ન અને ગુરુભક્ત બક્ષીજી ગોસ્વામી મહારાજના તિરોધાન થયા પછી થોડા વખતમાંજ નશ્વર દેહનો ત્યાગ કરી અમરધામને પામ્યા હતા.

ગોસ્વામી મહારાજ જ્યારે દરભંગામાં રહેતા હતા ત્યારે એક દિવસ તેમણે પોતાના ગુરુદેવ પરમહંસજીને પોતાની સાધનાના અનુભવો વગેરે જણાવી તેની યથાર્થતા સંબંધી જિજ્ઞાસા કરી. ત્યારે પરમહંસજીએ પોતાને મુખે તે સંબંધી કંઇ પણ સ્પષ્ટી-

---

* બ્રાહ્મણપુરુષ ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્રની કન્યા સાથે વિવાહ કરે તે અસવર્ણ વિવાહ કહેવાય છે.

કરણ ન કરતાં ગોસ્વામી મહારાજને " હઠયોગપ્રદીપિકા " અને "વિચારસાગર" એ બે ગ્રંથો વાંચી જવાનો આદેશ કર્યો અને કહ્યું કે "આ બન્ને ગ્રંથો અહીંઆંજ (દરભંગામાંથી) પાંચ રૂપિયાથી ખરીદી શકાશે." આશ્ચર્યની વાત એ છે કે, બહુ તપાસ કરતાં માત્ર એકજ દુકાને તે બંને ગ્રંથોની એક એક નકલજ મળી આવી અને દુકાનદારે તે બંનેની કિંમત બરાબર પાંચ રૂપિયાજ લીધી ! ! ગોસ્વામી મહારાજ બહુજ આગ્રહપૂર્વક તે બંને ગ્રંથોનો પાઠ કરી ગયા ત્યારે તેમને ગ્રંથોનાં વર્ણન અને પોતાના અનુભવ સાથે સંપૂર્ણ મેળ જોવામાં આવ્યો; એટલે તેમની બધી શંકાઓ દૂર થઇ ગઇ. ત્યારપછી ગોસ્વામી મહારાજ દરભંગાથી વૈદ્યનાથ આવ્યા અને ત્યાં શ્રીયુત રાજનારાયણ વસુ મહાશયને મળ્યા. તે દિવસે ભક્તવર્ય વયોવૃદ્ધ રાજનારાયણ વસુ મહાશય સાથે ગોસ્વામી મહારાજે ધર્મસંબંધી એવી રસમય વાતો ચલાવી અને તેથી શ્રોતાઓને એટલો બધો આનંદ આવ્યો કે બે પ્રહર વીતી જવા છતાં પણ ક્ષુધા કે તૃષાનો કોઇને વિચારસરખો પણ આવ્યો નહિ.

વૈદ્યનાથથી ગોસ્વામી મહારાજ હુગલી જીલ્લાના થૈપાડા ગામમાં આવ્યા. ત્યાં થોડા દિવસ રહી કોન્નગરના ઉત્સવમાં ભાગ લેવા ગયા. તે વખતે બ્રાહ્મસમાજના પ્રચારકનિવાસમાં શ્રીયુત નગેંદ્રનાથ ચટ્ટોપાધ્યાય સહકુટુંબ રહેતા હતા. ગોસ્વામી મહારાજના આગમનથી શ્રીયુત નગેંદ્રનાથાદિ બ્રાહ્મબંધુઓ બહુ રાજી થયા, ઉત્સવ પણ ભારે ધામધૂમથી ઉજવવામાં આવ્યો. ગોસ્વામીજી મહારાજ અહીં રહ્યા, તે દરમિયાન અનેક આશ્ચર્યકારક ઘટનાઓ બની હતી.

ત્યારપછી ગોસ્વામી મહારાજ કોન્નગરથી કલકત્તા ગયા અને ત્યાંથી શાંતિપુર ગયા. ત્યાં થોડા દિવસ રહ્યા બાદ ખુલના જીલ્લાના બાગેરહાટ નામે ગામમાં ગયા. અહીંઆં તેમણે "જીવાત્મા અનંત ભગવાન માટેજ તલસી રહ્યો છે" એ વિષય પર બહુ સુંદર અને હૃદયગ્રાહી ભાષણ આપ્યું. ત્યાંથી પછી ગોસ્વામી મહારાજ ગામેગામ ફરીને હરિનામનું કીર્તન કરવા લાગ્યા અને હરિનામના મહિમાનો પ્રચાર કરવા લાગ્યા. પાછા તે બાગેરહાટ થઇને બારિસલ આવ્યા. અહીં પણ તેમણે નવીન વર્ષના ઉત્સવપ્રસંગે ( બંગ. સં. ૧૨૯૩ વૈશાખ સુદ ૧ ) "ભારતમાં ધર્માંદોલન" એ વિષયપર બહુ લાંબું વ્યાખ્યાન આપ્યું હતું. ભાષણ થઇ રહ્યા

પછી કીર્તનભજન તથા પ્રશ્નોત્તર થયા હતા. ત્યાર પછી પણ એક દિવસ 'વ્રજમોહન વિદ્યાલય'માં પણ 'યોગતત્ત્વ' સંબંધી લગભગ ત્રણ કલાકસુધી અત્યંત ભાવવાહી વ્યાખ્યાન આપ્યું હતું. આ ભાષણ સાંભળી ત્યાં હાજર રહેલી એક વિશિષ્ટ વ્યક્તિને પણ કહેવું પડયું હતું કેઃ-"યોગતત્ત્વસંબંધી આવું નવીન પ્રકાશ પાડનારૂં અને ગૂઢ રહસ્યોને યથાર્થ સમજાવનારૂં ભાષણ મારી જીંદગીમાં મેં કયારેય સાંભળ્યું નથી." બીજા શ્રોતાજનો પણ આ ભાષણ સાંભળી આશ્ચર્યચકિત થઈ ગયા હતા. ત્યારબાદ અસાધારણ વકતા શ્રીયુત મનોરંજન ગુહ તથા 'ભક્તિયોગ'ના લેખક શ્રીયુત અશ્વિનીકુમાર દત્ત અને બાહોશ વકીલ શ્રીયુત ગોરાચાંદ દાસે ગોસ્વામી મહારાજ પાસેથી દીક્ષા ગ્રહણ કરી હતી.

બારિસલથી ગોસ્વામી મહારાજ સહકુટુંબ મદારિપુર આવ્યા અને ત્યાં તેઓ ચાર-પાંચ દિવસ રહ્યા. ત્યાં હમેશાં ડેપ્યુટી સાહેબ શ્રીયુત દ્વારકાનાથ રાય મહાશયને ઘેર ઉપાસના, પ્રશ્નોત્તર તથા કીર્તન-ભજન થયા કરતાં હતાં. ગોસ્વામી મહારાજના અસાધારણ સદ્‌ગુણોથી આકર્ષાઇ ડેપ્યુટી સાહેબે પણ સહકુટુંબ તેમની પાસેથી દીક્ષા ગ્રહણ કરી. ત્યાંથી પછી ગોસ્વામી મહારાજ માણિકદહ આવ્યા. ત્યાંના જમીનદાર શ્રીયુત વિપિનવિહારી રાય મહાશયને ત્યાં તેઓ રોજ નામકીર્તન ચલાવતા તથા યુગધર્મ વિષેની જ્ઞાનચર્ચા પણ કરતા હતા.

ત્યારપછી ગોસ્વામી મહારાજ બંગ સં. ૧૨૯૩ ના વૈશાખ માસમાં રંગપુર જીલ્લામાં આવેલા કાકિનાના રાજા મહિમારંજન રાય મહારાજના આમંત્રણથી ત્યાંના બ્રાહ્મમંદિરની પ્રતિષ્ઠાના ઉત્સવમાં ભાગ લેવા ગયા. ગોસ્વામી મહારાજની સાથે પંડિત શ્યામાકાંત ચટ્ટોપાધ્યાય, શ્રીયુત મનોરંજન ગુહ, શ્રીયુત નવકુમાર બક્ષી સાધારણ બ્રાહ્મસમાજના પ્રસિદ્ધ ગવૈયા શ્રીયુત વ્રજબાબુ વગેરે આઠ નવ ભકતજનો પણ હતા. તેમની પહેલાં નવવિધાન અને સાધારણ બ્રાહ્મસમાજના કેટલાક પ્રચારકો તથા કંગાલ હરિનાથ ( ફ્રિકિરચાંદ ) વગેરેને પણ ઉત્સવનિમિત્તે ખાસ આમંત્રણ આપી બોલાવવામાં આવ્યા હતા. ઉત્સવને દિવસે જ્યારે ગોસ્વામી મહારાજ વેદીનું કાર્ય ચલાવી રહ્યા હતા તથા નીચે નામકીર્તન ચાલી રહ્યું હતું ત્યારે ગોસ્વામી મહારાજને એક અપૂર્વ આધ્યાત્મિક દૃશ્ય દેખાયું. ગોસ્વામીજીએ પોતાની

સન્મુખ દિવ્ય તેજોમય પ્રકાશ જોયો. કરતાલ, ખોલ, ઝાંઝ વગેરે વાદિત્ર સાથેનો કીર્તનધ્વનિ પણ કર્ણગોચર થતો હતો. મહમ્મદ, ગુરુ નાનક, બુદ્ધ ભગવાન, શ્રીશંકરાચાર્ય વગેરે અવતારી મહાપુરુષો એકબીજાના હાથ ઝાલી ગોસ્વામી મહારાજની ચોતરફ ફરતા ફરતા નૃત્ય કરતા હતા. આવું દિવ્ય દૃશ્ય બીજી પણ કેટલીક વાર ગોસ્વામી મહારાજના જોવામાં આવ્યું હતું.

આ બધાં દિવ્ય દૃશ્યો એવી આવકારદાયક આગાહી આપે છે કે, **ભારતવર્ષમાં ભવિષ્યમાં સાર્વલૌમિક ધર્મનો મહોત્સવ ઉજવાશે.**

ત્યારપછી રાજા બહાદૂરના પરિશ્રમથી એક વિરાટ નગરકીર્તન યોજવામાં આવ્યું. લગભગ ચોવીસ પચીસ મંડળીઓ એક પછી એક કીર્તન કરતી શહેરમાં સરઘસરૂપે ફરવા નીકળી અને એ બધી મંડળીઓનાં અનેક મૃદંગ તથા કરતાલ સાથેનો કીર્તનધ્વનિ ગાજી ઉઠતાં એમજ થતું હતું કે કાકિના શહેરમાં આજ દેવોનો મહોત્સવ મંડાયો છે! તે દિવ્ય ગગનભેદી કીર્તનધ્વનિ સૌના હૃદયમાં બ્રહ્મરસનું સિંચન કરતો હતો. કાકિના શહેરનાં નરનારીઓનો આનંદ આજે માતો નહોતો. આ વિરાટ નગરકીર્તન જોવા સૌ તલપાપડ થઇ રહ્યાં હતાં. જ્યારે ગોસ્વામી મહારાજ મહાભાવથી મસ્ત બની, બન્ને ભુજાઓ ઉંચી કરી, 'હરિબોલ' 'હરે કૃષ્ણ' વગેરે નામોના સિંહનાદથી ધરણીને ધ્રૂજાવતા નૃત્ય કરતા કરતા ચાલતા હતા, ત્યારે તો નગરવાસીઓના ઉત્સાહનો તેમજ ભાવાવેશનો પારજ રહેતો નહિ. ચોતરફથી અનેક લોકો કીર્તનમંડળીમાં ભળતા હતા, પ્રેમભક્તિની છોળો ઉડતી હતી અને ભાવિકજનો ધૂળમાંજ ગોસ્વામી મહારાજને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતા અને તેમની ચરણરજમાં આળોટતા હતા. આ દિવ્ય દૃશ્ય જોઇ અનેક ભકતજનોની આંખોમાંથી પ્રેમાશ્રુનો પ્રવાહ ચાલતો હતો. એક બાળમંડળી પણ નૃત્ય કરતી કરતી ગોસ્વામી મહારાજને ઘેરી વળી. ગોસ્વામી મહારાજ તેમના તરફ દૃષ્ટિપાત કરીને જેમ જેમ તાલ પ્રમાણે હાથ ઉંચા નીચા કરતા હતા, તેમ તેમ બાળમંડળી પણ તાલબદ્ધ નૃત્ય કરતી આગળ વધતી હતી અને શહેરમાં દરેક ઠેકાણે કીર્તનમંડળીઓ ઉપર પુષ્પવૃષ્ટિ થતી હતી આવું અપૂર્વ મહાસંકીર્તન જોઇ અનેક નાસ્તિક લોકો પણ આસ્તિક થયા હતા.

કાકિના છાત્રસમાજના ઉત્સવના રોજ રાત્રે ગોસ્વામી મહારાજને ઉપાસના ચલાવવાની હતી. તે દિવસે બપોર પછી વૈષ્ણવ ભક્તો ગોસ્વામી મહારાજને હરિકીર્તનમાં ભાગ લેવા બોલાવી ગયા હતા. ગોસ્વામી મહારાજ સંકીર્તનમાં બેભાન થઇ ગયા હતા. રાત પડવા આવી તોપણ તેઓ જાગ્યા નહિ. છાત્રસમાજના કેટલાક સભ્યો તેમને બોલાવવા આવ્યા, પણ ગોસ્વામી મહારાજની ભાવસમાધિનાં દર્શન કરી પાછા ચાલ્યા ગયા—એટલે છાત્રસમાજના કેટલાક સભ્યો ગોસ્વામી મહારાજને જૂઠા—મિથ્યાવાદી—કહીને ગાળો ભાંડવા લાગ્યા. થોડી વાર પછી ગોસ્વામી મહારાજ જાગ્રત થયા અને ઝડપથી ઉપાસનામંદિરમાં આવી પહોંચ્યા અને ઉપાસના શરૂ કરી બોલવા લાગ્યા કે " મા ! આ બધું શું દેખાય છે ? લોકોએ ગાળો મને ભાંડી, પણ તેના ઘાનાં નિશાન તમારા શરીરે કેમ દેખાય છે ? હવે મારે તમારી પૂજા કરવી કે રડવું ?" કહેવાની જરૂર નથી કે, જેઓએ ગોસ્વામી મહારાજને ગાળો ભાંડી હતી, તેઓ બધા આ વાત સાંભળી ભય અને વિસ્મયથી દિંગ્મૂઢ થઇ ગયા હતા.

આ ઉત્સવમાં ગોસ્વામી મહારાજે શ્રદ્ધેય મનોરંજન બાબુ પાસે ભાષણ કરાવ્યું હતું. મનોરંજન બાબુ પાંચ છ દિવસ થયાં તો પથારીવશ હતા, તેથી કાંઇ ખાધું પીધું પણ નહોતું. તે દિવસે માત્ર થોડી કાંજી લીધી હતી. આવી બિમાર અવસ્થામાં પણ તેમણે પાંચ હજાર માણસોની સમક્ષ ત્રણ કલાકસુધી અસ્ખલિત વાગ્ધારા વહેવરાવી હતી. તેમનું તલસ્પર્શી તેમજ તેજસ્વી વ્યાખ્યાન સાંભળી સૌ કોઇ તેમને ધન્યવાદ આપવા લાગ્યા. રાજા બહાદૂરને પણ આ ભાષણમાં બહુ રસ પડયો હતો. તેમણે જણાવ્યું કે:—"હું આખી રાત જાગીને પણ આ ભાષણ સાંભળ્યાંજ કરૂં." આ વ્યાખ્યાનસંબંધી મનોરંજન બાબુ કહે છે કે:—" મારા પગમાં ઉભા રહેવા જેટલુંયે બળ નહોતું, ભાષણ આપવા જેટલી ગળામાં શક્તિ નહોતી, શું બોલવું તેનું પણ કંઇ ઠેકાણું નહોતું; પરંતુ કોણ જાણે ક્યાંથી એકાએક શક્તિનો સંચાર થયો અને કોઇ ભૂત બોલતું હોય તેમ બોલતો હતો. આમાં મારી બહાદૂરી તો જરા પણ નહોતી."

કાકિનાથી ગોસ્વામી મહારાજ તેમનાં ધર્મપત્ની શ્રીમતી યોગમાયાદેવી તથા કેટલાક ભક્તજનોની સાથે કામાક્ષિ દેવીનાં દર્શન

કરવા ધુબડી થઇને કામાખ્ય ગયા.

ત્યાં ગયા પછી ગોસ્વામી મહારાજ ત્યાંના પ્રસિદ્ધ સાધુ શ્રીનિત્યાનંદ સ્વામી તથા શ્રી અચલાનંદ તીર્થાવધૂતનાં દર્શન કરવા ગયા. તે બન્ને ખરેખર મહાપુરુષો હતા. તેમની સાથે ધર્મસંબંધી વિવિધ પ્રકારે વાર્તાલાપ કર્યા પછી તેઓ "ઉમાનંદ ભૈરવ"નાં દર્શન કરવા ગયા. આ 'ઉમાનંદ ભૈરવ'નું મંદિર ગૌહતીની નીચે બ્રહ્મપુત્રા નદીની વચમાં આવેલું છે. આ સ્થાન બહુ રમણીય છે. ત્યાંનું સૃષ્ટિસૌંદર્ય અત્યંત મનોહર છે અને સાધનભજનમાટે ખાસ અનુકૂળ છે.

કામાખ્ય પર્વતની પાસે આવેલા ગૌહતી ગામમાં ગોસ્વામી મહારાજ રહેતા હતા. ત્યાંથી ત્રણ કોશ દૂર વસિષ્ઠાશ્રમ આવેલો છે. ભગવાન વસિષ્ઠજીને અહીંજ સિદ્ધિ પ્રાપ્ત થઈ હતી. મંદિરની પાસે થઇને એક જળપ્રવાહ ખળખળ અવાજ કરતો વહે છે. આ પ્રવાહમાં અનેક મોટી મોટી શિલાઓ પડી છે. તેનાપર બેસીને ધર્મપિપાસુઓ ભજન કરતા જોવામાં આવે છે. હિમાલયની તળેટીમાં સાધનભજન માટે આવું એકાંત, શાંત, સુંદર અને મનોહર સ્થાન ભાગ્યેજ જોવામાં આવે છે. એક વિચિત્ર જાતનું પક્ષી ત્યાં આખો દિવસ ઘંટાનાદ જેવો અવાજ કર્યા કરે છે. ગોસ્વામી મહારાજ ઘણી વાર આ શાંત સ્થળમાં આવી સાધન–ભજન કરતા અને સાંજે ગામમાં પાછા ફરતા હતા. આ પ્રમાણે કેટલોક વખત ગોસ્વામી મહારાજ કામાખ્ય દેશમાં રહીને ત્યાંનાં સઘળાં તીર્થોનાં દર્શન કરીને પાછા સહકુટુંબ ઢાકા આવ્યા અને ત્યાં પ્રચારકનિવાસમાં રહેવા લાગ્યા.

ગોસ્વામીજી જ્યાં જતા ત્યાં ભાષણો અને ઉપદેશ આપવા સાથે નામકીર્તનની પણ વ્યવસ્થા કરતા હતા. કોઇ કોઈ સ્થળે તો નગરકીર્તનનો પણ પ્રબંધ કરતા હતા. તેમનાવિષે બ્રાહ્મસમાજીતરીકે જે અશ્રદ્ધા બેસી ગઇ હતી તે આવાં નગરકીર્તનોથી અને નામબ્રહ્મની ઉપાસનાથી ક્રમે ક્રમે નાશ પામી અને વૈષ્ણવ ભક્તોનાં ટોળેટોળાં આ નામકીર્તનમાં ભાગ લેવા આવવા લાગ્યાં.

આ સમયે મેલેરિયા તાવના હુમલાથી ગોસ્વામી મહારાજનું શરીર બહુ લથડી ગયું હતું, તેથી વૈદ્યોની ભલામણથી તેમને વિશુદ્ધ જળ–વાયુનું સેવન કરવા કેટલોક વખત પદ્માનદીમાંજ એક નૌકામાં રહેવું પડયું હતું. નૌકાનિવાસદરમિયાન એક દિવસ ગોસ્વામી મહારાજે "સત્ય વાક્યના મહિમાની તથા ગંગાદેવી"ની

વાત કાઢતાં તેમની બંને નાની પુત્રીઓએ–શ્રીમતી શાંતિસુધા તથા પ્રેમસખીએ–શ્રીગંગાદેવીનાં સાક્ષાત્ દર્શન કરાવવાનો આગ્રહ કર્યો. ગોસ્વામી મહારાજે થોડી વાર વિચાર કર્યા બાદ, શાંતિસુધાને નૈવેદ્ય તૈયાર કરી લાવવા કહ્યું. તે તો રાજી થતી થતી તરતજ એક મોટા થાળમાં કંઇક નૈવેદ્ય લાવી પિતાજી આગળ હાજર થઈ. ગોસ્વામી મહારાજ તે થાળ હાથમાં લઈ, નદી તરફ ભક્તિભાવથી દૃષ્ટિ રાખી ગંગાસ્તવનનો પાઠ કરવા લાગ્યા. થોડા શ્લોકો બોલાયા ત્યાં તો જે સ્થળે ગોસ્વામી મહારાજ દૃષ્ટિ સ્થિર કરી સ્તુતિ કરી રહ્યા હતા, તે સ્થળનું પાણી ખળભળવા લાગ્યું. જોતજોતામાં તો તે સ્થાનમાંથી એક દિવ્ય લાવણ્યયુક્ત તથા દિવ્ય અલંકારથી વિભૂષિત એક પરમ સુંદર હાથ જળની બહાર દેખાયો. ગોસ્વામી મહારાજે તે હાથમાં નૈવેદ્ય અર્પણ કર્યું કે તરતજ તે નૈવેદ્ય ગ્રહણ કરી તે દિવ્ય હસ્ત પાછો જળમાં અલોપ થઈ ગયો. શ્રીમતી શાંતિસુધા વગેરે તે પ્રત્યક્ષ જોઈને સ્તબ્ધ થઇ ગયાં.*

એક દિવસ ગોસ્વામી મહારાજ આંચુરતલાના કાલીમંદિરનાં દર્શને ગયા હતા. ત્યાં જે આશ્ચર્યકારી ઘટના બની તે ગોસ્વામી મહારાજે પોતેજ આપેલા વિવરણમાંથી અત્રે આપવામાં આવી છેઃ–"ઢાકામાં રહેતા ત્યારે હું એક વાર આંચુરતલાની કાલીવાડીનાં દર્શન કરવા ગયો હતો. ત્યાં જે જોયું તે તો જીંદગીમાં યાદ રહી જાય તેવું છે. ત્યાં મેં પુરોહિતને પૂછયુંઃ–'અહીં ભજનકીર્તન થાય છે?' પુરોહિતે જવાબ આપ્યોઃ–'મહાશય! મેં તો મારી જીંદગીમાં કયારે પણ કીર્તન સાંભળ્યું નથી.' પુરોહિતનું ઘર દૂર હતું, તેથી તે તો ચોખા તથા કેળાં વગેરે જે કંઈ ભેટ આવી હતી તે લઇને એક દીવો પ્રકટાવીને સમય હોવા છતાંય તેને ઘેર ચાલ્યો ગયો. પછી રાત પડી ત્યાં તો એક કીર્તનમંડળી આવી પહોંચી. તેમણે કીર્તન શરૂ કર્યું. થોડી વાર પછી તો વરસાદનાં ફોરાંની પેઠે પુષ્પવૃષ્ટિ થવા લાગી, આ પુષ્પવૃષ્ટિથી આખું મંદિર ફૂલથી છવાઇ ગયું અને ચોતરફ દિવ્ય સુગંધ મહેકી ઉઠી. ત્યાંના લોકોએ કહ્યું કે 'કયા ઝાડમાંથી આ પુષ્પવૃષ્ટિ થઇ તે કોઇ જાણતું નથી. વળી આ ઝાડને કયારેય ફૂલ આવ્યાં હોય એવું પણ કોઇ જાણતું નથી. વળી તે વખતે એક પક્ષીનું મધુર ગાન પણ સાંભળવામાં આવ્યું હતું.' કીર્તન કરનારાઓએ કહ્યું કે 'આજ અમે બધા કીર્તન કરતા હતા

* શ્રીમતી શાંતિસુધા દેવી પાસેથી સાંભળેલું.

ત્યારે સૌના મનમાં એવો વિચાર આવ્યો કે ચાલો, આજે માતાજીના મંદિરમાં જઇ કીર્તન કરીએ. સૌના મનમાં એકી સાથે આવો વિચાર આવ્યો અને તેથીજ અમે આજે અહીં કીર્તન કરવા આવ્યા છીએ.'" *

આ દિવ્ય લીલાપ્રસંગે શ્યામાકાંત પંડિત પણ હાજર હતા. તેમણે આ અપૂર્વ પુષ્પવૃષ્ટિમાંથી કેટલાંક ફૂલો સંગ્રહી રાખ્યાં છે. પછી તેઓ ઢાકા પાછા ફર્યા ત્યારે અનેક માણસો તે પુષ્પોનાં દર્શન કરી આશ્ચર્યચકિત થયાં હતાં.

પદ્મા નદીના ઉત્કૃષ્ટ જળવાયુના સેવનથી ગોસ્વામી મહારાજનું શરીર તંદુરસ્ત થઇ ગયું, ત્યારે તેઓ લોકનાથ બ્રહ્મચારી મહાશયનાં દર્શન કરવા બારદિ ગયા. બ્રહ્મચારીજી પાસે ગયા, ત્યાં તો તેમના રોમે રોમમાંથી દિવ્ય પ્રકાશ નીકળતો જોઇ ગોસ્વામી મહારાજ ખૂબ આશ્ચર્યચકિત થઇ ગયા. ભકતરાજ વિદુરજીની પર્ણકુટીમાં ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર પધાર્યા હતા, ત્યારે વિદુરજી જેમ પ્રેમોન્મત્ત થઇ ગયા હતા, તેમ ગોસ્વામી મહારાજનાં દર્શન કરતાં બ્રહ્મચારીજી પણ આનંદમસ્ત બની ગયા હતા. ગોસ્વામી મહારાજ તો તેમના "જીવન–કૃષ્ણ" હતા, તેથી તેમને તો "મારા જીવન–કૃષ્ણને શું ભોગ ધરૂં? એમને હું શું અર્પણ કરૂં?" એજ વિચારો આવવા લાગ્યા. ઘણા વખતે ગોસ્વામી મહારાજનાં દર્શન થયાં તેથી તેઓ તો પ્રેમમાં ગાંડાતુર થઇ ગયા હતા. તેમણે ગોસ્વામી મહારાજની તેમજ તેમના સાથીઓની સેવાનો બંદોબસ્ત તરતજ કરી દીધો. પછી તેમણે એકાંતમાં ગોસ્વામી મહારાજ સાથે ધર્મવિષયક ખૂબ વાતચીત કરી. ત્યાર પછી ગોસ્વામી મહારાજ પાછા ઢાકા આવ્યા અને ત્યાં પ્રચારક–નિવાસમાં રહેવા લાગ્યા.

એક વાર ગોસ્વામી મહારાજ ભક્તિભાજન રામકૃષ્ણ પરમહંસદેવના આગ્રહથી તેમની સાથે કલકત્તાની પાસે આવેલા એરિયાદહના ગૌર ભક્ત શ્રીગદાધર દાસની પાટવાટીનાં દર્શન કરવા ગયા હતા. તે મંદિરમાં શ્રીમન્ મહાપ્રભુની મૂર્તિ વિરાજતી હતી. બન્ને મહાપુરુષો મંદિરની પાસે ગયા, અને જોયું તો દરવાજા બંધ હતા. પાસે પૂજારી પણ નહોતો. ગોસ્વામી મહારાજ આંખો મીંચી ધ્યાન કરવા બેઠા અને પરમહંસદેવ ભજન ગાવા

* ઢાકા–નારાયણગંજના વકીલ શ્રીયુત મહેશચંદ્ર દે મહાશયની ડાયરીમાંથી ઉદ્ધૃત.

લાગ્યા. એવામાં મંદિરના દરવાજા આપોઆપ ખુલી ગયા. આવી અપૂર્વ ઘટના જોઇ પરમહંસદેવ પણ આશ્ચર્યચકિત થઇ ગયા. પ્રયાગના એક દેવાલયમાં પણ એક વાર આવીજ ઘટના બની હતી. ગોસ્વામી મહારાજના સાથીઓ તે જોઈને નવાઇ પામ્યા હતા.

ગોસ્વામી મહારાજ હવે પૂર્વબંગાળની બ્રાહ્મસમાજની વેદી ઉપરથી કેવળ અસાંપ્રદાયિક ભાવવાળાં વ્યાખ્યાનો અને ઉપદેશ આપવા લાગ્યા. તેઓ હવે અનેક સમયે હિંદુશાસ્ત્રોની વાતો કહેતા હતા અને પુરાણોની એક એક આખ્યાયિકા લઇને તેના આધ્યાત્મિક ભાવો સમજાવતા હતા. તેમનાં આ બધાં કાર્યોથી સામાન્ય લોકો બહુજ સંતોષ પામતા હતા, પણ બ્રાહ્મસમાજીઓને તે વાત બિલકુલ રૂચતી નહોતી. તેઓ તો ગોસ્વામી મહારાજ તેમના ભાવો અને ઇચ્છાનુસાર ઉપદેશ અને વ્યાખ્યાનો આપે એમ ઇચ્છતા હતા. તે વખતે ગોસ્વામી મહારાજે પૂર્વબંગાળની બ્રાહ્મસમાજની વેદીપરથી જે વ્યાખ્યાનો અને ઉપદેશ આપ્યાં હતાં તેમાંનાં કેટલાંક શ્રી. શ્યામાકાંત ચટ્ટોપાધ્યાયે તથા શ્રી. મનોરંજન ગુહે સંગ્રહીને "વકતૃતા અને ઉપદેશ" નામે પુસ્તકદ્વારા પ્રસિદ્ધ કરેલાં છે.

હાલમાં પ્રચારક–નિવાસમાં નીચે મુજબનો કાર્યક્રમ ચાલતો હતોઃ–ગોસ્વામી મહારાજ હમેશાં પ્રાતઃકાળે પોતાના આસનપર બેસી આંગણામાં ઉગેલા શેફાલિકા વૃક્ષ સામે લગભગ એક કલાક સુધી અનિમેષ નેત્રે જોઇ રહેતા હતા. પછી લગભગ અગિયાર ઘડીસુધી ધર્મગ્રંથનો પાઠ કરતા. બપોરે ભોજન લીધા પછી ગેંડારિયાના એક એકાંત બાગમાં (શ્રીઆનંદ માસ્તરના ઉદ્યાનમાં) એક પ્રાચીન આમ્રવૃક્ષની નીચે લગભગ ત્રણ ચાર કલાક સુધી ધ્યાનધારણા કર્યા કરતા હતા અને સંધ્યાકાળ પહેલાં પાછા પ્રચારકનિવાસમાં આવતા. પછી ત્યાં અનેક સંપ્રદાયના લોકો આવતા તેમની સાથે ગોસ્વામી મહારાજ વિવિધ જ્ઞાનવાર્તા કરતા હતા. સંધ્યાકાળે એક કલાક કીર્તનભજન થતું. પછી દરવાજા બંધ થઈ જતા. આ વખતે માત્ર અંતરંગ શિષ્યોજ અંદર રહી શકતા હતા. રાતના નવ દશ વાગ્યાસુધી તેમની સાથે પ્રાણાયામાદિ યોગસાધના કરતા હતા. તે સમયે તેમને વિવિધ પ્રકારના ભાવોનો અનુભવ થતો હતો. ગોસ્વામી મહારાજ પણ ભાવાવેશમાં વિવિધ પ્રકારની વાતો કહેતા હતા. કોઇ કોઈ વાર તેઓ અનેક દેવદેવીઓ, ઋષિમુનિઓ તેમજ મહાપુરુષોનાં તેજોમય દર્શન થતાં તેમની સ્તુતિપ્રાર્થના

કરતા. પછી શિષ્યો પોતપોતાને ઘેર જતા. કોઇ કોઇ તો પ્રચારક-નિવાસમાંજ રાત્રિ ગાળતા હતા. ગોસ્વામી મહારાજ વાળુ કર્યા પછી આસનપર બેસી ત્રણ–ચાર ઘડીસુધી ધ્યાન કરતા અને ત્યાર બાદ તેઓ કેટલોક સમય નિદ્રા લેતા હતા.

આ સમયે ગોસ્વામી મહારાજ યોગસાધનની છેલ્લી કક્ષા-સમાધિદશા–સુધી પહોંચ્યા હતા. તેમનો સમાધિમાટે કોઈ નિશ્ચિત સમય કે નિયમ નહોતો. કોઇ કોઇ દિવસ તો જમતાં જમતાં કોળિયો મોંમાં મૂકતાંજ સમાધિસ્થ થઇ જતા, અને એક–બે કલાક એજ દશામાં ચાલ્યા જતા. લોકો સાથે વાતો કરતાં કરતાં પણ તેઓ સમાધિસ્થ થઇ જતા હતા, અને કેટલાક વખતસુધી કંઈ પણ બોલ્યાચાલ્યા વગર નિશ્ચેષ્ટ પડયા રહેતા હતા. ધર્મ-ગ્રંથનો પાઠ કરતાં કરતાં કંઠ ભરાઈ આવતો અને થોડી વારમાં તો તેઓ સમાધિની મઝા માણતા. નામ–સંકીર્તન થતી વખતે ભગવાનનું નામ સાંભળતાંજ ઉન્મત્તની પેઠે નૃત્ય કરતા. નૃત્ય કરતાં કરતાં ક્યારેક ક્યારેક તેઓ બેભાન પણ થઇ જતા. પછી કોઇ ભક્તજન કેટલાક વખતસુધી તેમના આગળ નામસ્મરણ કરતા ત્યારે પાછા જાગ્રત થતા.

પ્રચારક–નિવાસમાં અનેક સંપ્રદાયના લોકો આવીને અનેક મતપંથની વિવિધ પ્રકારની વાતો તથા ચર્ચા કરતા હતા. ગોસ્વામી મહારાજ સૌની વાતો સાંભળતા હુંકારો દેતા જતા અને નિજાનંદમાં મસ્ત રહેતા થકા આસન ઉપરજ તંદ્રાવસ્થામાં–સહજ સમાધિમાં–ઢળી પડતા હતા. તેમનું મન સદાય જાણે કોઇ અજ્ઞાત દેશમાં કોઇ અનિર્વચનીય સુખસિંધુમાં મસ્ત રહેતું હોય તેમ લાગતું હતું. ભગવાનના કોઇ પણ નામસ્મરણથી તેઓ ભાવાવસ્થામાં આવી જતા અને શ્રીરાધાકૃષ્ણ અને શ્રીગૌર–નિતાઇ વિષે ભજન થતું, ત્યારે તો તેઓ ભાવાવેશમાં ઉન્મત્ત થઇ જતા હતા. આબધું જોઇ સાંભળી બ્રાહ્મસમાજીઓમાં એવી ચર્ચા થવા લાગી કે ભક્તિભાવના અતિરેકથી ગોસ્વામીજી હવે વિશુદ્ધ બ્રાહ્મમત છોડી અનેક ભ્રાંતિમૂલક પ્રાચીન બાબતો તરફ વળી ગયા છે, તેથી તેમનો વિરોધ કરવો જોઇએ·······વગેરે.

“બંગ સં. ૧૨૯૪ ના અગ્રહાયનના વાર્ષિક ઉત્સવને દિવસે ગોસ્વામી મહારાજ બ્રાહ્મસમાજની વેદીપર બેસી હમેશની પ્રણાલિકા મુજબ ઉપાસના ચલાવી શકયા નહિ. તેમણે ઉપા-

સના શરૂ કરી કે તરતજ તેમને નારદ, વાલ્મીકિ, શ્રીચૈતન્ય, રામકૃષ્ણ પરમહંસ વગેરેનાં મનોમય દર્શન થયાં, તેથી તેઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા. જેઓ હાજર હતા તેમની બધાની આંખોમાંથી પ્રેમાશ્રુ વહેવા લાગ્યાં. ગોસ્વામીજી કશું બોલ્યા નહિ તોપણ તેમની ભાવસમાધિનાં દર્શન કરીનેજ લોકો ગળગળા થઈ ગયા. છેવટે ભાવસમાધિમાં રહ્યાં રહ્યાંજ ગોસ્વામીજી નીચેની એક-બે વાતો બોલતા બોલતા ગળગળા થઈ ગયા. તેમણે કહ્યું કે "આ જુઓ, મા આવે છે. આજે તો મા થાળ ભરીને પ્રસાદ લાવ્યાં છે. જુઓ, મા મને આ વાત કહેવાની ના પાડે છે. કેમ ? મા ! શા માટે ન બોલું ? રોજ મને છાનોમાનો પ્રસાદ ખવડાવો છો. આજ તો તમારાં બધાં છોકરાંને પ્રસાદ દેવો પડશે. તમેજ સૌની મા છો, જગજ્જનની છો; એમને શામાટે ન દેવો ? એઓ તો ઉપવાસી છે. મા ! આ તમારી કેવી રીત ? મા ! આજે તમારી બધી વાત સૌને કહી દેવાનો છું. વિક્રમપુરની પેલી વાત કહી દઈશ, રામબાબુની વાત કહી દઇશ, દરવાજા ખોલી દીધા હતા એ વાત પણ કહી દઇશ, તમારા ઘરની તમામ વાત કહી દઈશ. શી રીતે વર્તવાથી આપનો પ્રસાદ પ્રાપ્ત થાય, તે પણ બધી વાત કહી દઈશ. જુઓ, હવે હું તમને સૌને કહી સંભળાવું છું કે, તમે આ ત્રણ નિયમ પાળશો તો માતાજીનો પ્રસાદ પામશો. જ્યારે જે કંઇ મળે, જ્યારે કંઇ પણ આહાર કરો, ત્યારે પહેલાં હમેશાં તે માતાજીને અર્પણ કરવું અને પછીજ તે નૈવેદ્યનો પ્રસાદ ગ્રહણ કરવો. માતાને અર્પણ કર્યા વગરની વસ્તુ કયારેય પણ વાપરવી નહિ. જુઓ, હવે મા મારૂં મોઢું દાબી રાખે છે, મને બોલવા દેતી નથી. હવે તો માએ મારા મોઢા આડો હાથ રાખ્યો છે ! જય મા ! જય મા !" અસ્ફૂટ સ્વરે આ બધું કહેતાં કહેતાં ગોસ્વામી મહારાજનો કંઠ રૂંધાઈ ગયો. બહુ પ્રયત્ન કરવા છતાં પણ તેઓ વિશેષ બોલી શકયા નહિ. ચારે બાજુ હિંદુ તેમજ બ્રાહ્મબંધુઓ-સૌ કોઇ ગદ્‌ગદિત થઇને ભાવાવેશમાં આવી ગયા હતા. ચંદ્રનાથ બાબુએ થોડી વાર પછી એક સુંદર ભજન ગાયું. આજે વેદીનું કાર્ય ગોસ્વામી મહારાજ આગળ ચલાવી શકયા નહિ. છેવટે સર્વત્ર શાંતિ ફેલાયા બાદ સૌ પોતપોતાને ઘેર ગયા.*

ઉત્સવની સમાપ્તિ થયા પછી ગોસ્વામી મહારાજ ઢાકાથી

* 'સદ્‌ગુરુ–સંગ'માંથી ઉદ્ધૃત.

સહકુટુંબ શાંતિપુર ગયા. બીજી તરફ કલકત્તાની સાધારણ બ્રાહ્મ-સમાજ સાથે ગોસ્વામી મહારાજને મતભેદ થવાથી જે હિલચાલ ચાલતી હતી તે તો હજી ચાલુજ હતી. એની અસર ઢાકામાં પણ થઇ હતી. પરિણામે કોઇ કોઇને ગોસ્વામી મહારાજના પ્રચારક-નિવાસનાં કાર્યોમાં દોષ દેખાવા લાગ્યા. નવકાંત ચટ્ટોપાધ્યાય વગેરે કેટલાક બ્રાહ્મબંધુઓની પ્રેરણાથી, પૂર્વબંગની બ્રાહ્મસમાજના કાર્યકર્તાઓ તરફથી, ગોસ્વામી મહારાજની પ્રચાર–પદ્ધતિનો નિષેધ કરનારા કેટલાક નિયમો ઘડીને તેમને શાંતિપુર મોકલવામાં આવ્યા. આ નિયમો વાંચી ગોસ્વામી મહારાજે, પૂર્વબંગાળની બ્રાહ્મસમાજના સંપાદક શ્રીયુત રજનીકાંત ઘોષ મહાશયને નીચેનો પત્ર લખ્યો હતો.

પ્રેમપૂર્વક નમસ્કાર—

આપનો પત્ર તથા પૂર્વબંગાળ–બ્રાહ્મસમાજના પ્રચારકનિવાસ-સંબંધી કેટલાક નિયમો મળ્યા. તે વાંચતાં મને તે સંબંધી કંઈ વિશેષ લખવાની ઇચ્છા નથી, તોપણ એટલું તો કહું છું કે જે નિયમોનું અવલંબન કરી હું પ્રચારક–નિવાસમાં રહું છું, તેમાં બ્રાહ્મસમાજના પ્રચારને પ્રતિબંધક હોય એવું મને તો કંઈ જણાતું નથી; બલ્કે જે પદ્ધતિનું હું અવલંબન કરી રહ્યો છું તેથી-જ વિશુદ્ધ સાર્વભૌમિક બ્રાહ્મધર્મનો પ્રચાર થાય છે એવી મારી દૃઢ માન્યતા છે.

છતાં મારી પ્રચાર–પ્રણાલિકા આપને પસંદ ન હોય તો આપ આપની માન્યતા મુજબના નિયમો ઘડી શકો છો; પરંતુ તે નિયમો મારાથી માન્ય થઇ શકશે નહિ, અને તેથી હું પ્રચારક–નિવાસમાં રહી શકીશ નહિ. તેથી મારે અન્ય સ્થળેજ નિવાસ રાખવો પડશે; પરંતુ તેમ થતાં મારો બ્રાહ્મસમાજ સાથેનો સંબંધ રહેશે નહિ એમ નથી. બ્રાહ્મધર્મનો પ્રચાર કરવો એ તો મારા જીવનનું વ્રત છે. ગમે ત્યાં રહીશ પણ બ્રાહ્મધર્મનો પ્રચાર કરવામાંજ આ જીવનની પૂર્ણાહુતિ થશે. આપ સૌના આશીર્વાદ ચાહું છું કે જેથી હું મારૂં જીવનવ્રત પાળી શકું.

શાકે ૧૮૯૯ના કાર્તિક ૨૫<br>કલકત્તા } વિજયકૃષ્ણ ગોસ્વામી

ગોસ્વામી મહારાજનો આ પત્ર વાંચીને પણ વિરોધીઓનો વિરોધ શમ્યો નહિ. તેમના આગ્રહથી કાર્યવાહક સભાએ ગો-

સ્વામી મહારાજના પ્રચારકનિવાસના કાર્યક્રમનો વિરોધ દર્શાવનારાં કારણોની એક યાદી તૈયાર કરી મોકલી હતી. ત્યારપછી પોતાના ગુરુદેવની પણ તેવીજ સલાહ મળવાથી તેમણે નીચેનો પત્ર લખી, બ્રાહ્મસમાજ સાથેનો સંબંધ છોડી દીધો.

"સત્ય એજ બ્રાહ્મધર્મ છે. મને જે સત્ય જણાય છે તેનેજ હું બ્રાહ્મધર્મ માનું છું અને સદા તેનુંજ પાલન કરતો આવ્યો છું. મારા કાર્યનો કોઇ વિરોધ કરે તો તેનો પ્રત્યુત્તર આપી, હું નકામી ચર્ચા લંબાવવા રાજી નથી. કારણ કે પરમેશ્વર સત્યસ્વરૂપ છે અને સત્ય એજ પરમેશ્વર છે, માટે સત્ય અજર–અમર છે. જે સત્ય છે તેની પ્રતિષ્ઠા થયા વિના છૂટકોજ નથી, અને જે અસત્ય છે તે તો પવનની સાથે ઉડી જવાનું છે."

"જેઓ મારા કાર્યનો વિરોધ કરે છે અને જેઓ મારો ભ્રમ ટાળવા મથી રહ્યા છે, તેમને સર્વને હું ધન્યવાદ આપી પ્રણામ કરૂં છું. આપ સૌ મને આશીર્વાદ આપો, કે જેથી હું સદા સર્વદા બ્રાહ્મધર્મનો પ્રચાર કરી કૃતાર્થ થાઉં."*

ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે ગોસ્વામી મહારાજનો પૂર્વબંગાળની બ્રાહ્મસમાજ સાથેનો સંબંધ બંધ થવાની તૈયારી હતી ત્યારે 'ગોસ્વામી મહારાજની માન્યતાથી બ્રાહ્મસમાજનો સિદ્ધાંત સ્વતંત્રજ છે' એવું પૂરવાર કરવામાટે નવકાંત ચટ્ટોપાધ્યાય મહાશય ખૂબ મહેનત કરી રહ્યા હતા. આ બાબતમાં તેમણે મહર્ષિ દેવેંદ્રનાથ ઠાકુર તથા શ્રીરાજનારાયણ વસુ મહાશયના પણ મત લીધા હતા. મહર્ષિ દેવેંદ્રનાથે પોતાના ભક્ત શ્રી. પ્રિયનાથ શાસ્ત્રી મારફત જણાવ્યું હતું કે "બ્રાહ્મધર્મ કોને કહેવાય તે બધું મેં વિસ્તારપૂર્વક 'બ્રાહ્મધર્મ' 'બ્રાહ્મધર્મ વ્યાખ્યાન' અને 'બ્રાહ્મધર્મ મત અને વિશ્વાસ' નામનાં પુસ્તકોમાં સ્પષ્ટપણે જણાવી દીધું છે. તેમાં જે કંઇ બાબતો જણાવી છે તેની વિરુદ્ધ કોઇ કંઇ કહે તો તે બ્રાહ્મધર્મ નથી."

શ્રીયુત રાજનારાયણ વસુ મહાશયના પત્રમાંથી પણ કેટલોક ભાગ નીચે આપવામાં આવ્યો છેઃ–"કેટલાક માસ પહેલાં પૂજ્યપાદ શ્રી વિજયકૃષ્ણ ગોસ્વામી દેવઘર આવ્યા હતા. તેમના સહવાસમાં રહેતાં મને જણાયું કે, તેમના જેવી આધ્યાત્મિક ઉન્નતિ બ્રાહ્મસમાજમાં ભાગ્યેજ બીજા કોઇની થયેલી હશે. એક બે

* પૂર્વબંગની બ્રાહ્મસમાજના અહેવાલમાંથી ઉદ્ધૃત.

દિવસના તેમના સહવાસથી મને જે કાંઇ આનંદ મળ્યો છે તેનુ વર્ણન થઇ શકે તેમ નથી. તેમનો વિયોગ અમને બહુજ દુઃખકર લાગ્યો; પરંતુ તેમની આધ્યાત્મિક ઉન્નતિની સાથે તેમના કેટલાક સિદ્ધાંતો એવા પણ જોવામાં આવ્યા કે તેનો બ્રાહ્મધર્મની સાથે કોઇ રીતે મેળ ખાય તેમ નથી. આથી બ્રાહ્મબંધુઓ તેમને પોતાના સમાજમાં રાખી શકે તેમ નથી અને તેમને પણ બ્રાહ્મસમાજમાં રહેવું ઉચિત નથી. તેઓ કદાચ બ્રાહ્મસમાજની બહાર નીકળી કોઇ જૂદો સંપ્રદાય પ્રવર્તાવે તો પછી અસંગતિ દોષ ન રહે; અને પછી તો તેઓ અમારા વધારે શ્રદ્ધાપાત્ર થશે. હું જેમ હિંદુધર્મના કેટલાક ઇશ્વરપરાયણ સાધુસંતો પ્રત્યે પૂજ્યબુદ્ધિ રાખું છું, તેમ તેમના ઉપર પણ શ્રદ્ધાભક્તિ રાખીશ. તેમને એક સાધુપુરુષતરીકે માનું છું. જેમ બે માણસોની મુખાકૃતિ મળતી આવતી નથી, તેમ તેમના ધાર્મિક સિદ્ધાંતો પણ મળતા આવતા નથી. બધા માણસો એકજ મતના થશે એવું હું ક્યારે પણ માનતો નથી.”

ત્યારપછી આજ વિષયમાં ગોસ્વામી મહારાજ સાથે મહર્ષિ દેવેંદ્રનાથ ઠાકુરને જે પત્રવ્યવહાર થયો હતો તેમાંથી પણ કેટલોક ભાગ નીચે આપવામાં આવે છેઃ–

મહર્ષિ દેવેંદ્રનાથનો પત્ર

સ્નેહીવર્ય !

તમારી મુખમુદ્રા જેવી સૌમ્ય છે, તમારો સ્વભાવ જેવો ગંભીર છે, તેવોજ તમારો ઇશ્વરપ્રેમ પણ અલૌકિક છે. એક ધન્ય ઘડીએ તમારૂં બ્રાહ્મસમાજમાં આગમન થયું અને બ્રાહ્મધર્મનાં વ્યાખ્યાન સાંભળી તમે આકર્ષાયા અને ત્યારપછી તમે કેવી કઠિન તપશ્ચર્યા અને ત્યાગ કરીને બ્રાહ્મધર્મ અંગીકાર કર્યો તેમજ તેનો પ્રચાર કર્યો ! બ્રહ્માનંદ કેશવચંદ્ર સેનને હાથે બ્રાહ્મધર્મની ઉન્નતિ થશે એવી આશા હતી, પણ તેઓ તો પરમ પિતાના આમંત્રણથી બહુ નાની વયમાંજ પરલોકવાસી થઇ ગયા. તે વખતે મારી નજર તમારાપરજ ઠરી હતી. પછી તો તમેજ મારી આશા અને વિશ્વાસનું પાત્ર બની રહ્યા. તેમાં પણ તમે તો બધા ધાર્મિક પ્રચારકોના અગ્રેસર હતા અને આજસુધી તમે ખરા હૃદયથી મન, વાણી અને કર્મથી બ્રાહ્મધર્મની સેવા કરી છે.

“ **नामान्यदन्तस्य हतपत्रः पठन् गुह्यानि भद्राणि कृतानि**

च स्मरन् गां पर्यटन् तुष्टमना गतस्पृहः कालं प्रतीक्षन् नमदो विमत्सरः ॥ "

ઉપરનો મંત્રોપદેશ આપી તમને જે પ્રચારક ધર્મનો આદર્શ બતાવ્યો હતો, તેને તમે આજસુધી દૃઢપણે વળગી રહ્યા છો. પ્રચારકના ધર્મનું યથાર્થ પાલન કરી તમે સમગ્ર બંગદેશમાં બ્રાહ્મધર્મનું બીજારોપણ કર્યું છે. તમારી નિષ્કામ ભક્તિ તથા ઈશ્વરપ્રીતિવડે તમારૂં આત્મતેજ ઝળહળી રહ્યું છે. તમારો ઉત્સાહ જીવંત છે. જે ઉત્સાહના પ્રભાવથી તમે મારી પાસે બ્રાહ્મધર્મને વિશુદ્ધ રાખવામાટે સાધારણ બ્રાહ્મસમાજની પ્રતિષ્ઠા કરવાનો પ્રસ્તાવ રજુ કર્યો હતો, તે પ્રસંગ મને હજી પણ સાંભરે છે. હું તો હવે થોડોજ વખત તમારી સાથમાં છું. જ્યારે હું આ ભૂમિ ત્યજીને ચાલ્યો જઇશ તે વખતે બ્રાહ્મસમાજ તમારાજ જીવનમાંથી પ્રેરણા લઇ ઉન્નત થશે અને તમારાજ આત્મામાંથી જ્ઞાન અને ધર્મ પામીને વૃદ્ધિ પામશે. એજ મારે માટે છેલ્લી આશા અને આનંદની વાત છે. એ આનંદથીજ આ શરીર ટકી રહ્યું છે અને ઇંદ્રિયો સજીવન રહી છે. પરંતુ ચાલુ માસની "તત્ત્વકૌમુદી"માં આપનાપર બ્રાહ્મધર્મના વિરોધી મત ધરાવવાનો જે આરોપ મૂકવામાં આવ્યો છે, તેથી મને બહુજ ક્ષોભ થયો છે અને આવી દુર્બળ અવસ્થામાં પણ તમને આ પત્ર લખું છું. "સત્પુરુષોની ચરણરજ લેવી; તેમની ચરણરજમાં આળોટવું; તેમને પગે પડવું; તેમનો પ્રસાદ ગ્રહણ કરવો; મૂર્તિપૂજકોને, બ્રાહ્મધર્મના વિરોધીઓને તેમજ બાળકોને પણ દીક્ષા દેવી; અંધશ્રદ્ધા, જાતિભેદ વગેરે કુસંસ્કારો ટળી ગયા ન હોય તોપણ બ્રહ્મોપાસના કરવામાં કંઇ વાંધો નથી—અર્થાત્ જેને જે ધર્મમાર્ગમાં શ્રદ્ધા હોય તેજ ધર્મમાર્ગનું અનુસરણ કરવાથી તે વ્યક્તિ કાળે કરીને સત્યનો સાક્ષાત્કાર કરી શકે છે; સિદ્ધયોગી સૂક્ષ્મ શરીરે આવી-જઇ શકે છે, તેમજ વાતચીત પણ કરી શકે છે; આ બધી તમારી માન્યતાઓ છે એમ જણાવવામાં આવ્યું છે. વિશુદ્ધ બ્રાહ્મધર્મને નામે આવા કુસંસ્કાર અને આવો મિથ્યાવાદ ચલાવતા હો તો જરૂર તેનો અટકાવ થવો ઘટે છે. અંધશ્રદ્ધામાત્રનો નાશ કરવામાટે બ્રાહ્મધર્મની સ્થાપના કરવામાં આવી છે, અને છેક રામમોહન રાયથી માંડી આજનો એક સામાન્ય પ્રચારક પણ તે અંધશ્રદ્ધાને જડમૂળથી ઉખેડી નાખવા ભગી-

રથ પ્રયત્ન કરી રહ્યો છે. આવા મહાન પરિશ્રમનું ફળ શું એજ આવશે કે, 'બ્રહ્મજ્ઞાન મેળવવા પહેલાં અંધશ્રદ્ધાદિનો પરિત્યાગ કરવાની જરૂર નથી? આત્માની સાથે પરમાત્માનો યોગ એજ સ્વાભાવિક યોગ છે અને પ્રાચીન ઋષિઓથી માંડી મારા જેવાં દરેકની આત્મપ્રતીતિ પણ એજ વાતની સાબીતિ આપે છે. આ આત્મપ્રત્યયને સ્થાને, શું હવે 'સાધુને પગે પડવાથી, તેમની ચરણરજ લેવાથી અને તેમની શક્તિનો સંચાર થાય ત્યારેજ મનુષ્યને બ્રહ્મજ્ઞાન થાય છે' એવી માન્યતાને સ્થાન આપવું જોઇએ? અને જો એમ માનીએ તો તો પછી ગાયત્રીમંત્રની કશી કિંમતજ નહિ રહે. "हृदा मनीषा मनसाभिक्लृप्त અર્થાત્ 'હૃદ્‌ગત સંશયરહિત બુદ્ધિવડે મનન કરવાથી બ્રહ્મજ્ઞાન થાય છે' એ ઋષિવાક્ય ખોટું પડશે, અને અધ્યાત્મયોગનું શિક્ષણ તથા બ્રાહ્મધર્મના મૂળ સિદ્ધાંતનો લોપ થશે."

"બ્રાહ્મધર્મનું સત્ય એજ એક અવિચળ સત્ય છે. તે જેવું આરંભમાં—પ્રથમયુગમાં—હતું તેવુંજ શેષયુગપર્યંત—છેવટસુધી—રહેશે. એ સત્ય જેવું સ્વર્ગલોકમાં છે તેવુંજ મર્ત્યલોકમાં છે. દેશકાળાદિ ભેદવડે તેમાં કશું રૂપાંતર થતું નથી. તે સૂર્યના જેવું તેજસ્વી અને સાગરના જેવું ગંભીર છે. તે મધુમય છે, પ્રાણમય છે; તે સત્ય તમારા હૃદયમાં અખંડ રહો એવો મારો શુભાશીર્વાદ છે. હું પ્રાર્થના કરૂં છું કે, તમારા હૃદયમાં ધાર્મિક મતભેદને સ્થાને એકતા સ્થપાઓ, તમે બધા અંતર્બાહ્ય એકમતના થઇ એકચિત્તે સત્યનો પ્રચાર કરી બ્રાહ્મધર્મનું ગૌરવ વધારો અને એ પ્રમાણે બધા બ્રાહ્મગ્રંથિવડે ગુંથાઇને આનંદથી અનંત ઉન્નતિના માર્ગે આગળ વધો. એજ

બંગ. સં. ૧૨૯૪ના પોષ ૧૭ — કેવળ શુભાકાંક્ષી
શ્રી દેવેંદ્રનાથ દેવશર્મા

---

ગોસ્વામીજીનો ઉત્તર*

નમસ્કારપૂર્વક નિવેદન જે:—

આપ મહાશયનો ૧૭ મી પોષનો પત્ર વાંચી સંતોષ અને આનંદ થયો છે. દુર્બળ શરીરે આવી કૃપા કરી આપે મારાપ્રત્યે અવિચલ સ્નેહજ દર્શાવ્યો છે. હું પ્રાર્થના કરૂં છું કે, હું આપના પ્રેમ અને આશીર્વાદને યોગ્ય થઇ આ જીવનમાં સત્યસ્વરૂપ બ્રાહ્મ-

* 'તત્ત્વકૌમુદી' શાકે ૧૮૦૯ ફાલ્ગુન ૧૬

ધર્મનો પ્રચાર કરતો રહું.

જે સત્ય છે તેજ બ્રાહ્મધર્મ છે, એવી મારી દૃઢ પ્રતીતિ છે અને એ સત્યનોજ હું ઘણા સમયથી પ્રચાર કરતો આવ્યો છું. 'કોઇ અમુક સમયે કોઇ ખાસ વ્યક્તિ કે સમાજે જે સત્યનો પ્રચાર કર્યો હોય તે સિવાય બીજા કોઇ પણ નૂતન વા અપ્રકાશિત સત્યની શોધ થઇ શકેજ નહિ' એવી માન્યતા, હું ધારૂં છું કે, કોઇ પણ વ્યક્તિ સ્વીકારશે નહિ.

બ્રાહ્મસમાજને પણ હજી અનેક અપ્રકાશિત સત્યો શોધવાં રહ્યાં છે, કે જે સત્યો હજારો વર્ષપર્યંત સાધકજીવનના મૂળભૂત પાયારૂપે પ્રકાશી રહેશે. હું જે માર્ગનું અનુસરણ કરી રહ્યો છું, તે ઋષિપ્રવર્તિત માર્ગ છે. બહુજ પ્રાચીન કાળથી અનેક મહાપુરુષો તે માર્ગનું અનુસરણ કરતા આવ્યા છે અને તેથી તેઓ કૃતાર્થ થયેલા છે. આપના "બ્રાહ્મધર્મ વ્યાખ્યાન" નામે પુસ્તકમાં પણ અનેક સ્થળે તેનો આભાસ જોવામાં આવે છે. "हृदा मनीषा मनसाभिक्लृप्त।" એ શ્લોક મને પણ શિરોધાર્ય છે અને નિઃસંશય બુદ્ધિવડે મનન કરવાથી બ્રહ્મજ્ઞાન અને બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત થાય છે" એ વાત સત્ય છે અને હું પણ તે માનું છું; પણ સંશયરહિત બુદ્ધિ પ્રાપ્ત થવી એ કંઇ સહેલું કાર્ય નથી. તેને માટે તો ખાસ ઉપાયો યોજવા જોઇએ. એ એમ ન હોય, તો તો પછી ધર્મપ્રચારની વા ધર્મોપદેશની જરૂરજ રહેતી નથી. મનની એવી ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરવાના વિવિધ ઉપાયો હોઇ શકે છે. જે ઉપાયથી જેને ફાયદો થાય તેણે તે ઉપાયનું અવલંબન કરવું જોઈએ. મારો એવો દુરાગ્રહ નથી કે મારી સાધનપ્રણાલિકાસિવાય બીજી કોઇ સાધન–પ્રણાલિકા છેજ નહિ; પરંતુ એટલું તો ચોક્કસ છે કે, જે ઉપાયવડે મને બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત થવામાં મદદ મળી હોય અને મળ્યા કરશે એમ લાગતું હોય તે મારી પ્રાણપ્રિય વસ્તુ–મારા જીવનધનની મર્યાદા હું યથાર્થ રીતે સમજી શકું એવો આશીર્વાદ આપજો. ધર્મસાધનાના ઉપાયસંબંધમાં 'બ્રાહ્મધર્મ ગ્રંથ'માંજ નીચે પ્રમાણેનો ઉપદેશ આપેલો જોવામાં આવે છેઃ–

" तद्विज्ञानार्थं सद्गुरुमेवाभिगच्छेत् । तस्मै स विद्वानुपसन्नाय सम्यक् प्रशांतचित्ताय शमान्विताय येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥ "

અર્થાત્ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે સદ્‌ગુરુનેજ શરણે જવું

જોઈએ; અને તે શ્રોત્રીય તથા બ્રહ્મનિષ્ઠ ગુરુએ શરણે આવેલા, શ્રદ્ધાળુ, નિઃસંશય બુદ્ધિવાળા તથા શમદમાદિ સાધનસંપન્ન શિષ્યને, જેનાથી તે અક્ષરબ્રહ્મને જાણી શકાય એવી સત્ય બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપવો. આથી સિદ્ધ થાય છે કે, સદ્‌ગુરુ પાસે જઈનેજ ધર્મોપદેશ ગ્રહણ કરવો જોઈએ. અંધશ્રદ્ધાળુ તેમજ મૂર્તિપૂજકોને દીક્ષા આપવાના સંબંધમાં આપે જે લખ્યું છે, તે સંબંધમાં મારે એટલુંજ કહેવાનું છે કે બ્રાહ્મસમાજમાં એવાજ લોકોની સંખ્યા વધારે છે. એવા ઘણા માણસો છે કે જેઓ બ્રાહ્મમત પ્રમાણે ધર્મક્રિયા કરે છે અને સાથે સાથે પોતાની માન્યતા વિરુદ્ધની ધાર્મિક રૂઢિઓનું પણ પાલન કરે છે. આવા અર્ધદગ્ધ કરતાં તો જેઓ સરળ હૃદયના, શ્રદ્ધાળુ અને સાકારના ઉપાસકો છે, તેમને હું વધારે શ્રેષ્ઠ માનું છું; અને જ્યારે સત્ય વસ્તુની પ્રાપ્તિ થાય છે ત્યારે તો બધી વિધિઓ અને સાંપ્રદાયિકતા આપોઆપ સર્પની કાંચળીની પેઠે સરી પડે છે, તો પછી ધર્મજીવનના પ્રારંભમાંજ, પરસ્પર પ્રતીત થતો આચારભેદ ટાળવોજ જોઈએ, એવું હું માનતો નથી. સાધકની ચિત્તશુદ્ધિ કેવી થઈ છે તે ઉપર નજર ન રાખતાં તેની ગ્રહણશક્તિ ઉપરાંતનાં સત્યો તેને પ્રબોધવામાં આવે-અર્થાત્ અધિકારવિના બ્રહ્મવિદ્યાનોઉપદેશ કરવામાં આવે તો તેનું હિત થવું તો બાજુએ રહે છે, પરંતુ તેનું અનિષ્ટજ થાય છે; અને મારો તો દૃઢ વિશ્વાસ છે કે,ઋષિમુનિઓ અધિકારભેદ જોઈનેજ વિવિધ સાધનોની યોજના કરી ગયા છે.

આપને પગે પડીને નમ્રભાવે હું એટલોજ આશીર્વાદ માગું છું કે, હું અનંતજીવનમાં અનંત બ્રહ્મનો-સત્યનો સાક્ષાત્કાર કરી તેનો પ્રચાર કરતો રહું.

'યોગ-સાધન' નામે એક નાનું પુસ્તક પણ આ સાથે મોકલ્યું છે. કોઈની પાસે તે પુસ્તક વંચાવીને સાંભળવાથી મારા વિચારો આપ સારી રીતે સમજી શકશો.

ઢાકા } વિનીતઃ-
બ્રાહ્મ સં. ૧૨૯૪ના પોષ ૨૦ } વિજયકૃષ્ણ ગોસ્વામી

મહર્ષિનો બીજો પત્ર*

સ્નેહીવર્ય !

તમારો ૨૦મી પોષનો પત્ર વાંચી ઘણો સંતુષ્ટ થયો છું. તમે

*"તત્ત્વકૌમુદી" શકે ૧૮૦૯ ફાલ્ગુન ૧૬.

સત્યની બહુ શોધ કરી છે અને તેનો સાક્ષાત્કાર કરવા સાધનો પણ બહુ કર્યાં છે. તમને જે સત્ય લાગ્યું છે, તેનો તમે લાંબા વખતથી બ્રાહ્મસમાજમાં પ્રચાર કરતા આવ્યા છો. તમે જાણતાજ હશો કે, આત્મજ્ઞાની બ્રાહ્મની દૃષ્ટિએ બધા યોગ કરતાં અધ્યાત્મ-યોગજ વધારે શ્રેયસ્કર છે. તમને મારી એટલીજ વિનતિ છે કે, તમે બ્રાહ્મબંધુઓને અધ્યાત્મયોગનુંજ શિક્ષણ આપો અને તે વડેજ બ્રાહ્મસમાજનું હિત સાધો.

જો જ્યોતિર્વિદ્યા વગેરે બીજી અપરા વિદ્યાના શિક્ષણ માટે આચાર્યની આવશ્યકતા રહે છે, તો પછી સર્વોત્કૃષ્ટ બ્રહ્મવિદ્યાના શિક્ષણમાટે આચાર્યની આવશ્યક્તા હોયજ તેમાં તો કહેવુંજ શું? સારી રીતે બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરવો હોય તો શ્રોત્રીય અને બ્રહ્મનિષ્ઠ ગુરુની અનિવાર્ય આવશ્યકતા છે, એમાં બે મત છેજ નહિ. માટેજ 'બ્રાહ્મધર્મ'માં લખ્યું છે કે:—" **तद्विज्ञानार्थं सद्-गुरुमेवाभिगच्छेत्** । અર્થાત્ બ્રહ્મવિદ્યા ભણવા માટે તેણે—શિષ્યે-ગુરુ પાસે જવું જોઇએ. પરંતુ ગુરુ પાસે જઇને તો બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરવાનો છે. અભ્યાસ કર્યા સિવાય પગે પડવું કે પ્રસાદ લેવા વગેરે ક્રિયાનું કંઈ પણ પ્રયોજન નથી; તેથી કંઈ ફળસિદ્ધિ પણ થતી નથી. સદ્ગુરુ પાસેથી બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવી એજ સત્ય-જ્ઞાનનો એકમાત્ર ઉપાય છે.

અંધશ્રદ્ધાવાળા મૂર્તિપૂજકને નિરાકાર બ્રહ્મનો ઉપાસક કરવો એજ બ્રાહ્મધર્મપ્રચારનો મુખ્ય ઉદ્દેશ છે. એવા ભૂલેલાઓને તેમની ભ્રાંતિની સમજણ પાડો અને તેમને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ આપો; પણ "જેને જેમાં શ્રદ્ધા હોય તે તે સાધન ભલે કરે, કાળે કરીને તેને સત્યજ્ઞાન થશે" એવી વાત તો ભૂલે ચૂકે પણ કરતા નહિ. એમ કહેવાથી તો કાળનું પ્રધાનપણું ઠરે છે. પછી તો આચાર્યના ઉપદેશની આવશ્યકતા પણ રહેતી નથી. એવાં વચનોથી તો નિરા-કાર અને નિર્વિકાર બ્રહ્મજ્ઞાન તરફ જિજ્ઞાસુની વૃત્તિ ઢળવાની વાત તો દૂર રહી; પરંતુ તેથી તો તેના સાકાર દેવદેવીઓની ઉપાસના-નાજ સંસ્કાર દૃઢ થવાના. માટે એ બાબતથી સાવધાન થઇ તમે જે પ્રમાણે બ્રાહ્મધર્મની સેવા કરતા આવ્યા છો તેમજ કરતા રહેશો.

પોષ ૨૬— } સદાનો શુભાકાંક્ષી
દેવેંદ્રનાથ દેવશર્મા

આ પત્રનો ઉત્તર ગોસ્વામી મહારાજે આપ્યો છે કે નહિ, તે

કંઇ જાણુવામાં નથી. અથવા લખ્યો હતો તો તે જાહેરમાં આવ્યો નથી; પરંતુ ત્યારપછી ગોસ્વામી મહારાજના સંબંધમાં મહર્ષિનો અભિપ્રાય તદ્દન બદલાઇ ગયો હતો. ગોસ્વામી મહારાજની ઉચ્ચ સ્થિતિ–તેમની બ્રહ્મનિષ્ઠા જોઇને, મહર્ષિ પોતે પણ એવી સ્થિતિ પ્રાપ્ત કરવા વ્યાકુળ થઈ ગયા હતા. આવી ઉચ્ચ નિષ્ઠા તેમને શા ઉપાયથી પ્રાપ્ત થઇ ? એવો પ્રશ્ન પૂછતાં ગોસ્વામી મહારાજે પોતાના ગુરુદેવની સર્વ હકીકત કહી સંભળાવી હતી અને ગોસ્વામી મહારાજે પોતાના ગુરુદેવને મહર્ષિ ઉપર પણ કૃપાદૃષ્ટિ કરવાની નમ્ર વિનતિ કરી હતી. પરિણામે ગુરુદેવે મહર્ષિમાં દિવ્ય શક્તિનો સંચાર કર્યો હતો અને તેમનાં હૃદયદ્વાર ખુલી ગયાં. આ ઘટના પછી જ્યારે ગોસ્વામી મહારાજ તેમને મળ્યા ત્યારે મહર્ષિએ

**नमो ब्रह्मण्य देवाय गोब्राह्मणहिताय च ।**
**जगद्धिताय कृष्णाय गोविन्दाय नमो नमः॥**

આ શ્લોક બોલી ગોસ્વામી મહારાજને નમસ્કાર કર્યા હતા. તે દિવસે તેમની સાથે જે ધર્મવિષયક વાતચીત થઇ હતી, તે આ ગ્રંથમાં યથાસ્થાને આપવામાં આવી છે. આ બધી પૂર્વાપર હકીકતો જાણુવાથી સહૃદય વાચક તેમના વચ્ચેનો મતભેદ અને તેનું પરિણામ સારી રીતે સમજી શકશે.

અસ્તુ. એ તો જે થવાનું હતું તે થઇ ગયું, પરંતુ જેમ મરણપથારીએ પડેલી દુર્બળ માતા પોતાના હૃષ્ટપુષ્ટ બાળકને ખોળામાં રમાડી શકતી નથી, તેમજ કપોલકલ્પિત અભિપ્રાયો, પરમતખંડન, બ્રાહ્મેતર ધર્મની નિંદા અને મહાપુરુષોના દ્રોહરૂપી વિવિધ અધ્યાત્મરોગથી પીડાતી અને મરણપથારીએ પડેલી બ્રાહ્મસમાજ આ દૃઢપ્રતિજ્ઞ, સત્યવ્રત, ઉદાર અને ધર્મવીર મહાપુરુષને હવે વધારે વખત પોતાના ખોળામાં ખેલવા દઇ શકી નહિ. બ્રાહ્મસમાજે તેમને પાલન–પોષણ કરનાર માતાની પેઠે હિંદુધર્મરૂપી જનનીના ખોળામાંથી ઉંચકી લીધા હતા; પરંતુ પ્રદીપ્ત અગ્નિસમાન તેમની તેજસ્વિતા સહન ન થવાથી તેમને પાછા તેમની મૂળ માતાનેજ સુપ્રત કરવા પડયા. કાગડાઓએ ભલે કોકિલાને ઉછેરી હોય, પણ વસંત ઋતુમાં તે ટહુકયા વિના કેમ રહી શકે ? કાગડાઓ ભલે ચંચુપ્રહાર કરી કોકિલાને કાઢી મૂકે, પણ આંબે મોર આવે ત્યારે કોયલ તો ટહુકવાનીજ. બ્રાહ્મબંધુઓને પણ

ગોસ્વામી મહારાજનું કોયલના મીઠા ટહુકાર જેવું શ્રવણ મનોહર મધુરૂં કૃષ્ણકીર્તન અકારૂં લાગેલું; કેમકે તેઓને તેમાં અંધશ્રદ્ધાની તથા મૂર્તિપૂજાની ગંધ આવતી હતી. આથી તેઓએ ગોસ્વામી મહારાજપર મિથ્યાવાદનું આરોપણ કરી તેમનો બહિષ્કાર કર્યો. પરંતુ 'મંગળમય પ્રભુના રાજ્યમાં કશું અમંગળ બનતુંજ નથી.' એ ન્યાયે, ગોસ્વામી મહારાજનો જે બ્રાહ્મસમાજ સાથેનો સંબંધ તૂટી ગયો તે પણ સર્વસાધારણની દૃષ્ટિએ તો ઠીકજ થયું છે. આજ ઘટનાને અનુલક્ષીને બારદિના બ્રહ્મચારી મહાશયે કહ્યું હતું કે "કાગડાના માળામાં કોયલ ક્યાંસુધી રહી શકે ?"

આ રીતે ગોસ્વામી મહારાજનો બ્રાહ્મસમાજ સાથેનો સંબંધ સદાને માટે બંધ થઇ ગયો ખરો, પરંતુ બ્રાહ્મધર્મ સાથેનો તેમનો સંબધ તો પૂરેપૂરો રહ્યો. તેમને નછૂટકે બ્રાહ્મસમાજ સાથેનો સંબંધ છોડવો પડયો હતો, પરંતુ બ્રાહ્મધર્મ અર્થાત બ્રહ્મવિદ્યાનો પ્રચાર કરવાનું કાર્ય તેમણે છોડયું નહોતું. આ બ્રહ્મવિદ્યાનો પોતે અભ્યાસ કરીને બીજાને તેનું જ્ઞાન આપવા માટેજ ભગવાને તેમને બ્રાહ્મસમાજમાં મોકલ્યા હતા. સાચા બ્રહ્મજ્ઞાનીનો આદર્શ રજુ કરવા માટેજ ભગવાને તેમને બ્રાહ્મસમાજમાં મોકલ્યા હતા. તે કાર્ય સમાપ્ત થતાં તેમણે પણ બ્રાહ્મસમાજનો ત્યાગ કર્યો.

પોતાના કુળદેવ શ્રીશ્યામસુંદર ગોસ્વામી મહારાજને બાળપણથીજ કેવી રીતે ધર્મમાર્ગપર દોરતા અને તેમના ધર્મપ્રચારાદિ કાર્યમાં સહાય કરતા તે આપણે અનેક સ્થળે જોઇ ગયા છીએ. એક દિવસ ગોસ્વામી મહારાજ ભાવાવેશમાં બોલી ઉઠયા કે "શ્યામસુંદર ! તમે આવા છો ? ત્યારે મને આવી શુષ્ક મરુભૂમિમાં થઈને શા સારૂ લાવ્યા ?" જવાબ મળ્યો કે "એનું રહસ્ય બહુ ઉંડું છે. સમય ઉપર તમને તે બાબત આપોઆપ સમજાઇ જશે." આપણામાંના ઘણા લોકો મોઢેથી કહે છે કે 'જીંદગી નકામી ચાલી ગઇ' પરંતુ જેમણે 'શ્રીહરિકથાકીર્તનનો સ્વાદ એક વાર પણ ચાખ્યો છે, તેઓને ક્યારે પણ ધર્મસંબંધી શુષ્ક તર્કોમાં કે વિતંડાવાદમાં ઉતરી નાહક સમય બગાડવો ગમતોજ નથી. તેમનાથી નિદ્રા આવે તે પણ સહન થઇ શકતું નથી. એમની એ સ્થિતિનું યથાર્થ વર્ણન કોણ કરી શકે ? એમનો વ્યવહાર સંસારથી તદ્દન ઉલટોજ હોય છે. જીવનનો જે ભાગ તર્કવિતર્કમાં તથા વાદવિવાદમાં ગયો હતો તેનું સ્મરણ કરતાં ગોસ્વામી

મહારાજને બહુજ દુઃખ થતું હતું. તેઓ રાતદિવસ શ્રીભગવદ્ ધ્યાનમાંજ તલ્લીન રહેતા હતા. સાધારણ બ્રાહ્મસમાજીઓ એમનાં કાર્યો અને જીવનનો મર્મ સમજે એ હવે તદ્દન અસંભવિત હતું. જે સાધક ચરાચર જગતમાં સત્તારૂપે વિરાજેલા ભગવાનને માત્ર જાણીને તૃપ્ત થતો નથી, પરંતુ ભગવાનની સાથે વધારે ગાઢ સંબંધમાં આવવા ઇચ્છે છે તેને આંતરિક યોગમાર્ગનું અવલંબન કરવાની જરૂર રહે છે. આ યોગ તે હઠયોગ નહિ પરંતુ જીવાત્માનો પરમાત્માની સાથે યોગ કરવો તે. જે સાધક સર્વભાવે એકનિષ્ઠાથી સાધનભજન કરે છે તેજ ઉચ્ચાવસ્થા પ્રાપ્ત કરતો જાય છે. જે એવી રીતે ભજનસાધન નથી કરતા તેમને ઇષ્ટસિદ્ધિ મળતી નથી.

ગોસ્વામી મહારાજને બીજા અનેકાનેક શુષ્ક વેદાન્તીઓની પેઠે પુસ્તકીયા તત્ત્વજ્ઞાનથી તૃપ્તિ થઇ નહિ. તેમને તો પરમાત્માનો સાચો સાક્ષાત્કાર કરવો હતો એટલે તેમણે વ્યાકુળચિત્તે પરાભક્તિ કરવા માંડી. અને ત્યારેજ તેમને પરાશાંતિનો અનુભવ થયો. હવે આવો આગળ વધીને સાચો સાક્ષાત્કાર પામેલો અલૌકિક મહાપુરૂષ લૌકિક બ્રાહ્મસમાજમાં વધારે વખત શી રીતે રહી શકે?





# प्रकरण बारमुं

## ઉત્સવ, કથાકીર્તન, આશ્રમની સ્થાપના, ચૈતન્યલીલા ઈત્યાદિ.



અનેક મતસંપ્રદાયોના પરિચયથી ગોસ્વામી મહારાજને એવો અનુભવ થયો કે, દરેક સંપ્રદાયમાં કંઇક તત્ત્વ બ્રહ્મજ્ઞાનાદિનું તો રહેલુંજ છે. કોઇ કોઇ સંપ્રદાયોમાં તો અનુભવસિદ્ધ બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ પણ જોવામાં આવે છે; પરંતુ ઘણો ભાગ માયામાં રચ્યો પચ્યો હોવાથી દરેક સંપ્રદાયમાં મતભેદ, વાદવિવાદ, પરમતપ્રત્યે અસહિષ્ણુતા, વગેરે જોવામાં આવે છે. ગોસ્વામી મહારાજે તો દરેક મતસંપ્રદાયમાંથી સાર ગ્રહણ કરી સાધનાઓ સાધી હતી અને તેથી તેમને લાભ પણ થયો હતો; પરંતુ તેથી તેઓ પૂર્ણકામ થયા નહિ. અનેક વન, પર્વત અને નદીઓ ફરી વળ્યા, બહુ બહુ તપશ્ચર્યા તથા તીર્થાટનને અંતે શ્રીગયાજીના આકાશગંગા પહાડપર તેમની મનોકામના પૂર્ણ થઇ. આજ દિવસસુધી ભગવત્તત્ત્વનો તેમણે પરોક્ષ અનુભવ કર્યો હતો. હવે તેમને તે પરમ સત્યનો અપરોક્ષ અનુભવ થયો અને ઘણા સમયની આકાંક્ષા પૂરી કરી કૃતકૃત્યતા અનુભવવા લાગ્યા.

હવે ગોસ્વામી મહારાજની રહેણીકરણી બધી ફરી ગઈ હતી. તેમણે મસ્તકે મુંડન કરાવ્યું હતું, શરીરે ભગવાં વસ્ત્ર ધારણ કર્યાં હતાં અને હાથમાં દંડકમંડલુ રાખતા હતા. તેમના ચહેરા ઉપર બ્રહ્મતેજ ઝળકતું હતું, દૃષ્ટિ સ્થિર—નિશ્ચલ હતી, સ્વભાવ આનંદમય હતો અને તેમનો આચારવ્યવહાર, બોલવુંચાલવું વગેરે સર્વ ક્રિયાઓ મધુરતા રેલાવતી હતી. તેઓ જે સ્થાનમાં વિરાજતા હતા તે સ્થાન તીર્થ જેવું શોભતું હતું.

જેને તે સત્યસ્વરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થયો હોય તે મહા-

પુરુષનાં લક્ષણ કેવાં હોય? એનો આબેહુબ ખ્યાલ ગોસ્વામી મહારાજના જીવનમાંથી મળી રહે છે; અને જેને આ સત્યસ્વરૂપ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે તેનેજ પંચમ પુરુષાર્થરૂપ ભગવાનની પરાભક્તિ પ્રાપ્ત થાય છે. આ પરાભક્તિરૂપી ચિંતામણિ પ્રાપ્ત કરવા સાધકે કેવા ક્રમપૂર્વક સાધનમાર્ગનું અનુસરણ કરવું એ સંબંધી કહેતાં ભક્તિરસામૃતસિંધુના જે શ્લોકો ગોસ્વામીજી વારંવાર યાદ આપતા તે અત્રે આપીએ છીએ:–

" आदौ श्रद्धा ततः साधु संगोऽथ भजनक्रिया ।
ततोऽनर्थ निवृत्तिः स्यात् ततो निष्ठा रुचिस्ततः ॥
अथासक्तिस्ततो भावस्ततः प्रेमाभ्युदंचति ।
साधका नामयं प्रेम्णः प्रादुर्भावे भवेत्क्रमः ॥"

અર્થાત્ સાધકને પ્રથમ તો સત્શાસ્ત્રમાં શ્રદ્ધા બેસવી જોઇએ. પછી તે યથાવત સમજવા માટે સંતસમાગમ સેવવો જોઈએ. સંતસમાગમના પ્રભાવથી તે નવધા ભક્તિરૂપ સાધન ભજનમાં પ્રવર્તે છે. ભક્તિ સાધન ભજનથી અનર્થની નિવૃત્તિ થઈ સદાચારમાં નિષ્ઠા અને પરમપદ સાધવામાં રુચિ જન્મે છે, સાધ્ય વસ્તુ તરફ તેની મનોવૃત્તિ આસક્ત થાય છે. શ્રીઇષ્ટપ્રભુમાં તીવ્ર આસક્તિ થવાથી મહાભાવનો ઉદય થાય છે અને ત્યારપછી પ્રેમભક્તિ ઉપજે છે. સાધક આ પ્રમાણે ઉત્તરોત્તર પ્રગતિ કરતાં પ્રેમભક્તિની ટોચે પહોંચે છે.

અદ્વય નિર્ગુણ બ્રહ્મજ્ઞાન તથા સગુણ સાકાર લીલાસંબંધમાં ગોસ્વામી મહારાજ કહેતા કે:—"બ્રહ્મ અદ્વય છે. આ પૃથ્વી, જળ, વાયુ, તેજ અને આકાશ, તેમજ સૂર્ય, ચંદ્ર, દેવ, દાનવ, મનુષ્ય, પશુ, પક્ષી, કીટ અને પતંગ વગેરે જે કંઈ દેખાય છે તે બધું અદ્વય બ્રહ્મનુંજ પરિણામ છે. બ્રહ્મસિવાય બીજું કંઇજ નથી. શ્રુતિમાં કહ્યું છે કે:–

" यतो वा इमानि भूतानि जायन्ते, येन जातानि जीवन्ति
यत् प्रयन्त्यभिसं विशन्ति तद्ब्रह्म तद्विजिज्ञासस्व ॥ "

અર્થાત્ જેમાંથી આ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, જેને આધારે આ સૃષ્ટિ નભી રહે છે, તેમજ જેમાં તેનો લય થાય છે તે બ્રહ્મ છે તેનેજ તમે ઓળખો. આવું અદ્વય નિર્ગુણ જ્ઞાન થાય છે ત્યારેજ બ્રહ્માનુભવ થઈ શકે છે અને બ્રહ્મજ્ઞાનવિના સગુણ સાકાર લીલાનો ભેદ સમજી શકાતો નથી.

ગોસ્વામી મહારાજનાં ધર્મપત્ની શ્રીમતી યોગમાયાદેવી પોતાના પુત્રપરિવારસહિત ઢાકા પ્રચારક નિવાસમાંજ રહેતાં હતાં; પણ ગોસ્વામી મહારાજે પૂર્વબંગ બ્રાહ્મસમાજ સાથેનો સંબંધ છોડી દીધો, ત્યારે તે ત્યાંથી નીકળી એકરામપુર રહેવા ગયાં હતાં. પછી ગોસ્વામીજી પણ ઢાકા થઇને ત્યાંજ આવ્યા હતા. ત્યાં પણ જિજ્ઞાસુઓ સત્સંગ માટે બહુ આવતા.

શ્રી અદ્વૈતમહાપ્રભુનો જન્મદિવસ માઘ શુકલ સપ્તમીનો હતો, શ્રી નિત્યાનંદ પ્રભુનો જન્મદિવસ માઘ શુકલ ત્રયોદશીનો હતો અને શ્રીચૈતન્ય મહાપ્રભુએ માઘ શુકલ પૂર્ણિમાને દિવસે કાંચનનગરમાં (કાટોવામાં) શ્રી કેશવભારતી પાસેથી સંન્યાસદીક્ષા લીધી હતી. અદ્વૈત પ્રભુના જન્મોત્સવને છેલ્લે દિવસે ગૌડીય વૈષ્ણવો નગરકીર્તન કરવા નીકળે છે અને પરસ્પર ધૂળ ઉછાળી આનંદ કરે છે, તેથી આ ઉત્સવનું નામ 'ધૂળટ ઉત્સવ' પડયું છે.

આ મહોત્સવ ઢાકામાં કરવો એવો ગોસ્વામી મહારાજનો સંકલ્પ હતો. રામપુરના ભક્તવર્ય બંકવિહારીદાસ તથા ડૉકટર વિહારીલાલ માલાકાર એ બન્નેએ ઉત્સવસંબંધી બધી વ્યવસ્થા ઉપાડી લીધી હતી. ઉત્સવને છેલ્લે દિવસે સવારે આઠ વાગે એક વિરાટ નગરકીર્તન કાઢવામાં આવ્યું હતું. મૃદંગ, કરતાલ વગેરે સાથે કીર્તન કરતાં કરતાં સૌ ભક્તજનો નામરસમાં ઉન્મત્ત થઇ ગયા. તેઓ મહાભાવમાં આવેલા ગોસ્વામી મહારાજને વિંટાઇ વળીને કદંબવૃક્ષની નીચે આવ્યા ત્યારે તો ચારે બાજુ 'હરિનામ-ની ધૂન મચી રહી અને સર્વત્ર જયજયકાર વર્તી રહ્યો. આ દિવ્ય દૃશ્ય જોઈ ચારસો વર્ષ પહેલાંના નિમાઇચાંદજ જાણે નામબ્રહ્મની ઉપાસનાનો પ્રચાર કરવા પધાર્યા હોય એમ અનેકોને લાગતું હતું. પછી તો ગોસ્વામી મહારાજ રાજમાર્ગમાં સાષ્ટાંગ પ્રણામ કરતા ધૂળમાં આળોટવા લાગ્યા. અને બન્ને હાથે ધૂળ લઈ 'જય સીતા-નાથ, જય સીતાનાથ' બોલતા ચારે તરફ ફેંકવા લાગ્યા. આ ધૂળના સ્પર્શથી સૌમાં એક અપૂર્વ ભાવનો સંચાર થયો. પછી તો બધા ભક્તજનો ઉન્મત્તની પેઠે ગર્જના કરતા ધૂળ ઉછાળતા ઉછા-ળતા નાચતા કૂદતા આગળ ચાલવા લાગ્યા. ગોસ્વામી મહારાજ વચ્ચે વચ્ચે ભાવસમાધિવશ થઇ જવાથી પૃથ્વીપર ઢળી પડતા હતા; તેથી અર્ધી ઘડીના રસ્તામાં એક પહોર નીકળી ગયો. રાજ-માર્ગ ઉપર આજે લોકોનો મહાસાગર ઉલટયો હતો. અનેક સ્થળેથી

લોકોનાં ટોળેટોળાં આવી કીર્તનમંડળમાં ભળતાં હતાં. ખોલ-કરતાલના મહાધ્વનિથી અને હરિનામની ધૂનથી ચારે દિશાઓ ગાજી ઉઠી અને આખું ઢાકા શહેર જાણે ડોલતું હતું. ગોસ્વામી મહારાજ પણ ભાવાવેશમાં આવી જઇ બન્ને હાથ ઉંચા કરી હરિનામનું સંકીર્તન કરતા કરતા નાચતા–કૂદતા ચાલતા હતા. તેમનાં દર્શન કરી સૌને એમજ થતું કે આજ આપણને શ્રીકૃષ્ણ ચૈતન્ય પ્રભુનાં પુનઃ દર્શન થયાં છે. ગોસ્વામી મહારાજ જે દિશા તરફ દૃષ્ટિપાત કરતા તે દિશા તરફની ભક્તમંડળી ભાવાવેશમાં આવી જઈ મસ્ત બની જતી હતી. નગરવાસી સ્ત્રીજનો પણ રસ્તાપરનાં મકાનોમાંથી આ દિવ્ય સંકીર્તન સાંભળી ગાંડાં ઘેલાં થઇ જતાં હતાં. આ પ્રમાણે નગરકીર્તન ફરતું ફરતું બપોરે ત્રણ વાગે એકરામપુર આવી પહોંચતાં એક અંધ બાવાજીએ નીચેનું ગાન લલકાર્યું:–

"નગર ભ્રમણ કરે આમાર ગૌર એલો ઘરે;
આમાર નિતાઈ એલો ઘરે."

આ ભાવોન્માદકારી નગરકીર્તન જોઇ અશ્વિનીકુમાર મિત્ર નામનો એક ચૌદ વર્ષનો બટુક પણ ભાવાવેશમાં આવી ગયો હતો અને વારંવાર હરિરસનું પાન કરી ઉન્મત્ત થઇ ગયો હતો. આ ભાવાવસ્થા રહી ત્યાંસુધી તે ગાંડાની પેઠે રસ્તામાં રખડતો અને કહેતો કે "કૃષ્ણ ક્યાં છે ? હા કૃષ્ણ ! તું ક્યાં છે ?" વગેરે વાક્યો બોલી ક્યારેક તે રડી પડતો અને કોઇકવાર તે શહેરના કોઇ જીર્ણ મંદિરમાં જઈ કૃષ્ણકીર્તન લલકારતો. તે જીર્ણ મંદિરમાં કોઇ મનુષ્યની આવ–જા નહોતી; પરંતુ માત્ર પક્ષીઓનુંજ નિવાસ-સ્થાન હતું. અશ્વિનીકુમારના આવવાથી પક્ષીઓને કંઇ પણ ભય–ઉદ્વેગ થયો નહિ, પરંતુ તેઓ તો આ છોકરાનું મધુર ગાન સાંભળવા તેની પાસે આવીને બેસતાં. અશ્વિનીકુમારની આવી અવસ્થા સાંભળીને ગોસ્વામી મહારાજ કહેતા કે "તેનાં હૃદય-દ્વાર ખુલી ગયાં છે. જો કોઈ ખરા વૈષ્ણવો હોય તો તેનો ખૂબ આદર-સત્કાર કરે વગેરે." આ પ્રમાણે એક બીજો બાળક પણ નગર-કીર્તનના પ્રભાવથી ભાવસમાધિમાં આવી મૂર્છાવશ પડયો હતો. ગોસ્વામી મહારાજને સમાચાર મળતાં તેઓ તેને ઘેર ગયા અને તેમનો સ્પર્શ થતાંજ તે બાળક જાગ્રત થયો. આ નગરકીર્તનના સંબંધમાં ગોસ્વામી મહારાજે એમ કહ્યું હતું કે "આજ નગર-કીર્તનની શરૂઆત થઇ ત્યારે મને લાગ્યું કે અનેક દેવગણ કીર્તન

કરતા કરતા આ પૃથ્વીપર આવતા હતા અને તેઓ આપણી કીર્તનમંડળીમાં ભળી જતા હતા. ત્યારપછી કીર્તનમાં શું થયું તે વિષે હું કંઇ જાણુતો નથી." આ મહોત્સવ તેમજ નગરકીર્તન જોઇ સર્વ ઢાકાવાસીઓ (સનાતની–તેમજ બ્રાહ્મસમાજી) ગોસ્વામી મહારાજની અસાધારણ શક્તિ જોઇ આશ્ચર્યચકિત થયા હતા.

એ સમયે ઢાકા શહેરમાં દૈવવશાત્ એક મોટો ઉત્પાત થયો કે જેથી આખા શહેરમાં હાહાકાર થઇ રહ્યો અને બધા નગરવાસીઓ ભયભીત થઇ ગયા. બંગ સં. ૧૨૯૪ ના ચૈત્ર વદ ૯ ને શનિવારે બપોર પછી ઢાકામાં ભારે વંટોળીઓ આવ્યો. પહેલાં તો નવાબ સાહેબના મહેલ પાસેની બુડીગંગાનું પાણી ખળભળવા લાગ્યું અને જોતજોતામાં તો મહાસાગરના જેવાં મોજાં ઉછળવા લાગ્યાં અને વીસ પચીસ રેલગાડીના ધમધમાટ જેવો ભારે ખળભળાટ મચી રહ્યો. આ ભયંકર ધ્વનિથી આખુંયે શહેર કંપી ઉઠયું. ગોસ્વામી મહારાજ આ ઉત્પાત સાંભળી સફાળા ઉઠી ઘરની બહાર આવ્યા અને આકાશ સામી દૃષ્ટિ કરી હાથ જોડીને નમસ્કાર કરતાં ઉંચે સ્વરે પ્રાર્થના કરવા લાગ્યા કે "જય મા કાલિ! દયા કરો. હે દયામયિ! પ્રસન્ન થાઓ. જય મહાવીર! જય-મહાવીર! આ બધી આફતની મારાપર વૃષ્ટિ કરો, પણ આ બધાની રક્ષા કરો." આ પ્રમાણે પ્રાર્થના કરતા સ્તોત્રો બોલવા લાગ્યા. પછી તરતજ શાંતિ ફેલાઇ ગઈ અને વંટોળીઓ બંધ થઇ ગયો. આ ઉત્પાતથી ઘણાં ઘરો ભાંગી ગયાં અને જાનમાલનું ઘણું નુકસાન થવા ઉપરાંત નદીમાં ઘણાં વહાણો પણ ડૂબી ગયાં; પરંતુ આ મહા ઉત્પાતમાં બાળકોની તેમજ ગર્ભવતી સ્ત્રીઓની તથા ઘરડાં બુઢ્ઢાંની બહુ આશ્ચર્યકારક રીતે રક્ષા થઇ હતી. નવાબના મહેલમાં જે દિવાનખાનું (કચેરીનો ભાગ) હતું તેનું તો નામ-નિશાન પણ ન રહ્યું. જડ શક્તિમાં કોઇ વાર ભગવદિચ્છાથી જે ચૈતન્ય-શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે તેથી કેટલીયે અઘટિત ઘટનાઓ પણ બની જાય છે. તેનું જીવતું જાગતું ઉદાહરણ આ મહાઉત્પાતમાંથી મળી રહે છે. જ્યારે ઉત્પાત શાંત થઇ ગયો ત્યારે ગોસ્વામી મહારાજે કહ્યું હતું કે "પાપની માત્રા અત્યંત વધી જાય છે ત્યારેજ કુદરત આવી ભીષણ મૂર્તિ ધારણ કરી મહા ઉત્પાત મચાવે છે."

ત્યારપછી પોતાના ઢાકાનિવાસી ભક્તજનોના અત્યંત આગ્રહ-થી ગોસ્વામી મહારાજ ગેંડારીઆના એકાંત ભાગમાં એક આ-

શ્રમ બનાવી, બંગ સં. ૧૨૯૫ના ભાદ્રપદ માસની જન્માષ્ટમીના* દિવસે તેમાં રહેવા ગયા અને ત્યારથી પોતે ત્યાંજ રહેવા લાગ્યા. આશ્રમમાં એક પ્રાચીન આંબો હતો. તેની નીચે ગોસ્વામી મહારાજે એકાંતમાં સાધનભજન કરવા માટે એક પર્ણકુટી બનાવી હતી. તે પર્ણકુટીની પાસેજ એક મોટી ઓસરીમાં શાસ્ત્રપાઠ, કીર્તન તેમજ ધર્મચર્ચા થતી હતી. ભક્તજનો અહીં આવી ગોસ્વામી મહારાજના વચનામૃતનું પાન કરતા હતા. તે ઉપરાંત આશ્રમવાસીઓની સગવડ માટે પાકાં ઘર, રસોડાં વગેરેનો પણ યોગ્ય બંદોબસ્ત કરવામાં આવ્યો હતો.

ગોસ્વામી મહારાજે સાધનભજન માટેની એકાંત પર્ણકુટિની ઉત્તર તરફથી દિવાલના બહારના ભાગપર એક નિશાન ચીતરી તેના ઉપર "॥ॐ कृष्ण चैतन्याय नमः॥" એવું લખ્યું હતું અને તેજ દિવાલના અંદરના ભાગપર નીચેનો શાસ્ત્રોપદેશ ચાકવડે લખી રાખ્યો હતોઃ–

(૧) આ દિવસ પણ રહેવાનો નથી.

(૨) આત્મપ્રશંસા કરવી નહિ.

(૩) પરનિંદા કરવી નહિ.

(૪) અહિંસા એ પરમ ધર્મ છે.

(૫) સજ્જન તથા સત્શાસ્ત્રમાં વિશ્વાસ રાખવો.

(૬) શાસ્ત્ર અને સદાચારથી જેટલું વિરુદ્ધ હોય તેનો ઝેરની પેઠે ત્યાગ કરવો.

(૭)અહંકાર જેવો કોઇ વૈરી નથી.

આ આશ્રમમાં ગોસ્વામી મહારાજ પોતાના ભક્તજનોની સાથે હમેશાં રાતદિવસ ધ્યાનભજનજ કર્યા કરતા હતા. આખા બંગાળમાંથી અનેક મતસંપ્રદાયના–હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે ધર્મના જિજ્ઞાસુઓનાં ટોળેટોળાં ગોસ્વામી મહારાજ પાસે આવવા લાગ્યાં, અને તેઓ ગોસ્વામી મહારાજના ઉપદેશાનુસાર સાધનભજન કરવા લાગ્યા. આ ઉપરાંત અનેક સંપ્રદાયના સાધુ પુરુષો પણ ગોસ્વામી મહારાજ પાસે ધર્મચર્ચા કરવા આવતા હતા.

આશ્રમની કંઈ નિશ્ચિત આવક નહોતી. સાધારણ ગુરુઓની પેઠે ગોસ્વામી મહારાજ દીક્ષાનિમિત્તે શિષ્યો પાસેથી એક પાઇ

* આપણે ત્યાં શુક્લ પક્ષથી મહિનો શરૂ થાય છે, ત્યારે બંગાળમાં કૃષ્ણપક્ષથી મહિનો શરૂ થાય છે; તેથી શ્રાવણ વદમાં આપણે ત્યાં જન્માષ્ટમી આવે છે, તે બંગાળમાં ભાદ્રપદ વદમાં આવે છે.

પણ લેતા નહિ. દીક્ષાદાનના સંબંધમાં તેઓ કહેતા કે "કોઇ પણ દાન ગુરુમંત્રની તોલે આવે તેમ નથી. કોઈ બીજે સમયે વડીલની દૃષ્ટિથી અથવા રસ્તાપરના કોઇ દીન, અપંગ કે અનાથને કંઇ આપવામાં આવે તે રીતે જો કોઈ કંઇ ભાવથી આપે તો તે લેવામાં બાધ નથી. જો આ નિયમ ન પાળવામાં આવે તો ગુરુ તથા શિષ્ય બન્ને અપરાધી થાય છે." ગોસ્વામી મહારાજના આ નિયમથી અપરિચિત એક શિષ્યે જ્યારે દીક્ષા લીધા બાદ અમુક રકમની તેમને ભેટ ધરી ત્યારે તેમણે કહ્યું હતું કે "હું તો સામાન્ય જીવ છું. જીવતરીકેના દોષ મારામાં પણ હોય. મારા કોઇ પણ વ્યવહારમાંથી એવો ભાસ આવે કે 'હું યાચના કરૂં છું' તો જાણજો કે, મારી ભૂલ થઇ છે અને મને ક્ષમાપાત્ર ગણજો. પૈસાના લોભે હું કોઇને દીક્ષા આપતો નથી. દીક્ષાનિમિત્ત જે પૈસા આપે છે તથા લે છે તે બન્ને નરકના અધિકારી બને છે."

યાચના કર્યા વગર જે કંઇ મળતું તેનાથીજ આશ્રમનો નિર્વાહ ચાલતો હતો. અતિથિ, અભ્યાગત, ભક્તજન કે પ્રેક્ષક–જે કોઇ આવતું તેમને આશ્રમમાં ભોજન કરાવવામાં આવતું. ગોસ્વામી મહારાજનાં ધર્મપત્ની તેમનાં સાસુ તેમજ બીજા ભક્તજનો રાંધીને સૌને જમાડતાં હતાં. અતિથિ–અભ્યાગતની સંખ્યા ગમે તેટલી આવતી તોપણ આશ્રમમાં કયારેય અન્નની તાણ પડતી નહિ. ભગવાને ગીતાજીમાં કહ્યું છે કેઃ–

अनन्यांश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

અર્થાત્ જેઓ બીજી બધી ચિંતાઓ ત્યજી દઇને અનન્યભાવે મારૂંજ ચિંતન કરતા થકા મારી ઉપાસનામાં જોડાયલા રહે છે, એવા નિત્યયુક્ત ભક્તોનાં યોગ (યોગમાર્ગમાં સહાયક એવા બાહ્યાંતર પદાર્થો અને સંયોગો મેળવી આપવાનું કાર્ય) અને ક્ષેમ (થયેલ લાભને જાળવી રાખવાનું કાર્ય) હુંજ વહન કરૂં છું.

ઉપરોક્ત વચનો પ્રમાણેની નિર્ભરતા ગોસ્વામી મહારાજના જીવનમાં જેવી જોવામાં આવે છે તેવી બહુ ઓછા સાધુસંતોમાં જોવામાં આવે છે; એટલુંજ નહિ પણ ગોસ્વામી મહારાજના જેવો–સમયનો સદુપયોગ કરવાનો આગ્રહ પણ બીજાઓને ભાગ્યેજ હોય છે. એમની નિયમિતતા અનુકરણીય હતી. તેઓની શૌચાદિથી તે કથા, કીર્તન, પાઠ, પૂજા, આહાર વગેરે પર્યંતની નાનીમોટી બધી

ક્રિયાઓ નિયમિતપણે થતી હતી.

તેઓ પ્રાતઃકાળમાં વહેલા ઉઠી સ્નાનસંધ્યાદિથી પરવારી, પોતાને હાથેજ પક્ષીઓને ચણ નાખતા હતા. ત્યારબાદ પોતાની એકાંત કુટીમાં જઇ ધ્યાનભજન કરતા હતા. સાધનભજન સમાપ્ત કરી ઉકાળો પીતા* હતા. પછી ગેંડારીઆવાસી શ્રદ્ધેય કુંજવિહારી ઘોષ હમેશાં ગોસ્વામીજી પાસે શ્રીમદ્ભાગવત, શ્રીચૈતન્યચરિતામૃત, શ્રીલ નરોત્તમ ઠાકુરની પ્રાર્થના વગેરેનો પાઠ કરતા હતા. ગોસ્વામી મહારાજ બન્ને હાથને પરસ્પર પકડી શ્વાસપ્રશ્વાસ સાથે ગુરુમંત્ર જપતા જપતા પાઠશ્રવણ કરતા હતા. આ સ્થિતિમાં તેમનું મુખકમળ બ્રહ્મજ્યોતિથી પ્રકાશી ઉઠતું હતું, દૃષ્ટિ સ્થિર અને નિશ્ચલ થઇ જતી અને હોઠ ઉપર મધુર હાસ્ય ફરકતું હતું. એજ સ્થિતિમાં તેઓ ઘણા વખતસુધી સમાધિસ્થ રહેતા હતા, અને સમાધિ અવસ્થામાં જ્યારે તેમની આંખ મીંચાઇ જતી ત્યારે મસ્તક પણ કયારેક છાતી ઉપર, કયારેક ડાબા ખભા ઉપર અને કયારેક જમણા ખભા ઉપર ઢળી પડતું હતું. આ સમાધિસ્થ મૂર્તિ જ્યાં વિરાજતી હતી ત્યાં અપૂર્વ શાંતિ અને દિવ્ય બ્રહ્માનંદનું સામ્રાજ્ય ફેલાઇ જતું હતું અને તે સ્થાન પણ દિવ્ય અક્ષરધામ જેવું બની રહેતું હતું. એ વખતે ત્યાં એવું પવિત્ર વાતાવરણ જામતું કે ત્યાં સંસારનો કોલાહલ પ્રવેશ કરી શકતો નહિ. જ્યારે શ્રીમાન્ કુંજબાબુનો પાઠ.સમાપ્ત થતો ત્યારે ગોસ્વામી મહારાજ પોતે મધુર સ્વરે, ગુરુ નાનકજીનો ગ્રંથસાહેબ, તુલસીદાસજીનું હિંદી રામાયણ, શ્રીમદ્ભાગવત વગેરે ધર્મગ્રંથોનો પાઠ કરતા હતા અને ગોસ્વામી મહારાજનો એ પાઠ જે કોઈ સાંભળતા તેઓ શાંતિ અનુભવતા હતા. પછી અગિયાર વાગે પાઠની સમાપ્તિ થતાં સ્નાનાદિ કરતા હતા. ત્યાર બાદ સૌ અતિથિ, અભ્યાગત તેમજ ભક્તજનોની સાથે એક પંક્તિએ ભોજન કર્યા પછી થોડી વાર વિશ્રાંતિ લેતા હતા. વિશ્રાંતિ લીધા બાદ તેઓશ્રી સાધનકુટીરની પાસેના આંબાની નીચે કયારેક ધ્યાનમાં બેસતા તો કયારેક શાસ્ત્રગ્રંથોનો પાઠ કરતા હતા. અને જિજ્ઞાસુઓ તથા વિવિધ સંપ્ર-

* બ્રાહ્મધર્મના પ્રચારનિમિત્તે યશોહર, ચટ્ટગ્રામ, જલપૈગુડી વગેરે મેલેરિયાપ્રધાન સ્થાનોમાં હરવા ફરવાથી ગોસ્વામી મહારાજ પણ મેલેરિયાના ભોગ થઇ પડયા હતા; તેથી ડૉક્ટરોના આગ્રહથી તેઓ હમેશાં સવારે ઉકાળો પીતા હતા.

દાયના લોકો આવે તેમની સાથે જ્ઞાનચર્ચા કરતા હતા. ગોસ્વામી મહારાજ આ રીતે દિવસનો ઘણોખરો ભાગ ગાળતા હતા. આ વિષે એક શિષ્યે પૂછતાં ગોસ્વામીજીએ કહ્યું હતું કેઃ-"બાહ્ય-જગત સાથેનો સંબંધ રાખવા માટેજ આટલો બધો સમય શાસ્ત્રાદિપાઠમાં ગાળવો પડે છે; નહિ તો આંતરવૃત્તિનું આકર્ષણ એટલું બધું રહે છે કે બહારનું બધું કામકાજ બંધ કરી દેવું પડે."

આંતરિક ઉપાસના વિષે ગોસ્વામી મહારાજે એક દિવસ કહ્યું હતું કે "જ્યારે શ્વાસે પ્રશ્વાસે નામબ્રહ્મનું નિરંતર ચિંતન થવા લાગે છે ત્યારે માત્ર નામસ્મરણજ થાય છે એમ નથી, પરંતુ રોમે રોમમાં ધૂન મચી રહે છે અને હાથ, પગ, આંખ વગેરે અંગ-પ્રત્યંગોમાં એક જાતની આંતરિક તાણ આવે છે."

સાયંકાળ પછી ગોસ્વામી મહારાજ કીર્તનમંડળની સાથે કીર્તન કરતા હતા. જ્ઞાનભક્તિનાં ભજનોની રમઝટ જામતી. ગોસ્વામીજી પણ કરતાલ બજાવતા અને ભજનો લલકારતા ત્યારે તો કોઇ અનેરૂં વાતાવરણ જામતું. એ આનંદ જેમણે અનુભવ્યો છે તેઓ તો કદીપણ ભૂલી શકશે નહિ.

શ્રીયુત કુલદાનંદ બ્રહ્મચારીએ પોતાના 'સદ્‌ગુરુ-સંગ' નામે પુસ્તકમાં આ નિત્યના આનંદોત્સવનું જે વર્ણન આપ્યું છે તેનો સારાંશ અત્રે આપીએ છીએઃ-"આજકાલ સાધુ, સંન્યાસી, બાઉલ, ઉદાસીન અને મુસલમાન ફકીરો પણ આવવા લાગ્યા છે; એટલુંજ નહિ પરંતુ કેટલાક રહેવા પણ લાગ્યા છે. શિષ્યબંધુઓ પણ પોતપોતાની રુચિ અનુસાર ઠેકઠેકાણે ધ્યાનભજન કરતા જોવામાં આવે છે. કોઈ નામ-બ્રહ્મની ઉપાસના કરે છે તો કોઇ વળી પ્રાણાયામનો અભ્યાસ કરે છે. ક્યાંક ધર્મ-ચર્ચા થાય છે તો ક્યાંક દેવસેવા ચાલતી જોવામાં આવે છે. બધાઓનું લક્ષ્ય એકજ છે. સાંજે સૌ એક સ્થળે એકઠા થતા હતા. ક્યારેક ગોસ્વામીજી પાસે તો ક્યારેક સાધન-કુટીરની ઓસરીમાં અને ક્યારેક આમ્રવૃક્ષ નીચે ભેળા મળીને સંકીર્તન કરતા હતા. આ સંકીર્તનમાં ભારે રસ જામતો હતો. બારિસાલ, બાનરિપાડા, ઢાકા વગેરે જૂદે જૂદે સ્થળેથી અનેક ભક્તજનો ભેગા થતા હતા. ખોલ-કરતાલ વગેરે સાથે જ્યારે ઉંચે સ્વરે કીર્તનની ધૂન મચી રહેતી ત્યારે સૌ ભક્ત-જનોની દૃષ્ટિ એક ગોસ્વામી મહારાજ ઉપરજ ચોંટી રહેતી હતી. ગોસ્વામી મહારાજ યોગાસને બિરાજતા હતા; પરંતુ કીર્તનની

ધૂન સાંભળતાંજ તેમનાં રૂંવાડાં ઉભાં થઇ જતાં, શરીર હાથ રહેતું નહિ અને ભાવાવેશ રોકયો રોકાતો નહિ ત્યારે તેઓ એકદમ ઉભા થઈ જતા અને 'હરિબોલ' 'હરિબોલ' કહી ઉંચા હાથ કરી નાચવા લાગતા હતા. ગોસ્વામી મહારાજના હરિધ્વનિથી સર્વમાં એક પ્રકારના અદ્‌ભુત ચૈતન્યનો સંચાર થતો હતો. અને જોતજોતામાં સૌ ભક્તજનો ભાવાવેશમાં આવી જતા. કેટલાક તો 'હરિબોલ' 'હરિબોલ' વગેરે બોલવું છોડી દઈને અનિમેષ દૃષ્ટિએ ગોસ્વામી મહારાજ સામું જોઇ રહેતા અને પછી તેમની પ્રદક્ષિણા કરતા. વાદિત્રના ધ્વનિથી, કીર્તનધ્વનિથી તેમજ કેટલાક મતવાલા ભક્તજનોના હુંકારગર્જન વગેરેથી પ્રેક્ષકો પણ ડોલી ઉઠતા હતા. સ્ત્રીઓ પણ પડદામાં રહી કીર્તનશ્રવણ કરતી હતી અને ભજનમાં સાથ આપતી હતી. આજકાલ આશ્રમમાં આવોજ મહા આનંદ વર્તી રહ્યો હતો. હમેશાં આવો મહોત્સવ થયાજ કરતો હતો."

આ વર્ષે ફાગણ માસમાં ગોસ્વામીજીના એકના એક પુત્ર યોગજીવનનાં તથા પુત્રી શ્રીમતી શાંતિસુધાદેવીનાં લગ્ન કરવામાં આવ્યાં.

વિવાહને બીજે દિવસે સવારે શ્રીનામ–કીર્તન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે પણ સર્વ નરનારીઓમાં એક અપૂર્વ મહાભાવનો સંચાર થયો હતો. ગોસ્વામી મહારાજ નામ–બ્રહ્મની ધૂનમાં મતવાલા થઇ ઉંચા હાથ કરી 'હરિબોલ' 'હરિબોલ' કરતા કરતા નાચવા લાગ્યા, તે વખતે શ્રીમતી યોગમાયાદેવી–માતાજી પણ ભાવાવેશમાં આવી ગયાં અને સૌને કપાળે ચંદન કરતાં કરતાં ગોસ્વામી મહારાજ પાસે આવી પહોંચ્યાં. આ જોઇ ગોસ્વામી મહારાજના અનન્ય શિષ્ય શ્રીમાન્ વિધુભૂષણ મજુમદાર મહાશય પણ ભાવાવેશમાં આવી ગયા અને મસ્ત બની બોલી ઉઠયા કે "જય રાધારાણી, જય વ્રજેંદ્રનંદન !" આ ધ્વનિ સાંભળતાંજ માતાજી યોગમાયાદેવી શ્રીકૃષ્ણપ્રેમથી વિહ્વલ થઇ ગયાં અને તરતજ ગોસ્વામીજીને ડાબે પડખે આવી પ્રતિમાની પેઠે સ્થિર થઇ ઉભાં રહ્યાં:

આ દેખાવ જોઇ શ્રોતાજનોમાં એક અપૂર્વ મહાભાવનો સંચાર થયો. થોડા વખત સુધી તો સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય વ્યાપી ગયું. સર્વ ભક્તજનો અનિમેષ નેત્રે કંઇ પણ બોલ્યાચાલ્યા વગર યુગલ મૂર્તિ સામું જોઇ રહી 'અમર રાજ્ય'નોજ લ્હાવો લૂંટતા હતા. એ અમર રાજ્યનો આનંદ કેવો હતો તેનું વર્ણન કર્યું જાય તેમ નથી. તેજ સમયે અંધભક્ત પરશુરામ પ્રેમનેત્રવડે–

જ્ઞાનચક્ષુવડે—તે યુગલમૂર્તિનાં દર્શન કરતા કરતા તેમના શ્રીચરણુ-માં પડી રહ્યા. રોમાંચ, પ્રેમાશ્રુપ્રવાહ ઇત્યાદિ સાત્ત્વિક ભાવનાં સર્વ લક્ષણો તેમના અંગમાં પ્રગટી નીકળ્યાં, અને "અહો, આ તો માધવ છે. વનમાળા કેવી શોભી રહી છે? અરે! ગોસાંઈ મહારાજ! તમે મને આટલા દિવસ સુધી ઓળખવા દીધા નહિ! ધન્ય છે, ધન્ય છે" વગેરે વાકયો એવા ભાવપૂર્ણ હૃદયે અને ગદ્ગદ્ કંઠે બોલવા લાગ્યા કે સર્વ પ્રેક્ષકો આશ્ચર્યમગ્ન થઈ ગયા અને ઘણા ખરા તો પ્રેમવિહ્વલ થઈ રુદન કરવા લાગ્યા.

આ પ્રમાણે હરિકીર્તનાદિની સમાપ્તિ થઈ રહ્યા બાદ ભોજન-કાર્યનો આરંભ થયો. બધા બ્રહ્માનંદમાં દેહભાન ભૂલી ગયેલા હતા. પોતાની જાતને ભૂલીને બીજા ભાઈઓને કેમ સુખી કરવા, બીજાઓની કેમ સેવા કરવી એજ સૌની વૃત્તિ હતી. તેમાં કોઇ નિમંત્રિત કે અનિમંત્રિતનો વિચાર કરતું નહિ, તેમજ જગ્યા-ની પણ રકઝકમાં કોઇ ઉતરતું નહિ. જેને જ્યાં જગા મળે ત્યાં બેસી જતા હતા. આશ્રમવાસીઓ બહુજ ભાવથી તેમને પીરસવા લાગ્યા. આ પ્રમાણે આ મહોત્સવ આખો દિવસ ચાલ્યો. એવામાં સૂર્ય આથમવાને જરા વાર હતી ત્યાં શ્રદ્ધેય નગેંદ્રબાબુ વગેરે કેટલાક સજ્જનો ભોજન કરવા બેઠા. આ વખતે દહીં ખૂટી પડયું હતું, એવું સાંભળવાથી નગેંદ્રબાબુ તો દહીં ખાધાવિના ઉઠવાનો નથી એવો નિશ્ચય કરી મોટે સાદે કહેવા લાગ્યા કે "ગોસાંઇ! દહીં ખાધા વિના હું ઉઠવાનો નથી. ગમે ત્યાંથી પણ દહીં લાવી દેવું પડશે." આ સાંભળી ગોસ્વામી મહારાજે શ્રીમતી યોગમાયાદેવીને દહીંનું વાસણ લઇ આવવા કહ્યું; પણ માતાજી તો મુંઝાતાં મુઝાતાં કહેવા લાગ્યાં કે "એકજ ગોરસીમાં થોડુંક દહીં તળીએ ચોંટી રહ્યું છે, તેમાંથી આટલા બધા લોકોને શી રીતે પૂરૂં થશે?" તોપણ ગોસ્વામી મહારાજના વારંવારના આગ્રહથી માતા-જી તે ગોરસી લાવ્યાં. ગોસ્વામી મહારાજ ઇષ્ટદેવને સંભારીને દહીં પીરસવા લાગ્યા અને કહ્યું કે "ખવાય તેટલું ખાઓ." એમ ખૂબ પીરસવા છતાં પણ દહીં ખૂટયું નહિ. આ જોઈ નગેંદ્રબાબુ વગેરે તો આભાજ બની ગયા અને ભાવાવેશમાં આવી જઇ સર્વાંગે તે દહીંનું લેપન કરવા લાગ્યા.

વળી તે બાળક ભક્ત લાલજી એવી તીક્ષ્ણ બુદ્ધિવાળા હતા કે, શાસ્ત્રના ગમે તેવા જટિલ પ્રશ્નનું પણ તે બહુજ સુંદર સમાધા-

ન કરતા હતા. આ જોઇ પંડિતો આશ્ચર્યચકિત થતા હતા. તેમની કથાવાર્તા, આચારવ્યવહાર વગેરે જોઇને એમજ થતું હતું કે, પૃથ્વીપરનાં સઘળાં શાસ્ત્રોમાં તે પારંગત છે અને ખરેખર, સર્વ શાસ્ત્રો તેમને માટે હસ્તામલકવત હતાં; પરંતુ દુર્દૈવવશાત તેમણે આ બધા યોગૈશ્વર્યનો કંઇક દુરૂપયોગ કરવા માંડયો, તેથી ગોસ્વામી મહારાજે તેમને ઠપકો આપી આશ્રમમાંથી કાઢી મૂકયા. આથી તેમને બહુજ આઘાત થયો અને શોકમાં ને શોકમાં તે કેટલોક વખત એક સ્થળેથી બીજે સ્થળે રખડવા લાગ્યા. ત્યારપછી કેટલેક સમયે ગોસ્વામી મહારાજ જ્યારે શ્રીવૃંદાવન પધાર્યા ત્યારે પણ લાલજીને સાથે આવવાની કે રહેવાની મનાઈ કરી ત્યારે તો તે તદ્દન હતાશ થઇ ગયો.

પુત્રકન્યાના વિવાહ પછી ગોસ્વામી મહારાજ થોડા દિવસમાટે રામપુરહાટ ગયા હતા. ત્યાંથી પછી પોતાનાં માતાજીનાં દર્શન કરવા શાંતિપુર આવી ત્યાં પણ થોડા દિવસ રહ્યા હતા. તેઓનું શાંતિપુર આવવું જાણી કુટુંબનાં માણસો પણ ઢાકાથી ત્યાં આવ્યાં.

આ વખતે ગોસ્વામી મહારાજ રોજ બ્રાહ્મમુહૂર્તમાં શિષ્યો સાથે ગંગાતીરે જઈ સ્નાન કરતા હતા. બપોર પછી તેમને સાથે લઇને ગંગાતીરે ફરવા નીકળતા. આમ કેટલાક માસ શાંતિપુરમાં રહીને ગોસ્વામીજી કલકત્તા આવ્યા અને ત્યાં સુકિયા સ્ટ્રીટમાં મકાન ભાડે રાખી થોડોક સમય ત્યાં રહ્યા.

એ અરસામાં એક દિવસ મહર્ષિ દેવેંદ્રનાથનાં દર્શન કરવા માટે, ગોસ્વામી મહારાજ શિષ્યો સાથે તેમના પાર્ક સ્ટ્રીટમાં આવેલા મકાનમાં ગયા હતા. શિષ્યો સાથે તેમણે મહર્ષિનું યથાયોગ્ય અભિવાદન કર્યા બાદ, મહર્ષિએ પણ તેમનો આદરપૂર્વક સત્કાર કર્યો. બધા બેઠા પછી મહર્ષિએ ગોસ્વામી મહારાજને કહ્યું કે "આજ તમારાં દર્શન કરીને મને પ્રાચીન કાળના ઋષિઓનું સ્મરણ થાય છે. તેઓ જેમ અમુક સ્થળે શિષ્યગણ સાથે જતા આવતા હતા, તેમ તમે પણ આજે શિષ્યો સાથેજ અત્રે આવ્યા છો. તમે જે હેતુ માટે બ્રાહ્મસમાજનો આશ્રય ગ્રહણ કર્યો હતો તે હેતુ સિદ્ધ થઇ ચૂકયો છે. ભગવાનનો સાક્ષાત્કાર થવાથી તમે કૃતાર્થ થયા છો. આ શિષ્યો પણ તમારી કૃપાવડે ભગવાનનો સાક્ષાત્કાર કરી કૃતાર્થ થશે. તમે બહુ સુપાત્ર અને અતિ ઉચ્ચ અધિકારી છો. ભાગવતધર્મની સિદ્ધિ માટે, સત્ કુળે

જન્મગ્રહણ, સત્‌શિક્ષા, સત્સંગ અને સત્સાધન, એ ચારે અંગની ખાસ અવશ્યકતા રહે છે. વળી ભગવત્કૃપા તો સર્વોપરિ છે. તમને એ બધાં સાધનો પ્રાપ્ત છે. અદ્વૈતવંશમાં જન્મ, ઉત્કૃષ્ટ શિક્ષણ, સત્સંગ અને સત્સાધન બધું બરાબર પ્રાપ્ત થયું છે. તમને તો બ્રહ્મદર્શન અવશ્ય થાયજ. તમને ધન્ય છે, ધન્ય છે!" વગેરે.*

વિદાય થતી વેળા, ગોસ્વામી મહારાજે શિષ્યગણસહિત મહર્ષિને નમસ્કાર કર્યા, ત્યારે તેમણે આશીર્વાદ આપતાં કહ્યું કે "(શિષ્યગણ પ્રત્યે) તમે ધર્માર્થી છો તેથી તમે ગોસ્વામી મહારાજનો આશ્રય ગ્રહણ કર્યો છે. હવે તેમનો ત્યાગ કરશો નહિ. તેમના આશ્રયથી તમે ધર્મમાર્ગમાં ખૂબ આગળ વધી શકશો."

એક દિવસે પ્રસિદ્ધ નાટયકાર શ્રીયુત ગિરીશચંદ્ર ઘોષે સ્ટાર થિયેટરમાં શ્રીચૈતન્યલીલાનો અભિનય જોવા આવવા માટે ગોસ્વામી મહારાજને આગ્રહ કર્યો અને તેમને પહેલા વર્ગની કેટલીક ટિકિટો પણ મોકલાવી આપી. ગોસ્વામી મહારાજ કેટલાક શિષ્યો સાથે યથાસમયે થિયેટરમાં આવી પહોંચ્યા. ખેલનો સમય થયો અને મંગળાચરણ શરૂ થયું ન થયું ત્યાં તો ગોસ્વામી મહારાજ ભાવાવેશમાં આવી જઇ ઉંચા હાથ કરી નાચવા લાગ્યા. અભિનેતાગણમાં (નાટયપાત્રો) તેમજ પ્રેક્ષકોમાં પણ તે મહાભાવનો સંચાર થઇ ગયો. આથી બધા મતવાલા બન્યા અને 'હરિબોલ' 'હરિબોલ'ની ધૂનથી આખા થિયેટરને ગજાવી મૂક્યું. ગોસ્વામી મહારાજના હરિનામની સિંહગર્જનાથી, તેમના નૃત્યથી અને અભિનય કરનારાઓના કીર્તનધ્વનિથી રંગભૂમિ ડોલવા લાગી. આથી તે રંગભૂમિ દેવભૂમિમાં ફેરવાઇ ગઇ. એ પ્રમાણે અભિનય સમાપ્ત થયા બાદ સ્ટાર થિયેરના સુયોગ્ય અધ્યક્ષ શ્રીયુત અમૃતલાલ બસુ મહાશય ગોસ્વામી મહારાજને હાથ જોડી નમસ્કાર કરી કહેવા લાગ્યા કે 'પ્રભો! ગોસ્વામી મહારાજોના ગ્રંથમાં મેં એવું વાંચ્યું છે કે, ચારસો વર્ષ પહેલાં શ્રીચૈતન્યદેવે આ ભારતભૂમિને શ્રીહરિનામસંકીર્તનરૂપી સુધાસાગરમાં નિમજ્જન કરાવી તરબોળ કરી મૂકી હતી; પરંતુ તે ગ્રંથોક્ત દિવ્ય દશ્ય આજ આપની કૃપાથી અમને પ્રત્યક્ષ થયું છે તેથી અમે કૃતાર્થ થયા છીએ અને અમારી રંગભૂમિ પણ આજે પવિત્ર થઈ છે.'

---

* શિષ્યગણે સંગ્રહેલ ઉપદેશાવલિમાંથી ઉદ્ધૃત.



# प्रकरण तेरमुं

## શ્રીકાશી અને વૃંદાવનવાસ, વૈષ્ણવોનો દુરાચાર, પૂર્ણ પુરુષનાં લક્ષણ, વન-પરિક્રમા, વૃંદાવન અને હરદ્વારમાં કુંભમેળાનાં દર્શન ઇ૦



ગ સં. ૧૨૯૬ ના કાર્તિક માસે ગોસ્વામી મહારાજ રાસયાત્રાનાં દર્શન કરવા સહકુટુંબ કલકત્તાથી શાંતિપુર આવ્યા અને ત્યાં થોડો સમય રહ્યા હતા. આ વખતે પોતાના પરિવારમાં સાંસારિક ભાવ વિશેષ જણાયાથી ગોસ્વામી મહારાજ કંટાળીને એકલાજ કાશીધામની યાત્રાએ ગયા. કાશીધામમાં આવી પહેલાં તો તેમણે એક અન્નસત્રમાં ઉતારો રાખ્યો. ત્યાં થોડા દિવસ રહ્યા પછી માણેકતલાવાળાં માતાજીના અત્યંત આગ્રહથી, તેઓ તેમના અગસ્ત્ય કુંડ પાસેના એક ભાડાના મકાનમાં એકાદ માસ રહ્યા હતા. કાશીધામના સમાચાર મળતાં યોગમાયાદેવી પણ પોતાના પુત્ર યોગજીવનને સાથે લઇ કાશીધામમાં આવી પહોંચ્યાં અને ગોસ્વામી મહારાજ સાથે રહેવા લાગ્યાં.

આ વખતે ગોસ્વામી મહારાજનો સંન્યાસી-વેશ જોઇ કાશીના કેટલાક અંગ્રેજી ભણેલા વકીલો, અધ્યાપકો વગેરે ઉપહાસ કરવા લાગ્યા. એક દિવસ પ્રસિદ્ધ ધર્મવક્તા શ્રીકૃષ્ણાનંદ સ્વામીએ તેમની ધર્મસભામાં પધારવા ગોસ્વામી મહારાજને આમંત્રણ મોકલ્યું હતું. યથાસમયે ગોસ્વામી મહારાજ સભામાં પધાર્યા ત્યારે સૌએ તેમને આદરપૂર્વક સંન્યાસીમંડળના અગ્રભાગમાં બેસાડયા. જોતજોતામાં સભાસ્થાન સંભાવિત લોકોથી ભરાઇ ગયું. થોડા વખત પછી કીર્તનનો આરંભ થયો. ગોસ્વામી મહારાજની શારીરિક પ્રકૃતિ બરાબર નહોતી તેથી તેઓશ્રી છાનામાના બેસી રહ્યા હતા;

પરંતુ ભાવાવેશનું સંવરણ ન કરી શકયાથી, 'હરિનામ'નો સિંહનાદ કરતા ઉંચા હાથ કરી નાચવા લાગ્યા. પ્રેક્ષકો પણ આ મહાભાવની અસરથી પ્રેમોન્મત્ત થઇ જઇ 'હરિબોલ, હરિબોલ' કહેતા નાચવા લાગ્યા. ગોસ્વામી મહારાજ ભાવાવેશમાં ઢળી પડીને સમાધિસ્થ થઇ ગયા. આ જોઇ શ્રીકૃષ્ણાનંદ સ્વામીજીની સાથે કેટલાક વિરોધી બંગાળી બાબુઓ પણ ગોસ્વામી મહારાજની ચરણરજ લઇ તેમની પ્રશંસા કરવા લાગ્યા. જાગ્રત થયા પછી ગોસ્વામી મહારાજ પોતાના નિવાસસ્થાને પધાર્યા હતા.

એક દિવસ ગોસ્વામી મહારાજ કાશી વિશ્વેશ્વરની આરતિનાં દર્શન કરવા ગયા હતા. રાત્રે લગભગ આઠ વાગે આરતિનો આરંભ થયો. તેઓ મંદિરના આંગણામાં હાથ જોડી આરતિનાં દર્શન કરતા ઉભા હતા. એવામાં તેમને આખે શરીરે કંપારી છૂટી. આખરે તેઓ ભાવનો આવેગ નહિ રોકી શકવાથી ઉંચે સ્વરે 'બોમ્ ભોળા' 'બોમ્ ભોળા' બોલતા આરતિના તાલ પ્રમાણે નૃત્ય કરવા લાગ્યા. પૂજારી લોકો પણ તેમની પ્રેમભક્તિ જોઇ અત્યંત ભાવપૂર્વક ઉંચે સ્વરે સ્તોત્રપાઠ કરતા વિશ્વેશ્વર ભગવાનની આરતિ ઉતારવા લાગ્યા. બધા પ્રેક્ષકોની નજર ગોસ્વામી મહારાજ ઉપરજ ઠરી રહી હતી. પરિણામે તેઓ ભાવાવેશ વધુ આવતાં પૃથ્વીપર ઢળી પડયા. તે વખતે ગોસ્વામી મહારાજનાં દર્શન કરવા માણસો પડાપડી કરવા લાગ્યાં. પછી બહુ મોડી રાત્રે ઉત્થાન થતાં તેઓ પોતાના નિવાસસ્થાને પધાર્યા હતા.

વળી બીજી વાર એક દિવસ આરતિનાં દર્શન કરવા વિશ્વેશ્વરના મંદિરમાં ગયેલા ત્યારે એકાએક મહાભાવમાં મગ્ન થઇ જઇ બાળકની પેઠે ડુસકાં ખાતા રુદન કરવા લાગ્યા અને અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. હવે ગોસ્વામીજીની યોગ્યતાની વાત લોકોમાં ફેલાઈ જવાથી લોકોનાં ટોળેટોળાં આવવા લાગ્યાં અને તેઓ શ્રીકાશીવિશ્વનાથનાં દર્શન કરવા કયારે જવાના છે તેની પણ પૂછપરછ કરવા લાગ્યા.

એક દિવસ ગોસ્વામી મહારાજ પોતાના શિષ્યો સાથે મહાત્મા ભાસ્કરાનંદ સ્વામીજીનાં દર્શન કરવા દુર્ગાવાડી ગયા હતા, ત્યારે ત્યાંના એક સેવકે તેમને અટકાવી કહ્યું કે "હમણાં અંદર જવાશે નહિ, સ્વામીજી ધ્યાનમાં છે તેથી દર્શન થશે નહિ." ગોસ્વામી મહારાજ કંઇ પણ બોલ્યાચાલ્યા વગર એક ઝાડ નીચે

પ્રભુને યાદ કરતા બેસી ગયા. થોડીજ વારમાં સ્વામીજી મંદ હાસ્ય કરતા “ આનંદ થયો, આનંદ થયો ” એમ બોલતા બોલતા ગોસ્વામી મહારાજ પાસે આવી ઉભા રહ્યા. ગોસ્વામી મહારાજ સ્વામીજીનાં દર્શન કરી દંડવત્ પ્રણામ કરવા જાય છે કે તરતજ તેમને પકડી લઇ સ્વામીજીએ છાતીસરસા ચાંપ્યા. આ પ્રમાણે પરસ્પર ભેટતાં બન્ને મહાપુરુષો થોડી વાર સુધી બાહ્યજ્ઞાનશૂન્ય થઇ ગયા. ભાવસમાધિ ઉતર્યા પછી તેમના વચ્ચે ઉંડી ચર્ચા થઇ. છેવટે ગોસ્વામી મહારાજ રજા લઇ પોતાના મુકામે આવ્યા.

ત્યારપછી મહાત્મા વિશુદ્ધાનંદ સરસ્વતી, પૂર્ણાનંદ સ્વામી તેમજ બીજા પણ કેટલાક સંતમહાત્માઓનાં દર્શનસમાગમ કરીને પોતાના શિષ્યો તેમજ ધર્મપત્ની સાથે અયોધ્યા આવ્યા.

ગુરુદેવની આજ્ઞા પ્રમાણે એ પછી તેઓશ્રી એક વર્ષ સુધી વૃંદાવનમાં રહ્યા. ત્યાં તેઓ શ્રીદાઉજીની ગલીમાં રહેતા હતા. ત્યાં ગૌરકિશોર દાસ નામે એક શાસ્ત્રજ્ઞ અને ભગવદ્‌ભક્ત રહેતા હતા. તેમણે સર્વસ્વનો ત્યાગ કરી શ્રીવૃંદાવનમાં સાધનભજન કરીને ઉચ્ચાવસ્થા પ્રાપ્ત કરી હતી. વૃંદાવનવાસી સૌ નરનારીઓ તેમને સિદ્ધપુરુષ તરીકે માનતાં અને ભક્તિભાવ રાખતાં હતાં. સાધનતત્ત્વ, ભક્તિતત્ત્વ વગેરે સંબંધી કંઈ પણ શંકા થતાં સૌ કોઇ તેમની પાસે આવીને સમાધાન મેળવતા હતા. આ મહાપુરુષની સાથે ગોસ્વામી મહારાજને પરિચય થતાં, ગાઢ મૈત્રી બંધાઇ અને વિવિધ પ્રકારની ધર્મચર્ચા કરતા થકા વૃંદાવનમાં રહેવા લાગ્યા.

એ સમયે પણ ત્યાં નામધારી અને ભેખધારી વૈષ્ણવો પુષ્કળ હતા. તેઓ પોતાની ટોળી સિવાયના બહારના માણસોને ધાર્મિક ગણતા નહિ અને તેમની નિંદા તથા અપમાન કરતા હતા. તેઓ ગોસ્વામી મહારાજને પણ અનેક પ્રકારના પ્રપંચો અને કાવત્રાં કરી સતાવવા લાગ્યા અને શાસ્ત્રનાં પ્રમાણો સાથે વિરોધીઓને જવાબ અપાયો ત્યારે તો તેઓ વધુ ઉશ્કેરાયા. હવે તેઓએ શ્રીગોવિંદજીના સેવકને પણ પોતાના પક્ષમાં લીધો અને તેનાદ્વારા ગોસ્વામી મહારાજનું અપમાન કરાવવા ધર્યું; પણ તેનું કંઇજ પરિણામ આવી શક્યું નહિ. કેમકે એ ગોવિંદજીના સેવકને તેજ રાત્રે એવું ભયકારક સ્વપ્ન આવ્યું કે જેથી જાગ્યા પછી પણ તે ભયથી ધ્રૂજવા લાગ્યો અને બીજે દિવસે ગોસ્વામી મહારાજ ગોવિંદજીનાં દર્શન કરવા પધાર્યા, ત્યારે એ સેવકે અપરાધની ક્ષમા માગી.

હજી પણ 'ભેખધારી' મહાશયો શાંત પડયા નહોતા. તેઓ ગોસ્વામી મહારાજને પોતાના મત પ્રમાણે ચલાવવા પ્રયત્ન કરતા હતા. ગમે તેમ કરીને તેઓ તો તેમને ' ભેખ ' લેવડાવવા માગતા હતા. આ વાત જાણી એક દિવસ ગૌર કિશોર દાસ મહાશયે ગોસ્વામી મહારાજને એકાંતમાં કહ્યું કે "પ્રભો ! આપને અજ્ઞાનીઓના કહેવા પ્રમાણે વર્તવાની જરૂર નથી. કારણકે એ લોકો શાસ્ત્ર કે સદાચારનાં રહસ્ય જાણતા નથી અને મનમાં આવે તેમ વર્તવા છતાં પોતાની કપોલકલ્પિત માન્યતાઓનેજ શાસ્ત્રતરીકે તથા સદાચારતરીકે મનાવવાની ધૃષ્ટતા કરે છે."

એક દિવસ નગરકીર્તન થતું હતું. ગોસ્વામી મહારાજ એ સમયે પાયખાનામાં હતા, ત્યાં તે કીર્તનધ્વનિ સાંભળતાંજ તેઓ ભાવાવેશમાં આવી ગયા અને શુદ્ધિ કર્યા વિનાજ. કીર્તનમંડળીમાં ભળી જઇ નાચવા લાગ્યા. કીર્તન સમાપ્ત થયા બાદ પ્રસાદ લઇ ઘેર આવતા હતા, ત્યાં રસ્તામાં યાદ આવ્યું કે પોતે શુદ્ધિ કર્યા વગરજ કીર્તન–મંડળમાં ભળ્યા હતા. આથી તેઓએ તરતજ ગૌર કિશોર મહાશય પાસે જઇ પોતાનો અપરાધ જાહેર કર્યો. તે સાંભળી તેમણે કહ્યું કે " પ્રભો ! એ પણ ઠીકજ થયું છે. ઉંચી નિષ્ઠાથી જે કંઈ કરવામાં આવે છે તેથી દોષ લાગતો નથી." કોઇ કોઈ સ્વરોદય–સાધન સાધનારાઓ લોકોના મનની બે–ચાર વાતો કહી શ્રદ્ધા ઉપજાવીને સમય મળતાં તેમનો સર્વનાશ કરતાં પણ અચકાતા નથી. કર્ણપિશાચ સિદ્ધિવાળા તો સાત પેઢીનાં નામ કહી શકે છે, પણ આમાંની કોઇપણ સિદ્ધિથી ધર્મપ્રાપ્તિ થવાને બદલે પૂરેપૂરા ધર્મભ્રષ્ટ બની રહે છે. આવા તામસિક અને પાખંડી નરપિશાચોના હાથમાંથી બચવા માટે ગોસ્વામી મહારાજે સાચા સાધુનાં લક્ષણો નીચે પ્રમાણે જણાવ્યાં છેઃ–

(૧) સાચો સાધુ પોતાનાં વખાણ પોતે કરતો–કરાવતો નથી.
(૨) બીજાઓની નિંદા કરતો નથી.
(૩) ચમત્કારો દેખાડતો નથી.
(૪) કોઇની શ્રદ્ધાને તોડતો નથી.
(૫) તે કોઇનામાં બુદ્ધિભેદ કરીને પોતાના મતમાં ખેંચતો નથી.
(૬) ભગવાન ઉપરજ નિર્ભર રહે છે.
(૭) યાચના કરતો નથી.
(૮) શાસ્ત્ર અને સદાચારની મર્યાદા સાચવીને ચાલે છે.

સામાન્ય રીતે આ લક્ષણો ધ્યાનમાં રાખી સજ્જનનો સમાગમ કરવાથી ઠગાવાનો સંભવ રહેતો નથી.

ગોસ્વામી મહારાજ જ્યારે શ્રીવૃંદાવન ધામમાં રહેતા હતા, ત્યારે ઘણી વાર અનેક સંપ્રદાયના અપરિચિત સાધુ મહાત્માઓ ધર્મચર્ચા કરવા તેમની પાસે આવતા હતા. કોઇ કોઇ વાર તો એવી ગૂઢ ચર્ચા અને વાર્તાલાપ થતાં કે સાધારણ માણસો તો સમજી શકે નહિ. એક દિવસ એક અપરિચિત સાધુએ તેમને કહ્યું કે "ઘણી તપશ્ચર્યા કર્યા પછી મને એક મંત્રસિદ્ધિ પ્રાપ્ત થઇ છે અને ગમે તે વસ્તુ સહેજે મેળવી શકાય છે. હવે દેહત્યાગ કરતાં પહેલાં હું તે મંત્રશક્તિ આપને અર્પણ કરવા ઇચ્છું છું. આ મંત્રશક્તિ આપવા યોગ્ય આપ જેવો બીજો પુરુષ મેં જોયો નથી." ગોસ્વામીજીએ કહ્યું કે "મહારાજ ! માફ કરો, મને એવી કંઇ પણ ઇચ્છા રહી નથી." ગોસ્વામી મહારાજનું કહેવું પૂરૂં સાંભળ્યા વિનાજ તે સાધુ તો તેમને તે શકિતનું દાન કરીને ચાલ્યા ગયા. પછી એક વાર ગોસ્વામી મહારાજને વિચાર આવ્યો કે "તે સાધુની વાત અજમાવી જોવામાં વાંધો શું ?" આથી તેમણે ગોવિંદજી ભગવાનનો માલાપ્રસાદ લેવાનો સંકલ્પ કર્યો. થોડી વારમાંજ એક બાબાજી 'મહારાજ, મહારાજ' કહી બારણું ઠોકવા લાગ્યા. બારણું ઉઘાડ્યું કે તરતજ તેમણે ગોવિંદજીનો માલાપ્રસાદ ગોસ્વામી મહારાજને અર્પણ કર્યો. આ જોઇ ગોસ્વામી મહારાજ ઝંખવાણા પડી ગયા અને ત્યારથી નિશ્ચય કર્યો કે, આમ કરવું એ ચોખ્ખી નાસ્તિકતા હોવાથી મંત્રશક્તિનો કદી પણ ઉપયોગ કરવો નહિ.*

તે વખતે શ્રીઅદ્વૈતવંશના ભૂષણરૂપ સૂક્ષ્મદર્શી નીલમણિ ગોસ્વામી પણ શ્રીવૃંદાવનમાં રહેતા હતા. તેમણે એક વાર ગોસ્વામી મહારાજના સંબંધમાં પ્રસિદ્ધ કવિરાજ ચંદ્રમોહન દાસ પાસે જે અભિપ્રાય જણાવ્યો હતો તે અત્રે આપવામાં આવ્યો છે:–એક વાર શ્રીવિજયકૃષ્ણ ગોસ્વામી મને મળવા આવ્યા હતા, મારો આગ્રહ છતાં એકાસને બેસતાં તેઓ અચકાતા હતા. મેં કહ્યું કે "કેમ વિજય! મારી પાસે પણ તમને ભેદભાવ રહે છે? તમારા જેવા પારસમણિના સ્પર્શથી તો દુનિયામાં રચ્યાપચ્યા રહેતા જીવો પણ ઉન્નતગામી થાય છે. 'ગોસાંઇ તો બ્રાહ્મધર્મમાં વટલી ગયા હતા' એમ કહી જે લોકો તમારી ઉપેક્ષા કરે છે, તે

* ઢાકાના રાયબહાદૂર વિધુભૂષણ મજુમદાર મહાશયના વિવરણપરથી.

તો તમને ઓળખી શકયા નથી. અહો ! તમારા જેવા પારસમણિ સંતના સમાગમમાં આવ્યા છતાં પણ લાભ ઉઠાવી શકયા નહિ તેમના દુર્ભાગ્યની શી વાત કહું ? પરંતુ તમારા જન્મથી અમારો વંશ તો ધન્ય થયો છે અને ધન્ય છે તે ભાગ્યશાળી ભકતોને કે જેમણે તમને ઓળખી તમારી સેવા–સમાગમનો લાભ લીધો છે." આ પ્રમાણે કહી મેં વિજયનો હાથ ઝાલી તેમને મારા આસન ઉપર બેસાડયા. અહો ! તે વખતનો ભાવ ! એ તો જેણે જોયો હોય તેજ જાણે. એ ભાવ લખ્યો કે કહ્યો જાય તેમ નથી. તેઓની સાધારણ વાતમાં પણ ભક્તિરસનો પ્રવાહ વહ્યા કરે ! એવી હૃદય-સ્પર્શી ભાષા મેં બીજે કયાંય સાંભળી નથી.

એક વાર અમે પંચકોશીની પરિક્રમા કરવા નીકળ્યા. ભક્તિ-ના ભંડારરૂપ વિજય પણ સાથે હતા. તેમની ગતિ મંદ હતી. જાણે કોઇ મહાભાવમાં મસ્ત બનીને ચાલતા હતા. થોડું આગળ ચાલ્યા ત્યાં તો કોઇનું સુમધુર 'હરિસંકીર્તન' સાંભળવામાં આવ્યું. એવું અમૃતમય અને સ્વર, તાન તથા લયાદિયુક્ત હરિકીર્તન મેં કયાંય સાંભળ્યું નથી. હું તો વિજયની સાથે પરિક્રમા કરવા જઇને આવું અમૃતમય 'હરિનામ' સાંભળી કૃતાર્થ થયો છું. એ 'હરિ-કીર્તન' સાંભળવામાં આવતાંજ તે દિશા તરફ વિજયકૃષ્ણ તો ઉન્મત્ત-ની પેઠે દોડી ગયા. હું પણ તેમની પાછળ પાછળ દોડવા લાગ્યો; પણ વિજય તો મહોન્મત્તની પેઠે આગળ વધી ગયા હતા.

શ્રીમાન્ સતીશબાબુએ એક દિવસ વાતચીતના પ્રસંગમાં ગોસ્વામીજીને પૂછયું કે "ભગવાં વસ્ત્ર ધારણ કરવામાં કોઈ જાતનો નિયમ છે કે કેમ ?" ગોસ્વામીજીએ ઉત્તર આપ્યો કેઃ– "ભગવાં કરવાં, ભસ્મલેપન, દંડ, કમંડલુ તેમજ ચીપિયા વગેરે દરેક ખાસ વિશિષ્ટ અવસ્થાનાં સૂચક ચિહ્નો છે. તે તે અવસ્થા પ્રાપ્ત કર્યા સિવાય એ ચિહ્નો ધારણ કરવાથી મહાન અપરાધ થાય છે. આજકાલ આ બાબતનો યથાર્થ વિચાર કરવામાં નથી આવતો તેથીજ આવું અનિષ્ટ પરિણામ આવ્યું છે. પ્રાચીનકાળમાં આ બધી બાબતોના ખાસ નિયમો હતા અને તેની મર્યાદા પણ સચવાતી હતી; પરંતુ હાલ તો તેની કશી પરવા નહિ કરતાં ફાવે તેવા કનિષ્ઠ માણસો પણ ભગવું ઓઢી લે છે."

એક દિવસ આશ્રમમાં ત્રણ અપરિચિત મહાત્માઓ કયાંકથી આવી ચઢયા. ગોસ્વામી મહારાજે પોતાના આસનેથી ઉભા થઇ

યોગ્ય આદરસત્કાર કર્યો અને તેમને બેસવાને આસન આપ્યાં. આસને બેઠા પછી તેમણે ગોસ્વામી મહારાજનાં સર્વાંગે બરાબર નિહાળી નિહાળીને દર્શન કર્યાં અને પછી કંઈ પણ બોલ્યાચાલ્યા વગર ભક્તિભાવે પ્રણામ કરીને તેઓ ચાલી નીકળ્યા. આ જોઇ ગોસ્વામી મહારાજના પ્રેમી ભક્ત સતીશચંદ્ર મુખોપાધ્યાય કુતૂહલને ખાતર તે ત્રણે સાધુની પાછળ ગયા અને થોડેક દૂર જઇને પૂછયું કે "મહારાજ! આપ ક્યાંથી અને શા હેતુમાટે આવ્યા હતા? તેમજ આપે ગોસ્વામી મહારાજના શરીરમાં શું નિહાળ્યું, એ બધું જો આપને કંઇ હરકત ન હોય તો આ સેવકને જણાવવા કૃપા કરશો." આ વાત સાંભળી તે સાધુજનોએ કહ્યું કે "તેમનામાં સાધુતાનાં બાહ્યલક્ષણ પણ અમને પૂરેપૂરાં જણાયાં છે."

આ સ્થળે શ્રીચૈતન્યચરિતામૃતમાં જણાવેલાં મહાપુરુષોનાં લક્ષણો આપવાં અપ્રાસંગિક નહિ ગણાય. તે આ પ્રમાણે છેઃ—

"पंचदीर्घः पंचसूक्ष्मः सप्तरक्तः षडुन्नतः ।
त्रिहस्व पृथु गंभीरो द्वात्रिंशल्लक्षणो महान् ॥"

અર્થાત્ જે પુરુષનાં નાસિકા, હાથ, હનુ, આંખ અને જાનુ, એ પાંચ દીર્ઘ–લાંબા હોય; ચામડી, કેશ, આંગળીના વેઢા, દાંત અને રોમ, એ પાંચ સૂક્ષ્મ હોય; આંખના ખૂણા, હાથનાં તળાં, પગનાં તળાં, તાલુ, હોઠ, જીભ અને નખ, એ સાત રતાશવાળાં હોય; છાતી, ખભા, નખ, નાક, કેડ અને મોઢું, એ છ ઉપડતાં હોય; ડોક, જાંઘ અને લિંગ, એ ત્રણ ટુંકાં હોય; કેડ, લલાટ અને છાતી, એ ત્રણ વિશાળ હોય; અને નાભિ, સ્વર અને બુદ્ધિ, એ ત્રણ ગંભીર હોય; આવાં બત્રીસ લક્ષણ જેમનામાં હોય તેમને મહાપુરુષ જાણવા. ગોસ્વામી મહારાજમાં આ બત્રીસે લક્ષણો વિદ્યમાન હતાં.

કુંભમેળામાં ભારતવર્ષના અનેક સંપ્રદાયના સાધુમહાત્માઓ એકઠા થાય છે. આ કુંભમેળો હરદ્વાર, પ્રયાગ, નાસિક અને ઉજ્જયિનીમાં વારા ફરતી ભરાય છે.

પુરાણોમાં કહ્યું છે કે, સમુદ્રમંથનને પરિણામે અમૃતકુંભ નીકળ્યો હતો. તે લેવા માટે દેવતાઓને તથા અસુરોને લડાઇ થઇ ત્યારે દેવતાઓએ તે અમૃતકુંભ જૂદે જૂદે વખતે હરદ્વાર, પ્રયાગ વગેરે ચાર જૂદે જૂદે સ્થળે સંતાડી રાખીને યુદ્ધ કર્યું

હતું. ત્યારથી એ ચારે સ્થાનમાં દેવતાઓ તથા મહાપુરુષો કુંભ-રાશિમાં તે અમૃતકુંભનો મહોત્સવ ઉજવવા લાગ્યા. ત્યારપછી ભગવાન આદિ શંકરાચાર્યે તે ચારે સ્થાનમાં ત્રણ ત્રણ વર્ષે કુંભરાશિમાં તે ઉત્સવ ઉજવવા માંડયો અને તેમાં પોતાના સંપ્રદાયના સર્વ સાધુઓના સંમેલનની યોજના કરી હતી. પછી તો અન્ય સંપ્રદાયના સાધુઓ પણ આવવા લાગ્યા.×

હાલ આ કુંભમેળાનો કોઇ પણ વહીવટ કરનાર કે તેમાં આવવાને આમંત્રણ કરનાર કોઇ ખાસ વ્યક્તિ કે મંડળ નથી. એ તો ભારતવર્ષના સર્વ સંપ્રદાયના સાધુઓનો મેળો છે અને તેમાં સર્વ મનુષ્યો વગર આમંત્રણે જઈ શકે છે. અહીં સર્વ સાધુમહાત્માઓ એકઠા મળીને શાંતચિત્તે વાદવિવાદ કર્યા વગર ધર્મતત્ત્વનો તથા સાધનમાર્ગનો વિચાર કરે છે, અને લક્ષાવધિ નરનારીઓ આ મેળામાં સંત મહાત્માઓનાં દર્શન સમાગમનો લાભ લે છે.

પહેલાં શ્રીવૃંદાવન ધામમાં કુંભમેળો ભરાતો નહોતો, પરંતુ વૈષ્ણવોના પણ સાધુસંમેલનની વ્યવસ્થા કરવામાં આવી. ત્યારથી જે વર્ષે હરિદ્વારમાં કુંભમેળો ભરાવાનો હોય છે તેની પહેલાં વૈષ્ણવ સંપ્રદાયના સર્વ સાધુઓ શ્રીવૃંદાવનમાં ભેળા થાય છે અને અહીં એક માસ સુધી સાધન-ભજન અને સંતસમાગમનો આનંદ લઇ, તે બધા યથાસમયે હરિદ્વાર પહોંચી જાય છે.

ગોસ્વામી મહારાજ હમેશાં મેળામાં સાધુ-મહાત્માઓનાં દર્શન કરવા જતા અને તેમની સાથે ધર્મચર્ચાનો લાભ લેતા હતા. જ્યાંસુધી મેળો ચાલુ રહ્યો ત્યાંસુધી દરરોજ ગોસ્વામી મહારાજનો એ નિત્યક્રમ ચાલુ રહ્યો હતો. મેળો સમાપ્ત થયા પછી સાધુમહાત્માઓ હરિદ્વાર જવા લાગ્યા. ગોસ્વામી મહારાજ પણ હરિદ્વાર જવાની તૈયારી કરવા લાગ્યા. આ તરફ શ્રી યોગમાયાદેવી શ્રીવૃંદાવન ધામ છોડી જવાને જરા પણ ખુશી નહોતાં,

× ગઇ સાલની આગલી સાલ આ કુંભમેળો હરિદ્વારમાં ભરાયો હતો. આવતી સાલે દિવાળી પછી પ્રયાગમાં ભરાવાનો છે. આ કુંભમેળો એ ખરેખર અનેક સંપ્રદાયોનું મહાસંમેલનજ છે. અનેક ભક્તિભાવવાળાંનાં યાત્રીઓ અને સાધુમહાત્માઓનાં પુણ્યદર્શન, સંતસમાગમ તથા હરિકથાનો લાભ મેળવવાનો એ અનેરો પ્રસંગ બની રહે છે. ભગવાને જેને સાધનસંપત્તિ અને શ્રદ્ધાભક્તિ આપ્યાં હોય તે તો આવા પ્રસંગોનો લાભ લેવાનું નજ ચૂકે.

તેથી સૌ આશ્ચર્ય પામ્યાં. જીંદગીમાં દેવીજીને પતિથી જૂદાં રહેવાનો સંકલ્પ પણ કદી નહોતો થયો. કોઇ ખાસ કારણથી જ્યારે તેમને ગોસ્વામી મહારાજથી જૂદું રહેવું પડતું ત્યારે તો તેમને મૃત્યુસમાન દુઃખ થઇ પડતું હતું અને થોડા વખત પહેલાંજ તેમનો વિરહ સહન ન કરી શકવાથી તેઓ ઢાકાથી વૃંદાવન આવી રહ્યાં હતાં. પણ તેજ પતિપ્રાણા સતી આજે હરિદ્વાર નહિ જતાં સ્વેચ્છાથી શ્રી વૃંદાવનમાંજ રહેવા ઇચ્છે છે તેનું કારણ શું છે ? કહેવાની જરૂર નથી કે, ગુરુકૃપાથી માતાજીનાં જ્ઞાનચક્ષુ ખુલી ગયાં હતાં અને હવે તેઓ નિત્યધામનાં અધિકારિણી થઇ ચૂકયાં હતાં. હવે તેમને પોતાના ગુરુદેવ પ્રાણનાથનાં નિરંતર દર્શન થતાં હતાં, તેથી તેઓ રાતદિવસ ભાવાવેશમાંજ રહેતાં હતાં. હવે તેમને દેહ છતાંજ પ્રાપ્તવ્યની પ્રાપ્તિ થઇ ચૂકી હતી, તેમને માયાનું આવરણ રહ્યું ન હતું. આથી તેઓ સદેહે પણ પરમ ધામનો આનંદ અનુભવતાં હતાં. જે કંઇ જોવા, સાંભળવા કે અનુભવવા જેવું હતું તે બધું તેમને હસ્તામલકવત્ થઇ રહ્યું હતું.

આ પ્રમાણે દિવ્ય સ્થિતિ પ્રાપ્ત કર્યા પછી માતાજીએ પોતાના પતિદેવની અનુમતિ લઇ દેહત્યાગ કરવાનો સંકલ્પ કર્યો. પંચાંગ જોઇને શુભ દિવસ પણ નક્કી કર્યો. જે દિવસે શ્રીનિત્યાનંદ પ્રભુ પૃથ્વીપર પધાર્યા હતા તે દિવસે–ફાલ્ગુન શુકલ ત્રયોદશીને દિવસે માતાજી દેહ છોડી દઇ પરમાત્મસ્વરૂપમાં ભળી ગયાં. આજ બંગ–દેશનો નિર્મલ ચંદ્ર શ્રીવૃંદાવનમાં આથમી ગયો. માતાજીના દેહત્યાગથી હજારો નરનારીઓની આંખોમાંથી અશ્રુધારાઓ વહી હતી. ભૌતિક દેહનું આવરણ ટળી જવાથી હવે તો માતાજી પરમાત્મસ્વરૂપમાં રહેતાં થકાં ભક્તજનોનું કલ્યાણ કર્યાજ કરે છે. જે ભાગ્યશાળી ભકતોએ માતાજીનો સહેજ પણ કૃપાપ્રસાદ અનુભવ્યો છે, તેઓ આજ પણ અહોભાગ્ય માને છે. ગોસ્વામી મહારાજના જેવુંજ માતાજીનું જીવનચરિત્ર પણ અદ્ભુત છે; અને તે "યોગમાયા ઠાકુરાણી" નામથી પ્રસિદ્ધ થયું છે.* તેથી અહીં તે સંબંધી અધિક વિવેચન કરવું અસ્થાને છે.

શ્રી યોગમાયાદેવીએ જ્યારે શ્રીવૃંદાવનમાં દેહત્યાગ કર્યો, ત્યારે ગોસ્વામીજીએ તેમના જમાઇ શ્રીયુત જગદ્બંધુ મિત્ર મહાશયને તે વિષે લખેલો પત્ર આ નીચે આપવામાં આવ્યો છે:––

* આ જીવનચરિત્રના લેખકે એ પુસ્તક બંગાળીમાં લખેલું છે.

ૐ હરિઃ । શ્રી વૃંદાવન.

કલ્યાણવરેષુ !

ફાલ્ગુન શુકલ ત્રયોદશીના રોજ શ્રીમતી યોગમાયાદેવીએ ચિરવાંછિત સિદ્ધ દેહ પ્રાપ્ત કર્યો છે. અવિશ્વાસીલોકો તેને ભલે મૃત્યુ કહે, પરંતુ જો શ્રદ્ધાભક્તિની દૃષ્ટિએ જોઇએ તોજ આપણે જોઇ શકીએ કે, યોગમાયા દેવી તેમની સખીઓના સાથમાં કેવાં શોભી રહ્યાં છે ! શ્રીમતી શાંતિસુધાને કહેજો કે, કંઇ શોક કરે નહિ. એ શોકનો વિષય નથી. બહુ ભાગ્યશાળી વ્યક્તિનેજ માનવજીવનમાં આવી અપૂર્વ અવસ્થા પ્રાપ્ત થાય છે. ફાગણ વદ છઠના રોજ તેમના નિમિત્ત મહોત્સવ થશે. ત્યારપછી અમે ઢાકા જઇશું.

શ્રીમતી શાંતિસુધાને શ્રાદ્ધ કરવાની ઇચ્છા હોય તો ભલે આનંદોત્સવ કરે અને દરિદ્રનારાયણોને જમાડે.

બેટા શાંતિ ! શોક કરીશ નહિ, આનંદમાં રહેજે. અમે જેમ બનશે તેમ જલદી ઢાકા જઇશું.

વિજયકૃષ્ણ ગોસ્વામીના
આશીર્વાદ.

શ્રીમતી યોગમાયાદેવીનો મૃત્યુ–મહોત્સવ ઉજવ્યા પછી બંગ સં. ૧૨૯૭ના ફાગણ માસમાં ગોસ્વામીમહારાજ હરિદ્વારના કુંભમેળામાં ગયા. ત્યાં લાખો માણસો ભેગાં થયાં હતાં. બ્રહ્મકુંડને કાંઠે, ગંગાના કિનારાપર અને કનખલ વગેરે સ્થળોએ સાધુસંન્યાસીઓનો જમાવ થયો હતો. જ્યાં ત્યાં કથાકીર્તન અને ધર્મચર્ચાઓ થતી હતી. એક દિવસ ગોસ્વામી મહારાજ પોતાના પુત્ર યોગજીવન ગોસ્વામી તથા શિષ્યવર્ગ સાથે મેળામાં સંતમહાત્માઓનાં દર્શન કરવા નીકળ્યા હતા. રસ્તામાં એક વૈષ્ણવ બાવાજી ગોસ્વામી મહારાજની સામું અનિમેષ નેત્રે કેટલીક વાર સુધી જોઇ રહ્યા અને પછી ભાવાવેશમાં આવી જઇ ગાવા લાગ્યા કેઃ–

"જાંહેર હરિ બોલતે નયન ઝરે રે,
એઇ દેખો, તારા દુભાઇ એશે છે રે
(જાંરા પ્રેમે જગત ભાસાઇલો)
યાંરા નામે જગત માતાઇલો).
તાંરા દુંભાઇ એશે છે રે." –ઇત્યાદિ.

અર્થાત્ "જુઓ, જુઓ ! હરિનામનું રટણ કરતાં જેમનાં

નેત્રોમાંથી પ્રેમાશ્રુ વહે છે તે બન્ને ભાઇઓ, અરે! જેમણે પ્રેમભક્તિથી જગતને તરબોળ કરી મૂક્યું તે બન્ને ભાઇઓ પધાર્યા છે.

ગોસ્વામી મહારાજના શિષ્યો પણ તે ગાન ગાવા લાગ્યા. જોતજોતામાં તો પ્રેમભક્તિનો અપૂર્વ પ્રવાહ રેલાવા લાગ્યો. ગોસ્વામી મહારાજ પણ ઉંચા હાથ કરી નાચવા લાગ્યા. આ સંકીર્તનથી આકર્ષાઈને પુષ્કળ લોકો ભેગા થઇ ગયા અને વારંવાર જયધ્વનિથી દિશાઓ ગજવવા લાગ્યા. ભિન્ન ભિન્ન સંપ્રદાયના અનેક સાધુ મહાત્માઓ આ દિવ્ય સંકીર્તન જોઇ આશ્ચર્યચકિત થઇ ગયા. આવો ભક્તિભાવ, આવું નૃત્ય અને ઘડીભર મતવાલા કરી મૂકે એવું સંકીર્તન તેઓએ કયાંય જોયું સાંભળ્યું નહોતું.

પછી લોકમેદની બહુ વધી જવાથી ગોસ્વામી મહારાજ ભાવનું સંવરણ કરી મુકામ તરફ ગયા.

સાચા બ્રહ્મનિષ્ઠ મહાત્મા મળવા બહુ દુર્લભ છે. પૂજ્ય શ્રીરામકૃષ્ણ પરમહંસદેવ કહેતા કે "એવા બ્રહ્મનિષ્ઠ કરોડોમાં એકાદજ નીકળે છે." શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે કેઃ—

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥

અર્થાત્ હજારો માણસોમાં કોઇકજ સિદ્ધાવસ્થા મેળવવા પ્રયત્ન કરે છે અને એવા હજારો પ્રયત્ન કરનારામાંથી કોઈકજ મને તત્ત્વથી જાણે છે.

આ કુંભમેળામાં પુષ્કળ ભેખધારી હતા, પરંતુ તેમાંથી માત્ર ત્રણ–ચાર મહાત્માઓજ ખરેખરા તત્ત્વદર્શી હતા. એમાંના એકની સાથે ગોસ્વામી મહારાજને જે વાર્તાલાપ થયો હતો તે તેમનાજ કહેવા ઉપરથી અત્રે આપવામાં આવે છેઃ—હરિદ્વારના કુંભમેળામાં લગભગ એક લાખ સાધુઓ ભેગા થયા હતા. તેમાંથી માત્ર ત્રણ જણજ ખરેખરા શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠ જણાતા હતા. બાકી તો બધા નામનાજ વેશધારી, અને મતમતાંતરના ઝગડાઓમાં ફસાયેલા હતા. એ ત્રણ બ્રહ્મનિષ્ઠ સંતોમાંથી એક મહાત્માને મેં પૂછ્યું કે "આ બધા સાધુઓ આટલું બધું કષ્ટ સહન કરે છે, છતાં તેઓ યથાવત પરમાત્મદર્શનથી કેમ વંચિત રહે છે?" તે મહાત્માએ જવાબ આપ્યો કે "ભાઇ! હું તો એક પામર પ્રાણી છું, હું એ વિષે શું કહું?" પછી મને વ્યાકુળ થયેલો જોઈ તેમણે કહ્યું કે "પરમાત્માની પડી છેજ કોને? સૌને માન, મોટાઇ અને મહંત-

ગીરી જોઇએ છીએ અને તેનેજ માટે મથે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે, धर्मस्य तत्त्वं निहितं गुहायाम् અર્થાત્ ધર્મનું ખરૂં ફળ અથવા તત્ત્વ બાહ્ય પાંડિત્યમાં કે ડોળ દમામમાં નથી, પણ અંતર્ગુહામાં (આંતરિક પવિત્રતા અને સાધનામાં)જ રહેલું છે.

એ કુંભમેળામાં ગોસ્વામીજીને તેમના એક પૂર્વપરિચિત સંન્યાસીનો મેળાપ થઇ ગયો. તેમનાં દર્શનથી તેઓએ આનંદમાં આવી જઈને કહ્યું હતું કે, જેને માટે પોતે હરિદ્વાર આવ્યા હતા તે કાર્ય સિદ્ધ થયું. કેટલાંક વર્ષો પહેલાં એ સાધુની સાથે ગોસ્વામી મહારાજ કૈલાસનાં દર્શન કરવા ગયા હતા. ઋષિમુનિઓ અને યોગીજનોના નિવાસસ્થાન રૂપ નગાધિરાજ હિમાલયનાં અનેક એકાંત સ્થાનો વગેરેમાં ભ્રમણ કરવું, એ ગોસ્વામી મહારાજના જીવનનો એક મુખ્ય ભાગ છે; પરંતુ તેમના એ ભ્રમણ સંબંધી વિશેષ હકીકત મળી શકતી નથી. કેમકે ગોસ્વામી મહારાજ પોતાની મેળે તો કોઇને કોઇ વાત જણાવતા નહિ, તેમ નોંધ પણ રાખતા નહિ. કોઇ ખાસ પ્રસંગે કંઇ કહેવાનું ખાસ જરૂરી જણાય તોજ યોગ્ય લાગે તેટલું કહેતા હતા. વાતના અમુક અંશમાં અમુક માણસને શ્રદ્ધા નથી એમ જણાતાં તેઓ તે વાતનો તેટલો ભાગ રહેવા દઇ બાકીની વાત કહેતા હતા. આથી કોઈ ખાસ ઘટના અધિકારભેદે જૂદી જૂદી સમજાય એ પણ બનવાજોગ છે; અને તેથી જે એનો પૂર્વાપર સંબંધ જાણતા હોય તેજ એવી વિવિધતામાં એકતા રહેલી જોઇ શકે છે.

ગોસ્વામી મહારાજ હિમાલય તથા કૈલાસપર્વતની યાત્રા કરવા નીકળ્યા ત્યારે તેમની સાથે ઉપર જણાવેલા મહાત્માજી ઉપરાંત બીજા પણ બે સાધુઓ હતા. ગોસ્વામીજી બધાની સાથે જ્વાલામુખીથી આલમોડા આવ્યા. ત્યાંથી કેટલુંક આગળ ચઢતાં એક પોલીસનું થાણું આવ્યું. ત્યાં તેઓ કૈલાસપર્વતની યાત્રાએ જાય છે એવું જણાવતાં પોલીસના નાયકે તેમને અટકાવ્યા અને કહ્યું કે 'આ રસ્તો ઘણોજ દુર્ગમ અને બરફવાળો છે, તેથી જઈ શકાય તેમ નથી. આ રસ્તે કૈલાસપર્વતનાં દર્શન કરવા જતાં અનેક લોકો અત્યંત ટાઢથી મરી ગયા હતા, તેથીજ સરકારે આ રસ્તે લોકોને કૈલાસપર્વત જતા અટકાવવા માટે આ થાણું નાખ્યું હતું; પરંતુ આ સાધુઓને ગમે તે પ્રકારે કૈલાસપર્વતની યાત્રા કરવીજ હતી, અને ગમે તેટલાં દુઃખો સહન કરવાને તેઓ

તૈયાર હોવાથી, તેમનો અત્યંત આગ્રહ જોઇ તે નાયકે તેમને ઓછી તકલીફવાળો માર્ગ બતાવ્યો અને ઠંડીના ઉપાયમાટે અગ્નિ ચેતાવવા ચકમકનો પથ્થર તથા દિવાસળી વગેરે કેટલાંક સાધનો પણ આપ્યાં. પછી ગોસ્વામી મહારાજ અને તે સાધુઓ પહાડોમાં ઘૂમતા પ્રભુની લીલા જોતા જોતા આગળ ચાલવા લાગ્યા. એક દિવસ ખૂબ ચાલવાથી અને ભૂખતરસ અસહ્ય થવાથી તેઓ આગળ ચાલી શકે તેમ ન હતું; અને સંધ્યાકાળ પણ થઇ ગયો હતો, પરંતુ થોડુંક ચાલ્યા ત્યાં તો તેઓ એક સાધુજીના આશ્રમમાં આવી પહોંચ્યા. તે સાધુએ તેમનો સારો આદરસત્કાર કર્યો. તેઓ એક ઝાડનાં પાંદડાં લાવ્યા અને તેનો રોટલી જેવો આકાર કરી, તેને ધૂણીના અગ્નિમાં શેકીને ગોસ્વામી મહારાજ તેમજ તે સાધુ-ઓને જમાડયા. આ રોટલી ખાઇ તેઓ ખૂબ પ્રસન્ન થયા હતા. એ રોટલીસંબંધી ગોસ્વામી મહારાજ કહેતા હતા કે "એ રોટલી-નો સ્વાદ આપણી રોટલી જેવોજ હતો. અને તેની સાથે જરા મીઠું લઇને ખાતાં કંઇ ઓરજ સ્વાદ આવતો હતો." બીજે દિવસે તે મહાત્મા જંગલમાંથી કેટલાંક બીલાં જેવાં ફળ લાવ્યા. તે ફળને તેમણે રોટલીની પેઠે ધૂણીમાં શેકયાં અને તેની અંદરનો ગર્ભ સૌને ખાવા આપ્યો. ગોસ્વામી મહારાજે આ ફળના સંબંધમાં કહ્યું હતું કે "........દૂધમાં પલાળી તેમાં સાકર નાખી ખાવાથી જેવો સ્વાદ આવે તેવોજ એ ગર્ભનો સ્વાદ હતો. અહો ! પ્રભુની કેવી અપાર કરુણા છે ! તેમણે એકાંત વનવાસી સંતસાધુઓ માટે અનેક જાતનાં ફળ, કંદ, મૂળ તેમજ દૂધ વગેરેની કેવી વ્યવસ્થા કરી રાખી છે ! " એ વનમાં કેટલીક ચમરી ગાયો પણ હતી. એ ગાયોનાં વાછડાં જ્યારે એક આંચળ ધાવતાં ત્યારે બીજા આંચળો-માં પણ દૂધ ઝરતું અને તે જમીનપર બહુ ઠંડીને લીધે જામી જતું. દૂધના આ જામેલા ટુકડા ઉના પાણીમાં નાખવાથી તેનું ઉત્તમ દૂધ બને છે. સાધુલોકો આવા દૂધના જામેલા ટુકડા એકઠા કરી રાખે છે અને તેનો પ્રસંગોપાત ઉપયોગ કરે છે. જે વિશ્વંભર આખા બ્રહ્માંડનાં જીવજંતુ તથા પ્રાણીમાત્રને પોષી રહ્યા છે તે પોતાના વહાલા ભક્તજનો તથા વિરાગી તપસ્વી ઋષિમુનિઓને શરીર-નિર્વાહની વ્યવસ્થા કરી આપે એમાં આશ્ચર્ય પણ શું ?

પછી તે અતિથિપરાયણ સાધુ પુરુષની રજા લઇ ગોસ્વામી મહારાજ અને તેમના સાથીઓ કૈલાસપર્વત તરફ આગળ ચાલ્યા.

રસ્તે ચાલતાં કુદરતી સૌંદર્યપૂર્ણ દશ્યો અને અનેક રમણીય સ્થાનો તેમને દષ્ટિગોચર થવા લાગ્યાં. સૃષ્ટિસૌંદર્ય તો ચોતરફ વિલસી રહ્યું હતું. કોઇ કોઇ ઠેકાણે સરોવરમાં વિવિધરંગી સહસ્રદલ કમળો અપૂર્વ શોભા ફેલાવતાં હતાં અને તે કમળોપરના હજારો ભ્રમરોનો મધુર ગુંજારવ વનભૂમિની નિસ્તબ્ધતામાં કોઇ અપૂર્વ ભાવના ભરી દેતો હતો. અનેક ચિત્રવિચિત્ર પક્ષીઓ પુષ્પ-ફળાદિથી સુશોભિત વૃક્ષો ઉપર બેસી મધુર કલરવથી સમસ્ત વનને ગજાવી મૂકતાં હતાં. કોઇ કોઇ જગ્યાએ હરણોનાં ટોળાં દોડાદોડી કરી રહ્યાં હતાં. એ પ્રમાણે જ્યાં ત્યાં અદ્દભુત સૃષ્ટિસૌંદર્ય, ગાંભીર્ય અને આનંદનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું.

આ પ્રમાણે નૈસર્ગિક સૃષ્ટિસૌંદર્ય નિહાળતા નિહાળતા તેઓ કેટલેક વખતે બૌદ્ધ લામાઓના એક મઠમાં આવી પહોંચ્યા અને ત્યાં થોડા દિવસ વિશ્રામ કર્યો. પ્રસંગોપાત આ બૌદ્ધ મઠવિષે ગોસ્વામી મહારાજે એક બૌદ્ધધર્મીને નીચે પ્રમાણે કહ્યું હતું:–

"હિમાલયમાં પણ બૌદ્ધલામાનો આવીજ જાતનો એક મઠ છે. હું તે મઠમાં થોડા દિવસ રહ્યો હતો. તેમની સાધનપ્રણાલિકા જોઇ મને આનંદ થયો હતો. શાક્યસિંહને પણ પ્રથમ સાધન-માર્ગમાં અનેક મુશ્કેલીઓ નડી હતી. પહેલાં તો તેમણે અનંત જન્મોથી રૂઢ થયેલો દેહાધ્યાસ ભૂલી જવાનો મહાપ્રયત્ન કર્યો. પછી તેમણે તપશ્ચર્યા કરવા માંડી. પછી પરમાત્મકૃપાથી તેમને એક એક મહાન સત્યનો અનુભવ થવા લાગ્યો અને આખરે પરમસત્યનો અપરોક્ષાનુભવ થવાથી તેમને બુદ્ધત્વ પ્રાપ્ત થયું. બૌદ્ધ ગ્રંથો જોઇ તેમાંથી બૌદ્ધ ધર્મનું રહસ્ય તારવવું હોય, તો તમારે પાલીભાષા શીખવી જોઇએ અને હિમાલયના બૌદ્ધ મઠમાં જઈ બૌદ્ધ ગ્રંથોનો ત્યાંના લામાઓ પાસે અભ્યાસ કરવો જોઇએ. કેમકે અનુવાદોમાં તો ઘણી ભૂલો હોય છે.

પછી ગોસ્વામીજી અને તેમના સાથીઓ આગળ વધ્યા અને અનેકવિધ દશ્યો જોતાથકા તથા દર્શન, સમાગમ અને પૂજનાદિ કરતાથકા માનસરોવર અને કૈલાસની યાત્રા કરી આવ્યા.

---



# પ્રકરણ ચૌદમું

## શ્રીનામબ્રહ્મની પ્રતિષ્ઠા, મનોરમાદેવીનો ટુંક પરિચય



મહાયાત્રા કરી આવ્યા પછી ગોસ્વામી મહારાજ હરિદ્વારથી ઢાકા આવ્યા અને ત્યાં ગેંડારિયા આશ્રમમાં શિષ્યોની સાથે રહેવા લાગ્યા. ગોસ્વામી મહારાજ હવે સંપૂર્ણ સિદ્ધાવસ્થા પામ્યા હતા. રાતદિવસ તેઓ શ્રી ભગવાનના ધ્યાનમાંજ મગ્ન અને મસ્ત રહેતા હતા. "ब्रह्मविद् ब्रह्मैव भवति" અર્થાત્ 'બ્રહ્મને જાણનારો બ્રહ્મ થાય છે' એ ઋષિવાક્યના તેઓ એક જ્વલંત ઉદાહરણરૂપ થઇ રહ્યા હતા.

ગોસ્વામીજી છેલ્લાં ચૌદ વર્ષથી પાઠપૂજા, કથાવાર્તા અને ધ્યાન –ધારણામાંજ નિમગ્ન રહેતા હતા. આહારસંબંધમાં તેમણે એક દિવસ કહ્યું હતું કે "હવે તો દેહરક્ષા માટે એકાદ કેરી કે કેળું પૂરતું છે અને કોઇવાર તો તેવિના પણ ચાલે."

સારાંશ એ છે કે, ગોસ્વામી મહારાજની શારીરિક, માનસિક તેમજ આધ્યાત્મિક ઉન્નતિ સંપૂર્ણપણે થઇ ચૂકી હતી. આવી પૂર્ણાવસ્થા બહુ થોડાનાજ ભાગ્યમાં હોય છે. તેમના જન્મથી બંગદેશ ધન્ય થયો છે અને બંગાળીપ્રજાનું ગૌરવ વધ્યું છે.

ગોસ્વામી મહારાજ ગેંડારિયા આશ્રમમાં રહેતા ત્યારે અનેક આશ્ચર્યકારી ઘટનાઓ બન્યા કરતી હતી. ગોસ્વામી મહારાજના ભાવપૂર્ણ સંકીર્તનથી સ્થાવર–જંગમ સર્વ સૃષ્ટિમાં આનંદ છવાઇ રહેતો હતો અને તેઓ પોતપોતાની પદ્ધતિ પ્રમાણે તે દર્શાવતાં. જે આમ્રવૃક્ષનીચે તેઓ સંકીર્તન વગેરે કરતા હતા તે વૃક્ષ ઉપરથી એક વાર બંગ સં. ૧૨૯૯ ના જેઠ માસમાં મધુવૃષ્ટિ થઇ હતી, તેથી ત્યાં અનેક ભ્રમરો અને કીડીઓ ઉભરાયાં હતાં. વળી આ વાત શહેરમાં ફેલાતાં અનેક નરનારીઓ પણ તે ચમત્કાર જોવા આવ્યાં

હતાં. ‘આ પ્રમાણે આમ્રવૃક્ષમાંથી મધુવૃષ્ટિ થવાનું કારણ શું હશે ?’ એ પ્રશ્નના ઉત્તરમાં ગોસ્વામી મહારાજે કહ્યું હતું કેઃ—“ જેમ માણસોમાં સત્ત્વ, રજ અને તમોગુણપ્રધાન એવી જૂદી જૂદી અનેક પ્રકૃતિનાં માણસો હોય છે, તેમ વૃક્ષાદિમાં પણ તેવીજ વિવિધતા હોય છે. નિષ્કામ ભક્તિપ્રેરિત સબીજ હરિનામના શ્રવણથી સત્ત્વગુણપ્રધાન ભક્તજનનું હૃદય જેમ નાચી ઉઠે છે અને તેના હૃદયમાંથી આનંદની છોળો ઉછળે છે, તેમ સત્ત્વગુણપ્રધાન વૃક્ષ પણ કેટલીક વાર આનંદમાં ખીલી ઉઠે છે અને પોતાનો આનંદ તે પુષ્પવૃષ્ટિ કે મધુવૃષ્ટિદ્વારા વ્યક્ત કરે છે. માત્ર એકજ વૃક્ષમાંથી નહિ પણ આસપાસનાં બીજાં પણ સાત્ત્વિક વૃક્ષોમાંથી એવીજ મધુવૃષ્ટિ થઇ છે તે જોશો એટલે સમજાશે. ” અને ખરેખર, જ્યાં જ્યાં નામધ્વનિ પહોંચ્યો હતો ત્યાંસુધી તો અનેક સાત્ત્વિક વૃક્ષોમાંથી તે પ્રમાણેજ મધુવૃષ્ટિ થઇ હતી. આ ઉપરાંત બીજી વાર પણ તેમના ઘર પાસેના બે લીમડાના ઝાડમાંથી મધુવૃષ્ટિ થઈ હતી, તેમજ બહારનાં પણ કેટલાંક ઝાડોમાંથી મધુવૃષ્ટિ થયાનાં ચિહ્નો જણાતાં હતાં.×

આ સંબંધમાં ગોસ્વામી મહારાજ એક બીજી પણ વાત કહેતા કે “ શ્રીવૃંદાવનમાં અમે એક લીમડાના ઝાડમાંથી મધુવૃષ્ટિ થતાં જોઇ હતી. એ વૃક્ષનીચે એક શુદ્ધ નિષ્કામ ભક્ત ભજનકીર્તન કરતા હતા.” આ વાત કેટલાકના માન્યામાં ન આવે એવી લાગે છે, પણ ખરૂં જોતાં તેમ નથી. ભાગવતમાં પણ આ બાબતનો ઉલ્લેખ જોવામાં આવે છે.* જ્યાં પણ પવિત્રાત્માની ઉંડા હૃદયની ઉપાસના થાય છે, ત્યાં અદ્ભુત ઘટનાઓ બનવી સ્વાભાવિક છે. શ્રાદ્ધાદિકમાં તેમજ બ્રાહ્મણભોજનના સંકલ્પમા આ વિષેનો એક મંત્ર આવે છે કેઃ—

---

× રૉયસાહેબ વિધુભૂષણ મજુમદારના વિવરણ ઉપરથી. તેમણે જાતે આ મધુવૃષ્ટિ જોઇ હતી.

* वनलतास्तरव आत्मनि विष्णुं व्यंजयन्त्य इव पुष्पफलाढ्याः ।
प्रणतभारविटपा मधुधाराः प्रेमहृष्टतनवः ससृजुः स्म ॥

(શ્રીમદ્ ભાગવત સ્કંધ. ૧૦, અ૦ ૩૫, શ્લો૦ ૯)

અર્થાત્ વનલતા તેમજ તરુ આદિમાં જાણે વિષ્ણુ ભગવાનનો આવિર્ભાવ ન થયો હોય એમ તેમનાપર થયેલાં અઢળક પુષ્પફળાદિથી જણાતું હતું. વળી તે તરુલતાઓ પ્રેમાવેશમાં આવી જઇ, પુષ્પફળાદિથી લચી પડેલી ડાળીઓમાંથી મધુવર્ષણ પણ કરતાં હતાં.

ॐ मधु वाता ऋतायते मधु क्षरन्ति सिंधवः माध्वीर्नः सन्त्वोषधी मधु नक्तमुतोषसो मधुमत् पार्थिवं रजः । मधु द्यौरस्तु नः पिता मधुमान्नो वनस्पतिर्मधुमांस्तु अस्तु सूर्यो माध्वीर्गावो भवन्तु नः।"

અર્થાત્ " પવન પણ મધુ વહન કરે છે, નદીઓમાં મધુનોજ પ્રવાહ વહે છે, અમારી ઔષધિઓ મધુમય થાઓ. રાત, દિવસ અને આ પૃથ્વીની રજેરજ મધુમય થાઓ ! સ્વર્ગલોક, પિતૃલોક, વનસ્પતિ, સૂર્ય અને અમારી ગાયો પણ મધુમય થાઓ !"

આ મંત્ર કાંઈ રૂપક નથી, પરંતુ જો વિધિવત્ શ્રાદ્ધ કરવામાં આવ્યું હોય તો એવી દઢ ભાવનાના પ્રતાપે ઘડીભર સર્વ વસ્તુઓ મધુમય થઇ જઈ પિતૃઓની તૃપ્તિ થાય છે.

વૃક્ષલતાદિ પુષ્પવૃષ્ટિદ્વારા પોતાનો આનંદ પ્રકાશ કરી શકે છે તેનું એક બીજું પણ પ્રમાણ છે. એક વાર ગોસ્વામી મહારાજ ચાંચુડતલામાં રહેતા ત્યારે જે ઝાડ નીચે તેમણે સંકીર્તન કર્યું હતું, તે ઝાડમાંથી પુષ્પવૃષ્ટિ થઇ હતી. પ્રાચીન ગ્રંથોમાં આવા અનેક પ્રસંગો જોવામાં આવે છે; પરંતુ પાશ્ચાત્ય સુધારાના પ્રાબલ્યથી આજકાલના નવશિક્ષિત યુવકો આવી વાતો માની શકતા નથી. તે શિક્ષિત યુવકોને જો કોઇ શુદ્ધ બ્રહ્મનિષ્ઠ ભક્તનો સમાગમ થાય અને આધ્યાત્મિક માર્ગમાં પ્રવેશ કરે તો આજ જે બાબતો તેમને વહેમ, અજ્ઞાન અને ગાંડપણરૂપે ભાસે છે તેજ બાબતો આવતી કાલે તેમને 'સત્ય' જણાશે. આજકાલ આપણા દેશમાં શંકા, તર્કવિતર્ક, અવિશ્વાસ તથા નાસ્તિકતારૂપી ઘોર અંધકાર ફેલાઈ રહ્યો છે; અમરરાજ્યનું દિવ્ય સુખ ભૂલી આપણે વિષયસુખમાં રાચવા લાગ્યા છીએ અને આત્માને બદલે દેહનીજ સેવામાં આયુષ્ય ખોઇ નાખીએ છીએ; તેથીજ આપણે દુઃખ, નિરાશા અને ઉપાધિની ખાઈમાં ઉંડા અને ઉંડા ખૂંચતા જઇએ છીએ. આપણી આટલી બધી અધોગતિ થઈ રહી છે, છતાં પણ અમને ભાન આવતું નથી. હે પ્રભો ! હવે તો અમ અધોગામી જીવોપર કૃપાદૃષ્ટિ કરો ! હે મહાપુરુષો ! અમને પતિત માનવીઓને આપના વચનામૃતનું પાન કરાવો, અને ઓ પ્રેમલ જ્યોતિ ! આપની સત્ય ધર્મની ઉજ્જવળ જ્યોતિ અમારા હૃદયમાં પ્રગટાવીને અજ્ઞાનાંધકારને હાંકી કાઢો !

આશ્રમની ભજનકુટીર પાસે એક દરમાં એક સાપ રહેતો હતો. ગોસ્વામી મહારાજ તેને દૂધ-કેળાં વગેરે ખવડાવતા હતા. તે સર્પ પણ કેટલીક વાર ગોસ્વામી મહારાજની જટાપર અને ખભાપર ફરતો જણાયો હતો×

આશ્રમમાં એક કૂતરો રહેતો હતો. આશ્રમવાસીઓ તેને 'કેલે' કહીને બોલાવતા હતા. તેને કીર્તન સાંભળવાં બહુ ગમતાં હતાં. ગમે ત્યાં હોય, પરંતુ જ્યારે કીર્તન થાય ત્યારે તરત ત્યાં હાજર થઇ જતો. તે કુતરાનો એક ખાસ ગુણ એ હતો કે, આશ્રમમાં ગમે તે અપરિચિત અતિથિઅભ્યાગત આવે, તેમની સાથે તે પરિચિત વ્યક્તિની પેઠે હળી જતો હતો અને પૂછડી પટપટાવી રાજી રાજી થઇ જતો હતો. વળી જ્યારે તે અતિથિ વિદાય થતા ત્યારે તેમને છેક દોલાઇગંજ સ્ટેશન સુધી વળાવી આવતો હતો. કોઈ કોઇ વખત તે કૂતરો ગોસ્વામી મહારાજના આસનથી જરા છેટે બેસી તેમની સામું એકી નજરે જોઇ રહેતો હતો.

'કેલે'ને કોઇએ કદી પણ માંસ કે અસ્પૃશ્ય વસ્તુને અડતો જોયો નથી. તેના આવા અનેક સદ્‌ગુણોથી આશ્રમવાસીઓ તેને બહુ ચાહતા હતા અને તેની સંભાળ રાખતા હતા. 'કેલે'નો દેહાંત થયા પછી આશ્રમવાસીઓએ તેને આશ્રમનાજ એક ખૂણામાં દાટયો છે.

ગોસ્વામીજી એક વાર 'ડબલ ન્યુમોનિયા' રોગથી પટકાઇ પડયા. ક્રમે ક્રમે રોગ વધવા લાગ્યો અને તેણે સંધાતિક જ્વરનું રૂપ પકડયું. ગોસ્વામી મહારાજના શિષ્ય શ્રીયુત નવીનકૃષ્ણ ઘોષ (એલ. એમ. એસ.) મહાશયે તપાસ કરીને કહ્યું કે "બન્ને બાજુનાં ફેફસાં સડવા લાગ્યાં છે, તેથી જીવવાની આશા બહુ ઓછી જણાય છે." ગોસ્વામી તે વખતે કોઇ પણ જાતનું ઔષધ લેતા નહિ. આ પ્રમાણે ચૌદ પંદર દિવસ ચાલ્યા ગયા. તે દરમિયાન તેઓ કંઇ પણ ખાતા પીતા નહિ. પછી તેમણે એક દિવસ થોડું દહીં ખાવાની ઇચ્છા જણાવી; પરંતુ વૈદ્ય-ડૉકટરોએ તેમાં સંમતિ આપી નહિ. પછી ગોસ્વામીજીના શિષ્ય વિધુભૂષણ મજુમદારે કોઇની પણ વાત સાંભળ્યા વગર ગોસ્વામીજીની સેવામાં દહીં હાજર કર્યું. ગોસ્વામીજી તે છાશરૂપે ખાઈ લઇ તૃપ્તિ અનુભવવા લાગ્યા. આસપાસનાં બધાં માણસો 'આ તો ગજબ થયો' કહી 'હાય વોય'

---

× શ્રીયુત શ્યામાકાંત પંડિત મહાશયના વિવરણ ઉપરથી.

કરવા લાગ્યાં; પરંતુ ગોસ્વામીજીએ તો રોગમુક્ત થઇ જઇ બીજે દિવસથી થોડું થોડું અન્ન પણ લેવા માંડયું. આ ઘટના જોઇ નવીન બાબુએ કહ્યું કે "મહારાજ! આપ તો વિધિ–નિષેધથી પર લાગો છો."×

જેમ જેમ સાધક સાધનમાર્ગમાં પ્રગતિ કરતો જાય છે, તેમ તેમ તેના શરીરમાં રહેલાં રજોગુણ–તમોગુણનાં પરમાણુઓ સત્ત્વ-ગુણમાં રૂપાંતર પામતાં ચાલે છે. આ પ્રમાણે જ્યારે સાધકના શરીરમાં પરિવર્તન થતું હોય છે, ત્યારે સાધકને પ્રકૃતિભેદે કરી-ને જૂદી જૂદી જાતના વ્યાધિ થાય છે. ખરૂં જોતાં તે વ્યાધિ નથી હોતા પણ સાધનજન્ય અવસ્થાવિશેષનાંજ લક્ષણ હોય છે. આ કહેવાતા વ્યાધિઓ પછી તો સાધકને એક નૂતન અવસ્થાજ પ્રાપ્ત થાય છે. અને તેવો સાધકજ નિદ્રા ઉપર જય મેળવી શકે છે.

ગોસ્વામીજીએ યોગમાયાદેવીના સ્વર્ગવાસ પછી તેમનાં થોડાંક અસ્થિ ઉપર શાસ્ત્રવિધિ પ્રમાણે મંગલઘટની સ્થાપના કરી તેના ઉપર મંદિર બંધાવ્યું હતું અને તેમાં શ્રીનામબ્રહ્મની પ્રતિષ્ઠા કરી હતી. ત્યારથી આ આશ્રમમાં શ્રીનામબ્રહ્મનું ષોડશોપચારે પૂજન કરવામાં આવે છે; તેમજ શંખ, ઘંટા, ખોલ, કરતાલ વગેરે સહિત ધૂપ, દીપ, આરતિ તથા નૈવેદ્યાદિ કરવામાં આવે છે.

એ નામબ્રહ્મના પૂજારીતરીકે ગોસ્વામીજીના શિષ્યના પુત્ર ફણિભૂષણને નીમવામાં આવ્યા; પરંતુ તે બ્રાહ્મણ ન હોવાથી કેટલાકને તે ગમ્યું ન હતું. તે સંબંધી ગોસ્વામી મહારાજે કહ્યું હતું કે "શાસ્ત્ર પ્રમાણે તો શ્રીનામબ્રહ્મની પૂજામાં જાતિ કે વર્ણનો વિચાર કરવાની આવશ્યકતા નથી. એમને ધરાવેલું નૈવેદ્ય મહાપ્રસાદ જેવુંજ કહી શકાય અને તે નૈવેદ્યનો મહાપ્રસાદ ઉતરતી કોમ તરફથી મળેલો હોય અથવા તેનો સ્પર્શ થયેલો હોય તોપણ તે બ્રાહ્મણાદિ સર્વ ઉચ્ચ જાતિના લોકોએ ગ્રહણ કરવો જોઇએ. જેઓ એ મહાપ્રસાદની અવજ્ઞા કરે છે તેઓ ઠીક કરતા નથી." આ

---

× ખરૂં જોતાં તો આમાં લંઘન અને છાશના સેવનનોજ મહિમા છે. આયુર્વેદમાં પણ રોગને નિર્મૂળ કરવાને ઉપરોક્ત બન્ને બાબતોનો યથાવિધિ ઉપયોગ એજ સાચી દવા માનવામાં આવે છે. હા, એટલું તો સ્પષ્ટ છે કે 'અન્નસમા પ્રાણ'ની ચાલુ માન્યતાને ગોસ્વામીજીએ સખ્ત ફટકો લગાવ્યો છે; અને રોગને મારવાની સાચી દવા લંઘનજ છે, એ વિશેષ સ્પષ્ટ કરી દીધું છે.

પ્રમાણે કહી ગોસ્વામી મહારાજે મહાનિર્વાણતંત્રમાંથી ઉપરોક્ત પૂજાવિધિના પ્રમાણશ્લોકો કહી સંભળાવ્યાઃ-

શ્રીસદાશિવ उवाच—

अनेन ब्रह्ममंत्रेण भक्ष्यपेयादिकं च यत् ।
दीयते परमेशाय तदेव पावनं महत् ॥
गंगातोय शिलादौ च स्पृष्टे दोषोऽपि वर्तते ।
परब्रह्मार्पिते द्रव्ये स्पृष्टास्पृष्टं न विद्यते ॥
नात्र वर्णविचारोऽस्ति नोच्छिष्टादि विवेचनम् ।
न कालो नियमोऽप्यत्र शौचाशौचं तथैव च ॥
यदि स्यान्नीचजातीयमन्नं ब्रह्मणि भावितम् ।
तदन्नं ब्राह्मणैर्ग्राह्यमपि वेदान्तपारगैः ॥
ये त्यजन्ति नरामूढा महाभावेन संस्कृतम् ।
अन्नतोयादिकं भद्रे पितृंस्ते पातयंत्यधः ॥

અર્થાત્ શ્રીસદાશિવ કહે છે કે, હે પાર્વતિ ! આ બ્રહ્મમંત્રવડે ભક્ષ્ય-પેયાદિ જે કંઇ નૈવેદ્ય પરમેશ્વરને ધરવામાં આવે છે, તે અત્યંત પવિત્ર કરનારૂં છે. ગંગાજળ વગેરેમાં તો સ્પર્શદોષ રહેલો છે,પરંતુ પરબ્રહ્મના નૈવેદ્યમાં સ્પર્શાસ્પર્શનો દોષ નથી. તેમાં વર્ણનો તેમજ ઉચ્છિષ્ટાદિનો પણ વિચાર કરવા જેવું નથી; તેમ કાળનો તથા શૌચાશૌચનો પણ વિચાર કરવાનો નથી. એટલુંજ નહિ પરંતુ તે નૈવેદ્યને નીચજાતિના ભક્ત અડકયા હોય વા નીચ જાતિના ભક્ત તરફથી તે મળેલું હોય તોપણ તે નૈવેદ્ય વેદાંતનો પાર પામેલા અને ઉચ્ચ વર્ણના બ્રાહ્મણો પણ ખુશીથી લઇ શકે છે અને આવા પવિત્ર કલ્યાણકારી પ્રસાદની જે ઉપેક્ષા કરે છે તે અધોગતિને પામે છે.

વળી શ્રીનામબ્રહ્મની પૂજાની એક બીજી વિશેષતા એ છે કે, બીજી મૂર્તિઓની પૂજાની પેઠે તેમાં કંઇ સેવાપરાધ થવાનો સંભવ નથી. આ સંબંધમાં ગોસ્વામી મહારાજે કહ્યું હતું કે “ શ્રીનામ-બ્રહ્મની પૂજાનું શ્રેષ્ઠ સાધન ભક્તિજ છે. આખા દિવસમાં સાંજે માત્ર એક વાર ભાવભક્તિપૂર્વક પ્રણામ કરવાથી પણ તેમની પૂજા થાય છે. કોઈ ખાસ કારણે બે દિવસ બહારગામ ગયા અને મંદિર બંધ રહેવાથી કંઈ પૂજાવિધિ ન થઇ તોપણ કંઇ બાધ નડતો નથી; પરંતુ ખ્યાલમાં રાખવું જોઇએ કે, લોકોને દેખાડવા માટેનો મિથ્યા-ડંબર દાખલ થઇ જાય નહિ. પરમ દયાળુ પ્રભુએ આદેશદ્વારા

કલિયુગના માનવીઓ ઉપર દયા કરી તેમને માટે આ સહજસાધ્ય પૂજાની વ્યવસ્થા કરી આપી છે.”*

આ આદેશસંબંધી ગોસ્વામી મહારાજનાજ શબ્દો અત્રે રજુ કરીએ છીએ. તેમણે કહ્યું હતું કે “આદેશ અનેક પ્રકારે પ્રાપ્ત થાય છે. કોઇ પરલોકવાસી આત્મા કંઇ કહે અથવા કોઇ મહાત્મા સૂક્ષ્મદેહમાં આવી કંઈ કહી જાય તેને પણ ‘આદેશ’ કહેવામાં આવે છે; પરંતુ અહીં જેને ‘આદેશ’ કહેવામાં આવ્યો છે તે ભગવાનનો ‘આદેશ’ છે કે જે સંપૂર્ણ ચિત્તશુદ્ધિ થયા વિના સાંભળી શકાતો નથી. સત્પુરુષો એ ઇશ્વરી આદેશનેજ અનુસરીને વર્તે છે.

અને એવા ભગવદાદેશ આખી જીંદગીમાં એક–બે વારજ મળે છે. “अहिंसा परमो धर्मः ”નો ભગવદાદેશ સાંભળીને બુદ્ધદેવે સમસ્ત જગતને જાગૃત કરી દીધું હતું. ‘જીવદયા અને હરિનામમાં પ્રેમ’-નો આદેશ મળતાં ભગવાન શ્રીચૈતન્યદેવે જગતને ઉન્મત્ત કરી દીધું હતું. “ભગવત્ સેવાથી જીવોનો ઉદ્ધાર થાય છે અને એકી વખતે બે માલિકની (પરમાત્મારૂપી સાચા માલિકની અને અસાર લૌકિક પદાર્થોની) સાચી અને પૂરી સેવા કરી શકાતી નથી” એ ભગવદાદેશ સાંભળીને પ્રભુ ઇસુ ખ્રિસ્તે પાશ્ચાત્ય જગતને મુગ્ધ કરી દીધું હતું. ઋષિમુનિઓએ જે ભગવદાદેશ સાંભળ્યા હતા, તેનોજ સંગ્રહ ઉપનિષદોમાં થયેલો છે. આ પ્રમાણે જ્યાં જ્યાં ભગવદાદેશ સંભળાયો છે, ત્યાં ત્યાં તે ઘરના ખૂણાગાંજ ગોંધાઇ રહ્યો નથી, પરંતુ સર્વત્ર ફેલાયો છે.× (પછી જેઓ તે સાંભળે નહિ, અથવા સાંભળવા છતાં પાળે નહિ અને જાણી જોઇને અસાર લોભ લાલચોમાંજ ડૂબ્યા રહે તેને તો ઇશ્વર પણ શું કરે!)

એ સમયે ગોસ્વામી મહારાજના એક ખાસ શિષ્ય શ્રીયુત મનોરંજન ગુહ મહાશય કેટલાક દિવસ થયાં નારાયણગંજમાં સહકુટુંબ રહેતા હતા. તેમનાં ધર્મપત્ની શ્રીમતી મનોરમાદેવી પણ ગોસ્વામી મહારાજનાં શિષ્યા હતાં. તેઓ બન્ને કયારેક કયારેક ગેંડારિયા આશ્રમમાં ગોસ્વામી મહારાજનાં દર્શને આવતાં હતાં. શ્રીમતી મનોરમાદેવીએ સંસારમાં અનેક રોગ–શોક, દુઃખ–દારિદ્રય વગેરે સહન કરીને, તેમજ નાનાં નાનાં બાળકોની

* શ્રીમાન યોગજીવન ગોસ્વામી પાસેથી સાંભળેલું.

× મૌનાવસ્થામાં ગોસ્વામી મહારાજે લખેલા ઉપદેશમાંથી.

ઉપાધિ હોવા છતાં પણ જે ઉચ્ચાવસ્થા પ્રાપ્ત કરી હતી, તે સંસારત્યાગીઓને પણ શરમાવે તેવી હતી. શ્રીમતી મનોરમાદેવી કોઇ કોઇ વાર તો બત્રીસ કલાકસુધી એકાસને બેસી સમાધિ અવસ્થા અનુભવતાં હતાં. આ સમાધિદશામાં તેમનાં નાનાં બાળકોને સ્તનપાન કરાવવામાં આવતું, તોપણ સમાધિમાં ભંગ પડતો નહિ. મનોરમાદેવી જ્યારે ધીર ગંભીરભાવે ભગવદ્‌ભાવમાં ડૂબી રહેતાં ત્યારે તેમનું ખીલેલા કમળ જેવું પ્રસન્ન વદન એવી અપૂર્વ શોભા ધારણ કરતું કે તેનું વર્ણન કરવાની અમારામાં તાકાત નથી. અહો ! શી એ દિવ્ય કાંતિ ! શી એ અપૂર્વ ભાવસમાધિ ! ! દેવીજીની એ અવસ્થાનાં દર્શનથી તો અવિશ્વાસી અને નાસ્તિકોનાં મન પણ ભગવાન તરફ વળ્યા સિવાય રહેતાં નહિ.

શ્રીમતી મનોરમાદેવી, સદેહે મુક્તદશા ભોગવીને ગોસ્વામીજીની સાધન-પ્રણાલિકા કેવી શાંતિકારક અને પરમ ફળદાયક હતી તેનું પ્રત્યક્ષ ઉદાહરણ મૂકી ગયાં છે. મનોરમાદેવીએ દેહ છોડયા પછી એક દિવસ ગોસ્વામી મહારાજે કહ્યું હતું કે "સંસારની અનેક ઉપાધિઓમાં રહી પતિપુત્રાદિની સારી રીતે સેવાચાકરી ઉઠાવવા છતાં પણ માણસ મોક્ષ મેળવી શકે છે; એ મહાન સત્ય દર્શાવવા માટેજ તેઓ જન્મ્યાં હતાં."





## प्रकरण पंदरमुं

### રાસયાત્રાનાં દર્શન, મહર્ષિની છેલ્લી મુલાકાત, લાખ રૂપિયાનો અસ્વીકાર, અસાધારણ ઘટનાઓ.




ગ સં. ૧૨૯૮ના કાર્તિક માસમાં ગોસ્વામીજી એક વાર અચાનક પોતાનાં માતાજીનાં દર્શન માટે ઢાકાથી શાંતિપુર ગયા. તે ઘરના આંગણામાં પગ મૂકે છે, ત્યાં તો માતાજી પણ જાણે તેમનીજ વાટ જોઇ રહ્યાં હોય તેમ બારણામાં ઉભાં હતાં. માતાજીનાં દર્શન થતાંજ ગોસ્વામી મહારાજે તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને તેમના ઉપકાર યાદ આવી અશ્રુ વહેવા લાગ્યાં. પછી સ્વર્ણમયીદેવીએ આમ અચાનક આવી ચઢવાનું કારણ પૂછતાં ગોસ્વામી મહારાજે કહ્યું કે "માતાજી! તમે મને–'વિજય! વિજય!' કહી બોલાવ્યો હતો તે મેં સાંભળ્યું હતું."

આપણે આગળ જોઇ ગયા છીએ કે, માતાજીમાં એક સિદ્ધ ફકીરનો આવિર્ભાવ થતો હતો. એ પ્રમાણે થોડા દિવસ પહેલાં આવેગ આવતાં માતાજી ગાંડા જેવાં થઇ ગયાં હતાં. તેવી સ્થિતિ સહન ન થઇ શકવાથી એક સંબંધીએ તેમને પ્રહાર કર્યા હતા તેથી તેઓ બે ત્રણ વાર 'વિજય! વિજય!' એવી કરુણ ચીસ પાડી પૃથ્વીપર ઢળી પડયાં હતાં. કહેવાની જરૂર નથી કે, માતાજીનો આ આર્ત્તનાદ ગોસ્વામીજી દૂર હતા તોપણ તેમના સાંભળવામાં આવ્યો હતો. માતાજીનાં શરીરપર મારનાં ચિહ્નન ચોખ્ખાં માલૂમ પડતાં હતાં, પરંતુ તે સંબંધમાં માતાજી કાંઇ પણ ન કહેતાં તેમને ઘરની અંદર તેડી ગયાં. આ પછી ગોસ્વામીજી તેમને એકલાં મૂકી જતા નહિ.

શાંતિપુરની રાસ–યાત્રા સુપ્રસિદ્ધ છે. આ રાસોત્સવનાં દર્શન કરવા દેશદેશાંતરમાંથી અનેક ભક્તમંડળીઓ દર વર્ષે શાંતિપુર

આવે છે. આ વર્ષે રાસોત્સવનાં દર્શન કરવા ગોસ્વામીજી પોતાના શિષ્યો સાથે રાસપૂર્ણિમાની સાંજે ઘરની બહાર નીકળ્યા. પહેલાં તો તેમણે પોતાના ઘરમાં પધરાવેલા શ્રીશ્યામસુંદર ભગવાનનાં એકચિત્તે ભાવભક્તિપૂર્વક દર્શન કર્યાં. આ વખતે ભાવાવેશને રોકી ન શકવાથી તેઓ ધ્રૂસકે ધ્રૂસકે રોઈ પડયા, અશ્રુધારા વહેવા લાગી અને છાતી બધી ભીંજાઇ ગઈ. આ પ્રમાણે દશ પંદર મિનિટ સુધી થયા પછી ભાવાવેગનું સંવરણ કરી પુનઃ પ્રણામ કરી મોટા રસ્તા ઉપર આવી પહોંચ્યા અને એક બાજુએ ઉભા રહી સૌ રાસયાત્રાનાં દર્શન કરવા લાગ્યા. આ સમયે શાંતિપુરમાં ઘેર ઘેર આનંદોત્સવ થઇ રહ્યો હતો. જેઓ સુખદુઃખની અને ધન, માલ વગેરેની ચિંતા છોડી આ આનંદોત્સવમાં ભાગ લેવા દૂરદૂરથી આવ્યાં હતાં, તે સર્વ ભક્તજનોને પણ ધન્ય છે! આ પ્રસંગે ગોસ્વામી મહારાજે કહ્યું હતું કે "ઢાકાની જન્માષ્ટમી, શ્રીવૃંદાવનની દોલયાત્રા, અયોધ્યાની ઝુલણયાત્રા તથા શાંતિપુરની રાસયાત્રા ખાસ દર્શનીય છે. જેમણે આ ઉત્સવોનાં દર્શન કર્યાં નથી તેમને તેની ભવ્યતાનો ખ્યાલ આવી શકે તેમ નથી. આવા ઉત્સવમાં જેઓ પ્રેમપૂર્વક ભાગ લે છે તેમનાં અંતરમાંથી અશાંતિ અને ઉદ્વેગનો નાશ થઇને ચિત્ત પ્રફુલ્લ બને છે."

એક દિવસ એક સજ્જનને ઘેર યાત્રા* હતી. ત્યાં પ્રસિદ્ધ કીર્તનકાર શ્રીયુત નીલકંઠનું યાત્રાગાન સાંભળવા ગોસ્વામીજી શિષ્યો સાથે ગયા હતા. એનું ભાવ, તાલ અને લયયુક્ત સુમધુર સંગીત સાંભળતાંજ ગોસ્વામી મહારાજનો ભાવસિંધુ ઉછળવા લાગ્યો. ક્રમેક્રમે રોમાંચ, અશ્રુપાત અને પુલકાદિ સાત્ત્વિક ભાવનાં લક્ષણો થવા લાગ્યાં. ગોસ્વામી મહારાજનો ભાવાવેગ વૃદ્ધિ પામતો જોઇ નીલકંઠ પણ અધિક ઉત્સાહથી ગાવા લાગ્યા. છેવટે ગોસ્વામી મહારાજ ભાવાવેગનું સંવરણ નહિ કરી શકવાથી ઉંચે સ્વરે હરિનામ બોલતા બોલતા ઉંચા હાથ કરી નાચવા લાગ્યા. નીલકંઠમાં પણ મહાભાવનો સંચાર થવા લાગ્યો હતો, તેથી તે પણ ગોસ્વામી મહારાજની સામે આવી ભાવભીના હૃદયે ગાવા લાગ્યા. હાથ હલાવી હલાવીને તે ગોસ્વામી મહારાજની આરતિ ઉતારતા જાય અને ગાતા પણ જાય. હવે તો શિષ્યો પણ ભાવાવેશમાં આવી ગયા

* આપણે ત્યાંના હરિકીર્તન જેવાં તથા નાના નાટયપ્રયોગ જેવાં બંગાળમાં થતાં હરિકીર્તનો.

અને હરિનામની ધૂન મચાવવા લાગ્યા. કેટલાક ભાવભક્તિનો મર્મ નહિ જાણનારા યુવાનોને તે ઠીક લાગ્યું નહિ. તેઓ ઘાંટા પાડી કહેવા લાગ્યા કે "અરે ! આ બધા ગરબડ કરે છે તેમને બેસાડી દો." આ પ્રમાણે મહાભાવની અવગણના થતી જોઈ ભક્તરાજ નીલકંઠે ગાવાનું બંધ કરી ઉચ્ચસ્વરે કહ્યું કે "જ્યાં આવા મહાભાવનો આદર નથી અને મહાપુરુષોની મર્યાદા જળવાતી નથી ત્યાં હું ગાન કરતો નથી; ત્યાં એક ઘડી પણ ઉભું રહેવું એ મહાપાપ સમજું છું." એમ કહીને તેઓ તરતજ ત્યાંથી ચાલી નીકળ્યા અને તેમની સાથે ગોસ્વામી મહારાજ પણ શિષ્યોસહિત ચાલી નીકળ્યા.

પછી ગોસ્વામી મહારાજ માગશર માસમાં શાંતિપુરથી કલકત્તા આવ્યા અને ત્યાં મસ્જીદવાડી સ્ટ્રીટવાળા ઘરમાં દશ-બાર દિવસ રહ્યા. ત્યાં એક વાર બ્રાહ્મસમાજના સહકારી સંપાદક શ્રીયુત શ્રીચરણ ચક્રવર્તી મહાશયે ગોસ્વામી મહારાજને મુક્તિફોજસંબંધી કેટલીક હકીકત કહી હતી. મુક્તિફોજના અધ્યક્ષ બુથ સાહેબ તથા તેમના સાથીઓ અંધ, રોગી, કોઢિયા તેમજ દુઃખી દરિદ્રીઓની કેવી સેવા-શુશ્રૂષા કરતા હતા અને તેમની સેવાને ખાતર તેઓ કેવી સાદાઇથી રહી કેવો આત્મભોગ આપે છે તે બધું તેમને કહી સંભળાવ્યું. અનાથ દુઃખી દર્દીઓપ્રત્યેની મુક્તિફોજવાળાઓની આવી સેવાબુદ્ધિ તથા પરોપકારી ભાવનાની વાત સાંભળી ગોસ્વામી મહારાજ રડી ઉઠયા અને કહેવા લાગ્યા કે "જેનું હૈયું પારકું દુઃખ જોઈ રડી ઉઠે છે તેઓ તો તીર્થસ્વરૂપ છે, તેમનાં દર્શનથી પણ પવિત્ર થવાય છે." આ પ્રમાણે કહી, ગોસ્વામીજી તરતજ કેટલાક શિષ્યોની સાથે તેમનાં દર્શન કરવા ગયા હતા.

એક દિવસ બપોર પછી બ્રાહ્મધર્મપ્રચારક શ્રીયુત રામકુમાર વિદ્યારત્ન ( પાછળથી સ્વામી રામાનંદ ) ગોસ્વામી મહારાજ પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે "મારે આપને એકાંતમાં મળવું છે." આ ઉપરથી ગોસ્વામી મહારાજે તે વખતે ત્યાં બેઠેલા શિષ્યોને ઈસારો કર્યો એટલે તેઓ બહાર ચાલ્યા ગયા. પછી વિદ્યારત્ન મહાશય કહેવા લાગ્યા કે "ગંગોત્રી તરફ હું હિમાલયમાં કેટલોક વખત રહ્યો હતો. ત્યાં મને એક શ્રેષ્ઠ મહાત્માનાં દર્શન થયાં હતાં. તેમણે મને આશીર્વાદ આપી થોડો ઉપદેશ પણ આપ્યો હતો અને આપની પાસેથી દીક્ષા લેવાનું અને આપની આજ્ઞાનુસાર વર્તવાનું કહ્યું છે; તો કૃપા કરીને આપ મને

ભગવું વસ્ત્ર આપો (ત્યાગદીક્ષા આપો) અને મારે હવે કેમ વર્તવું તે પણ જણાવવા કૃપા કરો." આ સાંભળી ગોસ્વામીજીએ પોતાનું એક ઉપવસ્ત્ર વિદ્યારત્ન મહાશયને આપ્યું. આ પ્રમાણે દીક્ષાવસ્ત્ર ગ્રહણ કરી વિદ્યારત્નજીને ગોસ્વામીજીને નમસ્કાર કરી ચાલ્યા ગયા.

વળી એક દિવસ બપોર પછી બ્રાહ્મધર્મપ્રચારક શ્રીમાન નગેંદ્રનાથ ચટ્ટોપાધ્યાયનાં ધર્મપત્ની શ્રીમતી માતંગિનીદેવી ગોસ્વામીજીનાં દર્શન કરવા આવ્યાં. ગોસ્વામીજી તેમને "મા આનંદમયિ!" કહીને બોલાવતા હતા. માતંગિનીદેવી ખરેખર 'આનંદમયી'જ હતાં. તેઓ જે વખતે જ્યાં વસતાં હોય ત્યાંનાં સર્વ નરનારીઓ તેમજ બાળકોને આનંદમાં મસ્ત બનાવી દેતાં હતાં. તે દિવસે રાત્રે વાળુ કર્યા પછી 'મા આનંદમયી' એકતારો લઇને ભજન ગાવા બેઠાં. ભજનો ગવાતાં ગવાતાં સમસ્ત વાતાવરણ ભક્તિરસથી છવાઇ ગયું. સૌ એકચિત્તે શાંતિથી ભજન સાંભળતાં હતાં. માતંગિનીદેવી ભાવાવેશમાં સારી પેઠે ભજનો લલકારવા લાગ્યાં. થોડી વાર પછી તો ભક્તમંડળીમાં પણ ભક્તિભાવના એવા તરંગો ઉછળવા લાગ્યા કે ગોસ્વામી મહારાજ હવે શાંત રહી શક્યા નહિ. તેમનું શરીર ધ્રૂજતું હતું. રોમાંચ અને અશ્રુપ્રવાહ પણ ચાલુ થયાં હતાં. ભાવાવેશમાં ક્યારેક તેઓ 'હરિબોલ' ક્યારેક 'હરેકૃષ્ણ' તો ક્યારેક વળી 'આહ ઉહ' ઇત્યાદિ ઉચ્ચાર કરતા હતા. આથી સર્વત્ર પ્રેમભક્તિનું પ્રબળ વાતાવરણ છવાઇ રહ્યું. ઘરની અંદર તેમજ બહાર પ્રેમભક્તિનોજ પ્રવાહ રેલાઇ રહ્યો હતો. આ રીતે પ્રેમાશ્રુના પ્રવાહ, રુદનધ્વનિ, દેહભાન જવું, ઇત્યાદિ ભાવભક્તિમાંજ રાત્રિ વીતી ગઇ હતી.

દહાડે દહાડે ભક્તજનોની સંખ્યા વધતી જતી હતી, તેથી મસ્જીદવાડીવાળું મકાન નાનું પડવા લાગ્યું. આથી શ્યામબજારમાં કાંતિઘોષનું ત્રણ માળવાળું મકાન રાખવામાં આવ્યું અને ગોસ્વામીજી સહકુટુંબ ત્યાં રહેવા ગયા.

અહીં એક વાર મહર્ષિ દેવેંદ્રનાથનું આમંત્રણ આપવા પ્રિયનાથ શાસ્ત્રીજી આવ્યા, તેમણે કહ્યું કે "મહર્ષિનું શરીર તદ્દન લેવાઇ ગયું છે, આંખે ઓછું દેખાય છે અને કાને નહિ જેવુંજ સંભળાય છે. આપ કલકત્તા પધાર્યા છો એવું સાંભળતાં તેમને આપને મળવાની ઇચ્છા થઇ છે. કેટલીક ગુપ્ત વાતો આપને કહેવાની તેમની ઇચ્છા છે." શાસ્ત્રી મહારાજ બોલી ન રહ્યા એટ-

લામાં તો ગોસ્વામી મહારાજ મહર્ષિને ઉદ્દેશી બન્ને હાથ જોડી પ્રણામ કરી, કહેવા લાગ્યાઃ-

"મહર્ષિ મને સંભારે છે એ મારૂં અહોભાગ્ય માનું છું. તેમનાં દર્શન ક્યારે થઇ શકશે ?" પછી શાસ્ત્રીજીએ સમય નક્કી કરી આપ્યો એટલે મુકરર સમયે ગોસ્વામીજી કેટલાક શિષ્યો સાથે મહર્ષિજીને મળવા ગયા હતા.

ત્યાં જઇને ગોસ્વામી મહારાજને મહર્ષિની સાથે જે વાતચીત થઈ હતી, તથા જે ઘટના બની હતી તે શ્રીયુત કુલદાકાંત બ્રહ્મચારીએ પોતાની બંગ સં. ૧૨૯૮ ની ડાયરીમાં નોંધી લીધી હતી. તે ઉપરથી કેટલીક હકીકત અત્રે આપીએ છીએઃ—

"લગભગ ત્રણ વાગે અમે મહર્ષિના મકાને પહોંચ્યા. ત્યાં જોયું તો મહર્ષિના જ્યેષ્ઠ પુત્ર શ્રીયુત દ્વિજેંદ્રનાથ ઠાકુર આગલા ઓરડામાં ઉભા હતા. અમને આવ્યા જોઇ તેઓ બહુ રાજી થયા અને અમને અંદર બેસાડી ગોસ્વામી મહારાજ આવ્યાના સમાચાર મહર્ષિને પહોંચાડયા. એ સમયે મહર્ષિ ધ્યાનાવસ્થામાં હતા, તેથી અમારે આઠ દશ મિનિટ નીચેજ બેસી રહેવું પડયું. બાહ્યજ્ઞાન આવતાંજ મહર્ષિએ સૌને ઉપર બોલાવ્યા. ગોસ્વામી મહારાજની પાછળ પાછળ અમે પણ સૌ ઉપર ગયા.

ઉપરના એક મોટા દિવાનખાનાના મધ્યભાગમાં મહર્ષિ એક આરામખુરશીપર બેઠા હતા. તેમને ડાબે તથા જમણે પડખે બે ચાર ખુરશીઓ પડી હતી અને ખુરશીઓની પાસે બે લાંબા બાંકડા હતા કે જેના પર બેસીને મહર્ષિને સારી રીતે જોઇ શકાતા હતા. ગોસ્વામી મહારાજે આ બે બાંકડા વચ્ચેથી જઇને મહર્ષિને નમસ્કાર કર્યા અને તેમનાં ચરણોમાં મસ્તક મૂકી તેઓ રોઇ પડયા. એ સમયે તે પવિત્ર મૂર્તિ વૃદ્ધ મહર્ષિના શ્વેત મુખમંડળપર લાલાશ છવાઇ ગઇ અને તેઓ બે હાથ જોડી મસ્તક ડોલાવતા ડોલાવતા ગદ્દગદ્દ કંઠે બોલવા લાગ્યા કેઃ—

**नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मण हिताय च ।**
**जगद्धिताय कृष्णाय गोविन्दाय नमो नमः ॥***
**"गोविन्दाय नमोनमः गोविन्दाय नमो नमः" ॥**

* અર્થાત્ બ્રહ્મનિષ્ઠના આત્મારૂપ, ગાય અને બ્રાહ્મણના હિતકારી તથા જગતનું હિત કરનાર એવા શ્રીકૃષ્ણચંદ્ર ગોવિંદ ભગવાનને નમસ્કાર છે, નમસ્કાર છે !!

આમ બોલતાં બોલતાં તો તેઓશ્રી ધ્રૂજી ઉઠયા અને તેમની આંખોમાંથી અશ્રુધારા ચાલવા લાગી. ગોસ્વામીજી પણ મહર્ષિના ડાબા હાથ તરફની ખુરશીપર ભાવાવેશમાં બેભાનની પેઠે પડી રહ્યા હતા. આ પ્રમાણે બન્ને મહાપુરુષો થોડી વાર ભાવાવસ્થામાં-જ રહ્યા હતા. અમે બધા પણ તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી બાજુના બાંકડાપર બેઠા. પ્રિયનાથ શાસ્ત્રીજી મહર્ષિજીની જમણી બાજુની ખુરશીપર બેઠા હતા. અમને જોઇ મહર્ષિએ શાસ્ત્રીજીને પૂછયું કે " આ બધા કોણ છે ? એમને જોઇને મને ખૂબ આનંદ થાય છે." શાસ્ત્રીજીએ મહર્ષિના કાનમાં મોટેથી કહ્યું કે "એ બધા ગોસ્વામીજીના શિષ્યો છે."

મહર્ષિએ કહ્યું કે " માણસને જ્યારે ઉંચા પ્રકારની મિઠાઇ ખાવા મળે છે, ત્યારે તે ઘણે ભાગે એકલોજ ખાતો નથી, બીજા-ઓને પણ તે ખવડાવવા ઇચ્છે છે; તેમ તેઓ (ગોસ્વામીજી) જે ઉંચા પ્રકારની મિઠાઈ જમે છે, તે શિષ્યોને પણ જમાડે છે. તેમાં તેમ-ને પોતાને કંઇ પણ સ્વાર્થ નથી. શિષ્યોનું કલ્યાણ કરવું એજ તેમની ભાવના છે, તેમને ધન્ય છે. શિષ્યોનો સંતાપ હરનારા તો ખરેખર તેઓજ છે. એમનું દર્શન થતાં પ્રાચીન ઋષિઓની ઝાંખી થાય છે." આ પ્રમાણે કહી તેમણે ગોસ્વામી મહારાજને કુશળપ્રશ્ન પૂછી બોલપુરના શાંતિનિકેતનસંબંધી કહેવા લાગ્યા કે "બોલપુરમાં એક આશ્રમની સ્થાપના થાય છે. થોડાજ વખત-માં તેની પ્રતિષ્ઠાવિધિ થવાની છે. તે વખતે તમે શિષ્યો સાથે ઉત્સવમાં ભાગ લેવા પધારો તો બહુ આનંદ થશે. એ આશ્રમના હેતુ તેમજ નિયમો કેવા હોવા જોઇએ તે સંબંધમાં તમને જે ઠીક લાગે તે જણાવો."

ગોસ્વામી મહારાજે કહ્યું કે "ભારતવર્ષમાં અનેક સ્થળે અનેક સંપ્રદાયનાં સ્થાનો છે, તેથી સાધુમહાત્માઓ એ બધાં સ્થાનોમાં જાય-આવે છે; પરંતુ બંગદેશમાં એવાં સ્થાનો નથી એમ કહીએ તોપણ ચાલે. જે એક બે સ્થાન છે તેમાં પણ તે ખાસ સંપ્રદાય-નાજ મનુષ્યો જઈ શકે છે. આથી જ્યાં હરકોઇ મુમુક્ષુ આવી શકે અને પોતાની ધાર્મિક માન્યતાનુસાર સાધનભજન કરી શકે એવા એક સાર્વજનિક ધાર્મિક આશ્રમની ખાસ આવશ્યકતા છે. શાંતિનિકેતનમાં જો સાધુ, સંન્યાસી, યતિ, ફકીર વગેરે દરેક સંપ્ર-દાયના મુમુક્ષુઓ આવી શાંતિ મેળવી શકે તેમ હોય, તો તો

બહુ સારી વાત છે. આથી દેશનું યથાર્થ મંગળ થશે. આવો અસાંપ્રદાયિક ભાવનાવાળો આશ્રમ ક્યાંય જોવામાં આવતો નથી, અને તેની દેશમાં મોટી ખોટ છે.”

ગોસ્વામી મહારાજની વાત સાંભળી મહર્ષિ બહુ રાજી થયા અને કહેવા લાગ્યા કે “સાધુ! સાધુ! જેના હૃદયમાં વિશુદ્ધ પ્રેમ છે તેની વાત અંતરમાં ઉતરી જાય છે અને તેથી આત્માને શાંતિ મળે છે. ખરા મહાત્માની વાતો આવીજ હોય છે, બાકી તો બધી ઉપલક વાતો હોય છે. તમે જે કહ્યું એમ થાય તોજ ઠીક છે. એ વાત મને પણ પસંદ છે; પરંતુ શાંતિનિકેતનનો ભાર જેમના ઉપર રહેલો છે, તેમના વચ્ચે અનેક મતભેદ છે અને તેમાં અનેક ગુંચવાડા ઉભા થયા છે. તમારો આ અસાધારણ ઉદાર ભાવ તેઓ ક્યારેય પણ સમજી કે વર્તનમાં ઉતારી શકે તેમ નથી. હું મારા અંતરની વાત કોઈને કહેતો નથી, કેમકે તે કોઈ સમજે એમ નથી. તમે બધું સમજો છો એટલે તમને આજે બધી અંતરની વાત કહીને શાંતિ અનુભવીશ.” પછી મહર્ષિ પોતાના જીવનની કહાણી કહેવા લાગ્યા; સાથે સાથે હાફેઝની કવિતા પણ મોટેથી બોલી સમજાવતા હતા. આ પ્રમાણે વાત કરતાં કરતાં મહર્ષિ ભાવાવેશમાં આવી ગયા અને તેમની આંખોમાંથી અશ્રુધારા ચાલવા લાગી. તેમનો કંઠ રૂંધાઈ જતો એટલે તેઓ બોલતા બંધ થઈ જતા હતા. પછી તેમણે કહ્યું કે “ભગવાનનાં જે ભાવે દર્શન કરવાની ઇચ્છા છે તે ભાવે દર્શન થતાં નથી. કેટલીક વાર તે દયામય પ્રભુની વિજળીની ચમક પેઠે આછી ઝાંખી થઈ જાય છે, પરંતુ જ્યાંસુધી તે પરમાત્માના તેજોમય રૂપનાં દર્શન થયાં નથી ત્યાંસુધી હૈયું તલપાપડ થયા કરે છે અને આત્મામાં શાંતિ થતી નથી. દિવસ કેમ જાય છે તે તો તેજ જાણે છે. તે પ્રભુ કૃપા કરી દર્શન નથી દેતા, તો હવે મારે શું કરવું? કેવળ જ્ઞાનથીજ તેમનાં દર્શન થાય તેમ નથી. જ્ઞાન તો એક પ્રકારનો વાણીવિલાસ છે. સાચી પરાભક્તિવડેજ તેમનાં દર્શન થઈ શકે છે અને તે તો તે પરમકૃપાળુ પરમાત્માને સર્વભાવે સમર્પિત થઈ સર્વ પ્રકારે તેનાજ ઉપર નિર્ભર રહેવાથી અને તેની કૃપા પ્રાપ્ત થતાંજ થઈ શકે છે. માનવપુરુષાર્થનું કેટલું ગજુ? તે ક્યાંસુધી જઈ શકે? તેમના શ્રીચરણમાં અનન્ય શ્રદ્ધા હોય તોજ કામ પાર પડે તેમ છે. તે દયામય પ્રભુએ કૃપા કરી વચન આપ્યું છે કે ‘તને

અશ્વમેધના શ્વેત ઘોડાતરીકે સ્વીકારીશું.' મારે તે દયામય પ્રભુના તે એકજ વાક્યનો આધાર છે અને આંધળાની લાકડી પેઠે હું તેનો આધાર રાખી પડી રહ્યો છું."

આટલું કહી મહર્ષિ બાળકની પેઠે ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા લાગ્યા અને ગોસ્વામીજી 'જયગુરુ' 'જયગુરુ' બોલવા લાગ્યા. પછી થોડી વાર રહીને મહર્ષિ આંખ-મોં લૂછીને ગોસ્વામીને કહેવા લાગ્યા કે "જેના ઉપર ભગવાનની કૃપા થવાની હોય છે તે તો પહેલેથીજ જણાઈ આવે છે. **જન્મ, સંગ, શિક્ષણ અને સાધના,** એ ચારે ઉત્તમ પ્રકારનાં હોય ત્યારેજ ખરૂં સત્ય સોળે સોળ આના સમજાય છે. તમારામાં એ ચારે લક્ષણો વિદ્યમાન છે. અદ્વૈત પ્રભુના પવિત્ર વંશમાં તમારો જન્મ થયો છે; સિદ્ધ સદ્ગુરુ મળ્યા છે; ઉત્તમ બ્રહ્મવિદ્યા પણ પ્રાપ્ત થઇ છે અને માનવી જેટલાં સાધનો સાધી શકે તે પણ આપ સાધી ચૂક્યા છો. પરિણામે એ બધાથીયે વિશેષ પરમાત્મકૃપા પણ આપના ઉપર થઇ છે. તમને ધન્ય છે." એમ કહી મહર્ષિ એક શ્લોક બોલ્યાઃ-

**कुलं पवित्रं जननी कृतार्था वसुंधरा पुण्यवती च तेन ।**
**नृत्यंति स्वर्गे पितरस्तु तेषां येषां कुले वैष्णवनामधेयः ॥**

અર્થાત્ જેના કુળમાં કોઇ વૈષ્ણવ ભક્તનો જન્મ થાય છે તેનું કુળ પવિત્ર થાય છે, તેની માતા કૃતાર્થ થાય છે, જ્યાં તે જન્મે છે તે દેશ પણ પુણ્યશાળી ગણાય છે અને તેના જન્મથી તેના પિતૃઓ સ્વર્ગમાં આનંદથી નાચવા લાગે છે. પછી તેમણે કહ્યું "તમે જે કંઇ કરો છો, અને જે રીતે વર્તો છો તે ભગવાનને બહુજ ગમે છે."

ગોસ્વામીજીએ કહ્યું કે "ઠાકુર ! આપે મારો હાથ ઝાલી મને 'માણસ' કર્યો. આ બધું આપનેજ આભારી છે; આપ તો મારા ગુરુ કહેવાઓ." ગોસ્વામી મહારાજ બોલી ન રહ્યા ત્યાં તો મહર્ષિ જરા હસીને કહેવા લાગ્યા કે "હા, એ બધું ઠીક છે. ભલે તમે મને ગુરુ કહો; પણ એ ગુરુ કેવા ? જુઓ, ગામઠી નિશાળમાં છોકરા ભણવા જાય છે ત્યારે ત્યાંના મહેતાજીને પણ ગુરુ કહેવામાં આવે છે. પછી એજ છોકરાઓ આગળ વિશ્વવિદ્યાલયમાં ભણવા લાગે છે અને પાસ થાય છે, એટલે તેઓજ એ ગામઠી નિશાળના ગુરુના પણ ગુરુ થઇ જાય છે; તેમ તમે પણ મને ગામઠી નિશાળના ગુરુ જેવો કહી શકો ખરા." ગોસ્વામી મહારાજ આ

સાંભળીને મૌન રહ્યા. એ પ્રમાણે મહર્ષિ અનેક પ્રકારની વાતો કરી ગોસ્વામીજીની પ્રશંસા કરવા લાગ્યા. પછી ગોસ્વામીજી ખુરશીપરથી ઉઠી, મહર્ષિનાં ચરણોમાં મસ્તક નમાવી કહેવા લાગ્યા કે હું તો આપનો બાળક છું, આપ મને આશીર્વાદ આપો." આ ઉપરથી મહર્ષિએ નમસ્કાર કરી કહ્યું કે "તમને આશીર્વાદ આપવા જેવી મારામાં યોગ્યતા નથી. તમારી મહત્તા સમજી તમારાપર શ્રદ્ધા રાખતાં શીખ્યો છું. ફક્ત એટલુંજ કહી શકું કે પ્રભુકૃપાથી હજી પણ તમારો અધિકાધિક જય થાઓ!"

અમે પણ બધા વારા ફરતી મહર્ષિને પ્રણામ અને ચરણસ્પર્શ કરી, ઘેર જવા તૈયાર થયા; એટલે મહર્ષિએ બહુજ પ્રસન્ન થઇ અમને (ગોસ્વામીજી સાથેના માણસોને) આશીર્વાદ આપ્યા કે "તમારૂં કલ્યાણ થશે, ગોસ્વામીજીનો આશ્રય છોડશો નહિ. તે તમને સૌને આધ્યાત્મિક ઉન્નતિને શિખરે લઈ જશે." ગોસ્વામીજી સાથે મહર્ષિનો આ છેલ્લો મેળાપ હતો.

મહર્ષિને ત્યાંથી પાછા ફરતાં રસ્તામાં સાધારણ બ્રાહ્મસમાજના સહકારી સંપાદક શ્રીયુત શ્રીચરણ ચક્રવર્તીએ ગોસ્વામીજીને પૂછ્યું કે "અમે સાંભળ્યું છે કે, 'સદ્‌ગુરુની કૃપાવિના બ્રહ્મદર્શન થતું નથી.' જો એમજ હોય તો પછી મહર્ષિને બ્રહ્મદર્શન શાથી થયું? તેમણે ગુરુ તો કર્યા નથી." તેના જવાબમાં ગોસ્વામીજીએ કહ્યું કે "કોણ કહે છે કે, મહર્ષિએ ગુરુ કર્યા નથી? મહર્ષિના ઉપર સદ્‌ગુરુની કૃપા ચોક્કસ થઈ છે." આ વાત સાંભળી શ્રીચરણ બાબુ તો તત્કાળ મહર્ષિ પાસે જઈ પહોંચ્યા અને તેમને પૂછ્યું કે "તમે કોઇને ગુરુ કર્યા છે?" મહર્ષિએ કંઈ પણ જવાબ આપતાં પહેલાં તેમને એ પ્રશ્ન પૂછવાનું કારણ પૂછ્યું. ત્યારે તેમણે 'સદ્‌ગુરુ કરવાની આવશ્યકતા સંબંધી' ગોસ્વામી મહારાજ સાથે પોતાને જે વાતચીત થઇ હતી તે કહી સંભળાવી. તે સાંભળી મહર્ષિએ પહેલાં તો ગુરુ કર્યાની ના પાડી, પણ પછી થોડી વાર વિચાર કરીને કહ્યું કે "હા, કર્યા છે ખરા. ગોસ્વામીજીએ કહ્યું છે તેજ સાચું છે. હું એક વાર વૈદ્યનાથ ધામમાં હતો ત્યાં પાસેના પહાડ ઉપર એક મહાપુરુષનાં દર્શન, તેમની કૃપાદૃષ્ટિ, મારા શરીરમાં રોમાંચ ઇત્યાદિ જે કાંઇ થયું ત્યારથી મને ધર્મનું રહસ્ય અને આધ્યાત્મિક માર્ગની આંટીઘુંટીઓ આપોઆપ સમજાવા લાગ્યાં. શાસ્ત્રનો અભ્યાસ તો

પહેલાં પણ કર્યો હતો, પણ તેનું યથાર્થ રહસ્ય સમજાતું નહોતું. તે હવે બરાબર સમજાયું." અમે (બંગાળી ગ્રંથકારે) સાંભળ્યું છે કે, ગોસ્વામીજી જ્યારે ગયાના આકાશગંગા પહાડઉપર યોગદીક્ષા ગ્રહણ કરી અને ગુરુકૃપાથી તેમને બ્રહ્મદર્શન થયું ત્યારે તે કલકત્તા આવી એક વાર મહર્ષિને મળેલા. તે વખતે મહર્ષિએ તેમને આધ્યાત્મિક શાંતિ અનુભવવાનો માર્ગ પૂછ્યો હતો. ગોસ્વામીજીએ આ વિષે કંઇ પણ જવાબ ન આપતાં પોતાના ગુરુદેવ મહર્ષિની અશાંતિ દૂર કરે, એવી મનોમય પ્રાર્થના કરી હતી. તેના પરિણામે વૈદ્યનાથ ધામમાં તે મહાપુરુષનો ઉપલો યોગ તેમને મળ્યો હતો.

મહર્ષિ સાથે ગોસ્વામીજીને જૂદે જૂદે સમયે જે ધર્મચર્ચા થયેલી હતી, તેનો સાર શ્રીચરણ ચક્રવર્તી મહાશયે 'દાસી' પત્રિકામાં 'સાધુસમાગમ' નામે લેખમાં આપ્યો હતો. એ લેખ બહુ ઉપયોગી હોવાથી અત્રે તેનો ભાવાર્થ આપીએ છીએઃ—

"કેટલાંક વર્ષ પહેલાં જ્યારે પૂજ્ય વિદ્વાન વિજયકૃષ્ણ ગોસ્વામી ઢાકા રહેતા હતા, ત્યારે તેઓ જ્યારે પણ કલકત્તા આવતા ત્યારે મહર્ષિ દેવેંદ્રનાથ ઠાકુરનાં દર્શન તો એક વાર અવશ્ય કરતાજ. અમે પણ બે ત્રણ વાર તેમની સાથે મહર્ષિને ત્યાં ગયેલા હતા. એક વાર મહર્ષિએ ગોસ્વામી મહારાજનાં દર્શન કરતાંજ "ॐ नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च॥" એ શ્લોક બોલી તેમનો તથા અમારો સારો સત્કાર કર્યો હતો. ગોસ્વામી મહારાજે તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને તેમની ચરણરજ માથે ચઢાવી કહ્યું કે " આપનાં દર્શનથી મને બ્રહ્મદર્શન જેવો આનંદ થાય છે. "ब्रह्मवित् ब्रह्मैव भवति" અમે પણ બધા મહર્ષિને ચરણસ્પર્શ કરી આસન ઉપર બેસી ગયા. પ્રેમીની પાસેજ પ્રેમીનું હૃદય ખુલી શકે છે અને રસિયાની પાસેજ રસિકજન ખીલી શકે છે. સાધુનાં સાચાં દર્શન કરવાં હોય તો બીજા સાધુ સાથેજ તેમનાં દર્શન કરવા જવું. ત્યારેજ તેમની ખરી ખુબી માલૂમ પડે છે. ઝવેરીવિના રત્નની પરીક્ષા કોણ કરી શકે? સંગીતના જાણકાર પાસેજ ગવૈયો પોતાનું ખરૂં કામ બતાવે છે. મહર્ષિના ચૌરંગીમાં આવેલા મનોહર ઉદ્યાનવાળા બે મજલાના સુંદર મકાનના એક સુસજ્જિત દિવાનખાનામાં આ સાધુસમાગમ થયો હતો. પહેલાં પણ અમે એક વાર ગોસ્વામીજીની

સાથે ત્યાં ગયા હતા. ત્યારે મહર્ષિ અમને બેસાડીને તરતજ ઉપનિષદ્‌ના શ્લોકો બોલવા લાગ્યા હતા અને એ શ્લોકો બોલતાં બોલતાંજ તેઓ ધ્યાનમગ્ન થઇ ગયા હતા. ગોસ્વામીજી પણ તેમની સામે અનિમેષ નેત્રે જોતા જોતા ધ્યાનસ્થ થઇ ગયા. આ પ્રમાણે બન્ને મહાપુરુષો કેટલોક વખત તો ધ્યાનસ્થ રહ્યા. પછી તેઓ બન્ને વાતો કરવા લાગ્યા. તે વખતે આખા દિવાનખાનાનું વાતાવરણ શાંત અને ગંભીર હતું. આ બન્ને ધ્યાનસ્થ મહાપુરુષોનાં દર્શન કરી અમને પ્રાચીનકાળના ઋષિમુનિઓ યાદ આવતા હતા. થોડી વાર પછી તેઓ ફરીથી વાતો કરવા લાગ્યા. મહર્ષિએ ગોસ્વામી મહારાજને કહ્યું કે "તમારાં દર્શન કરવાથી આજ મારાં હૃદયદ્વાર ખુલી ગયાં છે." ગોસ્વામી મહારાજે હાથ જોડી વિનીતભાવે જણાવ્યું કે "આપની કૃપાથીજ મને શાંતિ મળી છે." મહર્ષિએ કહ્યું:–"ધર્મનો પ્રચાર કરવા અનેક માણસો નીકળી આવે છે, પણ સ્વયં પરમાત્મા જેનો હાથ ઝાલી તે કાર્ય કરવા પ્રેરે છે તેજ સત્ય ધર્મનો પ્રચાર કરી શકે છે અને તેની બધી મુશ્કેલીઓ દૂર થઇ જાય છે." પછી અમારી તરફ (ગોસ્વામી મહારાજના શિષ્યો તરફ) જોઇ, મહર્ષિ જમણો હાથ ઉંચો કરી આશીર્વાદ આપતા કહેવા લાગ્યા કે "મારો આશીર્વાદ છે કે આપના હૃદયમાં જે બ્રહ્મનું બીજારોપણ કરવામાં આવ્યું છે તે પરમાત્માની કૃપાથી સારી રીતે ફળજો." વળી ગોસ્વામી મહારાજ સામે જોઇને મહર્ષિ કહેવા લાગ્યા કે "પહેલાં જે વાતો હું માનતો નહિ તે બધીજ હવે મારા જીવનમાં પ્રત્યક્ષ જણાય છે. હું તો તેમની (પરમાત્માની) પાસે જવા તૈયાર હતો, પણ તેમણે મને કહ્યું "તું હજી વિશેષ પવિત્ર થા, વધારે નિર્મલ થા, તે પછીજ તું મારા નિત્ય સહવાસને લાયક થઇશ અને તને બોલાવી લઇશ." આ સાંભળી મહર્ષિને પૂછવામાં આવ્યું કે "આપે એ બધી વાત સાંભળી કયી રીતે?" તેમણે જવાબ આપ્યો:–"એક દિવ્ય વાણી, જે અતિ સ્પષ્ટ અને શુદ્ધ હતી તે મારા સાંભળવામાં આવી. એ દિવ્ય વાણી સાંભળી ત્યારથી મને તે ફરી ફરીથી સાંભળવાની તાલાવેલી લાગી રહી છે. હવે તો પરમાત્માએ આંખ કાન બધું લઇ લીધું છે. એટલે માત્ર તેના પૂતળા જેવો બની રહ્યો છું. શું ખાવું, પહેરવું વગેરે હું કાંઇ પણ જાણતો નથી, તે જેમ કરાવે છે તેમ કર્યા કરૂં છું. તે જ્યાં લઇ જાય છે ત્યાં જાઉં છું. આવી સ્થિતિ ક્યાંસુધી રહેશે તે કહી

શકાતું નથી." આટલું કહેતાં કહેતાં મહર્ષિની શાંત મુખમુદ્રા ઉપર એક અપૂર્વ જ્યોતિ પ્રકાશવા લાગી અને તેમના લાલાશ પડતા મુખ ઉપર બેએક અશ્રુ ટપક્યાં. આથી તો તેમના મુખની શોભામાં ઓર વૃદ્ધિ થતી હતી. જાણે પ્રભાતકાળે ખીલેલા કમળપર ઝાકળનાં બિંદુ ન શોભતાં હોય! ગોસ્વામી મહારાજ તો સૌમ્યમૂર્તિ હતા. તેમના તેજોમય મુખમંડળમાંથી પરાભક્તિનાં કિરણો ફેલાવા લાગ્યાં અને બ્રહ્મજ્યોતિનું વર્તુળ તેમની આસપાસ ફરી વળેલું દેખાયું. અમે તો એ અવર્ણનીય શોભાનાં, અપૂર્વ ભાવનાં અને અદ્‌ભુત પ્રેમમૂર્તિનાં ધરાઇ ધરાઇને દર્શન કર્યાં. વળી ગોસ્વામીજીની સામે જોઇને મહર્ષિ કહેવા લાગ્યા કે "આજ તમને બહુ વાતો કહી નાખી. ભગવાનના માણસ મળતાં તેમની પાસે ભગવાનની વાર્તા કરતાં મને ખૂબ આનંદ આવે છે. અંતરની વાતો બીજા કોને કહું? અને બીજા સમજે પણ કોણ? જેમણે એ મહારસ માણ્યો છે તેજ અંતરની વાતો સમજી શકે છે. મને હજી હવેજ અનુભવ થયો છે કે, આજસુધી જે કાગળીઆંની નોટો હતી, તેનું હવેજ નગદ નાણું મળ્યું છે." સારાંશ કે આજસુધી તેમણે બુદ્ધિવડે જે શાસ્ત્રાભ્યાસ કર્યો હતો અને મનવડે તેનું મનન કર્યું હતું તેનો હવેજ તેમને સાક્ષાત્કાર થયો હતો. મહર્ષિની વાતો ઉપરથી અમને એમ પણ સમજાયું કે માત્ર ધર્મની વાતો કર્યાથી કંઇ ધર્મપ્રાપ્તિ થતી નથી, તેમ કંઈ કેવળ જ્ઞાનને ગોખી લેવાથી તત્ત્વદર્શી થવાતું નથી. ધર્મ તો પાળવો જોઇએ; જ્ઞાન પ્રમાણે આચરણ કરવું જોઇએ; અને સાધન કરતા ચાલી પ્રભુકૃપાને ઇચ્છવી અને મેળવવી જોઇએ. એમ કરતાં કરતાંજ ધર્મનાં ગહન રહસ્ય સમજાય છે અને પરબ્રહ્મ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. ધર્મ જ્યાંસુધી વાદવિવાદનોજ વિષય રહે છે, વાક્ચાતુરીમાંજ જ્યાંસુધી ધર્મની ઇતિકર્તવ્યતા સમજી લેવામાં આવે છે અને "परोपदेशे पांडित्यम्" અથવા પોથીમાંનાં રીંગણાં પેઠેજ જ્યાંસુધી ગ્રંથજ્ઞાન રહે છે, ત્યાંસુધી મનુષ્યને સત્ય ધર્મની પ્રાપ્તિ પણ થતી નથી અને ત્યાંસુધી તે જન્મમરણની ઘટમાળમાંથી પણ છુટતો નથી. ધર્મ જ્યારે તેની જીભમાંથી હૃદયમાં ઉતરીને રોમેરોમમાં વ્યાપી જાય છે, અર્થાત્ મનુષ્ય જ્યારે ધર્મનું યથાર્થ પાલન કરે છે ત્યારેજ તેનો જન્મમરણનો મહાભય ટળે ટળે છે અને તે પરમ શાંતિ તથા આનંદમસ્તી અનુભવે છે. આવા

ધર્મજીવનની પ્રાપ્તિ થવી એ મહા અહોભાગ્ય છે."

પછી એક દિવસ ગોસ્વામીજી શિષ્યોસહિત કાલી માતાનાં દર્શન કરવા ગયા હતા. તે દિવસે મંદિરમાં લોકોની બહુ ભીડ હતી. પૂજારીઓ ગોસ્વામીજીને બહુ કાળજીથી મંદિરમાં લઇ ગયા. તેમણે માતાજીને માળા તથા નૈવેદ્ય ધરાવ્યું અને હાથ જોડી ભાવભીને હૃદયે નમસ્કાર કર્યા. એવામાં તેમનાં નેત્રોમાંથી અશ્રુધારા ચાલવા લાગી અને તેઓ વારંવાર 'મા ! મા !' બોલવા લાગ્યા. પછી તેમણે માતાજીનો પ્રસાદ ભાવપૂર્વક લીધો. એવામાં તેમનું આખું શરીર ધ્રૂજી ઉઠયું. તેઓ આમ તેમ ઢળી પડવા લાગ્યા. તેમની આવી બાહ્યજ્ઞાનશૂન્ય દશા જોઇ તેમના શિષ્યો તેમને મંદિરની બહાર લઈ ગયા. આ સમયે સંખ્યાબંધ લોકો તેમની ચરણરજ લેવા લાગ્યા. ગોસ્વામી મહારાજ પછી એક સ્થળે બેસીને મહામાયાના મહિમાની વાતો કરવા લાગ્યાઃ– "જગન્નાથ ભગવાનનું અને કાળી માતાનું રૂપ લગભગ મળતું આવે છે. અહો ! માતાજીની કેટલી બધી કૃપા છે, તેઓ તો સૌનાપર અને સદાકાળ કૃપાવૃષ્ટિ કરે છે." એવામાં છૂટા કેશ અને ફાટયાતૂટયા વસ્ત્રવાળી એક ઘરડી ભિખારણ ત્યાં આવી ચઢી. તે ગોસ્વામીજીથી થોડે દૂર બેસી ઉંચે સાદે શ્રીવિષ્ણુસહસ્રનામનો પાઠ કરવા લાગી. એક ભિખારણને આવા શુદ્ધ શ્લોકો બોલતી જોઇને સૌ કોઇ આશ્ચર્યચકિત થયા. સ્તોત્ર પૂરૂં થયા પછી તેણે ગોસ્વામીજીને નમસ્કાર કરી કહ્યું કે "બાબા ! આજે મારો જન્મ સાર્થક થયો છે." આ પ્રમાણે કહી એક પૈસો ભેટ મૂકીને તે લોકોની ભીડમાં અલોપ થઇ ગઇ. ગોસ્વામીજી તે પૈસો બહુ ભાવપૂર્વક ગ્રહણ કરી કહેવા લાગ્યા કે " અયાચિત દાન પાછું ઠેલાયજ નહિ." પછી તે પૈસો એક શિષ્યને રાખવા આપ્યો. થોડો વિસામો લીધા બાદ ગોસ્વામીજી ત્યાંથી એક ઝાડ પાસે આવ્યા. ત્યાં કેટલાક સાધુ સારી કોટીના જણાતાં તેમની યથાશકય સેવા કરીને તેઓ પોતાના નિવાસસ્થાને આવ્યા. રસ્તે ચાલતાં એક શિષ્યે પેલી વિચિત્ર ભિખારણના સંબંધમાં પ્રશ્ન પૂછયો, તેના જવાબમાં ગોસ્વામીજીએ કહ્યું કે "એ માતાજીની સહચરી હતી. મા આજે બહુ કામમાં હતાં, તેથી સન્માનાર્થે તેને મોકલી હતી."

તે સમયે કલકત્તામાં શ્રીયુત કાલીકૃષ્ણ ઠાકુર નામે એક મહાદાનેશ્વરી ભક્ત રહેતા હતા. તેમણે ગોસ્વામી મહારાજની અયા-

ચક વૃત્તિ તથા ધર્મજ્ઞાનાદિ ગુણોની બહુ પ્રશંસા સાંભળી હતી. તેઓ હમેશાં ભક્તજનોની સેવામાં પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કરતા હતા. ગોસ્વામીજીની પ્રસન્નતા માટે તેમને એક લાખ રૂપિયા આપવાનો ઠાકુરશ્રીએ સંકલ્પ કર્યો અને રામકુમાર વિદ્યારત્ન દ્વારા તેમણે ગોસ્વામીજીને કહેવડાવ્યું હતું કે "એક વાર યથાવકાશે મારૂં ઘર પવિત્ર કરવા પધારો, એટલે હું આપની સેવા કરી કૃતાર્થ થાઉં." વિદ્યારત્ન મહાશયની વાત સાંભળી ગોસ્વામીજીની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં અને મુખ લાલચોળ થઇ ગયું. તેમણે હાથ જોડી ભગવાનને પ્રણામ કરી, વિદ્યારત્ન મહાશયને કહ્યું કે "ઠાકુરશ્રીને કહેજો કે, જરૂરજોગું સદાય ભગવાન આપી રહે છે અને કશી ઓછપ પડતી નથી; એટલે અમારે તે પૈસાની જરૂર નથી. તમને ગમે તે ધર્મકાર્યમાં તે પૈસા વાપરી દેજો. મને લાગે છે કે, અમે જો પૈસાનો સંગ્રહ કરીએ તો અમારૂં અનિષ્ટ થાય. વળી મોટા માણસોને ઘેર જતાં અમને ભય લાગે છે. અમે તો ભીખારી રહ્યા એટલે ગરીબ ગુરબાંના ઝુંપડામાંજ આનંદ માનીએ છીએ." આ સાંભળી વિદ્યારત્ન મહાશય એક શબ્દ પણ બોલી શક્યા નહિ. અને થોડી વાર બેસીને ગોસ્વામીજીને પ્રણામ કરી ચાલ્યા ગયા.

ત્યારપછી પોતાના ગુરુદેવના આદેશ પ્રમાણે ગોસ્વામીજીએ એક વર્ષ સુધી મૌનવ્રત ધારણ કર્યું. પોતાની આંતરિક અવસ્થા યથાવત્ જાણવા અને ખીલવવા માટે શ્રેષ્ઠ સાધકો પ્રયોજન પ્રમાણે મૌનવ્રત પાળે છે. વળી એ સિવાય મૌન રહેવાનાં બીજાં પણ કારણ હોય છે. આ મૌનાવસ્થામાં ગોસ્વામી મહારાજને જે જે અનુભવો થતા તે તેઓ લખી લેતા હતા.

કોઇ કંઇ પ્રશ્ન પૂછે તો તેને પણ કાગળમાંજ જવાબ લખી આપતા હતા. આ બધા પ્રશ્નોત્તરો તેમના શિષ્યો સંગ્રહી લેતા.

મૌનાવસ્થાદરમિયાન કલકત્તાની સાધારણ બ્રાહ્મસમાજ તરફ્થી જનરલ કમિટિના સભ્ય થવા વિષેનો આગ્રહભર્યો પત્ર તેમને મળ્યો હતો. તેનો જવાબ ગોસ્વામી મહારાજની ઇચ્છાનુસાર તેમના જમાઇએ લખી મોકલાવ્યો હતો. તે અહીં આપીએ છીએ:—

"હવે તે કોઇ મતસંપ્રદાયના નથી રહ્યા. જે સત્ય છે એજ એકમાત્ર ધર્મ છે. અનેક સંપ્રદાયોની અનેક પ્રકારની બાહ્યાંતર સાધન–પ્રણાલિકાઓ દ્વારા એ સત્યનો સાક્ષાત્કાર થઇ શકે છે. આ

હેતુ માટે યજ્ઞયાગ, માળા-તિલક, જટા, ભસ્મ, વ્રત અને ઉપવાસ વગેરે જે જે સાધનાઓ થાય છે તે સહાયક થાય છે; તેથીજ તેઓ બધા સંપ્રદાયમાં ભાગ લઇ શકે છે. એક સામાન્ય વિષય શીખવા પણ ખૂબ મહેનત ઉઠાવવી પડે છે, તો પછી ધર્મતત્ત્વ જાણવા માટે તો એથીયે વિશેષ અભ્યાસની આવશ્યકતા છે. તેમણે મૌનાવસ્થા ધારણ કરી છે, તીર્થયાત્રા પણ કરે છે, સર્વ ભૂતોમાં ભગવાનનો વાસ જાણી તે સર્વને નમસ્કાર કરે છે. વળી તે માને છે કે, કોઇ ખાસ કારણમાટે ભગવાન અવતાર પણ લઇ શકે છે. કારણ કે તે સર્વશકિતમાન છે. બ્રાહ્મસમાજે તેમનો એવી સમજણ માટે બહિષ્કાર કર્યો છે, એટલે તેઓ જણાવે છે કે, હવે આપણે દૂરજ રહેવું ઠીક છે.”

એ સમયે એક સુયોગ્ય બ્રાહ્મબંધુ શ્રીયુત પ્યારીલાલ ઘોષે (જેઓ પાછળથી “માની બાવા”ના નામથી ઓળખાતા હતા) ૐકારનાથથી ગોસ્વામીજીને પોતાની સાધનદશા વર્ણવતો એક વિનતિપત્ર લખ્યો હતો. પહેલાં એક વખત ગોસ્વામીજી બ્રાહ્મધર્મનો પ્રચાર કરવા કાંખિ ગયા હતા, ત્યારે આ પ્યારીલાલજી પણ તેમની સાથે હતા. ત્યાં એક સરોવરમાં ખીલેલું કમળ જોઇ કમલાસના શ્રીમહાલક્ષ્મીજીનો વિચાર આવતાં તેઓ ભાવાવેશમાં આવી ગયા હતા. ગોસ્વામીજીની ભાવસમાધિનાં દર્શન પછી પ્યારીબાબુને સંસારવ્યવહાર ખારો ઝેર જેવો થઇ પડચો અને નિર્જન વનમાં જઇ તપશ્ચર્યા કરવા તલપાપડ થઇ રહ્યા હતા. ગોસ્વામીજીની પેઠે તેઓ પણ બ્રાહ્મસમાજના સંકુચિત વાડામાં વધુ વખત રહી શકયા નહોતા. તેઓ અનેક તીર્થયાત્રા કરીને છેવટે ૐકારનાથમાં ઉગ્ર તપશ્ચર્યા આદરી હતી; પરંતુ હજીસુધી તેમને કોઇ સિદ્ધ પુરુષને શોધી તેની સહાયતા લેવાની આવશ્યકતા સમજાઇ નહોતી. તેમના પત્રનો ભાવાર્થ આ પ્રમાણે હતો:–“હું સાધનમાં ઠીક આગળ વધ્યો છું, આહાર પણ ઘટાડી દીધો છે, મૌન પણ રાખ્યું છે અને આસન પણ જીત્યું છે........પરંતુ જે બ્રહ્મદર્શન માટે આ સર્વ આદર્યું છે, તેનો હજી કંઇજ પત્તો લાગતો નથી; માટે હવે તે પરબ્રહ્મનો સાક્ષાત્કાર થઇ શકે તેવો ઉપાય બતાવવા કૃપા કરો.........વગેરે.” ગોસ્વામીજીએ શ્રીમાન પ્યારીબાબુને જે જવાબ લખ્યો હતો તે અત્રે આપીએ છીએ:—

“બ્રાહ્મધર્મની પ્રાપ્તિ માટે તમે ખુબ સાધના કરો છો પરંતુ

સિદ્ધાવસ્થાને પામેલા સદ્ગુરુની સહાયતા સિવાય પરમાત્મદર્શન-નો યથાધિકાર ઉપાય પ્રાપ્ત થતો નથી. પાંચ વર્ષના ધ્રુવજી પ્રભુ-સ્મરણ કરતા કરતા અશ્રુ સારતા હતા તે પણ નારદજીની સહાયને લીધે હતું. પ્રભુ ઇસુ ખ્રિસ્તે અને ભગવાન ચૈતન્યદેવે પણ દીક્ષા લીધી હતી. આહારનિદ્રાદિનો સમૂળો ત્યાગ કરશો, મૌન રહેશો, ઇત્યાદિ કરવાથી લોકો 'મહાત્મા' કહી હાથ જોડશે; પરંતુ તેથી કંઈ મૂળ વસ્તુ પ્રાપ્ત થશે નહિ. જો બ્રહ્મદર્શન કરવા ઇચ્છતા હો તો તો પૂર્વના બધા સંસ્કારોને દૂર કરો. સત્ય શું અને અસત્ય શું તે ખરા અર્થમાં તમે જાણતા નથી. હજીયે તમે તમારા લૌકિક પાંડિત્યનેજ સર્વશ્રેષ્ઠ માન્યા કરો છો; પણ જ્યારે સાચું બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થશે ત્યારેજ પરમાત્મ સાક્ષાત્કાર થશે. એ પહેલાં સર્વ લૌકિક વાસનાનો અને અહંતામમતાનો તમારે ક્ષય કરવો જોઇશે અને ત્યારેજ બ્રહ્મદર્શન થશે. હાલની રીતે તો તમારી અંતર-ની વાસનાઓ ફળીભૂત થશે ખરી, પરંતુ બ્રહ્મપ્રાપ્તિ નહિ થાય. એને માટે તો ઉપદેશ કરવા વગેરેની શુભ વાસનાનો પણ તમારે પૂરેપૂરો ત્યાગ કરવો પડશે. જ્યાંસુધી સહેજ પણ ઇચ્છા–વાસના–છે ત્યાંસુધી બ્રહ્મરૂપી મહાશક્તિ તમારાથી સો ગાઉ દૂર માનજો.

આપનો પત્ર વાંચી બહુ આનંદ થયો છે. પુરુષપ્રયત્નથી જેટલું થાય તેટલું તમે કરી ચૂકયા છો. હવે પૂરા અનુભવી ગુરુ સિવાય તમારાથી આગળ વધી શકાય તેમ નથી.

ભગવાન દરેક કાર્ય નિયમપૂર્વક કરે છે. બહારનું તંત્ર જેમ નિયમ પ્રમાણે ચાલ્યાં કરે છે તેમ આંતર્જગત પણ નિયમ પ્રમાણે-જ ચાલે છે. સિદ્ધાત્માની સહાય લીધા સિવાય બ્રહ્મદર્શન થતુંજ નથી, એ એક અચલ નિયમ છે હું તમને બહુ ચાહું છું તેથીજ આ લખ્યું છે."

ત્યારપછી ગોસ્વામીજીનાં માતાજી સ્વર્ણમયીદેવી પરલોક સીધાવ્યાં. માતાજીના દેહત્યાગ પછી ગોસ્વામીજીએ યોગજીવન ગોસ્વામી પાસે માતાજીનું શ્રાદ્ધકાર્ય વિધિપુરઃસર કરાવ્યું. પોતે સંન્યાસી હોવાથી તેમનાથી શ્રાદ્ધવિધિ થઈ શકે તેમ નહોતું એટલે તેમણે માતાજીને ઉદ્દેશી ગંગાજળની ત્રણ અંજલિ આપી હતી.

શ્રાદ્ધને દિવસે ઘરની પાસેના એક મેદાનમાં પ્રસિદ્ધ કીર્તન-કાર શ્રીયુત મુકુન્દદાસનું કીર્તન યોજવામાં આવ્યું હતું. કીર્તન ચાલતું હતું તેવામાં ગોસ્વામી મહારાજ ભાવાવેશમાં આવી ગયા અને

"हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥"

એ શ્લોક તથા 'જય શચીનંદન ! જય શચીનંદન ! ઇત્યાદિ વચનો એવા ગંભીર ભાવથી અને ગદ્‌ગદ્‌ કંઠે વારંવાર બોલવા લાગ્યા કે શ્રોતાજનોનાં નેત્રમાંથી પણ આનંદાશ્રુ વહેવા લાગ્યાં. કીર્તન સમાપ્ત થયા પછી બ્રાહ્મણોને, વૈષ્ણવોને તેમજ દીનદુઃખીઓને ભાવપૂર્વક જમાડવામાં આવ્યા હતા.

માતાજીની શ્રાદ્ધક્રિયા કરી લીધા પછી ગોસ્વામી મહારાજ ઢાકા ગયા, અને ત્યાં થોડો વખત રહી પાછા કલકત્તા આવ્યા હતા.

તે દરમિયાન એક દિવસ શ્રીયુત રામચંદ્ર દત્ત મહાશયના આગ્રહથી, ગોસ્વામીજી કાંકુરગાછિના યોગોદ્યાનમાં શ્રીરામકૃષ્ણ પરમહંસદેવના વાર્ષિક ઉત્સવમાં ભાગ લેવા ગયા હતા. ગોસ્વામીજીના પધારવાથી સૌનો આનંદ માતો નહોતો અને ઉત્સવ પણ સારો થયો હતો. પરમહંસદેવ હયાત હતા ત્યારે પણ ગોસ્વામીજી પ્રસંગોપાત આનંદોત્સવોમાં ભાગ લેતા હતા, કેટલીક વાર તો શ્રીમાન યોગજીવન ગોસ્વામી તથા હરિનારાયણ બાબુ તેમજ બીજા શિષ્યો પણ તેમની સાથે સાથે જતા હતા. એક વખત ગોસ્વામીજી તથા પરમહંસદેવની કોઈ અદ્‌ભુત ભાવાવસ્થા થઇ હતી તેનું વર્ણન કરવું એ તો અમારી શક્તિની બહાર છે. પ્રથમ તો તેઓ બન્ને 'હરિ'નામના સિંહનાદવડે દશે દિશાઓ ગજાવવા લાગ્યા. પછી થોડી વારે ભાવાવેશ વધવાથી તેઓ આસન ઉપર ઉભા થઈ ગયા અને ઉંચા હાથ કરી 'હરિબોલ' 'હરિબોલ' કરતા કરતા સામસામા નાચવા લાગ્યા. નાચતા નાચતા તેઓ એકબીજાને ભેટી પડયા. આ પ્રમાણે ભાવાવેશમાં તેઓ અનેક વાર પરસ્પર ભેટતા હતા.×

ગોસ્વામીજી કયારેય પણ કોઇ શિષ્યની સ્વતંત્રતા ઉપર આક્રમણ કરતા નહિ. જયારે કંઇ મતભેદ પડે ત્યારે પણ તેમના તરફ જેટલી સહાનુભૂતિ બતાવી શકાય તેટલી બતાવતા હતા. તેમના જીવનની સામાન્ય ઘટનાઓમાં પણ એ વસ્તુ જણાઈ આવતી હતી. એક વાર નિત્યપાઠને સમયે કેટલાક શિષ્યો નીચેના ઓરડામાં મોટે અવાજે વાદવિવાદ કરી રહ્યા હતા. આ ગડબડ સાંભળી તેમણે પૂછયું કે "આ શાથી ગડબડ થાય છે ?" એ વખતે

× શ્રીયુત હરિનારાયણ રૉય મહાશયના વિવરણ ઉપરથી.

શ્રીયુત મનોરંજન ગુહ તથા સ્વામી દેવપ્રસાદ (પૂર્વાશ્રમના દેવેંદ્ર-નાથ ચક્રવર્તી) તેમની પાસે બેઠા હતા. સ્વામીજી નીચે જઇ જોઇ આવ્યા અને કહ્યું કે "હું તેમને ગડબડ ન કરવાનું કહી આવ્યો છું." ગોસ્વામીજીએ કહ્યું કે "મેં કંઇ તમને ગડબડ બંધ કરી આવવાનું નહોતું કહ્યું; મારે તો માત્ર કારણજ જાણવું હતું."

શિષ્યો સાથે ગોસ્વામીજીને કેવો સ્નેહભર્યો સંબંધ હતો તથા તેઓ માનવમાત્રને કેટલા બધા ચાહતા હતા તે અત્રે જણા-વેલી કેટલીક ઘટનાઓ ઉપરથી જોઈ શકાશે.

એક વાર શિયાળામાં ગોસ્વામીજી કાકિના ગયા હતા. ત્યાં એક દિવસ તેઓ આસને બેઠા બેઠા ધ્રૂજવા લાગ્યા. પાસે બેઠેલા સેવકોએ કારણ પૂછતાં તેમને ગોસ્વામીજીએ રસ્તામાંના એક બાળ-કને ટાઢથી ધ્રૂજતું બતાવ્યું અને તેને પોતાનું ઉપવસ્ત્ર ઓઢાડવા કહ્યું. ગોસ્વામીજીની આજ્ઞા પ્રમાણે તે બાળકને વસ્ત્ર ઓઢાડયું એટલે તે ધ્રૂજતું બંધ થયું અને ગોસ્વામીજીની પણ ધ્રૂજારી બંધ થઇ ગઇ. પ્રયાગ, ઢાકા, કલકત્તા વગેરે સ્થળોએ આવી તો અનેક ઘટનાઓ બનેલી તેમના શિષ્યોએ જોઇ હતી.

સાચા ગુરુ–શિષ્યનો સંબંધ કેવો નૈસર્ગિક અને મધુર હોય છે તથા ગોસ્વામી મહારાજ પોતાના શિષ્યોપ્રત્યે કેવી દૃષ્ટિ રાખ-તા હતા, તે નીચેની કેટલીક ઘટનાઓ ઉપરથી સારી રીતે સમજાશે.

એક વખતે ગોસ્વામીજીના શિષ્ય શ્રીયુત શ્યામાકાંત ચટ્ટો-પાધ્યાયે તેમને પૂછયું કે "આપની પાસે મને સંકોચ કેમ રહ્યા કરે છે?" ગોસ્વામીજીએ જવાબ આપ્યો કે "પોતાને જેમ પાપી માનો છો તેમજ મને પણ માનો એટલે સંકોચ ટળી જશે. નંદ–યશોદા ગોપાલકૃષ્ણને સામાન્ય મનુષ્ય સમજતાં હતાં તેવો મને પણ તમે સામાન્ય મનુષ્ય સમજો એટલે સંકોચનું કારણ નહિ રહે."

એક વાર ગોસ્વામીજી તથા તેમના શિષ્યો બેઠા હતા, ત્યારે એક અપરિચિત માણસે આવી પૂછયું કે "આ બધા આપના શિષ્યો છે કે?" તેના જવાબમાં ગોસ્વામીજીએ કહ્યું કે "ભાઇ! અમે તો બધા બંધુઓ છીએ, સૌ ધર્માર્થી હોવાથી સાથે રહીએ છીએ." થો[illegible] વાર પછી તે માણુસ જતો રહ્યો એટલે ગોસ્વામીજી-એ કહ્યું કે "એક ભગવાનજ [illegible]ના સાચા ગુરુ છે. આપણે સૌ તેમનાજ શિષ્યો છીએ. તે કોઇનો ગુરુતરીકે ઉપ[illegible] કરી લે તેથી જો તે એમ માને કે 'હું ગુરુ છું' અને આ બધા મારા

શિષ્યો છે' તો તો તેનું અધઃપતનજ થવાનું. ”

એક વાર ગોસ્વામીજી નગેંદ્રનાથ ચટ્ટોપાધ્યાયને સાથે લઇ મુર્શિદાબાદના એક ઉત્સવમાં ગયા હતા. ત્યાં હજી સવાર ન થઇ ત્યાં તો ગોસ્વામી મહારાજ પથારીમાંથી ઉઠી દૂધ ગરમ કરવા લાગ્યા. નગેંદ્રબાબુએ ઉંઘમાંથી જાગી ગોસ્વામીજીને દૂધ ગરમ કરતા જોઈ તેમને પૂછ્યું કે “મહારાજજી ! પરોઢીઆમાં આ બધી શી ધમાલ આદરી છે ?” ગોસ્વામીજીએ કહ્યું કે “તમારે ઉંઘમાંથી ઉઠતાંવેંતજ દૂધ પીવાનો અભ્યાસ છે, તેથી અહીં પણ જો તમને જાગતાંની સાથે દૂધ તૈયાર મળે તો બહુ આનંદ થશે, એમ ધારીને હું આપને માટે તેની તૈયારી કરૂં છું.” સ્નેહીજનો સાથેનો તેમનો આવો અલૌકિક સ્નેહ હતો. પુરીધામમાં જ્યારે ગોસ્વામીજી-એ દેહ છોડયો ત્યારે તેમણે બધા સ્નેહીઓને તે સમાચાર તારથી પહોંચાડવા યોગજીવન ગોસ્વામીને આદેશ કર્યો હતો તથા સૌના આશીર્વાદ માગ્યા હતા. તે સ્નેહીજનો પણ તે સમાચાર સાંભળી પુરી-ધામમાં તેમના સમાધિમંદિરમાં સ્મરણાંજલિ આપવા ગયા હતા.

ગોસ્વામી મહારાજ શાંતિપુર રહેતા હતા, ત્યારે એક વાર તેમના એક શિષ્ય શ્રીયુત મહેંદ્રનાથ મિત્રને તેમની પાસેથી શ્રીમદ્‌ભાગવતની કથા સાંભળવાની ઇચ્છા થઇ; તેથી ગોસ્વામી મહારાજ તેમને કથા સંભળાવવા લાગ્યા. પરંતુ કથા સાંભળતાં સાંભળતાં મહેંદ્રબાબુ તો ઉંઘી ગયા ! ઉનાળાને લઇને તેમનું શરીર પરસેવાથી ભિંજાઈ ગયું હતું. આ જોઇ ગોસ્વામી મહારાજ પાઠ બંધ રાખી જ્યાંસુધી મિત્ર મહાશય ઉંઘતા રહ્યા ત્યાંસુધી તેમણે પંખાવડે પવન નાખ્યા કર્યો.

ગોસ્વામીજી કલકત્તામાં રહેતા હતા ત્યારે તેમના એક શિષ્ય શ્રીધર ઘોષ ત્રિદોષ જ્વરથી પટકાઇ પડયા. આ ભયંકર વ્યાધિ જોઇ તેમનાં સંબંધીજનો મુંઝાઈ પડયાં. તેઓએ ગોસ્વામીજીને કહ્યું કે “ શ્રીધરને કોઇ દવાખાનામાં લઇ જઇએ તો ઠીક. ” આ વાત સાંભળી તેમને બહુ દુઃખ લાગ્યું. તેમણે કહ્યું કે “ આ શું બોલો છો ? એમ બનેજ કેમ ? આ શાંતિના (પોતાનાં પુત્રીના) કોઇ બાળકને એવો રોગ થયો હોય તો આમ કહો ખરાં કે ?” ગોસ્વામીજીનો આવો અભિપ્રાય જાણી સંબંધીજનોએ પૂછ્યું કે “ત્યારે એની સેવા–શુશ્રૂષા કોણ કરશે ?” ગોસ્વામીજીએ કહ્યું કે “ હું કરીશ. ” આ પ્રમાણે કહી તરતજ

શ્રીધર માટે તેમણે જૂદા ઓરડાની તેમજ દવા વગેરેની વ્યવસ્થા કરી અને તેને સંપૂર્ણ આરામ થયો ત્યાંસુધી તેની સંભાળ લેતા રહ્યા. ગોસ્વામી મહારાજના એક બીજા શિષ્ય શ્રીયુત શારદાકાંત બંદોપાધ્યાયે પણ શ્રીધર બાબુની ખરા ભાવથી સેવા કરી હતી. આથી ગુરુદેવ તેમનાપર બહુજ પ્રસન્ન થયા હતા.

કલકત્તાનિવાસ દરમિયાન ગોસ્વામીજીના એક શિષ્ય હમેશાં ચાલતા ગંગાસ્નાન કરવા જતા હતા અને પાછા આવે ત્યારે થાકયા પાકયા હોય તેથી ભંડારમાં જઈ કંઇક ખાઇ લેતા હતા; પરંતુ એક દિવસ તેમને એક સેવકે ભંડારમાંથી ભોજન લેતા અટકાવ્યા. આ વાતની ગોસ્વામીજીને ખબર પડી એટલે તેમણે તેમને એકાંતમાં બોલાવી કહ્યું કે "જુઓ, મારી પુસ્તક રાખવાની પેટી છે, તેની નીચે હું રોજ તમારે માટે પ્રસાદ રાખી મૂકીશ. તમે જ્યાંસુધી અહીં રહો, ત્યાંસુધી રોજ પેટીનીચેથી પ્રસાદ લઈને ખાજો."

એક બે ચંચળ પ્રકૃતિવાળા શિષ્યો આશ્રમમાં ઘણી વાર ધાંધલ કરી મૂકતા હતા. નજીવા કારણ માટે તેઓ અનેક વાર એકબીજાની સાથે ઝગડો કરતા હતા. આથી એક માણસે ગોસ્વામી મહારાજને પૂછયું કે "આવાઓને તમે આશ્રમમાં શામાટે પડયા રહેવા દો છો? તેઓ વારંવાર ઉપાધિ કર્યા કરે તે કરતાં તેમને અહીંથી રજા આપવામાં શું ખોટું?" ગોસ્વામીજીએ કહ્યું કે "એમને કંઇ મહાપુરુષો જાણી આશ્રમમાં નથી રાખ્યા. એમની પ્રકૃતિજ એવી છે કે એમને કોઈ પણ સંઘરે એમ નથી. પરંતુ હું પણ તેમને ન રહેવા દઉં, તો પછી તે બિચારા જાય કયાં? તેથીજ મેં તેમને અહીં રહેવા દીધા છે."

ગોસ્વામી મહારાજ પોતાના શિષ્યોને પ્રસંગોપાત કેવા પત્રો લખતા હતા તે દર્શાવવા તેમનો એક પત્ર અહીં આપીએ છીએ.

॥ ॐ હરિઃ ॥

સ્નેહપૂર્વક વંદન—

આપનો પત્ર વાંચી આનંદ થયો છે. આપનો પહેલો પત્ર મને મળ્યો નથી. નિષ્ઠાપૂર્વક સાધન કરશો તો જરૂર તેનું ફળ મળશે. સાધના કરશો તોજ ધર્મ તમારા જીવનમાં ઉતારી શકાશે, અને માત્ર મોઢાની વાતોનો વિષય નહિ રહે. સાધનામાં આગળ વધશો એટલે કોઇ પણ બાબત શ્રદ્ધા કે અનુમાનથી માની લેવાની નહિ

રહે. સર્વ બાબતોનો પ્રત્યક્ષ અનુભવ થશે.

પત્ર લખો કે ન લખો તેમાં કંઇ વાંધો નથી. જેઓ સાધનામાં મચ્યા રહે છે તેઓ હમેશાં મારી સાથેજ છે. હાલ તો ઢાકામાં છું. તરતમાં કોઇ બીજે સ્થળે જવું પડે એમ લાગતું નથી. ઇતિ.

શુભાકાંક્ષી

વિજયકૃષ્ણ ગોસ્વામી

સ્રીજાતિપ્રત્યે ગોસ્વામી મહારાજને કેવો નિર્દોષ અને વિશુદ્ધ ભાવ હતો તે નીચેની ઘટનાપરથી જોઇ શકાશે.

એક વાર ગોસ્વામીજી પોતાનાં ધર્મપત્ની સાથે એકાંતમાં હતા. ત્યારે તે જાણે જગજ્જનની મહામાયા હોય એવો ભાવ તેમના મનમાં આવી ગયો. તરતજ તેઓ તેમના ચરણમાં આળોટવા લાગ્યા અને વારંવાર દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. જેમને પોતાની સ્રીપ્રત્યે પણ આવો જગજ્જનની મહામાયાનો વિશુદ્ધ ભાવ આવી શકતો હોય, તેમને અન્ય સ્રીઓપ્રત્યે તેવો ભાવ રહે તેમાં કહેવુંજ શું ?

સ્રીજાતિપ્રત્યેની ફરજ વિષે ગોસ્વામીજી નીચે પ્રમાણે ઉપદેશ આપતા હતાઃ-

"સ્રીજાતિપ્રત્યે હમેશાં માતૃભાવ અને ભગિનીભાવ રાખો. નારીજાતિનું જેટલું સન્માન કરશો, તેટલા વિશેષ પવિત્ર થશો. જેના તરફ માનની દૃષ્ટિથી જોઇએ તેનાપ્રત્યે કુદૃષ્ટિ તો થતીજ નથી. "સ્રીઓને માન આપો" એમ કહેવામાં આવે છે ત્યારે ઘણાખરા હસવા લાગે છે; પરંતુ ખચિત માનજો કે, જ્યાં પણ સ્રીઓનું ઠીક ઠીક સન્માન જળવાય છે ત્યાંજ વીર પુરુષો વિશેષ જન્મે છે. અંગ્રેજો પણ સ્રીજાતિનું સારૂં સન્માન જાળવીને જગતના સ્વામી બન્યા છે. શાસ્રમાં કહ્યું છે કે 'જ્યાં નારીજાતિનું સન્માન થાય છે ત્યાં દેવતાઓ રમણ કરે છે.' હવે નારીજાતિનું સન્માન કર્યા વિના છુટકોજ નથી, નહિ તો આ દેશનું કદી પણ કલ્યાણ થવાનું નથી. એક મહાસતીના-દ્રૌપદીના અપમાનનું ફળ ભારતવર્ષ આજસુધી ભોગવી રહ્યું છે !"

દેશને ખાતર ગોસ્વામી મહારાજનું અંતર કેવું રડી ઉઠતું તેમજ ભારતવાસીઓનું ઐહિક તથા પારલૌકિક કલ્યાણ કેમ થાય ? તેની તેમને કેટલી બધી ચિંતા રહ્યા કરતી તે નીચેના કેટલાક પ્રસંગો ઉપરથી જણાઇ આવશે.

હિમાલયની યાત્રાદરમિયાન ગોસ્વામીજીને એક મહાપુરુષનાં દર્શન થયાં, ત્યારે પૂછ્યું હતું કે "આ દેશના લોકો દિનપ્રતિદિન દુઃખમાં ડૂબતા જાય છે, ચોમેર દુઃખ–દારિદ્રનુંજ સામ્રાજ્ય પ્રવર્તતું જોય છે; એવી સ્થિતિમાં તેમનો ઉદ્ધાર શી રીતે થાય ?" મહાપુરુષે જવાબ આપ્યો કે "બ્રહ્મચર્ય અને સત્યના પાલનથી સર્વ પ્રકારે કલ્યાણ થશે." ત્યારપછી એક વાર ગોસ્વામી મહારાજે દાર્શનિક પંડિત શ્રીયુત વજેંદ્રનાથ શીલને કહ્યું હતું કે "આપણા દેશના શિક્ષકો પોતાના શિષ્યોને પ્રેમથી જીતી લઇ બ્રહ્મચર્ય અને સત્યનું પાલન, એ બે વસ્તુઓ તેમને પાઇ દે તોજ દેશનું સાચું કલ્યાણ થાય."

એક વાર ગોસ્વામી મહારાજ કલકત્તા પાસે થેપાડા ગામમાં પોતાના શિષ્યો શ્રીયુત નગેંદ્રનાથ ચટ્ટોપાધ્યાય તથા દેવેંદ્રનાથ સામંત વગેરે સાથે કીર્તનના આનંદમાં મસ્ત હતા. એવામાં જાણે કંઇક જોવામાં આવ્યું હોય તેમ અકસ્માત્ ભાવાવેશ ઉભરાઈ આવ્યો અને અશ્રુપાતથી વક્ષઃસ્થળ ભિંજાઇ ગયું. આકાશ સામું જોઇ તેઓ ભાવાવેશમાંજ કંઇક ગણગણતા હતા. આ જોઇ સૌ આશ્ચર્યચકિત થઇ ગયા. થોડી વાર પછી તેમને ભાવસમાધિ ઉતરી ત્યારે તેમણે કહ્યું કે "આજે એક વાતની તો ચિંતા ટળી ગઇ." આ સાંભળી નગેંદ્ર બાબુએ આગ્રહસહિત પૂછ્યુ કે "આપને કંઇ વાંધો ન હોય તો આજે આપને જે કંઈ અનુભવ થયો હોય તે અમને કહેવા કૃપા કરો." ગોસ્વામી મહારાજે કહ્યું:–"આ દેશની દુર્દશા જોઈ બધા મહાપુરુષો ભેળા થઇને, તેનો ઉદ્ધાર કરવા માટે ભગવાનને પ્રાર્થના કરતા હતા. એવામાં ભગવાને તેમને પોતાના તેજોમય સ્વરૂપનાં દર્શન આપ્યાં. આવો ઉજ્જવળ પ્રકાશ તો મેં કયારે પણ જોયો નહોતો. તેમના અસાધારણ તેજથી સૂર્યચંદ્રાદિ વિશેષપણે પ્રકાશી ઉઠયા, પર્વતો ડોલવા લાગ્યા અને સમુદ્રો ઉછળવા લાગ્યા. એ દિવ્ય દર્શન કરીને કોઇ કોઇ તો મૂર્છિત થઈ ગયા, કોઈ ભાવાવેશમાં નૃત્ય કરવા લાગ્યા અને કોઈ કોઈ તો ઉંચે સાદે સ્તુતિ કરવા લાગ્યા. છેવટે ભગવાન તેમની પ્રાર્થના સ્વીકારી અંતર્ધાન થઇ ગયા."*

જીવોનાં દુઃખ જોઇ ગોસ્વામીજીનો અંતરાત્મા રડી ઉઠતો અને તેમનું હૃદય કંપી ઉઠતું હતું. ગુરુકૃપાથી પોતાને જે દિવ્ય

* શ્રીયુત શારદાકાંત બંદોપાધ્યાયની નોંધપોથી ઉપરથી.

બ્રહ્માનંદનો લાભ મળ્યો હતો તે દિવ્ય બ્રહ્માનંદની લહાણી કરી, ગોસ્વામીજી ત્રિતાપગ્રસ્ત જીવોને શાંતિ આપતા હતા. એક દિવસ પ્રસંગોપાત ગોસ્વામીજીએ કહ્યું હતું કે "પોતાની વહાલી સ્ત્રીનું દાન કરવાની કોઇને હિંમત થાય નહિ. પોતાની પ્રિયતમાને તો સૌ આદરપૂર્વક પ્રાણની પેઠે સાચવે-સંભાળે છે, તેમ સાધુ મહાત્માઓ સાધનાદ્વારા પ્રાપ્ત થયેલી અમૂલ્ય સંપત્તિને સાચવીજ રાખે છે-તેનું કોઈને દાન કરતા નથી." એક શિષ્યે પૂછયું કે "મહારાજ ! તોપછી આ દેવદુર્લભ વસ્તુની-બ્રહ્માનંદની-જ્યાં ત્યાં લહાણી શા સારૂ કર્યા કરો છો ?"

ગોસ્વામી મહારાજે જવાબ આપ્યોઃ-"ભાઇ ! આ ત્રિવિધ તાપથી તપી રહેલા જગતની વ્યથા મને સુખની નિદ્રા લેવા દેતી નથી, એટલે આથી લોકકલ્યાણ સધાય છે એમ માનીનેજ યથાશકય સ્વધર્મ બજાવ્યે જાઉં છું."





# प्रकरण सोळमुं

## પ્રયાગધામનો કુંભમેળો



યાગ ધામના કુંભમેળામાં ભાગ લેવા માટે, ગોસ્વામી મહારાજ ઘણા શિષ્યો સાથે કલકત્તાથી જવા નીકળ્યા. માર્ગમાં શોણપુરના હરિહર સત્રના મેળાનાં દર્શન કરવા સૌ બાંકિપુર ઉતર્યા અને પછી પોષ માસમાં પ્રયાગ ધામમાં આવી પહોંચ્યા. અહીં પુણ્યસલિલા ગંગા તથા યમુનાજીનો સંગમ થાય છે. અને ગુપ્તરૂપે સરસ્વતી પણ આવી મળતી હોવાથી, તે સ્થાનને 'ત્રિવેણી–સંગમ' કહેવાય છે. ભારતવર્ષનો આદ્યંત ઇતિહાસ, વેદ, વેદાંગ, ષડદર્શન, સ્મૃતિઓ, કાવ્ય, પુરાણ, ગણિત, વિજ્ઞાન, શિલ્પ, વાણિજ્ય, યોગયજ્ઞ, ધ્યાનધારણા, શૌર્યવીર્ય, સ્વાધીનતા–એ બધાની સ્મૃતિ આ ત્રિવેણી–સંગમમાં એકત્ર થયેલી છે.

વનવાસમાં શ્રીરામચંદ્ર લક્ષ્મણ તથા જાનકીજી ભરદ્વાજ ઋષિના આશ્રમમાં આવ્યાં હતાં, તે આશ્રમ અહીં જ હતો. પ્રાચીનકાળમાં પણ ઋષિમુનિઓ મકરસંક્રાંતિપર એ ભરદ્વાજ ઋષિના આશ્રમમાં એકત્ર થતા હતા. શ્રીગૌરાંગ પ્રભુએ શ્રીરૂપ ગોસ્વામીને દશાશ્વમેધ ઘાટે દીક્ષા આપી હતી. આવી અનેક પુણ્ય સ્મૃતિઓથી ભરપૂર પ્રયાગરાજમાં કુંભમેળો હતો.

ગંગાજીની પશ્ચિમબાજુએ અલ્હાબાદ અને પૂર્વ બાજુએ ઝુંસી આવેલું છે. તેના મધ્ય ભાગમાં એક નાના દ્વીપ જેવું રેતીનું મેદાન આવેલું છે. તેની અને ઝુંસીની વચ્ચે ગંગાપ્રવાહ વહેતો હતો. અલ્હાબાદથી આ દ્વીપમાં જવા માટે તેમજ ત્યાંથી ઝુંસી જવા માટે એક મોટો પૂલ બાંધેલો હતો. ઘણા ખરા સંત સાધુઓ એ બેટમાંજ રહેતા હતા. કેટલાક ઝુંસીમાં પણ રહેતા હતા.

સાધારણ રીતે માઘમાસમાં તો દરવર્ષે પ્રયાગમાં 'માઘ મેળો'

ભરાય છે; પરંતુ આ વર્ષે કુંભમેળો હોવાથી ઘણા લોકો એકઠા થયા હતા. કંઈ નહિ તો દશેક લાખ માણસો આવ્યાં હશે. આટલા બધા લોકો આમ શામાટે એકઠા થયા હશે? આટલી બધી માનવ-મેદનીને ધાર્મિક ભાવનાથી પ્રેરાઇ સંતસમાગમ, પુણ્યસ્મરણ અને કથાકીર્તનાદિરૂપે ધર્મલાભ લેવાની ભાવનાથી એકત્ર થતી જોઇએ છીએ ત્યારે તો એ લોકસંગ્રહની દૃષ્ટિએ સ્વજીવન જીવી ગયેલા અને આવાં ઉત્તમ સંમેલનો યોજી ગયેલા પુણ્યાત્માઓને સહજે વંદન થઇ જાય છે. કોઇ પર્ણકુટિઓમાં, કોઈ તંબુઓમાં, કોઇ છત્રીઓ નીચે તો કોઈ વળી ખુલ્લા સ્થાનમાં, એમ અનેક સંત સાધુઓ વસતા હતા. પુરાણોમાં જે નૈમિષારણ્યમાં ભરાયેલી ઋષિમુનિઓની સભાનું વર્ણન આવે છે તેને મળતોજ આ કુંભ-મેળાનો દેખાવ લાગતો હતો.*

ગોસ્વામી મહારાજ જ્યારે પોતાના શિષ્યો સાથે હરિના-મનું મધુર ગાન ગાતા ગાતા મેળાના વચલા ભાગમાં આવી પહોંચ્યા, ત્યારે તો કોઇ દિવ્ય મહાભાવનો પ્રવાહ વહેવા લાગ્યો. ગોસ્વામી મહારાજ જ્યારે મહાભાવમાં મતવાલા બની હાથ ઉંચા કરી નાચતા નાચતા કીર્તન કરતા ત્યારે તો જાણે આ પૃથ્વી ઉપર સ્વર્ગજ ઉતરી આવ્યું હોય એમ લાગતું હતું. અનેક સંપ્રદાયના સાધુસંન્યાસીઓ આ નવા મહાપુરુષને આશ્ચર્ય-પૂર્વક જોતા હતા અને આમ ભીડ એટલી બધી વધી ગઈ કે તે વખતે ગોસ્વામી મહારાજને સંભાળવા પણ મુશ્કેલ થઇ પડયા. થોડેક દૂર ચાલ્યા એટલે એક મહાતેજોમય અને પહાડી શરીર-વાળા મહાત્મા ટોળામાંથી માર્ગ કરી ગોસ્વામીજી પાસે આવ્યા અને તેમને પ્રેમાલિંગન કર્યું. પ્રેમાલિંગન કરતાંજ તે મહાપુરુષમાં અશ્રુ, રોમાંચ વગેરેના રૂપમાં મહાભાવનો ઉદય થયો. અને વિશેષ આશ્ચર્ય તો એ થયું કે તે મહાત્મા, થોડીજ વારમાં કયાંના કયાં અદૃશ્ય થઇ ગયા. કીર્તન કરતાં કરતાં ગોસ્વામીજી તંબુએ આવી પહોંચ્યા. ત્યાં વિશ્રાંતિ કર્યા બાદ એક ભક્તજને તે અપરિચિત મહાત્માની વાત પૂછતાં ગોસ્વામીજીએ કહ્યું હતું કે " તેઓ તો મારા ગુરુદેવ પરમહંસ બાબાજી હતા. તમને સૌને દર્શન દેવા આજે ગુપ્તવેશે પધાર્યા હતા."

---

* "પ્રયાગ ધામે કુંભમેળો" એ નામના બંગાળી પુસ્તકમાંથી.

આશ્રમના ઉપયોગ માટે ગોસ્વામીજીને, ગ્વાલિયર રાજ્યના એક વખતના દિવાન સર દિનકરરાવ બહાદૂરે એક મોટો તંબુ આપ્યો હતો. આ તંબુના પ્રવેશદ્વારમાં:—

"हरेर्नाम हरेर्नाम हरेर्नामैव केवलम् ।
कलौनास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥"

આ શ્લોક મોટા અક્ષરે લખવામાં આવ્યો હતો, અને અંદરના એક ભાગમાં "શ્રીગૌર-નિતાઈ"ની મૃણ્મય પ્રતિમા પધરાવવામાં આવી હતી.

એક દિવસ આ મૂર્તિ પાસે કીર્તન થતું હતું ત્યારે ગોસ્વામીજીના એક શિષ્ય શ્રીયુત મહાવિષ્ણુ જ્યોતિ મહાશયે એક સ્વરચિત ગાન ગાવા માંડયું. તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે:—

"હે ભાઈઓ! આજ હરિકીર્તનમાં આવવા સૌ તૈયાર થઈ જાઓ! હે જગજ્જનો! અમૃતમય હરિનામના મધુર તાનમાં મસ્ત-ગાંડાતુર બની જાઓ. આ તીર્થરાજ પ્રયાગધામ છે, ગંગા-યમુનાનો સંગમ છે, શ્રીગુરુગોવિંદસિંહ પણ સન્મુખ બિરાજે છે, અહો! આથી બીજો સરસ સુયોગ કયારે મળવાનો છે? પ્રેમાનંદમાં બન્ને હાથ ઉંચા કરી "દીનબંધુ"નું આવાહન કરો. તેને વ્યાકુળ ચિત્તે બોલાવવાથી-તેનું સ્મરણમનન કરવાથી તે સહાય આપ્યા સિવાય રહી શકતો નથી. તેનું નામજ 'દીનબંધુ' છે અને સાચેજ તે દીનદુ:ખીઓનો બંધુ છે. અહો! ત્રિવિધ તાપથી તપી રહેલા માનવીને એ પતિતપાવનજ એકમાત્ર આધાર અને આશ્રયસ્થાન છે. ગોપ બાળકો તેમને ગદ્‌ગદ્ કંઠે બોલાવતા ત્યારે તરતજ તે ગોપાલ પ્રભુ તેમને દર્શન દેતા હતા. અસુરકુળમાં પ્રહ્‌લાદજી પણ એજ પ્રમાણે શ્રીહરિનામમાં મસ્ત બન્યા હતા. એ તારકબ્રહ્મ શ્રી હરિનામના પ્રતાપેજ તેઓ જળ, અગ્નિ, અને પહાડ પરથી ફેંકાવા છતાં જીવતા રહ્યા હતા. હે ભાઇ! તમે પણ એકવાર ગદ્‌ગદ્ કંઠે સાશ્રુ નયને અને ભાવભીને હૃદયે એ દીનબંધુને બોલાવો. નાશવંત વિષયોને બદલે શ્રીહરિચરણમાં પ્રીતિ કરો. હમેશાં તે સચ્ચિદાનંદ પ્રભુનુંજ સ્મરણ, મનન અને ચિંતન કરો. શત્રુ-મિત્ર અને માન-અપમાનમાં સમતા લાવીને પોતાને તૃણથી પણ હલકા માનતા થકા મન અને પ્રાણ જોડીને હરિરસમાં મસ્ત બની જાઓ."

ગોસ્વામી મહારાજ હમેશાં સવારે-અથવા કોઇ વખતે સાંજે પણ-પોતાના શિષ્યો સાથે કુંભમેળામાં આવેલા સંત મહાત્મા-

ઓનાં દર્શન કરવા નીકળતા હતા. એ વખતે તેઓ જે રસ્તે થઈને જતા ત્યાં સાધુઓની ભીડ જામતી અને તેમનાં દર્શન થતાંની સાથે તેઓ સર્વ "હરિબોલ"નો ધ્વનિ કરતા હતા. ગોસ્વામીજી દર્શન કરતાં કરતાં કોઇ યોગ્ય સાધુના આશ્રમમાં કેટલીક વાર બેસતા અને પ્રસંગોપાત બહુ વિનીત ભાવે શાસ્ત્રચર્ચા પણ કરતા હતા. તેમની વિનય–નમ્ર વાણીથી, અસાધારણ વિદ્વત્તાથી અને જ્ઞાનગર્ભ ઉપદેશથી સાધુજનો બહુજ પ્રસન્ન થતા હતા.

બંગાળી લોકો મચ્છી ખાય છે તેથી સામાન્યપણે સાધુ સંન્યાસીઓ તેમનાતરફ ઘૃણાની દૃષ્ટિએ જોતા હતા. એટલુંજ નહિ પરંતુ કેટલાક તો તેમને ધર્મ–કર્મવિનાના માની બેઠા હતા. પરંતુ ગોસ્વામીજી તથા તેમના શિષ્યમંડળના એક માસપર્યંતના સહવાસથી ઘણા સાધુ સંન્યાસીઓનો ઉપરોક્ત અભિપ્રાય બદલાઈ ગયો હતો. કેટલાક તો તેમના શુદ્ધ આચારવિચારથી તેમજ અનન્ય પ્રેમલક્ષણા ભક્તિથી તેમનાપ્રત્યે આદરભાવ રાખતા થયા હતા. હવે તો અનેક મહંતો પણ ગોસ્વામીજીને એક મહાપુરુષતરીકે માનતા અને સાધુસભામાં પણ ઉચ્ચ આસન આપતા. મહાત્મા કાઠીઆ બાવા કહેતા કેઃ–" ગોસ્વામી મહારાજ તો અદ્વિતીય મહાભક્ત છે."

ગોરખપુરના સુપ્રસિદ્ધ મહાત્મા ગંભીરનાથને પણ ગોસ્વામીજી પ્રત્યે બહુ સદ્ભાવ હતો. તેઓ કહેતા કે "એમના જેવા પવિત્ર અને સાચા પ્રેમી સાધુ બહુજ દુર્લભ છે." મહાત્મા દયાળદાસે એક વાર ગોસ્વામીજીના શિષ્યને કહ્યું હતું કે 'હવે એ બંગાળી બાવાજીનાં (ગોસ્વામીજીનાં) મને ક્યાં દર્શન થઇ શકશે ?' ખાસ કરીને તેમને ગોસ્વામીજીનું અને તેમના શિષ્યમંડળનું સંકીર્તન સાંભળવું બહુજ ગમતું હતું. મહાત્મા છોટા કાઠીઆ બાવા પણ ગોસ્વામીજી પાસે અનેક વાર આવી ધર્મચર્ચા કરતા હતા. અને મુકામે જતા ત્યારે જુદા પડવા માટે તેમને અત્યંત વેદના થતી. મહાત્મા નરસિંહદાસ યાને પહાડી બાવાને પણ ગોસ્વામી મહારાજપ્રત્યે એટલી બધી શ્રદ્ધાભક્તિ હતી કે તેઓ ગોસ્વામીજીએ દેહ છોડયા પછી ઘણા વખત સુધી પુરી ધામમાં તેમના સમાધિમંદિરમાં રહ્યા હતા.

મહાત્મા અર્જુનદાસ તો હમેશાં ઘણું ખરૂં ગોસ્વામી મહારાજ પાસેજ રહેતા હતા. કેટલીક વાર તો તેઓશ્રી ભાવાવેશમાં

આવી જઇ તેમના સામું અનિમેષ નેત્રે જોઈ રહેતા હતા અને તેમને શ્રીરામચંદ્રજી જેવા જાણી તેમની પાસે શ્રીરામરક્ષાસ્તોત્રનો પાઠ કરતા હતા. કયારેક વળી હાથ હલાવી તેમની આરતિ પણ ઉતારતા હતા અને ઉંચે સાદે પોકારતા હતા કે "હે ભાઇઓ! જોતા નથી શું? મહારાજ તો સાક્ષાત્ શ્રીકૃષ્ણ ચૈતન્ય મહાપ્રભુ છે. એમણે બંગાળમાં ચૈતન્ય આણ્યું છે. મેં તો ઘણાયે કુંભની યાત્રા કરી પરંતુ આજ મહારાજનાં દર્શનથી બધી યાત્રાઓ સફળ થઇ છે." મહાત્મા અર્જુનદાસજી જ્યારે ગોસ્વામીજીનું સંકીર્તન થતું હતું, ત્યારે ઘણી વાર કીર્તનમંડળની આગળ આગળ નાચતા ચાલતા હતા. કયારેક હાથ જોડીને સૌને નમન કરતા ઉભા રહેતા તો કયારેક સૌની પાછળ રહેતા હતા. ગોસ્વામીજીની આપેલી પ્રસાદી તેઓ બહુ ભાવથી જમતા હતા અને કોઇ વાર તેમની ચરણરજ માથે ચઢાવતા તો કોઈ વાર આખે શરીરે ચોળતા હતા. એક વાર તેમણે સર્વ સાધુઓનું ચરણામૃત એકત્ર કરી રાખ્યું હતું તેમાંથી થોડું પી જઇ બાકીનું સાચવી રાખ્યું હતું. ગોસ્વામીજીએ કહ્યું:–"મહારાજ! ચરણામૃત સંઘર્યું છે તે શું એકલાજ પી જશો?"આ સાંભળી મહાત્મા અર્જુનદાસ તો શરમાઇ ગયા અને તત્કાળ તે ચરણામૃત ગોસ્વામીજીને આપી દીધું. ગોસ્વામીજીએ તે ચરણામૃતનું પાન કરી, બાકીનું શિષ્યજનોને આપી દીધું.

કુંભમેળામાં ઉત્તર સંક્રાંતિને દિવસે મકરસ્નાન મોટા ઠાઠમાઠથી થયું.

ગોસ્વામી મહારાજે પોતાના શિષ્યો સાથે વૈષ્ણવ સંપ્રદાયના અનુયાયીઓ સાથે મકરસ્નાન કર્યું હતું. સ્નાન કરતી વખતે ગોર મહારાજ ગોસ્વામીજીના શિષ્યમંડળને એવો સંકલ્પ કરાવવા લાગ્યા કે તેમને ધન, ધાન્ય, પુત્રપરિવાર અને સ્વર્ગાદિની પ્રાપ્તિ થાય. આ સાંભળી ગોસ્વામીજી વચમાં બોલી ઉઠયા "અરે! ગોર મહારાજ! આ શું બોલો છો? એમને એવો સંકલ્પ ન કરાવો." આ સાંભળી ગોર મહારાજ તો જરા અચકાઇ ગયા. પછી તેમણે પૂછયું:–"ત્યારે એમને કેવો સંકલ્પ કરાવું?" ગોસ્વામીજીએ કહ્યું:–"એમને એવો સંકલ્પ કરાવો કે તેમને ઉપર જણાવ્યું તે ધન ધાન્યાદિ કંઇ ન મળે પણ તેમની સૌની ભગવાનમાંજ પ્રીતિ બની રહે." પછી ગોર મહારાજે એવો સંકલ્પ કરાવ્યો.

મકરસ્નાન પછી કુંભસ્નાન કરવામાં આવ્યું હતું. કુંભ-

સ્નાન પણ મકરસ્નાનના જેવાજ ઠાઠમાઠથી તેમજ તેવીજ વિધિ પ્રમાણે કરવામાં આવ્યું હતું. વિશેષતા એ હતી કે, મકરસ્નાન કરતાં કુંભસ્નાનમાં લોકોની સંખ્યા બમણી હતી. સાંભળવા પ્રમાણે તે દિવસે લગભગ વીસ લાખ નરનારીઓએ કુંભસ્નાન કર્યું હતું. ધર્મનિમિત્તે આવો મહાન લોકસમૂહ પૃથ્વીમાં ક્યાંય પણ એકત્ર થતો હોય એવું સાંભળ્યું નથી.

માઘ માસ પૂરો થયા પછી ( એટલે કે માઘ શુકલ પૂર્ણિમા પછી) આ મહાન મેળો સમાપ્ત થયો.

મેળો વીત્યા પછી ગોસ્વામી મહારાજ થોડો વખત અલ્હાબાદમાં રહ્યા હતા. અહીં નવદ્વીપવાસી વાણીતોષ બાગચિ સાથે, ગોસ્વામીજીએ પોતાની નાની પુત્રી શ્રીમતી પ્રેમસખીનાં લગ્ન કર્યાં.





# प्रकरण सत्तरमुं

## નવદ્વીપનો મહોત્સવ અને શાંતિપુરભ્રમણ



યાગધામના કુંભમેળાનાં દર્શન કર્યા પછી ગોસ્વામીજી થોડો વખત કલકત્તામાં રહ્યા હતા. ત્યાંથી હોળીને દિવસે શ્રીમન્ મહાપ્રભુના જન્મોત્સવમાં ભાગ લેવા તેઓ નવદ્વીપ ગયા હતા અને ત્યાં ભગવદ્‌ભક્ત મથુરાનાથ પદરત્નને ત્યાં ઉતારો રાખ્યો હતો.

શ્રીમન્મહાપ્રભુના જન્મદિવસે ચંદ્રગ્રહણ આવતું હતું; તેથી તે દિવસનું માહાત્મ્ય બેવડું વધ્યું હતું. દૂર દૂરના દેશોથી લાખો ભક્તજનો નવદ્વીપમાં આવ્યા હતા. અને ભાવભક્તિનો અદ્‌ભુત પ્રવાહ વહી રહ્યો હતો. કીર્તનમંડળીઓ ચારે તરફ કીર્તન કરતી હતી અને શ્રીહરિનામથી દશે દિશાઓ ગાજી રહી હતી. તેમાં પણ જ્યારે ગોસ્વામી મહારાજ પોતાના શિષ્યમંડળ સાથે કીર્તન કરવા નીકળતા ત્યારે તો આનંદનાં પૂર ઉલટતાં.

ફાગણની પૂર્ણિમાનો દિવસ હતો. સંધ્યાકાળ પછી ચંદ્રગ્રહણ થવાનું હતું. એટલે પ્રાતઃકાળથી ચારે તરફ વિવિધ પ્રકારે હરિનામમહોત્સવની તૈયારી થવા લાગી. શ્રીગૌરાંગદેવના આગમન દિવસે જે તિથિ, નક્ષત્ર, યોગ વગેરે હતાં તેવોજ મહેંદ્ર યોગ આજે ચારસો વર્ષ પછી આવ્યો હતો, એટલે લોકો વિશેષ આનંદમાં હતા. બપોર થયા નહિ ત્યાં તો લાખો ભક્તજનો કીર્તન કરતા કરતા ગંગાકાંઠે એકત્ર થયા અને ભજનકીર્તન તથા નામધૂન ચાલવા લાગી.

“બપોર પછી ગોસ્વામીજી પણ શિષ્યો સાથે કીર્તન કરતા કરતા ગંગાજી ગયા. અનેક મંડળીઓ કીર્તન કરતી કરતી ચાલતી હતી. ગોસ્વામી મહારાજની મંડળી જ્યારે કોઈ બીજી મંડળીને મળતી ત્યારે ત્યાં અદ્‌ભુત ભક્તિરસનો પ્રવાહ ચાલતો હતો. ગો-

સ્વામી મહારાજને તો સર્વ સંપ્રદાયો તરફ સમાન ભાવ હતો, તેથી તેઓ સૌને ચાહતાં અને સૌ તેમને ચાહતા હતા.

એક દિવસ ગોસ્વામીજી પોતાના શિષ્યમંડળ સાથે નવદ્વીપનાં પ્રસિદ્ધ તપસ્વિની રાઇ માતાજીનાં દર્શન કરવા ગયા. આ વૃદ્ધ ડોશીમા તો ગોસ્વામીજીનાં દર્શન કરતાંજ ભાવાવેશમાં આવી ગયાં અને નમસ્કાર કરી હાથ જોડી, શ્રીઅદ્વૈતપ્રભુનું સ્તોત્ર બોલવા લાગ્યાં. પછી ડોશીમાએ કહ્યું " તમેજ તો મહાપ્રભુને લાવ્યા હતા કે જેણે 'હરિ'નામની લ્હાણુ કરી જીવોનો ઉદ્ધાર કર્યો હતો." પછી ડોશીમાએ ગોસ્વામીજીને વિનયપૂર્વક પોતાની ઝુંપડીમાં લઈ જઇ જે કંઇ હતું તે બતાવી પર્ણકુટીની આસપાસનાં વૃક્ષો વેલીઓ, ઝાડપાન અને પશુપક્ષીઓ પણ બતાવ્યાં. પછી ગોસ્વામીજી સાથે જાણે જન્મજન્માંતરનો સંબંધ ન હોય તેમ એ માતાજી ભાવપૂર્વક તેમની સેવા કરવા લાગ્યાં. ઘરમાં જે કાંઇ ખાવાનું હતું તે બધું ગોસ્વામીજી અને તેમના મંડળ આગળ રજુ કરી દીધું. ગોસ્વામીજી તેમના પ્રેમને વશ થઈ શિષ્યો સાથે જમવા બેસી ગયા. ડોસીમાએ જે કંઈ હતું તે સૌને આનંદપૂર્વક જમાડયું. ડોશીમાનો આવો ભક્તિભાવ જોઈ સૌને ત્રેતાયુગનાં તપસ્વિની શબરી દેવી યાદ આવ્યાં હતાં.

પછી જ્યારે ગોસ્વામી મહારાજ જવા તૈયાર થયા ત્યારે માતાજીએ આગ્રહ કર્યો કે " બપોરે ઠાકોરજીનો પ્રસાદ લીધા વિના જવાય નહિ." તેમનો અસાધારણ પ્રેમ જોઇ ગોસ્વામી મહારાજ રોકાઇ ગયા. પછી માતાજીએ બહુ પ્રેમથી બપોરે સૌને જમાડયા. જમી રહ્યા પછી જ્યારે ગોસ્વામી મહારાજના શિષ્ય શ્રીમાન સત્યેંદ્રનાથ ઘોષ પત્રાળાં ઉપાડવા લાગ્ય એટલે તરતજ ડોશીમા મોટે અવાજે કહેવા લાગ્યાં. " રહેવા દો, રહેવા દો, નહિ તો મને મરી ગયેલી જાણજો." એમ કહેવા છતાં પણ ઘોષ મહાશય પત્રાળાં ઉપાડતા બંધ ન થયા એટલે માતાજી તો ગોસ્વામીજી પાસે જઇ બહુજ આક્રંદ કરવા લાગ્યાં. પછી ગોસ્વામી મહારાજ તેમને કહ્યું–"રહેવા દો, પત્રાળાં ઉપાડવાની જરૂર નથી." પછી માતાજીએ જાતેજ તે પત્રાળાં ઉપાડયાં અને પછી સ્નેહીસંબંધી તથા પાડોશીઓ સાથે આનંદપૂર્વક ભોજન કર્યું.

નવદ્વીપના મહોત્સવને દિવસે સંચાલકો તરફથી ગોસ્વામી મહારાજને શિષ્યમંડળ સાથે જમવા પધારવાનું આમંત્રણ હતું;

પરંતુ ત્યાં જઇને જોયું તો વર્ણભેદાનુસાર ગોસ્વામી મહારાજ અને તેમના કેટલાક શિષ્યોનાં આસનો જૂદાં રાખવામાં આવ્યાં હતાં. આથી ગોસ્વામીજીએ કહ્યું કે "હું તો સૌની સાથે ભોજન કરીશ." પછી તેમણે સર્વના ભેગાજ બેસીને ભોજન કર્યું હતું. ભોજનદરમિયાન એક પંડિતે ગોસ્વામીજીને કહ્યું કે "કીર્તન કરતી વખતે આપના શિષ્યમંડળમાં જેવો સાત્વિક ભાવ જોવામાં આવે છે તેવો બીજે ભાગ્યેજ જોવામાં આવે છે; તોપણ તેઓ બધા માળા–તિલક વગેરે કેમ ધારણ કરતા નથી ?" આ સાંભળી ગોસ્વામીજીએ હસીને જવાબ આપ્યો કે "આ જુઓ, મારી માળા કેવડી મોટી છે. એ બધાઓનાં માળાતિલકનો ભાર મેંજ ઉપાડી લીધો છે." સાધકની સ્થિતિ પ્રમાણે બાહ્યચિહ્ન પણ ઉપકારક થઈ શકે, પરંતુ ગોસ્વામીજી તેને માટે કોઈને આગ્રહ કરતા નહિ.

એક દિવસ ગોસ્વામી મહારાજ પોતાના શિષ્યમંડળ સાથે બ્રાહ્મસમાજના સુગાયક રાજકુમાર બન્દોપાધ્યાયને ત્યાં ગયા હતા. ત્યાં એ બન્ને વચ્ચે જે વાર્તાલાપ થયેલો તેનો સારાંશ બંદોપાધ્યાય મહાશયના વિવરણ ઉપરથી અત્રે આપીએ છીએઃ–"એક વાર ગોસ્વામી મહારાજ કેટલાક શિષ્યો સાથે એકાએક મારે ઘેર પધાર્યા હતા. મેં તેમનો પાણી વગેરેથી સત્કાર કર્યો. પછી મારાં માતાજી ગોસ્વામી મહારાજને પ્રણામ કરવા આવ્યાં એટલે ગોસ્વામીજીએ તેમને પ્રણામ કરતાં અટકાવી કહ્યું કેઃ–"રાજકુમારબાબુને હું ભાઈ લેખું છું તેથી આપ મારાં પણ માતાજી ઠર્યાં. માટે માને પ્રણામ કરવા દેવાય કે?" માતાજીએ કહ્યુંઃ–"મહારાજ ! તમને જોઈ મને મારો મહાદેવ સાંભરી આવે છે." ગોસ્વામી મહારાજે કહ્યુંઃ–"ત્યારે તમે મહાદેવને પ્રણામ કરો અને હું માતાજીને પ્રણામ કરૂં." આ પ્રમાણે કહી બન્નેએ પરસ્પર પ્રણામ કર્યા. પછી મેં ગોસ્વામી મહારાજને પ્રણામ કરી કહ્યું કે "એક વાર રામપુરહાટનો બ્રાહ્મસમાજનો ઉત્સવ થઇ રહ્યા પછી આપે મને આલિંગન કરીને કહ્યું હતું કે "મારૂં અને તમારૂં હૃદય પવિત્ર થાઓ." આપના જેવા મહાપુરુષના શ્રીમુખમાંથી આ શબ્દો નીકળ્યા હતા; તેથી હવે મારૂં હૃદય આવું મલિન રહેવું ઘટતું નથી. કાંઇ નહિ તો છેવટ એકાદ મિનિટ પણ શુદ્ધ ચિત્તે ભગવાનનું ધ્યાન થઈ શકે એવી કૃપા કરો અને એવો ઉપદેશ આપો, કે જેથી હું કંઇ સીધે માર્ગે વળી કૃતાર્થ થાઉં." આ સાંભળી

ગોસ્વામીજી સહેજ હસ્યા અને પછી કહેવા લાગ્યા કે "એ ઉપાય સહેલો પણ છે અને કઠણ પણ છે. સહેલો એટલા માટે કે તે અલ્પાયાસે સાધ્ય થઇ શકે તેવો છે; અને કઠણ એટલા માટે કે સૌ તે ઉપાય જાણવા છતાં તેને અમલમાં મૂકતા નથી. સત્સંગ અથવા તો અમુક મંત્રની સાધનાથીજ તમને વિવેકદૃષ્ટિ પ્રાપ્ત થશે અને જે નાશવંત પદાર્થો તમારા હૈયામાં ઘર કરી રહ્યા છે તે ભગવાનની કૃપાથી ચાલ્યા જશે. કેમકે જે વસ્તુ પહેલાં નહોતી અને હવે પછી રહેવાની નથી તેને માટે મોહમમતા અને દોડધામ રખાયજ નહિ. આ પ્રમાણે હૃદય જેમ જેમ સ્વચ્છ થાય છે, તેમ તેમ અવિનાશી વસ્તુની વ્યાકુળતા વધે છે. માટે પ્રથમ તમારા હૃદયમંદિરનો બધો કચરો સાધનાથી સાફ કરવા મંડી પડો."

ઉત્સવની પૂર્ણાહુતિ થયા પછી ગોસ્વામીજી નૌકારસ્તે નવદ્વીપથી શાંતિપુર ગયા. હવે તો શાંતિપુરવાસીઓ પણ ગોસ્વામી મહારાજનું માહાત્મ્ય સમજતા થયા હતા. આ વખતે તેમણે ગોસ્વામીજીનો ભવ્ય સત્કાર કર્યો હતો અને આબાલવૃદ્ધ સૌ નગરજનો તેમાં આનંદપૂર્વક જોડાયા હતા. ગોસ્વામીજી પણ સૌનો આભાર માનતા વંદન કરતા હતા અને કેટલાંક પૂજ્ય સ્ત્રીપુરુષોની તો તેમણે ચરણધૂલિ પણ લીધી હતી.

એક વાર શાંતિપુરનિવાસી બંધુઓએ ગોસ્વામીજીની આગેવાની નીચે શ્રી અદ્વૈતપ્રભુના ભજનસ્થાન શ્રી બાવલામાં જઇ મોટો ઉત્સવ કર્યો હતો. આ સ્થાન શહેરથી બે માઇલ છેટે જંગલમાં આવ્યું છે; અને તેના વિષે અનેક આશ્ચર્યકારી ઘટનાઓ સાંભળવામાં આવે છે. આસપાસના ગામના લોકો કહે છે કે, અમે ઘણીયે વાર કોઇ અદ્ભુત ભજન–કીર્તન થતું સાંભળીએ છીએ. ગોસ્વામી મહારાજના શિષ્ય શ્રીયુત કુલદાકાંત બ્રહ્મચારીએ પણ તે દિવ્ય કીર્તન એક વાર સાંભળ્યું હતું. ગોસ્વામીજી આ કીર્તનના સંબંધમાં એવું કહેતા કે "આ કીર્તન કંઈ સામાન્ય કીર્તન નથી. બાળપણમાં અહીં આવતાં, જ્યારે હું આ દિવ્ય કીર્તન સાંભળતો ત્યારે હું તે ક્યાં થાય છે તે જોવા આમતેમ દોડી તપાસ કરતો હતો. આ સ્થાનમાં શાંતિથી ભગવાનનું નામસ્મરણ કરીએ તોજ તેનું માહાત્મ્ય યથાર્થ સમજી શકાય તેમ છે." આગળ ઉપર જ્યારે ફોનોગ્રાફની શોધ થઇ અને આ દેશમાં પણ તે આવવા લાગ્યાં ત્યારે ગોસ્વામીજીના શિષ્ય

શ્રીયુત સતીશચંદ્ર મુખોપાધ્યાય વગેરેએ તેમને તે ફોનોગ્રાફનાં ગાયન સંભળાવ્યાં હતાં. તે જોઇને તેઓ બહુ રાજી થયા હતા અને ફોનોગ્રાફના શોધકને ધન્યવાદ આપતા હતા. તે વખતે બાવલાનું દિવ્ય કીર્તન યાદ આવવાથી, ગોસ્વામીજી કહેવા લાગ્યા કે "ભગવાને આ સૃષ્ટિમાં એવી કુશળતા રાખેલી છે કે માણસ ગમે તે બોલે, કરે કે વિચારે, એમાંનું કંઇ પણ છાનું રહી શકતું-જ નથી. સૃષ્ટિમાં તેની છાપ પડી જાય છે; અને જ્યારે અનુકૂળ કાર્ય–કારણનો સંયોગ થાય છે ત્યારે તે આપોઆપ પ્રકટ થાય છે." બાવલામાં શ્રી મહાપ્રભુ પોતાના પાર્ષદો સાથે જે દિવ્ય સંકીર્તન કરતા હતા તેનો ધ્વનિ પ્રકૃતિમાં આબાદ રહી ગયો છે. અમુક કાર્ય-કારણનો સંયોગ થાય છે ત્યારે તે ધ્વનિનો પ્રતિધ્વનિજ સંભળાય છે.

એક વાર શ્રીઅદ્વૈતપ્રભુનું ભજનસ્થાન શોધી કાઢવા, ગોસ્વામીજી શ્રીયુત જગદ્‌બંધુ ગોસ્વામી તથા શ્રીયુત કાલીભૂષણ ઘોષ મહાશયને સાથે લઇ બાવલા ગયા હતા. તેમની સાથે એક પાળેલો કૂતરો પણ આવ્યો હતો. શ્રીયુત જગદ્‌બંધુએ તે કૂતરાને પાછો હાંકી કાઢવા માટે બહુ પ્રયાસ કરેલો, પણ તે કેમે કર્યો ઘેર ગયોજ નહિ. બાવલા આવી ગોસ્વામી મહારાજ અને તેમના સાથીઓ આમતેમ ફરતા હતા, ત્યારે તે કૂતરો ઉપરોક્ત મંદિર પાસે એક જગ્યાએ ખોદવા લાગ્યો અને જોરથી ભસવા લાગ્યો. આથી ગોસ્વામીજી કૂતરો ધૂળ ઉડાડતો હતો ત્યાં ગયા. કૂતરાની રીતભાત તથા તેનો મર્મ ગોસ્વામીજી સમજી ગયા હતા, તેથી તેમણે પોતાના સાથીઓને તે જગ્યાએ જરા ખોદવાનું કહ્યું. ગોસ્વામીજીના કહેવાથી ત્યાં થોડું ખોદવામાં આવ્યું, એટલે તેમાંથી એક લાકડાની ચાખડી મળી આવી અને એક પિત્તળના ઘડામાં પંચપાત્ર વગેરે મળી આવ્યાં. આ વસ્તુઓ જોઇ ગોસ્વામીજી મહારાજે કહ્યું કે "આ બધી શ્રી અદ્વૈતપ્રભુના રોજના ઉપયોગની વસ્તુઓ છે. આપણાં પરમ સૌભાગ્ય કે આ અમૂલ્ય વસ્તુઓનાં આપણને દર્શન થયાં."





# प्रकरण अढारमुं

## શ્રીવૃંદાવનગમન, ગેંડારિયાનો ધૂળટઉત્સવ



શાંતિપુરથી ગોસ્વામીજી કલકત્તા આવ્યા અને ત્યાં સુખીઆ સ્ટ્રીટવાળા શ્રીયુત રાખાલ બાબુને ઘેર ઉતર્યા. અહીં ગોસ્વામીજીની નાની પુત્રી પ્રેમસખીએ તાવ આવવાથી દેહત્યાગ કર્યો. તેનો મૃત્યુકાળ પાસે આવતાં એક તરફ સંબંધીજનો રુદન કરતાં હતાં, ત્યારે બીજી તરફ ગોસ્વામીજી શાંતચિત્તે પાઠ કરતા હતા ! પાઠ કરી રહ્યા પછી તેઓ પ્રેમસખીના બિછાના પાસે આવ્યા અને શિષ્યોસહિત કીર્તન કરવા લાગ્યા અને પછી તો ભાવાવેશમાં નાચવા લાગ્યા.

પ્રેમસખીના મૃત્યુકાળે ગોસ્વામીજીને આમ નાચતા જોઇ, તેમનાં સાસુ મુક્તકેશીદેવીને નિષ્ઠુરતા જણાવાથી તેમણે કહ્યું કે "તમે તો નિર્દય જણાઓ છો, દીકરી મરવા પડી છે અને તમે તો નાચવા બેઠા છો !! આ શું આનંદોત્સવનો વખત છે?" ગોસ્વામીજીએ ધીરે રહીને જવાબ આપ્યો કે "મને તો દેખાય છે કે, પ્રેમસખી આનંદ કરતી કરતી ચાલી જાય છે; એટલે મારે એ જોઇ હસવું કે રોવું ?" જે ગોસ્વામીજીને બ્રાહ્મસમાજમાં હતા ત્યારે તેમની મોટી દીકરી સંતોષિનીનું મૃત્યુ થતાં આઘાત થયો હતો તેજ ગોસ્વામીજી આજે આનંદથી નાચે છે ! સાધના પૂર્ણ થતાં સાધક તે પરમ કલ્યાણકારી ભગવાનના રમકડા જેવો બની રહી સુખદુઃખાદિ દ્વંદ્વોથી પર બની રહે છે. એજ આ ઉપરથી ફલિત થાય છે.

ગોસ્વામીજી જ્યારે ગેંડારિયા આશ્રમમાં રહેતા હતા, ત્યારે પાર્વતી બાબુ ત્યાં આવ્યા હતા. એ વખતે તેમણે ગોસ્વામીજીને નીચેનો પ્રશ્ન પૂછયો હતોઃ–"ગોસાંઈજી ! ભગવાન જેવી કોઇ વસ્તુ છે કે નહિ તેની મને શંકા છે. મને તમારા સિવાય બીજા

કોઇપર વિશ્વાસ નથી, માટે તમેજ મને બરાબર સમજાવો કે ભગવાન છે કે નહિ?" ગોસ્વામીજીએ જવાબ આપ્યો:–"હા, ભગવાન છે." પાર્વતી બાબુએ પૂછ્યું:–"તેમનાં દર્શન થઇ શકે છે?" ગોસ્વામીજીએ કહ્યું:–"હા, તેમનાં દર્શન અવશ્ય થઇ શકે છે." વળી પાર્વતી બાબુએ પૂછ્યું:–"ત્યારે તમે તેનાં દર્શન કર્યાં છે?" ગોસ્વામીજીએ કહ્યું:–"હા, કર્યાં છે." ગોસ્વામીજીની આ વાતચીત સાંભળી પાર્વતી બાબુને બરાબર શાંતિ થઇ હતી.

એક વાર એક બ્રાહ્મબંધુએ ગોસ્વામીજીને પૂછ્યું કે "તમે મૂર્તિઓને માનો છો? તે મૂર્તિઓને તમે પ્રણામ કરો છો? ઈશ્વરને તમે સાકાર માનો છો? બધા કહે છે કે તમે આ બધું માની તે પ્રમાણે વર્તો છો, પણ મને વિશ્વાસ આવતો નથી, તેથી આજ હું બધી વાત આપને મુખેજ સાંભળવા ઇચ્છું છું." આ સાંભળી ગોસ્વામીજી કાનમાં આંગળી રાખી ત્રણવાર "શ્રી વિષ્ણુ" એ શબ્દ બોલી જરા ગ્લાનિસહિત બોલ્યા કે "આજ આપે અમારો આશ્રમ અપવિત્ર કરી મૂકયો છે. આપ જાણો છો કે, હું પારકી વાત કયારેય માનતો નથી. જયારે જે 'સત્ય'નો મને પોતાને અનુભવ થાય છે ત્યારેજ તે 'સત્ય'ને હું માનું છું. એક વખત એવો હતો કે જયારે મને "ઇશ્વર નિરાકાર છે" એવું સમજાયું હતું. હાલ તે ઈશ્વર સાકાર પણ છે એવું સમજાય છે. ઈશ્વર મન–વાણીથી અગોચર છે. તે સચ્ચિદાનંદ મૂર્તિ છે. તેને હાથ, પગ વગેરે બધા અવયવો છે, પરંતુ તે દિવ્ય છે. હું સાચું કહું છું કે ઇશ્વરનાં દર્શન થઈ શકે છે, તેનો સ્પર્શ પણ થઇ શકે છે અને તેનો અનુભવ પણ થઇ શકે છે. તેમના સ્વરૂપનું અને સૌંદર્યનું વર્ણન કરી શકાય તેમ નથી. વધારે શું કહેવું? આવો પ્રશ્ન મને બીજી વાર ન પૂછશો. આથી મને બહુ દુઃખ થાય છે." આ પ્રમાણે કહીને ગોસ્વામીજી એકદમ ધ્યાનસ્થ થઇ ગયા. પેલો બ્રાહ્મબંધુ પણ ત્યાં થોડી વાર બેસીને ચાલ્યો ગયો હતો.

ત્યારપછી બંગ સં. ૧૩૦૧ ના ફાગણ માસમાં ગોસ્વામીજી શિષ્યમંડળ સાથે શ્રીવૃંદાવન ગયા. વૃંદાવન જવા ગોસ્વામીજી જેવા ઘરમાંથી બહાર નીકળે છે, તેવામાં એક ઢેડે આવી તેમને પ્રણામ કર્યા. ગોસ્વામીજીએ પણ તેને પ્રણામ કરી કહ્યું કે "રાધાશ્યામનાં દર્શન થાય એવો આશીર્વાદ આપો." ગોસ્વામીજીનો આવો અલૌકિક ભાવ જોઇ ઢેડ તો બિચારો રડી પડયો અને ત્યાં

ઉભેલા શિષ્યો પણ ગળગળા થઇ ગયા. ભક્તિરાજ્યમાં પ્રવેશ કરનાર સાધકે કેવી નમ્રતા અને દીનતા રાખવી જોઇએ તેનું આ જીવતુંજાગતું ઉદાહરણ છે. ગોસ્વામીજી કહેતા કે "ભગવત્પ્રાપ્તિનો માર્ગ સૌ નરનારીઓના પગતળે રહેલો છે."

પછી ગાડીમાં બેસી ગોસ્વામીજીએ શિષ્યમંડળને સ્નેહભાવે ઉપદેશ આપ્યો કે "જુઓ, વૃંદાવનમાં સૌએ અમુક નિયમ પ્રમાણેજ ચાલવું જોઇશે. તે નિયમો આ છેઃ-(૧) કોઇ પણ વ્રજવાસીને પોતાથી હલકો ધારવો નહિ, તેમજ તેમની રહેણીકરણીમાં દોષદૃષ્ટિ રાખવી નહિ. (૨) વ્રજમાતાઓના ચરિત્રસંબંધી કંઈ કટાક્ષવાળાં વચનો બોલવાં નહિ અને (૩) હમેશાં કોઇ પણ દેવમંદિરનાં દર્શન કરી આવવાં. આ નિયમો પાળશો તોજ વ્રજમાં રહી શકાશે." આ વાત સાંભળી કેટલાક શિષ્યો ત્રીજા નિયમપર કંઇક અંદર અંદર ચર્ચા કરવા લાગ્યા. એકે કહ્યું કે "ગુરુનિષ્ઠા હોય, તો પછી ભગવાન કે તેની મૂર્તિની ભક્તિ કરવાની જરૂર રહેતી નથી." એ વાત સાંભળી ગોસ્વામીજી બોલ્યા કે, ગુરુભક્તિ પ્રાપ્ત થયા પછી ભગવાનની ભક્તિ થયા વિના રહેતી નથી. જો કોઇ કહે કે આને ગુરુની પ્રાપ્તિ થઇ છે, પણ ભગવદ્‌ભક્તિ પ્રાપ્ત થઇ નથી, તો જાણવું કે તેને યોગ્ય ગુરુજ મળ્યો નથી.

શ્રીવૃંદાવનમાં આવી પહેલાં તો ગોસ્વામીજી કેશીઘાટપર કાલાબાબુની કુંજમાં રહ્યા હતા. ત્યારપછી લુઇબજારમાં તીર્થમુનિની કુંજમાં રહેવા ગયા હતા. ત્યાં લગભગ એક મહિનો રહ્યા હતા. અહીં એક પંડયાએ ગોસ્વામીજીને શ્રીગોવિંદજીનો મહાપ્રસાદ આપ્યો હતો. ગોસ્વામીજીએ તે એક બાજુ રાખી મૂકયો. પછી જયારે પાયખાનું સાફ કરવા તે ઘરની મહેતર આવી, ત્યારે ગોસ્વામીજીએ તેને પાસે બોલાવી હાથ જોડી પ્રસાદ આપી તેને કહ્યું કે "મા ! બાળપણમાં મારી મા મારૂં મેલું ઉપાડતી અને હવે તે કામ તમે કરો છો. મા સિવાય મેલું ઉપાડવું કોઇને ગમતું નથી; માટે તમે તો માનુંજ કામ કરો છો. મા ! તમને બીજું તો શું આપું ? આજ આ શ્રીગોવિંદજીનો પ્રસાદ તમારામાટેજ રાખ્યો છે." ગોસ્વામીજીની આવી પ્રેમમય વાણી સાંભળી તે મહેતર બિચારી રોઇ પડી. પછી તેણે કહ્યું કે "મહારાજ ! અમને કોઇએ આવો ભાવ દેખાડી આ પ્રમાણે કયારેય પણ કાંઇ કહ્યું નથી. ધન્ય છે તમને, ધન્ય છે !...." વગેરે.

અહીં ગોસ્વામીજીના આગ્રહથી તેમના શિષ્ય શ્રીયુત વેણીમાધવ દે મહાશય કયારેક કૃષ્ણલીલાનાં તો કયારેક શ્રી ગૌરલીલાનાં કીર્તન ગાઇ સંભળાવતા હતા. ગોસ્વામીજી આ કીર્તનો સાંભળી બહુ રાજી થતા અને ભાવાવેશમાં આવી જતા હતા.

એ સમયે શ્રીવૃંદાવનમાં નિમ્બાર્ક સંપ્રદાયના વ્રજવિદેહી કાઠિયા બાવા તથા સિદ્ધશિરોમણિ જગદીશ બાવા રહેતા હતા. તે બન્ને મહાપુરુષો ઘણી વાર ગોસ્વામીજીનાં દર્શન કરવા આવતા હતા. ગોસ્વામીજી પણ તેમનાં દર્શન કરવા તેમના આશ્રમે જતા હતા. ગોસ્વામીજીના શિષ્યો ઉપર પણ તેઓ બન્ને ઘણોજ સદ્ભાવ રાખતા હતા. એક દિવસ મહાત્મા કાઠિયા બાવાએ શિષ્યમંડળને ઉદ્દેશી કહ્યું હતું કે "જુઓ, ગોસ્વામીજી જ્યાંસુધી અહીં રહે ત્યાંસુધી તો તમે સૌ એમનીજ પાસે રહેજો; પરંતુ જ્યારે તેઓ અહીં ન હોય ત્યારે તો તમે બધા મારી પાસેજ રહેજો. મારો આશ્રમ ખાસ તમારામાટેજ બંધાયો છે, એમ માનજો." તેમની આવી સરળતા તથા ઊંડી લાગણી જોઈ સૌ પ્રસન્ન થયા.

ભાદ્રપદ માસમાં ગોસ્વામીજી શ્રીવૃંદાવનથી કલકત્તા ગયા હતા. ત્યાં થોડા માસ રહી ઢાકા ગેંડારિયા આશ્રમમાં આવ્યા. ત્યાં માઘમાસમાં ધૂળટઉત્સવ મોટા ઠાઠમાઠથી ઉજવ્યો.

આશ્રમમાં એક જાંબુડીના ઝાડનીચેના ચોતરા ઉપર શ્રીગૌર–નિતાઇ અને સીતાનાથની ચિત્રપ્રતિમા પધરાવવામાં આવી હતી. ત્યાં રોજ આરતિ વગેરે વિધિપૂર્વક થતું હતું. કીર્તન પણ ત્યાંજ થતું હતું. આ પ્રમાણે સાત દિવસ સુધી આનંદોત્સવ ચાલ્યો હતો.

છેલ્લે દિવસે એક વિરાટ નગરકીર્તન કાઢવામાં આવ્યું. કીર્તન કરતાં કરતાં જ્યારે સૌ રાજમાર્ગપર આવ્યા, ત્યારે તો આખું શહેર પ્રભુભક્તિમાં તરબોળ બની ગયું. મહાકીર્તનમાં ભાગ લેવા શહેરનાજ નહિ પરંતુ આજુબાજુના સહસ્રાવધિ મનુષ્યો આવી પહોંચ્યા હતા અને હરિનામના જયધ્વનિથી દશે દિશાઓ ગાજી રહી હતી. શ્રીધરબાબુ ઉંચી આંગળી કરી ઉંચે સાદે સૌને કહેવા લાગ્યા કે "આ જુઓ, ક્ષીરસાગર ઘુઘવી રહ્યો છે. આ જુઓ શ્વેતદ્વીપ!" એમ બોલતા બોલતા તેઓ આગળ ચાલવા લાગ્યા. એવામાં સામેથી એક ઘોડાગાડી આવતી હતી તેનું પણ તેમને ભાન ન રહ્યું અને તેઓ ઘોડાને પણ ભેટી પડયા! ગોસ્વામીજીના ઓરિસાવાસી એક શિષ્ય શ્રીયુત શત્રુઘ્ન બાબુ ભાવા-

વેશમાં સમાધિસ્થ થઈ ગયા; એટલે લોકો તેમને ખભે ઉપાડીને કીર્તનસાથે સાથે ચાલવા લાગ્યા ! જે જે રસ્તે થઈને કીર્તનમંડળી જતી હતી તેની બન્ને બાજુનાં મકાનમાંનાં નરનારીઓ ગુલાલ, પુષ્પ અને પતાસાંની વૃષ્ટિ કરતાં હતાં. ગોસ્વામીજીનું શરીર અસ્વસ્થ હતું તેથી તેઓ એક ઘોડાગાડીમાં બેઠા હતા. એવામાં એક દેશી લશ્કરની ટુકડી પસાર થતી હતી, તેણે પણ બંદુક નમાવી ગોસ્વામીજીને માન આપ્યું હતું. આ પ્રમાણે નગરકીર્તન કરી સૌ આશ્રમમાં આવ્યા.

ઉત્સવનું વર્ણન કરતાં એક નજરે જોનાર વ્યક્તિ લખે છે કે "આ ઉત્સવમાં તો ગોસ્વામીજીએ લોકો ઉપર ખૂબ કૃપા કરી હતી. નગરકીર્તન વખતે જે લત્તામાં થઈને કીર્તનમંડળ પસાર થતું, ત્યાંના લોકો ભાવાવેશમાં ગાંડાતુર થઈ ગયા હતા. જે અવસ્થામાં હતા તે અવસ્થામાંજ સૌ કીર્તનમાં ભળતા હતા. એક કારીગર તો પોતાના હથિયાર સાથે નગરકીર્તનમાં નાચવા લાગ્યો, એક ચમાર જોડા સીવતો નાચવા લાગ્યો. માનવમેદનીનો તો શુમારજ નહોતો. સૌ મહાભાવમાં મસ્ત બન્યા હતા. કોઈને કશું પણ ભાનજ નહોતું. બે-ત્રણ દિવસ સુધી લોકોએ આ દિવ્ય ઉત્સવનો આનંદ માણ્યો હતો."

મહોત્સવના પ્રસંગે આશ્રમમાં નાતજાતનો પ્રતિબંધ રહેતો નહિ. બ્રાહ્મણ, શૂદ્ર—સૌ કોઈ એક પંક્તિએ ભોજન કરતા હતા. આથી લોકોમાં તે સંબંધી કંઈક ચર્ચા થવા લાગી. એ વાત ગોસ્વામીજીના જાણવામાં આવતાં તેમણે કહ્યું કે "એમાં કાંઈ શાસ્ત્રનો બાધ નથી. એક વાર 'મહોત્સવમાં જાતિભેદ રાખવો કે કેમ ?' એ પ્રશ્નનો નિર્ણય કરવા શાંતિપુરમાં પંડિતોની એક સભા બોલાવવામાં આવી હતી. બહુ વિચાર કર્યા પછી સૌએ એવો નિર્ણય આપ્યો હતો કે મહોત્સવમાં જાતિભેદ પાળવાની કંઈ જરૂર નથી."





# प्रकरण ओगणीसमुं

## એક શિષ્યને સજા, અવતાર વિષે અભિપ્રાય, યોગજીવન ગોસ્વામી.




કાથી કલકત્તા આવી ગોસ્વામીજી હેરીસન રોડવાળા મકાનમાં રહેતા હતા.

ગોસ્વામીજીને ભક્તજનો પાસે કીર્તન સાંભળવાં બહુ ગમતાં હતાં. એમાંનું એક કીર્તન નીચે પ્રમાણે છેઃ–

### ભૈરવી

મન બોલિ ભજો કાલી, ઇચ્છા હુય જે આચારે,
ગુરુદત્ત મહામંત્ર દિવાનિશિ જપ કરે.
શયને પ્રણામ જ્ઞાન, નિદ્રાય કરો માકે ધ્યાન,
નગર ફિરો મને કરો, પ્રદક્ષિણ શ્યામા મારે.
યત શુનો કર્ણપુટે, સકલઇ માયેર મંત્ર બટે,
કાલી પંચાશત વર્ણમયી, વર્ણે વર્ણે નામ ધરે.
કૌતુકે રામપ્રસાદ રટે, બ્રહ્મમયી સર્વ ઘટે,
આહાર કર, મને કર, આહુતિ દેઇ શ્યામા માકે.

ભાવાર્થઃ–હે મન ! તને ગમે એવા ભાવે કાલીમાતાનું ભજન કર; ગુરુદત્ત મંત્રનો રાતદિવસ જપ કર્યા કરજે. જ્યારે તું લાંબો થઇને સૂતો હોય, ત્યારે ભગવાનને પ્રણામ કરી રહ્યો છે, એવી ભાવના કરજે; સુષુપ્તિમાં લીન થયો હોય ત્યારે ધ્યાનની ભાવના કરજે; શહેર, બજાર વગેરેમાં ફરતો હોય ત્યારે ભગવાનની પ્રદક્ષિણા કરે છે, એમ માનજે; જેટલા શબ્દો સાંભળે તે બધા માતાજીનાજ મંત્રો છે એમ ધારજે. કેમકે શબ્દમાત્રરૂપે કાલી માતા વિરાજે છે, એકે એક અક્ષરે તેમનું નામ આવે છે. રામપ્રસાદ તો સાનંદાશ્ચર્યમાં ગરકાવ થઇ કહે છે કે "મા બ્રહ્મમયી તો ઘટ ઘટમાં

વ્યાપક છે. અરે ભાઇ! જે કંઇ આહાર કરો તે પણ માતાજીનેજ આહુતિ આપો છો, એવી ભાવનાપૂર્વક કરજો."

એક વાર ગોસ્વામીજી પાસે એક સુધારકે આવીને પોતાનું વાક્ચાતુર્ય દર્શાવવા માંડયું. વાતમાં શબ્દે શબ્દે ધન, વૈભવ, સત્તા અને પાંડિત્યનું અભિમાન તરી આવતું હતું. આથી ઘણાને તો કંટાળો આવ્યો. ગોસ્વામીજી તો સાંભળતાજ ન હોય, તેમ અસ્પષ્ટ સ્વરે નીચેનું કીર્તન ગાતા હતાઃ–

બાઉલના ભજનનો રાગ

"આમાર મન કિ વેતે ચાઓ, સુધા ખેતે આનંદ પૂરે.
તથાય રાગેર માનુપ ચલે, નિર્વિકારે.
આનંદમય બાજાર ખાનિ, હોચ્છે સદા પ્રેમેર ધ્વનિ,
આગુને બારૂદે એક ઘરે.
તથાય કામી, લોભીર યેતે વારણ, શુદ્ધ હોય જાર રાગેર કરણ,
કેવલ સેઈ, જેતે પારે, તુઇ જાબિ કિ કરે (ઓરે આકુરે)
સાહસે કિ દે કિ ગિલતે પારે!

ભાવાર્થઃ–અરે મન! તું કયાં જવા ઇચ્છે છે? શું તારે આનંદપુરમાં સુધારસનો આસ્વાદ લેવો છે? ત્યાં તો માણસે રાગદ્વેષથી રહિત થઇ નિર્વિકાર રહેવાનું છે. એ આનંદમય બજારમાં હમેશાં પ્રેમનોજ ધ્વનિ થઇ રહ્યો છે, પણ ખબરદાર! ત્યાં તો અગ્નિ અને દારૂ એક ઘરમાંજ રાખેલાં છે; ત્યાં કામી, ક્રોધી, લોભી વગેરેને જવાની સખ્ત મનાઈ છે. જે રાગદ્વેષાદિથી રહિત કેવળ વિશુદ્ધ અંતઃકરણવાળો થયેલો છે તેનેજ ત્યાં જવાનો અધિકાર છે; પણ હે મન! તું તો વિષયનું ગુલામ છે એટલે તું ત્યાં શી રીતે જઇ શકશે?

એક દિવસ બ્રાહ્મધર્મપ્રચારક શ્રીયુત પ્રતાપચંદ્ર મજુમદાર ગોસ્વામીજી પાસે આવ્યા હતા. તેમણે કહ્યું કે "મહારાજ! માણસોનાજ અભિપ્રાયો ઉપર આધાર રાખીને લોકકીર્તિ પાછળજ મેં તો બધી જીંદગી ગાળી નાખી. હું આગેવાન અને સજ્જન ગણાઉં છું; એવા દેહાભિમાનમાંજ જીવન ચાલ્યું ગયું. સત્ય ધર્મનું પાલન થયું નહિ અને ખોટમાંજ આખી જીંદગી ચાલી ગઇ." એ સાંભળી ગોસ્વામીજીએ કહ્યું કે "તમે કેવળ વિદેશી અને લૌકિક સાહિત્યમાંજ રચ્યા પચ્યા રહો છો તેને બદલે ગીતાજી અને ભાગવતનું થોડું થોડું વાંચન–મનન કરવા માંડો. જેઓ રાત્રિદિવસ પૈસાજ ભેગા કરવામાં મચ્યા રહે છે તેઓ અધ્યાત્મ દૃષ્ટિએ નિંદ્ય ગણાય છે અને એ ધનધામની ગરમી તેમને પણ અભિમાનનાં પૂતળાં બનાવી દે

છે. પરિણામે કલ્યાણુથી તો તેઓ વંચિતજ રહે છે. આથી વિશેષ આકરી સજા શું હોઇ શકે ? ભગવાનના ભકતો તો એવા અભિમાનીઓના સામું પણ જોતા નથી. એ પણ કંઈ જેવી તેવી સજા છે?"

એક વાર બ્રાહ્મસમાજી શ્રીયુત ચંડીચરણ સેને ગોસ્વામીજીને પૂછયું કે 'બ્રાહ્મસમાજનું શ્રેય શી રીતે થાય ?' ગોસ્વામીજીએ કહ્યું:-'ઋષિપ્રણીત શાસ્ત્રો પ્રમાણે ચાલવાથી.' ચંડી બાબુએ કહ્યું:-'એ પ્રમાણે તો બ્રાહ્મસમાજ અત્યારે ચાલે છે.' ગોસ્વામીજીએ કહ્યું:-'ના, એ ખોટી વાત છે. એ તો શાસ્ત્રમાંથી પોતાના મતને જેટલું મળતું આવે તેટલુંજ વર્તન કરે છે. એથી કંઇ શાસ્ત્ર પ્રમાણે વર્ત્યા કહેવાય નહિ. સાચી વાત તો એ છે કે, સમગ્ર વર્તન શાસ્ત્રાનુકૂળજ હોવું જોઈએ." વળી શાસ્ત્રસંબંધી વધુ વિવેચન કરતાં ગોસ્વામીજીએ એક વાર કહ્યું હતું કે "હું પણ પહેલાં જ્યારે અમુક મતનાં ચરમાં પહેરી શાસ્ત્રના અર્થ કરવા બેસતો, ત્યારે મને પણ તેમાં ત્યાજ્ય ભાગ બહુ જણાતો હતો; ગુરુદેવની કૃપા થઇ ત્યારેજ મને સમજાવા લાગ્યું કે, શાસ્ત્રમાંનો અક્ષરે અક્ષર સાચો છે. હા, દેશ-કાળ અને પાત્રાદિનો વિચાર કરીનેજ શાસ્ત્રનો ઉપદેશ આપવો, એ પણ શાસ્ત્ર પોતેજ કહે છે. શાસ્ત્ર એ કંઇ કાગળ, સાહી અને અક્ષરોથી બનેલી જડ વસ્તુ નથી. શાસ્ત્ર તો જીવંત અને સ્વયંપ્રકાશી છે. કંઇ ગોખી જવાથી કે વ્યાકરણાદિ ભણ્યાથી તે સમજાઇ જતું નથી. એ તો જ્યારે આંતરિક શુદ્ધિથી-કર્તવ્યસિદ્ધ મહાત્માની કૃપાથી આન્તરિક સ્ફૂર્તિ થાય છે, ત્યારેજ શાસ્ત્રનો યથાર્થ મર્મ સમજાય છે."

એક વાર ગોસ્વામીજીના શિષ્ય મણીંદ્રનાથ મજુમદારે તેમને બ્રાહ્મસમાજના ભાવિ વિષે પૂછેલું ત્યારે ગોસ્વામીજીએ કહ્યું હતું કે "જેનું જેટલું કામ હોય છે તે થઇ રહ્યા પછી તેની કંઇ આવશ્યકતા રહેતી નથી. શ્રીકૃષ્ણ પ્રભુ અંતર્ધાન થયા પછી કૌરવ સેનાનો પરાજય કરનાર મહાવીર ગાંડીવધારી અર્જુન કાબાઓથી હારી ગયો હતો ! જે ગાંડીવ ધનુષવડે તેણે કૌરવ સેનાનો સંહાર કર્યો હતો, તે ઉપાડવાની પણ તેનામાં શક્તિ રહી નહોતી, અને બાણ ઉપાડયું તોપણ કમાન તો ખેંચી શકયોજ નહિ. આથી તે બહુ દુઃખી થયો. પછી તે વ્યાસદેવ પાસે બદ્રિકાશ્રમ ગયો. તેમણે તેને દિલાસો આપી કહ્યું કે 'તારામાં જે કંઇ હતું તે બધો શ્રીકૃષ્ણનોજ પ્રતાપ હતો. ગાંડીવ ધનુષવડે

જે કંઈ કરવાનું હતું તે ભગવાને તારાદ્વારા કરી લીધું હતું, એટલે હવે તે નિષ્પ્રયોજન છે. હવે તો પરલોક સુધરે એવો ઉપાય કરો, તપ કરો.' શ્રીવ્યાસજીનો આ ઉપદેશ માત્ર બ્રાહ્મસમાજને નહિ પણ દરેકને લાગુ પડે છે. બ્રાહ્મસમાજનું જે પ્રયોજન હતું તે તો સિદ્ધ થઇ ચૂકયું છે. હવે કેવળ વાક્ચાતુર્યથી તેને નભાવી રાખવો એ વૃથા છે. હવે તો બ્રાહ્મબંધુઓએ મોક્ષ માટે તપશ્ચર્યાદિ સાધન સાધવાં જોઇએ." વળી એક વાર ગોસ્વામીજીએ બ્રાહ્મસમાજની આવશ્યકતાવિષે કહ્યું હતું કે "ખ્રિસ્તીધર્મની મોહજાળમાંથી ભારતવાસીઓને બચાવી લેવા, દેશમાં સુનીતિનો પ્રચાર કરવા અને અનીતિનો અટકાવ કરવા માટેજ બ્રાહ્મસમાજની ઉત્પત્તિ થઇ હતી."

એક વાર ગોસ્વામીજીના શિષ્ય હરિગંજના પ્રસિદ્ધ વકીલ વરદાકાંત બંદોપાધ્યાયને તેમણે હરિગંજ છોડી ગયાજીમાં વકીલાત કરવાનો આદેશ કર્યો. ગુરુદેવનો આદેશ શિરોધાર્ય કરી તેઓ ગયાજીમાં રહેવા ગયા હતા. ત્યાં તેમણે ગોસ્વામીજીને આકાશગંગા પહાડ પર જ્યાં યોગદીક્ષા પ્રાપ્ત થઇ હતી, તે સ્થાન સુધરાવ્યું હતું અને ત્યાં કંઇક યાદગીરી રહે તેવું પણ કર્યું હતું. ત્યારપછી ત્યાં શ્રીયુત યતીંદ્રચંદ્ર વસુ તથા શ્રી મોતિલાલ ઘોષના પ્રયત્નથી એક મંદિર પણ બાંધવામાં આવ્યું છે. અહીં દરવર્ષે પોષ માસમાં એક મહોત્સવ થાય છે.

ગોસ્વામીજીએ પોતાના એક શિષ્યને પોતાની પદ્ધતિ અનુસાર અન્ય મુમુક્ષુઓને દીક્ષા આપવાની અનુમતિ આપી હતી. તદનુસાર તે શિષ્ય મુમુક્ષુઓને દીક્ષા આપી ધર્મપ્રચાર કર્યા કરતા હતા; પરંતુ કાળે કરી તેમને ગુરુપદનું અભિમાન આવવા લાગ્યું, પૂજાવાનો મોહ વધવા લાગ્યો. મુમુક્ષુજનો પાસેથી ખાસ કરીને સ્ત્રીઓ પાસે ચરણસ્પર્શ અને સેવા કરાવવાનો નાદ લાગ્યો. ગોસ્વામીજીના બીજા શિષ્યોએ આ બધી હકીકત ગોસ્વામીજીને નિવેદન કરી. કિરનચંદ્ર બાબુ દેશમાંથી તેમની લીલાઓ તાજેતરમાંજ જોઇ આવ્યા હતા. તેમણે ગોસ્વામીજીને કહ્યું કે "મહારાજ ! એમના તો ફોટા–છબીઓ પૂજાય છે અને તે છબીઓની નીચે નામ સાથે 'ભગવાન' શબ્દ પણ લગાડે છે, પોતાની પૂજા આરતિ પણ થાય છે અને સ્ત્રીશિષ્યાઓ પાસે પગ પણ દબાવે છે ! !" આ સાંભળી ગોસ્વામીજી તો રાતાપીળા થઇ ગયા અને સિંહગર્જનાથી તડકી

ઉઠયા કે "શું કહો છો ? સ્ત્રીઓ પાસે દેહસેવા ? મારી સાધન-પ્રણાલીમાં કદી પણ એવું કરવાનું કહ્યું નથી. વળી તે ભગવાન થઇ બેઠો છે ? શિષ્યો આંધળા થઇ તેને ભગવાનની પેઠે પૂજે અને તે બધું જાણી બુઝીને ચાલવા દે છે ? બસ, થઈ રહ્યું. આજથી મારો તેની સાથેનો સંબંધ બંધ થાય છે. હવે તો એવાનું મુખ જોવું પણ યોગ્ય નથી." આ પ્રમાણે કહી તેમણે તે જીલ્લાના શિષ્યોને ચેતાવનારો અને તે અનાચારી શિષ્ય સાથેનો સંબંધ તોડી નાખવા બાબતનો એક કાગળ લખી મોકલાવ્યો. સાધકોએ સ્ત્રીઓના સહવાસથી કેવા સાવધ રહેવું જોઈએ તે સંબંધમાં ગોસ્વામીજીએ પોતાના "યોગસાધનસંબંધી કેટલાક પ્રશ્નોત્તર" નામના ગ્રંથમાં લખ્યું છે કે "સ્ત્રીઓએ તથા પુરુષોએ અલગ અલગ સ્થાનમાંજ સાધના કરવી. ઋષિમુનિઓની આ પવિત્ર આજ્ઞાનો કયારેય પણ લોપ કરવો નહિ. કોઇ પણ રીતે અનાચાર પેસી ન જાય તેની બહુજ કાળજી રાખવી જોઈએ. જેના મનમાંથી વિકારો સંપૂર્ણ નાશ પામ્યા નથી, તે સ્ત્રીઆદિના પરિચયમાં રહી શુદ્ધ કયાંથી રહી શકે ?" ગોસ્વામીજી પોતે પણ સ્ત્રીઓના સહવાસથી અત્યંત સાવધાન રહેતા હતા. ગેંડારિયા આશ્રમમાં એ નિયમનું કડકપણે પાલન થતું હતું. તેમની સાધનકુટીરમાં સ્ત્રીઓને આવવાની સખ્ત મનાઇ હતી. હજી પણ તે નિયમ ત્યાં બરાબર પળાય છે. એ સિવાય અન્ય સ્થળે પણ દીક્ષા લેવાના પ્રસંગ સિવાય ગોસ્વામીજીની પાસે સ્ત્રીઓને આવવાનો હમેશાં નિષેધજ હતો. દીક્ષા વખતે પણ તે સ્ત્રીના પતિ, પિતા કે ભાઇ વા અન્ય કોઇ સંબંધી હાજર હોય તોજ દીક્ષા અપાતી. વળી ગોસ્વામીજી અંગ-સેવા તો કયારેય પણ કોઇ સ્ત્રી કે શિષ્યા પાસે કરાવતા નહિ. અરે ! સ્ત્રી સામે જોઈને તેઓ વાત પણ કરતા નહિ. એક વાર વૃંદાવનમાં તેમનાં ભાભી આવીને કંઇ વાત કરવા લાગ્યાં, પણ ગોસ્વામીજી જાણે તેમને ઓળખતાજ ન હોય તેમ વર્તવાથી ભાભી ઉદાસ થઇને કહેવા લાગ્યાં કે "કેમ વિજય ! મને ઓળખતા પણ નથી કે શું ? હું તો તમારી ભાભી થાઉં." આ સાંભળી ગોસ્વામીજીએ જરા શરમાઇને કહ્યું કે "માફ કરો મા ! તમારૂં મુખ મેં કદી પણ જોયું નથી, તેથી હું તમને કયાંથી ઓળખી શકું ?" વૈષ્ણવ ધર્મગુરુઓના અનાચાર જોઇ તેઓ બહુ દિલગીર થતા હતા અને કહેતા કે "શ્રીમન્ મહાપ્રભુને પણ દુરાચાર પર

બહુજ તિરસ્કાર હતો. ધર્મને નામે જેઓ અનાચાર અને પાખંડને પોષે છે તેમની અધોગતિજ થાય છે. શ્રી ચૈતન્યચરિતામૃતમાંથી નીચેના શ્લોકનું તેઓ વારંવાર સ્મરણ કરાવતા હતાઃ–

"વૈરાગી હોઇઆ કરે, પ્રકૃતિ સંભાષણ;
હેરિતે ના પારિ આમિ તાહાર વદન."

અર્થાત્ જે ત્યાગી થઇ સ્ત્રીઓ સાથે સંબંધ રાખે છે તેનું તો મોઢું પણ મને જોવું ગમતું નથી.

એક દિવસ ગોસ્વામીજીનો એક શિષ્ય ગંગાસ્નાન કરી પાછો આવતો હતો, તેવામાં રસ્તામાં તેને એક માણસે ગોસ્વામીજીને આપવા માટે એક આમંત્રણપત્રિકા આપી. એ આમંત્રણપત્રિકા તેના ગુરુદેવના મહોત્સવમાં ભાગ લેવા બાબતની હતી. તે માણસ પોતાના ગુરુદેવને મહાપ્રભુના અવતારતરીકે મનાવતો હતો; તેથી એ મહોત્સવનિમિત્તે તેમણે સારા સારા સંતભક્તોને આમંત્રણ આપ્યાં હતાં. આમંત્રણપત્રિકાને મથાળે શ્રીચૈતન્ય ભાગવતમાંથી એક શ્લોક ટાંકયો હતો. એમાં શ્રીમહાપ્રભુ શચી માતાને કહે છે કેઃ–

"આર ઓ દુઇ જન્મ એઇ સંકીર્તનારંભે,
હોઇબો તોમાર પુત્ર આમિ અવિલંબે."

અર્થાત્ હજી પણ હું થોડા વખત પછી તમારે પેટ બે વાર અવતાર લેવાનો છું. એ શ્લોકને આધારે તે માણસ પોતાના ગુરુદેવ "શ્રીમહાપ્રભુના અવતાર છે" એવું પ્રતિપાદન કરતો હતો.

તે માણસે ગોસ્વામીજીને પોતાના ગુરુદેવનું શરણ લેવા બહુ વાર સમજાવ્યા હતા. ગોસ્વામીજીએ તે આમંત્રણપત્રિકા વાંચી, જરા હસીને કહ્યું કે "ઓહો! અવતાર થઇ ચૂકયો શું? જો એમ હોય તો તો આપણો ઉદ્ધાર થઈ જાય!" વળી જરા રહીને કહ્યું કે, શ્રીવૃંદાવનમાં એક વાર એક મહાપુરુષે કહ્યું હતું કે "બંગદેશમાં 'અવતાર'નું પાખંડ બહુ જાગશે. કેટલાક દંભી માણસો પોતાને શ્રીમહાપ્રભુ તથા નિત્યાનંદ પ્રભુના અવતારતરીકે મનાવશે અને પાખંડ ચલાવશે. આથી ઘણા ભોળા ભક્તો ભરમાશે અને વૈષ્ણવ સંપ્રદાયમાં અંધાધુંધી ચાલશે, માટે તમે આ બધી મોહજાળથી દૂર રહેજો."

એક વાર પૂજ્યપાદ રસિકમોહન વિદ્યાભૂષણ ગોસ્વામીજીને મળવા આવ્યા હતા, તેમને બહુજ આદર આપી તેમણે કહ્યું કે "ધર્મજગતમાં મહાન્ પરિવર્તન થશે. તેમાં આખરે શ્રીમહાપ્રભુનો-પ્રવર્તાવેલ ધર્મ પાછો શુદ્ધરૂપે ખીલી ઉઠશે. તમે જરા વૈષ્ણવ શાસ્ત્રનો અભ્યાસ રાખજો. એટલે આગળ ઉપર તમને તેનો મર્મ

સમજાશે." વિદ્યાભૂષણ મહાશય કહેતા કે "એ વખતે મેં ગોસ્વામીજીની વાતપર બહુ વજન આપ્યું નહોતું. કેમકે મને શ્રીમહાપ્રભુના ધર્મપ્રત્યે એટલું બધું માન નહોતું. મારો ઘણો વખત તો મીલ, સ્પેન્સર વગેરે પાશ્ચાત્ય સુધારકોનાજ ગ્રંથો વાંચવામાં જતો હતો. પછી મને કોણ જાણે શાથી મહાપ્રભુના ધર્મપ્રત્યે લાગણી થઇ, એટલે મેં વૈષ્ણવ શાસ્ત્રોનો અભ્યાસ કરવા માંડયો.

એક વાર એક દ્વેષી માણસે પોલીસને ખબર આપી કે "ગોસ્વામીજીના આશ્રમનું માસિક ખર્ચ ચારસો–પાંચસો રૂપિયાનું છે. પોતે તો પાઇ પણ કમાતા નથી. ત્યારે આ રૂપિયા તે લાવે છે કયાંથી? તેની તપાસ થવાની જરૂર છે." આ ઉપરથી પોલીસે તપાસ ચલાવવા માંડી. ગોસ્વામીજીને આ બધી હિલચાલની ખબર તો કયારનીયે પડી ગઇ હતી; પરંતુ તેમને તો એક ભગવાનમાંજ વિશ્વાસ હતો. એટલે તેમણે તેનો કંઇ પણ પ્રતીકાર કર્યો નહોતો. એવામાં એક દિવસ ગોસ્વામીજીના એક શિષ્ય શ્રીયુત ભૂતનાથ ઘોષ મહાશયને રસ્તાપરથી એક સો રૂપીઆનો નોટ મળી આવ્યો. તેણે તે વાત ગોસ્વામીજીને કહી એટલે ગોસ્વામીજીએ તેને પારકી વસ્તુ લેવામાટે ઠપકો આપ્યો અને તરતજ તે નોટ પોલીસ કમીશ્નરને મોકલાવી આપી 'અમૃતબજાર પત્રિકા'માં તે નોટ જેનો હોય તેને લઇ જવાની જાહેર ખબર છપાવી હતી. ગોસ્વામીજીની આવી પ્રમાણિકતા જોઈ, પોલીસ અમલદારોનો સંશય નાબુદ થયો હતો.

હવે ગોસ્વામીજીએ આશ્રમનો આવકજાવકનો બધો ભાર પોતાના પુત્ર યોગજીવન ગોસ્વામીપર નાખ્યો તથા ટપાલ પણ વાંચવા–લખવાનું બંધ કરી દીધું. એટલે એ કામ પણ શ્રીમાન યોગજીવન ગોસ્વામી કરતા હતા. અનેક શિષ્યો પોતાની આધ્યાત્મિક મુશ્કેલીઓ, પોતાના દિલનાં દર્દ, સારાં નરસાં કર્મ અને લૌકિક–પારલૌકિક ખાનગી બાબતો ગોસ્વામીજીને લખી જણાવતા હતા અને તેમના આશીર્વાદ યાચતા હતા. તેમના હૃદયસ્પર્શી પત્રો વાંચી યોગજીવન ગોસ્વામી તો ઘણી વાર રડી પડતા હતા. પછી ધીરે રહીને તે ગોસ્વામીજીને બધી હકીકત નિવેદન કરી જે કંઇ સલાહ–સૂચના મળતી તે તથા તેમના આશીર્વાદ લખી મોકલતા હતા. આ પ્રમાણે મુમુક્ષુઓનું કેમ શ્રેય થાય એજ શ્રીમાન યોગજીવનનું લક્ષ્ય રહેતું હતું. એક દિવસ યોગજીવન ગોસ્વામીજી આગળ રોઈ પડીને શિષ્યોનું દુઃખ નિવેદન કરતા હતા, ત્યારે ગો-

સ્વામીજીએ તેમને કહ્યું કે "જો, યોગજીવન ! તું આ બધા પત્રોના જવાબ માટે વારંવાર મારી પાસે આવે છે, એ કંઇ બરાબર થતું નથી. તું પોતેજ વિચાર કરીને જવાબ લખજે એટલે ચાલશે." આ પ્રમાણે શ્રીમાન યોગજીવન જો કે યોગ્ય અધિકારી અને સુપાત્ર હતા તોપણ તેમણે પોતાની મેળે કોઇને કદી કંઇ પણ આશીર્વાદરૂપે લખ્યું નથી. "પિતાજ પુત્રરૂપે અવતરે છે" એ કથનમાં ઉંડું સત્ય રહેલું છે; અને ખરેખર, યોગજીવનમાં ગોસ્વામીજીના જેવી તેજસ્વિતા, જ્વલંત ધર્માનુરાગ, ઉદારતા, પરોપકારબુદ્ધિ, દયાળુતા અને અસાધારણ ન્યાયપરાયણતા વગેરે ગુણો આબેહુબ ઉતરી આવ્યા હતા. પિતા પાસે બેસી જ્યારે શ્રી યોગજીવન ધર્મચર્ચા કરતા હતા, ત્યારે તેઓ બન્ને નરનારાયણ ઋષિ જેવા શોભતા હતા. શ્રીમાન યોગજીવન હવે પિતાશ્રીના જમણા હાથ જેવા બની રહેલા હતા અને તેમનાં બધાંજ કાર્યોમાં સંપૂર્ણપણે મદદ કરતા હતા. આવા પિતૃભક્ત પુત્રો બહુજ ઓછા જોવામાં આવે છે.

શ્રીમાન યોગજીવન ગોસ્વામીનો જન્મ પણ વિચિત્ર રીતે થયો હતો. સામાન્યપણે સ્ત્રીઓ જ્યારે ગર્ભ ધારણ કરે છે, ત્યારે તેમને માસિક ઋતુ બંધ થઇ જાય છે; પરંતુ શ્રીમાન યોગજીવન જ્યારે ગર્ભમાં હતા ત્યારે તેમનાં માતાજીને માસિક ઋતુસ્રાવ બંધ થયો નહોતો. શાસ્ત્રમાં કહ્યું છે કે, એવા લક્ષણવાળી સ્ત્રીને ઉદરે કોઇ મહાપુરુષજ અવતરે છે. તેમનો જન્મ બંગ સં. ૧૨૭૬ ના માગશર માસની ૨૯ મી તિથિએ ઢાકા શહેરમાં થયો હતો. બાળપણમાંજ સરળતા, ચપળતા, ન્યાયપરાયણતા આદિ ગુણોથી તેઓ સૌને વહાલા થઈ પડયા હતા. એક વાર એક શાક વેચનારો આશ્રમમાં આવ્યો હતો. એક માણસે તેની પાસેથી બે ત્રણ પૈસાનું શાક તોળાવીને પાછું વધારે માગવા માંડયું. આ જોઇ પાંચ વર્ષના યોગજીવન ગોસ્વામી બોલી ઉઠયા કે "અરે ! એ તો ગરીબ માણસ છે. બિચારો શાક વેચીને પોતાનું પેટ ભરે છે. એવાને શામાટે ઠગો છો ?" આશ્રમવાસીઓ યોગજીવનની એવી ન્યાયપ્રિયતા જોઈ આશ્ચર્યચકિત થઇ ગયા હતા. આવા બીજાનાં દુઃખે દુઃખી થનારા લોકો જગતમાં બહુ થોડા હોય છે.

શ્રીમાન યોગજીવન ગોસ્વામી બ્રાહ્મસમાજમાં ઉછરેલા હોવાથી તેમનામાં સંધ્યાવંદન તથા ઉપવીતધારણાદિ બ્રાહ્મણના સંસ્કારો ઓછા હતા; પણ ગોસ્વામીજીને એમ જણાયું કે 'તે

ઉપવીત ધારણ કરે તો ઠીક.' આ ઉપરથી તેમણે તેમને કાશીવાળા પૂર્ણાનંદ સ્વામીનો સમાગમ કરવાનો આદેશ કર્યો હતો. યોગજીવન ગોસ્વામી તેમની પાસે જવા આવવા લાગ્યા, પરંતુ સ્વામીજીનાં ગાંજો, ભાંગ વગેરેનાં વ્યસનો તેમને ઠીક ન લાગવાથી ગોસ્વામીજીને કહ્યું કે તેમના આચાર મને ઠીક લાગતા નથી. ગોસ્વામીજીએ કહ્યું કે "એ વાત સાચી છે, પણ સ્વામીજીમાં કેટલાક મહાન ગુણો પણ છે. જો એ તને સમજાશે તો તારૂં જીવન ધન્ય થઈ જશે." આ પ્રમાણેનો જવાબ સાંભળી શ્રીમાન યોગજીવન ગોસ્વામી પાછા સ્વામીજી પાસે જવા આવવા લાગ્યા. એક દિવસ તે સ્વામીજી પાસે એક ભક્ત આવી ચઢયો. એકતારા સાથે તે એક ભજન ગાવા લાગ્યો. તે ભજન સાંભળતાંજ સ્વામીજીના શરીરમાં મહાભાવનાં લક્ષણો જણાઇ આવ્યાં. પછી તો સ્વામીજી ભાવાવેશમાં નાચવા લાગ્યા. આ દિવ્ય અવસ્થા જોઇને યોગજીવન ગોસ્વામી તેમને દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. એ વખતે સ્વામીજીએ તેમને ઉપવીત વગરના જોઇ પૂછયું કે "અરે! તારૂં ઉપવીત કયાં?" યોગજીવને કહ્યું કે "મહારાજ! ઉપવીત તો નથી લીધું." એ સાંભળી સ્વામીજીએ તરતજ જનોઇ મંગાવીને પોતાને હાથેજ પહેરાવી દીધું. યોગજીવનને પૂજ્યભાવ તો થયોજ હતો. તેમાં આ ઉપવીત આપવાની કૃપા થવાથી તેમના આનંદનો પારજ રહ્યો નહિ. પછી તે ઘેર ગયા. ત્યાં ગોસ્વામીજીએ તેમના ગળામાં ઉપવીત જોઈ, રાજી થઇને કહ્યું કે "બહુ સારૂં થયું. જે હેતુ માટે મેં તને સ્વામીજી પાસે મોકલ્યો હતો તે આજે સિદ્ધ થયો છે."

યોગજીવન ગોસ્વામીમાં બાળપણથીજ વૈરાગ્ય હતો. નૈષ્ઠિક બ્રહ્મચારી રહેવાનો વિચાર છતાં માતાના આગ્રહથી વિવાહ કરવો પડયો હતો અને થોડા સમયમાં સ્ત્રી ગુજર્યા પછી ફરી વિવાહ કર્યો નહોતો.

યોગજીવન દાની પણ ખૂબ હતા. તેમની પાસેથી કોઇ ખાલી હાથે જતું નહિ. જરૂર પડતાં કરજ પણ કરતા. આથી તેમને ઘણી મુશ્કેલીઓમાં ઉતરવું પડતું, પણ તેની પરવા કરતા નહિ.

ગોસ્વામીજી મહારાજના સહાયકરૂપે કાર્ય બજાવીને છત્રીસ વર્ષની વયે તેમણે દેહત્યાગ કર્યો હતો. ગેંડારિયા આશ્રમમાં તેમનાં અસ્થિ ઉપર મંદિર કરવામાં આવ્યું છે.

પછી ફાગણ માસમાં ગુરુદેવના આદેશાનુસાર ગોસ્વામીજી પોતાના શિષ્યમંડળ સાથે શ્રી પુરીધામમાં પધાર્યા હતા.





# प्रकरण वीसमुं

## પુરીધામમાં યાત્રા, નિવાસ અને દેહત્યાગ



બંગ સં. ૧૩૦૪ના ફાગણ માસમાં ગોસ્વામીજી કલકત્તાથી દરિયા રસ્તે શ્રી જગન્નાથપુરી જવા તૈયાર થયા. ગંગાના ઘાટ સુધી ઘણા શિષ્યજનો તેમજ સ્નેહીજનો વળાવવા આવ્યા હતા. વિદાય થતી વખતે શ્રીયુત ચારુબાબુએ કહ્યું કે:–"મહારાજ ! હવે અમારો દિવસ કેમ જશે ?" ગોસ્વામીજીએ જવાબ આપ્યો કે "શ્રીમન્ મહાપ્રભુ જ્યારે સંન્યાસ લઇ પુરીધામ જવા તૈયાર થયા, ત્યારે ભકતજનોએ આજ પ્રશ્ન પૂછયો હતો. જવાબમાં શ્રીમહાપ્રભુએ જણાવ્યું હતું કે:–

"ઘરે કરો નામ સંકીર્તન, શ્રીગુરુ વૈષ્ણવ સેવન"

અર્થાત્ ઘેર ભગવાનનું ભજન અને ગુરુજનોની તથા પ્રભુપ્રેમીઓની સેવા કરજો." પછી ગોસ્વામીજીએ મનોરંજન બાબુ સામું જોઇ કહ્યું કે "આપ સર્વે મને આશીર્વાદ આપો." મનોરંજન બાબુએ સજળ નયને કહ્યું:–"અમે આપને શું આશીર્વાદ આપીએ ?" ગોસ્વામીજીએ કહ્યું કે "એવો આશીર્વાદ આપો કે શ્રી જગન્નાથ પ્રભુ મને તેમનાં ચરણમાં રાખે." આ સાંભળી શિષ્યજનો ગળગળા થઇ ગયા અને કોઇ કોઇ તો રુદન કરવા લાગ્યા. એક ભકત તો મૂર્છા ખાઈ ઢળી પડયા. પછી સૌની પાસે દુઃખભરી વિદાય માગી બપોરે ચાર વાગે ગોસ્વામીજી શ્રીક્ષેત્ર તરફ રવાના થયા. ભક્તજનો પણ સ્ટીમર દેખાઈ ત્યાંસુધી કાંઠે રહ્યા. પછી વિયોગની ઉંડી વેદના અનુભવતા તેઓ પોતપોતાને ઘેર ગયા.

માર્ગમાં ગોસ્વામીજીએ શ્રીક્ષેત્રનું માહાત્મ્ય, પ્રસાદનો મહિમા અને શ્રી જગન્નાથદેવની અપાર કરુણાથી ભરપૂર પ્રસંગો સૌને કહી સંભળાવ્યા. શિષ્યોનો આનંદ આજે: માતો નહોતો.

"જ્યાં શ્રી ગૌરાંગ પ્રભુએ અઢાર વર્ષ સુધી સંકીર્તન યજ્ઞનું અનુષ્ઠાન કર્યું હતું, તે શ્રીક્ષેત્રમાં તેઓ ગુરુદેવ સાથે ભગવદ્દર્શન માટે જાય છે" એ વિચારથી તેમનો આનંદ માતો નહોતો. પરંતુ "તેઓ ગુરુદેવને ત્યાં સદાકાળ માટે ત્યજી દેવા જાય છે" એવો ખ્યાલ તો તેમને સ્વપ્નમાં પણ નહોતો આવ્યો. અસ્તુ. સ્ટીમરમાં પણ કથાકીર્તન, પાઠપૂજા વગેરે બધું આશ્રમના નિયમ પ્રમાણેજ ચાલતું હતું. ભોજનાદિની વ્યવસ્થા સ્ટીમર જ્યાં લંગર કરતી ત્યાંજ કરી લેતા હતા. વળી તે તે સ્થળના લોકો શિષ્યમંડળ સાથે ગોસ્વામીજીને જોઇ ખૂબ આનંદ અનુભવતા. કલકત્તાથી એક હરિલોલાનંદ (ગાંડુદાસ) બાવાજી પણ સાથે આવ્યા હતા. તે આખો દિવસ ગોસ્વામીજી પાસે બેસી એકતારા સાથે નામકીર્તન કરતા હતા. માર્ગમાં સ્ટીમરે લંગર કર્યું ત્યારે એક ડાક બંગલામાં દોલપૂર્ણિમાનો ઉત્સવ પણ સારી રીતે ઉજવ્યો હતો. પૂજાની સામગ્રી તો કલકત્તાથી સાથેજ હતી. આ પ્રમાણે દોલોત્સવ કરી સંઘ પાંચમે દિવસે કટક આવ્યો. ત્યાં કેટલાક શિષ્યજનોએ તેમનું સ્વાગત કર્યું અને સૌએ સાથે મળીને પ્રસાદ લીધો. પછી બીજે દિવસે સવારે સંઘ ઉપડયો, અને સૌ વારં આવ્યા. તે વખતે વારંથી પુરીસુધી રેલગાડી થઈ હતી, પરંતુ વારંથી ઘણાખરા શિષ્યો તો ચાલીનેજ પુરી ગયા. ગોસ્વામીજી ત્યાંથી ઘોડે બેઠા અને સ્ત્રીઓ ગાડામાં બેઠી. પછી પુરીથી પાંચ કોશ રહ્યા ત્યારે ગોસ્વામીજી ઘોડેથી ઉતરી ગયા. શિષ્યજનોએ તેમને ઘોડે બેસી રહેવાનો બહુ આગ્રહ કર્યો, કેમકે તેમનું શરીર સારૂં નહોતું. માણસના ટેકાવિના તેઓ ચાલી શકતા નહોતા. ગોસ્વામીજીએ તેમને કહ્યું કેઃ–"ભાઇઓ ! તમે ચિંતા કરો નહિ. જે જગન્નાથપ્રભુ કલકત્તાથી આટલે સુધી તેડી લાવ્યા, તેજ દયામય પ્રભુ પોતાના દરબારમાં તેડી જશે." પછી સર્વ આઠારનાલાના પૂલ પાસે આવી પહોંચ્યા, ત્યારે તેમને શ્રીજગન્નાથ પ્રભુની ધ્વજાનાં દર્શન થયાં. ધ્વજાનાં દર્શન થતાંજ સૌ દંડવત્ પ્રણામ કરવા લાગ્યા, અને ભાવભક્તિપૂર્વક કીર્તન કરતા થકા આગળ ચાલવા લાગ્યા. શ્રી વિધુભૂષણ ઘોષ નીચેનું કીર્તન ગાવા લાગ્યાઃ–

ચાંદેર હરિ બોલતે નયન ઝરે;
ઐ દેખ તાંરા દુ'ભાઈ એશે છે રે.

ગૌરનિતાઈ ભક્ત સંગે એશે છેરે. વગેરે

અર્થાત્ "જુઓ! જુઓ! જેમના દર્શનથી પ્રેમાશ્રુનો પ્રવાહ વહેવા લાગે છે તે શ્રી ગૌર-નિતાઈ બન્ને ભાઈઓ ભક્તજનોની સાથે ચાલ્યા આવે છે." વાદિત્ર સાથે આ કીર્તન ગાતા ગાતા સૌ ભકતો ગોસ્વામીજીની સાથે નરેંદ્ર સરોવરપર આવ્યા. એક ભકતે સરોવરમાંથી પાણીનો લોટો ભરી લાવી ગોસ્વામીજીને આપ્યો, એટલે ગોસ્વામીજીએ તેમાંથી પાણી લઇ કોઇ અવર્ણનીય ભાવપૂર્વક તે શિષ્યો ઉપર છાંટવા માંડયું. વિધુબાબુની આંખપર પાણી પડતાં તેઓ મહાભાવમાં મતવાલા બની સૌની ચરણરજમાં આળોટવા મંડયા. એવામાં 'કાલિયા પાગલ' નામે એક ઉડિયાવાસી સાધુ ત્યાં આવી પહોંચ્યો. તે પણ ભાવાવેશમાં નાચવા લાગ્યો. પછી તે સંઘ મંદિર તરફ જવા લાગ્યો. રસ્તામાં આવું અપૂર્વ કીર્તન જોઈ લોકોનાં ટોળેટોળાં બન્ને બાજુએ ઉભરાતાં હતાં અને અવર્ણનીય આનંદ અનુભવતાં હતાં. ચારસો વર્ષપહેલાં શ્રી ગૌર-નિતાઇ પણ આવીજ રીતે ભજનકીર્તન કરતા કરતા પુરીધામમાં આવ્યા હતા. આજ ફરીને એવુંજ દિવ્ય દૃશ્ય જોઈ પુરીવાસી નરનારીઓ આનંદમસ્ત બની ગયાં હતાં. ચોતરફ નામધ્વનિ ગાજી રહ્યો હતો. આ પ્રમાણે કીર્તનમંડળ ફરતું ફરતું ઉતારે આવ્યું. ત્યાં જમ્યા પછી સૌ શ્રીજગન્નાથ પ્રભુનાં દર્શન કરવા ગયાં. મંદિરમાં આવી શ્રીમૂર્તિનાં દર્શન કરતાંજ ગોસ્વામીજીની આંખોમાંથી પ્રેમાશ્રુનો પ્રવાહ ચાલવા લાગ્યો. તેઓશ્રી એક બાજુ ઉભા રહી, શ્રીચરણમાં દૃષ્ટિ પરોવી, હાથ હલાવતા હલાવતા કંઇક અસ્ફુટસ્વરે ગણગણવા લાગ્યા. પછી ભાવસંવરણ કરી પંડયાને દક્ષિણા આપી સૌ ઉતારે આવ્યા. અહીં કેટલીક અગવડ હોવાથી, બીજે દિવસે ઉતારો ફેરવવામાં આવ્યો.

ગોસ્વામીજી જ્યાં રહેતા, ત્યાં હમેશના નિયમ મુજબ, પાઠપૂજા, કથાવાર્તા, અતિથિસેવા, અન્નદાન, ચારો, ચણ, ઝાડને પાણી પાવું વગેરે નિયમિતપણે કરવામાં આવતું હતું. તેઓ કહેતા કે "ગૃહસ્થે હમેશાં પંચયજ્ઞ કરવાજ જોઇએ. પંચયજ્ઞ એ તો ધર્મનો પાયો છે. એના વિના ધર્મ રહી શકતો નથી. તે પંચયજ્ઞનાં નામો આ પ્રમાણે છેઃ-દેવયજ્ઞ ( ઉપાસના વગેરે ), ઋષિયજ્ઞ (સ્વાધ્યાય-ધર્મગ્રંથનો પાઠ), પિતૃયજ્ઞ ( શ્રાદ્ધ, તર્પણાદિ ), ભૂતયજ્ઞ (પશુપક્ષીને ચારો ચણ ને વૃક્ષાદિને જળદાન) અને મનુષ્યયજ્ઞ

(દીનદુઃખી, અતિથિ અભ્યાગત, ઇ૦ ની સેવા)."

આશ્રમમાં હમેશાં આ પંચયજ્ઞ કરવામાં આવતા હતા. ઉપર પ્રમાણે પાઠપૂજા, કથાવાર્તા, દાનદક્ષિણા, ચારોચણ વગેરે થયા પછી સૌ એકત્ર થઇ શ્રી જગન્નાથજીનો મહાપ્રસાદ જમતા હતા. આશ્રમનો આવો નિત્યક્રમ જોઇ અનેક લોકો ગોસ્વામીજી પ્રત્યે આકર્ષાવા લાગ્યા.

પુરી આવતાં પહેલાં ગોસ્વામીજીએ શિષ્યોને કેટલાક નિયમો પાળવાનો ઉપદેશ આપ્યો હતો તથા વિશેષમાં કહ્યું હતું કે "અહીં તીર્થસ્થાનમાં શરીર સ્વસ્થ રહે એ ખાસ ધ્યાન રાખવા જેવું છે. ભોજન હમેશાં સાવચેતીથી અને ઓછું કરવું અને તડકામાં બહુ ફરવું નહિ."

પછી ગોસ્વામીજી અનુક્રમે માર્કંડેય સરોવર, શ્વેતગંગા, ચક્રતીર્થ, ઇંદ્રદ્યુમ્ન સરોવર, ગુંડિચા મંદિર, મહાપ્રભુજીની બેઠક, સાર્વભૌમ ભટ્ટાચાર્યને ઘેર, સિદ્ધ-બકુલ, હરિદાસ ઠાકુરની સમાધિ, ગોવર્ધન મઠ વગેરે સ્થળોનાં દર્શન તીર્થગોરની સૂચના પ્રમાણે કરવા લાગ્યા. શ્રી જગન્નાથ પ્રભુની સ્નાનયાત્રા, રથયાત્રા, ચંદનયાત્રા વગેરે પર્વોનાં પણ દર્શન કર્યાં. ગોસ્વામીજીની આજ્ઞાથી અનેક શિષ્યોએ ત્યાં શ્રાદ્ધ પણ કર્યાં હતાં.

ગોસ્વામીજીએ પુરીધામમાં શ્રી જગન્નાથ પ્રભુ તથા બળરામ તેમજ સુભદ્રાદેવીની પ્રતિમાઓસહિત એક નાનું કાષ્ઠ મંદિર મંગાવ્યું હતું. ગોસ્વામીજી હમેશાં તે મૂર્તિઓની ચંદન, પુષ્પ તથા તુલસીપત્રાદિથી પૂજા કરતા હતા. હાલ પણ તે મંદિર તથા પ્રતિમાઓ પુરીધામમાં તેમના સમાધિમંદિરમાં પૂજાય છે.

પુરીધામમાં દેવપૂજામાં તથા ભોગ ધરાવવામાં અવ્યવસ્થા જોઇ ગોસ્વામીજીએ તેના વિરુદ્ધ જબરી હિલચાલ ઉઠાવી. પરિણામે ધીરે ધીરે બધા સુધારા થતા ચાલે છે.

ગોસ્વામીજીએ પુરીધામમાં રહી વાનરવધનો અટકાવ કરાવવાથી તથા મંદિર પાસેનાં પાયખાનાં કઢાવી નાખવાથી તથા તેમના મુકામમાં દાન ઇત્યાદિ પંચમહાયજ્ઞનાં કાર્ય થતાં હતાં તેથી લોકોમાં તેમની ખૂબ પ્રતિષ્ઠા જામી હતી.

ગોસ્વામીજીનો અપૂર્વ દાનયજ્ઞ જોઇ કેટલાયે ધનલોભીઓનો લોભ ટળી ગયો; ધનવાનોનો ધનમદ ચૂર્ણ થઇ ગયો અને કેટલાયે કંજુસોની કોથળીનાં મોં છૂટી ગયાં. એક તીર્થગોરે કહ્યું

કે "ગોસ્વામીજી ! તમે તો મોટું નામ કાઢયું છે." ગોસ્વામીજીએ કહ્યું કે "અરે નામ પડે ધરામાં, નામને શું કરવું છે ? આ કાર્ય સ્વેચ્છાથી નહિ પણ ઈશ્વરેચ્છાથી થયા કરે છે. ગંગાપ્રવાહ વહી રહ્યો છે તેમાં હું તો માત્ર હાથ ધોઇને કૃતાર્થ થાઉં છું"

એક વાર ગોસ્વામીજી શ્રીજગન્નાથપ્રભુનાં દર્શન કરવા જતા હતા, ત્યારે રસ્તામાં એક ડોસીમાએ પૂછયું કે "મહારાજ ! આપને કેટલાં વર્ષ થયાં ?" ગોસ્વામીજીએ કહ્યું:–"મા ! મહાકાળરૂપી મહાસાગરમાં આપણે તો એક પાણીના ટીપા જેવાં છીએ. બોતેર ચોકડીનો એક મન્વંતર અને બ્રહ્માજીના એક રાત્રિદિવસમાં એવા અનેક મન્વંતર થાય છે ત્યાંપછી આપણા આયુષ્યનો તે શું હિસાબ ? બીજું બધું નાશ પામે છે, માત્ર જેમણે શ્રીહરિનું શરણ લીધું છે તેઓનેજ જીવતા જાણવા."

એક વાર સમુદ્રસ્નાન કરી સૌ ઘેર આવતા હતા ત્યારે રસ્તામાં એક ગાંડા જેવી ભીખારણ ડોસી મળી. તે ડોસીને જોઈ ગોસ્વામીજી બોલી ઉઠયા કે, "જેની પાસે જે કંઇ ખાવાનું હોય તે બધું આ ડોસીમાને આપી દો. આવો યોગ ફરી ફરીને નહિ મળે." કહેવાની જરૂર નથી કે, સૌએ પોતપોતાની પાસે જે કંઇ હતું તે બધું તે ડોસીમાને આપી દીધું.

પુરીધામમાં કયાં કેવા સાધુપુરુષો રહે છે તે જાણવું અને સાચા સાધુને ઓળખવા એ બહુ કઠણ કામ છે. અહીંના એક ગુપ્ત સાધુનું વૃત્તાંત ગોસ્વામીજીના શિષ્યે તેમના એક મિત્રને પત્રદ્વારા લખી જણાવ્યું હતું, તે અહીં આપવામાં આવે છે.

"એક વાર અમે સમુદ્રસ્નાન કરી પાછા આવતા હતા ત્યારે મહાપ્રસાદ ફેંકી દેવાના એક ખાડમાં એક સાધુજી બેઠા હતા. તેમને ગોસ્વામીજીએ પોતે ઓઢેલું કિંમતી વસ્ત્ર આપી દીધું અને તેમને પૈસા આપવા માંડયા, પણ સાધુએ લીધા નહિ. વસ્ત્ર લીધા પછી થોડે દૂર જઇ તેણે નીચેની પંક્તિ ભાવપૂર્વક ગાવા માંડી:—

"નીલચક્ર જગન્નાથ, મન ! ચૈતન્ય ભજો ને ચૈતન્ય"

પછી તે સાધુ બોલ્યા કે "હું વૃંદાવન ગયો હતો, પરંતુ ત્યાં તો તમે મળ્યા નહિ. હવે તો આપ આ મહાત્મારૂપે અહીં વિરાજો છો." વળી પૈસા આપવા માંડયા એટલે તે સાધુએ કહ્યું કે "એને શું કરૂં ? જરૂરનું જે કંઈ હશે તે મળ્યાજ કરશે. આમ ને આમ સો વર્ષ તો ચાલ્યાં ગયાં. જગતપિતા એના એ ખેલ શામાટે

દેખાડતા હશે ?" વળી પાછા તે સાધુજી અસ્પષ્ટ સ્વરે ગાવા લાગ્યા. જાણે તેમને ભગવાનનાં દર્શન થતાં હોય એવો તેમના ગાનનો ભાવ હતો. તે સાધુજીએ કોઇ રીતે પૈસા ન લીધા એટલે ગોસ્વામીજીએ મને કહ્યું કે "જાઓ, બજારમાંથી કંઇ ખોરાક લાવી આપી જજો." આ સાધુરામ કંઇક વાંચી લખી પણ જાણતા હતા; પણ કંઇક વાંચવા બેસતા કે તરતજ તેમને સમાધિ થઇ જતી હતી. ગોસ્વામીજી કહેતા કે "એમને પંચમ પુરુષાર્થરૂપ પરાભક્તિ પ્રાપ્ત થઇ છે. અનેક જન્મના પુણ્યનો ઉદય થાય છે ત્યારેજ એ પંચમ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે. પ્રથમ તો મનુષ્યજન્મજ મળવો દુર્લભ છે. મનુષ્યજન્મ મળ્યા બાદ 'હું કોણ છું ? કયાંથી આવ્યો ? કયાં જઇશ ?' એવા એવા વિચારો આવવા પણ બહુ કઠણ છે. એવી જિજ્ઞાસા જાગ્યા પછી પ્રયત્ન કરે તો જ્ઞાની ગુરુનો સમાગમ થાય છે અને તે પછી પણ અનેક જન્મ જાય છે, ત્યારેજ અંતરશુદ્ધિ વિશેષ પ્રમાણમાં થઇ શકી પંચમ પુરુષાર્થ માટે તે લાયક બને છે."

એક વાર ઉપર કહેલા સાધુજી ગોસ્વામીજીને ઉતારે આવીને તેમની આરતિ ઉતારવા લાગ્યા. આસપાસનાં મકાનોમાંથી જે માણસો એ આરતી જોતાં હતાં તેમની પણ આરતિ ઉતારતા જાય અને ગાતા જાય કે:—

"કત રોજ દેખી નાઇ તોર, ચંદ્રવદન, એમન પ્રેમ દેખી નાઇ."

અર્થાત 'કેટલે દિવસે તમારા ચંદ્રવદનનાં દર્શન થયાં! આવો પ્રેમ તો કયાંય જોયો નહિ." વળી ફરી એક વાર એ સાધુરામ ઉતારે આવી ગાવા લાગ્યા કે "આજ અબોલા બોલિમૃ, અચેના ચિનામ" અર્થાત્ આજસુધી જે વાત નહોતી કહી તે હવે કહી દઇશ. આજ મને અકળિતની ઓળખાણ થઇ ગઇ છે. એમ કહી તેણે ગોસ્વામીજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

શ્રીપુરીધામમાં એ વખતે અંત્યજ જાતિમાં તેર ચૌદ વર્ષનો એક અસાધારણ બાળક હતો. તે લગભગ મુંગોજ હતો; પણ કોઇ વાર તેનો આંતરિક આનંદ ઉભરાઇ જતો ત્યારે તે બે ચાર વાતો કહી નાખતો હતો. તેની વાતમાં કોઈ કંઇ સમજતું નહિ, તેથી લોકો તો તેને 'બોબડો'જ સમજતા હતા. વળી તે કેમે કર્યો લુગડું તો પહેરતોજ નહિ. બારે મહિના તે દિગંબર રહેતો હતો. સાંજે ચાર પાંચ વાગ્યે જ્યારે અન્નસત્રમાં મહાપ્રસાદ વહેંચાતો

ત્યારે હમેશાં તે ત્યાં જઇ ઉભો રહેતો. જો ત્યાં પ્રસાદ મળતો તો તે ખાઇ લેતો અને નહિ તો ઉપવાસી રહેતો હતો. સાધારણ ભિખારીની પેઠે તે ક્યાંય કરગરતો નહિ. ગોસ્વામીજી પુરી પધાર્યા, ત્યારથી તે હમેશાં બીજા ભિખારી ભેગો તેમને ઉતારે આવતો હતો, પણ જો કોઇ તેને પ્રસાદ સિવાય બીજું કંઇ આપવા જતું, તો તે તરતજ ખસી જતો હતો. ગોસ્વામીજી જ્યારે દર્શન કરવા બહાર નીકળતા ત્યારે તે પણ તેમની પાછળ પાછળ જતો અને ક્યારેક ક્યારેક આનંદમાં આવી જઈ હસી પડતો હતો. તેનાં આવાં લક્ષણો જોઈ કોઇએ ગોસ્વામીજીને તેના સંબંધમાં પૂછતાં તેમણે કહ્યું હતું કે, એ જાતે ભલે અંત્યજ છે, પણ છે કોઇ મહાન્ વ્યક્તિ. એવા પુરુષ તો સંતસાધુના કલ્યાણ માટે–સાધક જનોને ઉચ્ચકક્ષાના આદર્શ દર્શાવવા માટે–જ જીવે છે. આથી ગોસ્વામીજીના શિષ્યો એ બાળકની બહુ સંભાળ રાખતા હતા. ગોસ્વામીજીનો દેહ છૂટયા પછી એ બાળક કયાં ગયો તેની કોઇને ખબર પડી નહિ.

એ વખતે પુરીધામમાં ભૂતાનંદ સ્વામી નામે એક હઠયોગી મહાત્મા રહેતા હતા. એ ત્યાંના જગન્નાથવલ્લભ મઠના મહંત હતા. લોકો તો તેમને ચારસોથી પણ વધારે ઉંમરના માનતા હતા. એમની વાતચીત વગેરે ઉપરથી જણાતું હતું કે, પોતે શ્રીચૈતન્ય પ્રભુના સમયમાં પણ હયાત હતા. તે નૈષ્ઠિક બ્રહ્મચારી હતા અને તેમની કાંતિ પણ દિવ્ય હતી. સામાન્ય લોકો ઘણેભાગે મહાપુરુષોને સમજી શકતા નથી. લોકોએ તેમના ઉપર ખૂનનું આળ ચઢાવ્યું હતું. પરંતુ હાઇકોર્ટે તેમને નિર્દોષ જાહેર કર્યા હતા. એવામાં ગોસ્વામીજી પુરીધામમાં નિવાસ કરવા આવ્યા. ગોસ્વામીજી તો સ્વામીજીના ગુણથી પરિચિત હતા, તેથી તેમણે સ્વામીજીનો મહિમા વધારવા માંડયો. ગોસ્વામીજી કહેતા કે "સ્વામીજીનો સમાગમ કરવો એ પણ મારે પુરી આવવાનું ખાસ કારણ હતું." સ્વામીજી ઘણી વાર ગોસ્વામી મહારાજ પાસે આવી ધર્મચર્ચા કરતા હતા. એક દિવસ સ્વામીજી ગોસ્વામીજી સામું એકદૃષ્ટિએ નિહાળી રહ્યા હતા, તેવામાં તેઓ એકદમ ભાવાવેશમાં આવી જઇ બોલવા લાગ્યા કે 'શ્રી સૂર્ય, શ્રી મહાદેવ, સાક્ષાત્ નારાયણ ભગવાન !' આમ કહેતાં કહેતાં તેઓ ગોસ્વામી મહારાજને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા લાગ્યા.

એક દિવસ પંડા પૂજારીની તકરારમાં શ્રીજગન્નાથજી આખો

દિવસ ભોગવિનાના રહ્યા. આથી હજારો ભિખારીઓ પણ ભૂખે ટળવળવા લાગ્યા; કેમકે પુરીધામનાં ઘણાં ખરાં સત્રો આ મહાપ્રસાદથી ચાલતાં હતાં. સાંજે એક ભિખારી ગોસ્વામીજીના આશ્રમે આવ્યો. પરંતુ ભાગ્યયોગે એ વખતે દરવાજા ઉપર કોઈ નહોતું, તેથી તેની વિનતિ કોઇએ સાંભળી નહિ. એ વખતે ગોસ્વામીજી પોતાના આસનપર ધ્યાનમાં બેઠેલા હતા. તેઓ આ ભિખારીના કાલાવાલા સાંભળી ચમકી ઉઠયા. તેમણે તત્કાળ ગર્જના કરી કે, "અરે ! કોઇ છે કે ? આ ભિક્ષુકને અન્નદાન આપો." આ સાંભળી સેવકજનોએ દોડી આવી તેને અન્ન આપ્યું. ગોસ્વામીજીએ તેમના તરફ ભાવભીની આંખે જોઇ કહ્યું કે, આજ શ્રી જગન્નાથપ્રભુનો ભોગ થયો નથી તેથી પ્રભુજી ઘેર ઘેર ભિક્ષા માગવા નીકળ્યા છે. પ્રભુને તો ક્ષુધા–તૃષા જેવું કંઇજ નથી, પણ પ્રસાદવડેજ જીવનારા ભિક્ષુઓના દુઃખથી તો તેમને અવશ્ય દુઃખ થાય છે." પછી એ તકરારનું સમાધાન થઈ જતાં ઠાકોરજીને ભોગ ધરવામાં આવ્યો હતો અને ભિખારીઓ પણ તૃપ્ત થયા હતા.

એક દિવસ એક પવિત્ર સાધુએ ગોસ્વામીજીને પ્રશ્ન પૂછયો કે "શ્રી જગન્નાથ પ્રભુના મંદિર ઉપર કેટલીક બીભત્સ મૂર્તિઓ શામાટે ગોઠવવામાં આવી હશે ?" ગોસ્વામીજીએ કહ્યું કે "શાસ્ત્રકારોએ કાંઇ પણ બાકી રાખ્યું નથી. અધમ કોટિના જીવોમાં જે બીભત્સ ભાવ છુપાઈ રહ્યો છે તેજ અહીં દેખાડવામાં આવ્યો છે. આવી હલકી કોટિમાંથી જીવ જો પાર ઉતરી જાય અને ક્રમે ક્રમે પ્રગતિને પંથે વળે તો તે કેવી ઉચ્ચ કોટી પ્રાપ્ત કરે છે તે પણ દર્શાવવામાં આવ્યું છે. આ એકજ મંદિરમાં આખા બ્રહ્માંડનો ખ્યાલ આપી દેવામાં આવ્યો છે. છેક નીચી પંક્તિના જીવોની સ્થિતિ મંદિરના બહારના ભાગમાં દેખાડવામાં આવી છે. ત્યારપછી જીવ સાધન કરતાં કરતાં જે જે ઉચ્ચ ભૂમિકાઓને પ્રાપ્ત થાય છે તે જોયા પછી છેવટે મંદિરના આંતર્ભાગમાં તેને શ્રીજગન્નાથ પ્રભુની દિવ્ય મૂર્તિનાં દર્શન થાય છે."

દરવર્ષે વૈશાખ સુદ ત્રીજથી–અક્ષય તૃતીયાથી–આરંભી ૨૧ દિવસ સુધી દરરોજ જળવિહાર કરવા શ્રી મદનમોહનદેવને એક પાલખીમાં પધરાવી ઉત્સવ કરતા કરતા નરેંદ્ર સરોવરમાં લઇ જવાય છે. અને પછી વાજતેગાજતે પોતપોતાને સ્થાનકે લઇ જવામાં આવે છે. આ જળલીલાનાં દર્શન કરવા દરવર્ષે ઘણા

યાત્રાળુઓ પુરીધામમાં આવે છે.

ગોસ્વામીજી હમેશાં આ જળલીલાનાં દર્શન કરવા આવતા હતા અને ક્યારેક તો સરોવરની પ્રદક્ષિણા પણ કરતા હતા.

પુરીમાં ગોસ્વામીજી કરતાલ લઇ હમેશાં "હરે મુરારે, મધુકૈટભારે" વગેરે બોલતા બોલતા કીર્તન કરતા હતા. છેવટે જ્યારે તેઓશ્રી નીચેની સ્તુતિ ગદ્‌ગદ્ કંઠે બોલતા હતા, ત્યારે તો પથ્થર જેવું હૃદય પણ તે સાંભળી પીગળી જતું હતું કેઃ–

બદરિકાશ્રમવાસી સર્વ સંતોને નમસ્કાર કરૂં છું.
રામેશ્વરધામવાસી " " "
શ્રીવૃંદાવનધામવાસી " " "
શ્રી નવદ્વીપધામવાસી " " "
આ લોક–પરલોકવાસી " " "
સ્વર્ગનરકના પૂજ્ય પાપી સર્વકોઇને " "
પશુ, પક્ષી, કીટ, પતંગ, સ્થાવરજંગમ સર્વને નમસ્કા કરૂં છું.

એક દિવસ વરાહ નગરના પ્રસિદ્ધ કથાકાર ગોસ્વામીજી પાસે કથા કરવા આવ્યા હતા અને એક સુંદર આખ્યાન સંભળાવી સૌને પ્રસન્ન કર્યા હતા.

વળી એક વાર ગોસ્વામીજીએ રેવતીબાબુ પાસે "જગાઇ–માધાઇની ઉદ્ધારલીલા"નું પોતાનું માનીતું આખ્યાન કરાવ્યું હતું. રેવતી બાબુ એક પ્રસિદ્ધ કીર્તનકાર હોવાથી, તેમનું આખ્યાન સાંભળવા ઘણાં માણસો આવ્યાં હતાં. હરિકીર્તનનો આનંદ અપૂર્વ હતો. તેમનું કીર્તન સાંભળી સૌ કોઇ મુગ્ધ થઈ ગયા હતા. વળી એક દિવસ સાંજે રેવતી બાબુએ નીચેનું કીર્તન ગાયું હતું.

(કબે) ગૌરાંગ બોલિતે હોબે પુલક શરીર,
હરિ હરિ બોલિતે નયને વહે નીર;
આર કબે નિતાઇ ચાંદ કરુણા કરિબે,
સંસાર વાસના મોર કબે તુચ્છ હોબે....ઇત્યાદિ

અર્થાત્ "નિતાઇ પ્રભુ મારાપર એવી કૃપા ક્યારે કરશે કે જ્યારે ગૌરાંગ પ્રભુનું નામ લેતાંજ શરીરે રોમાંચ થાય અને "હરિ હરિ" બોલતાં આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડે, કે જેથી મારી સાંસારિક વાસના દુર્બળ થઈ જાય ?"

આ કીર્તનનું છેલ્લું ચરણ સાંભળીને ગોસ્વામીજીએ ભાવાવેશમાં આવી જઇ પોતાના ઉપવસ્ત્રમાંથી એક કકડો ફાડી રેવતી-

બાબુને આપ્યો અને બીજું એક ગરમ વસ્ત્ર આપવાનું યોગજીવન ગોસ્વામીને કહ્યું.

અંત્યજ જાતિના લોકોને શ્રીજગન્નાથ પ્રભુના મંદિરમાં પ્રવેશ કરવાનો નિષેધ છે, તેથી તેમને દર્શન કરવા માટે સિંહદ્વારમાં જગન્નાથ પ્રભુની પ્રતિમા પધરાવવામાં આવી છે; પરંતુ રથયાત્રામાં એવો કંઈ વિધિ–નિષેધ પળાતો નથી. તે સમયે અંત્યજો પણ પ્રભુનાં દર્શન અને સ્પર્શ કરી શકે છે. સહા જાતિ જેવી કેટલીક જાતિના લોકો સમાજમાં જોકે ભળી શકતા નથી તોપણ તેઓ સત્ શૂદ્ર હોવાથી અને પ્રથમ વૈશ્યવર્ણના હોવાથી તેમને મંદિરમાં દર્શન કરવાનો હક્ક છે.

ફરિદપુર જીલ્લામાં આવેલા પલિતા ગામ નિવાસી ગોસ્વામીજીના શિષ્ય વ્રજનાથ અધિકારી એક વાર પુરીધામે આવ્યા હતા. નામશૂદ્રોને દીક્ષા આપવી એ તેમનો વંશપરંપરાનો ધંધો હોવાથી એક ઉચ્ચ વર્ણના શિષ્યે તેમની અવજ્ઞા કરી કહ્યું કે "તમે બ્રાહ્મણ નથી છતાં અન્ય વર્ણને શા આધારે દીક્ષા આપો છો ? વળી નામશૂદ્રોને દીક્ષા આપી તમે પતિત થયા છો; માટે તમારી અડેલી ચીજને અડીએ તો અભડાઈએ....વગેરે." આ વાત સાંભળી ગોસ્વામીજીએ તે ઘમંડી શિષ્યને કહ્યું કે "કોને શું અધિકાર છે કે નથી એ તને શું ખબર પડે ? ઉચ્ચ વર્ણનું અભિમાન થઈ આવ્યું કે શું ?" એ પ્રમાણે તેને ઠપકો આપી ગોસ્વામીજીએ કહ્યું કે "હલકી કોમોના ઉદ્ધારમાટે શ્રી નિત્યાનંદ પ્રભુએ ઉત્કલ દેશના કેટલાક ધર્મપ્રેમી કાયસ્થોને બંગદેશમાં મોકલ્યા હતા. વ્રજનાથ બાબુ તેમનાજ વંશજ છે. હવે તેમને દીક્ષા આપવાનો અધિકાર નથી એમ કોણ કહેનાર છે ? એક બીજી વાત પણ ધ્યાન રાખવા જેવી છે. ગુરુભાઇઓમાં ઉંચનીચપણાની ભાવના રાખવાથી ગુરુસ્થાનનો અપરાધ થાય છે." એ પ્રમાણે કહી પોતાની કેટલીક આહાર કરવાની સામગ્રી વ્રજનાથબાબુ પાસે તૈયાર કરાવવા એક સેવકને આદેશ કર્યો. ગુરુભાઇઓ ગુરુસ્થાનની બહાર હોય ત્યારે તેમણે એકબીજા વચ્ચે વર્ણાશ્રમનો ભેદ સાચવવો કે કેમ ? એ પ્રશ્નના ઉત્તરમાં ગોસ્વામીજી કહેતા કે "ગુરુભાઇઓ એકબીજાનું અડેલું જમે તેમાં ધર્મહાનિ તો નથી, પણ તેથી સમાજમાં ક્ષોભ થઈ બીજી પણ કેટલીક અનર્થપરંપરા ચાલે છે; માટે તેમ ન કરવું એજ ઠીક

છે. મતલબ કે, જે સમાજમાં પોતે હોય તે સમાજના નિયમો પાળવા. પણ ગુરુની હાજરીમાં ને તેમના આશ્રમમાં પંક્તિભેદનો દુરાગ્રહ પકડી રાખવાની જરૂર નથી.

એક દિવસ ગોસ્વામીજીના શિષ્ય પાન્નાલાલ ઘોષને સ્વપ્નમાં શ્રી મહાપ્રભુનાં દર્શન થયાં, પણ શ્રીમુખ મલિન હતું. આ વાત તેમણે ગોસ્વામીજીને કહી ત્યારે ગોસ્વામીજીએ ઉંડો નિઃશ્વાસ નાખી કહ્યું કે, દર્શન થયું પણ શ્રીમહાપ્રભુની મર્યાદા બરાબર પળાયલી નહિ તેથી શ્રીમુખમાં ઉદાસીનતા હતી.

સાધનની ઉચ્ચતા અને ગંભીરતા વિષે ગોસ્વામીજીએ એક વાર કહ્યું હતું કે "એને આપણે સિદ્ધાવસ્થા પણ કહી શકીએ; પણ એ અવસ્થામાં તો પ્રત્યેક શ્વાસે ગુરુમંત્રનું રટન ચાલી રોમે રોમમાં સાક્ષાત્કારની લગની લાગવી જોઇએ. એ પ્રમાણે થાય ત્યારેજ સાધકનું હૃદય ભગવાનના ધામરૂપ બની રહે છે; અંતઃકરણમાંથી સાત્વિક આનંદની છોળો ઉડે છે; અને નામામૃતમાં તે એવો તન્મય બની જાય છે કે બાહ્યજગતનું કશું ભાન રહેતું નથી. આ પ્રમાણે અંતઃકરણ બરાબર તન્મય અને આનંદમય બની વિશુદ્ધ થતાં તેને સચ્ચિદાનંદમય પરમાત્મદેવની ઝાંખી થાય છે; એટલે તે પોતાની સ્થિતિમાંથી ડગતો નથી. આ સચ્ચિદાનંદસ્વરૂપનો આવો સાક્ષાત્કાર નથી થતો ત્યાંસુધી તે નિર્ભય સ્થાને આવેલો ગણાતો નથી. અને અધકચરી દશાનેજ પૂર્ણ દશા માની લે છે તો તેનામાં પાપ દાખલ થઈ તેનો વિનાશ થવાનો સંભવ રહે છે. મારા ઉપર તો ગુરુદેવે ભોળા શંભુની પેઠે કૃપાવૃષ્ટિ કરી દીધી; પણ દુઃખની વાત એ છે કે, તેને સંભાળી શકે અને જીરવી શકે એવો કોઇ યોગ્ય અધિકારી મને જણાતો નથી. અરે! પ્રવેશક અધિકારી પણ ભાગ્યે જોવામાં આવે છે."

સાધનમાત્રના પરમસાધ્યવિષે ગોસ્વામીજી કહેતા કે "પરમાત્મધામ પ્રાપ્ત થવું, એજ આપણી સાધનાનું લક્ષ્યબિંદુ છે. એ લક્ષ્યસ્થાનને પરમપુરુષાર્થ પણ કહે છે. એનું અંતિમ સાધન 'પરાભક્તિ' છે. એ પરાભક્તિ કંઈ ગ્રંથો ભણ્યાથી મળતી નથી. એ દેવદુર્લભ વસ્તુ શ્રી ગૌરાંગ પ્રભુએ આ કળિયુગમાં ફેલાવી છે.

એક વાર ગોસ્વામીજીનાં સાસુજીએ પૂછ્યું કે "હું કોઈને દીક્ષા આપી શકું કે કેમ?" ગોસ્વામીજીએ અસંમતિનો ભાવ દર્શાવ્યો એટલે તેઓ પોતાના કાર્યમાં લાગી ગયાં હતાં. પછી 'સ્ત્રીઓનો

દીક્ષા આપવાનો અધિકાર' એ વિષે કહેતાં એક દિવસ ગોસ્વામીજીએ કહ્યું હતું કે "સ્ત્રીઓ કયારેય પણ આચાર્ય થઇ શકે નહિ. ગુરુનાં દર્શનસ્પર્શાદિ પવિત્રતા આપનાર છે; પરંતુ પ્રકૃતિજન્ય કેટલાંક અનિવાર્ય કારણોથી, શાસ્ત્રકારોએ સ્ત્રીના દેહને અપવિત્ર ગણ્યો છે. માટે જ્યાં સ્ત્રીઓને દીક્ષા આપવાનો અધિકાર મળ્યો હોય છે, ત્યાં પણ એક યોગ્ય પુરુષને વચમાં ગુરુ રાખીનેજ તે કાર્ય કરવામાં આવે છે. પરંતુ આ પ્રમાણે ગુરુની પ્રથા પણ લોકાચારમાંજ–રૂઢિમાંજ સમાઈ જાય છે. શાસ્ત્રમાં તો ગમે તેવી બ્રહ્મનિષ્ઠ સ્ત્રીને પણ દીક્ષા આપવાનો કે ગુરુ થવાનોઅધિકાર નથી."

ગોસ્વામીજીનો એક શિષ્ય તેમનો સાથ છાડી બીજા પંથમાં ભળી જઇ તેમની નિંદા કરતો હતો અને પોતે 'ગુરુ' થઇ બેઠો હતો. એ વિષે ગોસ્વામીજી કહેતા હતા કે, સાધન સિદ્ધ કર્યા પછી પણ સૂક્ષ્મદેહને નાશ થતાં સુધીમાં સાધારણ રીતે બીજા ત્રણ જન્મ લેવા પડે છે. કારણકે સાધના સિદ્ધ કર્યા પછી પણ કામક્રોધાદિની થોડી ઘણી પણ વાસના રહી જાય છે; અને એ બધું નાશ પામ્યું હોય તોપણ લોકપ્રતિષ્ઠાની વાસના તો થોડી ઘણી પણ ભરાઇ રહે છેજ. સોમાં નવ્વાણું સાધકો તો આ પ્રતિષ્ઠાની બેડીમાં જકડાયલા હોય છે. સાધકોને માન–પ્રતિષ્ઠા જેવો કોઇ વેરી નથી;* માટે એ પ્રતિષ્ઠારૂપી રાક્ષસીથી બહુ સંભાળવા જેવું છે.

પુરીધામમાં ગોસ્વામીજીનાં સત્કાર્યો તેમજ આશ્રમનો નિત્યક્રમ જોઇને સૌ કોઈ કહેતા કે "એમના જેવો કોઇ દાતા નથી, એમના જેવો કોઇ દયાળુ જોયો નથી. એ તો સાક્ષાત્ ભોળાનાથ શંકર જેવા દિવ્ય મૂર્તિ છે." સાધુ–અસાધુ, ગરીબ–તવંગર તથા બહારના યાત્રાળુઓ પણ ગોસ્વામીજીનાં દર્શન કરવા તથા તેમના વચનામૃતનું પાન કરવા તેમના મુકામે આવતા હતા. પુરીધામનાં અનેક તીર્થસ્થાનો સાથે ગોસ્વામીજી પણ એક જંગમ તીર્થરૂપ બની રહ્યા હતા.

---

* ઠીકજ કહ્યું છે કે:—

अभिमानं सुरापानं गौरवं घोर रौरवम् ।
प्रतिष्ठा सूकरी विष्ठा त्रिणी त्यक्त्वा सुखी भवेत् ॥

એક મહાત્માએ પ્રાકૃતમાં પણ કહ્યું છે કે:-

ધનકો તજના સહલ હૈ, સ્ત્રીકો સ્નેહ સહેલ;
માન બડાઇ ઈરષા, એ તજના મુશકેલ.

ગોસ્વામીજી હમેશાં જગન્નાથજીનો મહાપ્રસાદજ જમતા હતા. ગમે ત્યારે કોઇ મહાપ્રસાદ આપવા આવે તો તે માથે ચઢાવી ગ્રહણ કરતા હતા. એક વાર કોઈ દ્વેષી સાધુએ હલાહલ ઝેરવાળો લાડુ લાવી ગોસ્વામીજીને કહ્યું કે "મહારાજ ! ઠાકુરજીનો આ મહાપ્રસાદ આરોગી જાઓ." ગોસ્વામીજી તો તે પ્રસાદ માથે ચઢાવી શ્રી જગન્નાથ પ્રભુને સંભારી તરતજ જમી ગયા. તત્કાળ ઝેર વ્યાપી ગયું અને ઢળી પડ્યા; પરંતુ સાક્ષાત્ નીલકંઠ મહાદેવ જેના રક્ષક હોય તેનો વાળ પણ કોણ વાંકો કરી શકે ? થોડીજ વારમાં ગોસ્વામીજી સચેત થઇ ગયા અને બીજે દિવસે તો ઝેરનું નામનિશાન પણ રહ્યું નહિ. ત્યાર બાદ જાણે કશુંજ બન્યું ન હોય તેવી રીતે તેઓ પોતાનું નિત્યકાર્ય કરવા લાગ્યા.

આ વાતની કોઇને ખબર પડત નહિ; પણ કેટલાક સાધુ વૈરાગીઓને ગોસ્વામીજીપર દ્વેષ હતો, એ વાત યોગજીવન ગોસ્વામી સારી રીતે જાણતા હતા; તેથી ગોસ્વામીજીને આમ અસ્વસ્થ થયેલા જોઈ તેનું કારણ પૂછયું. પહેલાં તો ગોસ્વામીજીએ વાતને ઉડાવી નાખવા પ્રયત્ન કર્યો, પરંતુ પછી બીજા શિષ્યોના આગ્રહથી કહ્યું કે "ગઇ કાલે તમે બધા સમુદ્રસ્નાન કરવા ગયા હતા, એવામાં એક માણસે મને મહાપ્રસાદનું નામ લઈ ઝેરવાળો લાડુ ખાવા આપ્યો. આપણે પુરી આવ્યાથી તેમની પ્રતિષ્ઠામાં ઘટાડો થયેલો સમજીને દાઝના માર્યા તેમણે આવું કામ કર્યું હતું." એમનાં નામ પૂછવા માંડયાં ત્યારે ગોસ્વામીજીએ કહ્યું કે "એ તો હું કોઇ રીતે કહેવાનો નથી. એવું તો મારી જીંદગીમાં કેટલીયે વાર બની ગયું છે; પણ એ બધી આપત્તિઓમાંથી ભગવાને બચાવ્યો છે." આથી કેટલાક શિષ્યોને ઉશ્કેરાયેલા જોઇ, ગોસ્વામીજીએ તેમને શાંત કરવા ઉપદેશ આપ્યો કે "પોતાની પ્રતિષ્ઠા ઘટતી જણાય ત્યારે સાધારણ કોટીના લોકો શું ન કરે, તે કહેવાય નહિ. વૈરાગ્યવાન પણ અનેક સાધનો કરી શકે છે, પણ માન-પ્રતિષ્ઠારૂપી મહાસાગર ઓળંગનાર તો કોઇ વિરલાજ હોય છે. કહ્યું છે કે "સાધન સર્વે માન બગાડે પળ વિષે." માટે માનરૂપી શત્રુને પહેલો જીતવો જોઇએ. એ શત્રુને લીધે-કરાવ્યું બધું ધૂળ મળે છે; માટે તમારે તો ક્ષમા રાખવી જોઇએ. કારણ કે એવા લોકો ગમે તેટલું ભણ્યા ગણ્યા હોય તોપણ લોકપ્રતિષ્ઠાજ તેમનો ઇષ્ટદેવ હોવાથી વાસ્તવમાં તો તેઓ અલ્પજ્ઞ હોઇ દયાપાત્ર છે.

આ વાતની પુરીના અમલદારવર્ગને ખબર પડતાં તેમણે આવી ગોસ્વામીજીને કહ્યું કે "પુરીમાં દુષ્ટ માણસોના આવા અનેક અખાડા થઇ પડયા છે. સારા માણસોને એ લોકો બહુજ ત્રાસ આપી રહ્યા છે. એનો કંઇક ઉપાય કરવાની જરૂર છે. તમે જરા કૃપા કરી માજીસ્ટ્રેટ સાહેબપર આપને વિષ આપવામાં આવ્યું તે બાબતની અરજી લખી આપો, તો એ દુષ્ટોને વીણી વીણીને દંડી શકાય." ગોસ્વામીજીએ જવાબ આપ્યો કે "હું જગન્નાથ પ્રભુને શરણે આવ્યો છું. તે બધું જાણે છે. તેમને કંઇ ઉપાય લેવો હશે, તો પોતાની મેળેજ લેશે. મારે કાંઇ ઉપાય કરવાની અને સરકારદરબારમાં જવાની જરૂર નથી."

દુષ્ટ લોકોની આવી મલિન વૃત્તિ જોઈ, ગોસ્વામીજીના શિષ્યો જરા ગભરાયા. કેટલાકે તો કલકત્તા જવાને સલાહ આપી. શિષ્યોની આવી અકળામણ જોઇ ગોસ્વામીજીએ ખાસ કરી યોગજીવન ગોસ્વામીને ઉદ્દેશી કહ્યું કે "તમે આટલી બધી ચિંતા શા માટે કરો છો ? જો આપણે ખરા આસ્તિક હોઇએ અને માનતા હોઈએ કે સાક્ષાત્ જગન્નાથ પ્રભુ પોતેજ આપણા યોગક્ષેમની સર્વ પ્રકારે ખબર રાખે છે અને આપણા ઉપર તેમના ચારે હાથ છે; તો પછી બ્હીવાનું કારણજ શું છે ? અને બીજે જઇશું તોયે શું મોત કોઇને મૂકવાનું હતું ? મોત તો એક કાંટો વાગવાથી પણ થઇ શકે છે અને જો ભગવાનની ઇચ્છા કોઇને જીવાડવાનીજ હોય તો તે પાણીમાં, અગ્નિમાં કે બીજે ક્યાંય પણ ને કોઇ પણ રીતે મરી શકેજ નહિ. તમે એ પ્રભુ સિવાયના બીજા પદાર્થોનો ભરોસો શામાટે રાખો છો ? એમ છતાં તમારે જવું હોય તો ખુશીથી જાઓ, હું તો એ જગતપતિ પ્રભુને આશરે અહીંજ પડયો રહેવાનો. તેમના આદેશવિના હું પગલું પણ ભરનાર નથી. તેમની ઇચ્છા હશે તો સારૂં થતાં ક્યાં વાર છે ? ભગવાનનાં છોકરાં તો ભગવાનને ઘેરજ રહેને ? વખત આવ્યે તે જે કહેવાનું હશે તે કહી દેશે." વળી તેમણે કહ્યું કે "અહીં જે પ્રયોજન હતું તે સિદ્ધ થયું છે એટલે અહીં રહેવાનું હવે ખાસ પ્રયોજન તો નથીજ; તોપણ તે પ્રભુનો આદેશ થયેથી જઇ શકીશું. વળી પાઇ પણ દેવું હોય ત્યાંસુધી એક પગલુંયે નહિ ભરાય." આ સાંભળી સૌ શિષ્યો કરજ ચૂકવવા પ્રયાસ કરવા લાગ્યા. એક શિષ્ય પૈસા ઉઘરાવવા માટે કલકત્તા તરફ ગયા. પરિણામે થોડાજ

સમયમાં ગોસ્વામીજી ઋણમુક્ત થઈ ગયા હતા.

ગોસ્વામીજીનું શરીર હવે એકદમ નંખાઇ ગયું હતું. તેઓ હવે હાલીચાલી શકતા પણ નહોતા. આટલી બધી પરવશતા છતાં પણ તેમના નિત્યકાર્ય—પાઠપૂજાદિમાં કંઈપણ ફેર પડયો નહોતો.

આ પ્રમાણે ગોસ્વામીજી પોતાની શારીરિક પ્રકૃતિ ઠીક નહોતી છતાં પણ જરાયે આરામ લેતા નહિ; તેથી તેમનાં સાસુજીએ એક દિવસ કહ્યું કે "થોડા દિવસ સૂવાનું તો રાખો." ગોસ્વામીજીએ કહ્યું કે "હું જે દિવસે નિદ્રા લઇશ, તે દિવસ મહાનિદ્રાનો હશે. આસન છોડી લાંબા પગ કર્યા એટલે જાણજો કે, તે સમાધિમાંથી હું ઉઠવાનો નથી."

હવે ગોસ્વામીજી આ પ્રકારની વિદાયસૂચક વાતો બહુ કરતા હતા. એક વાર ધ્યાનાવસ્થામાંથી જાગતાં બોલી ઉઠયા કે "અંતે ગંગા નારાયણ બ્રહ્મ, ગંગા નારાયણ બ્રહ્મ." આ સાંભળી એક શિષ્યે પૂછયું કે "મહારાજ શું કહો છો?" ગોસ્વામીજીએ જરા હસીને કહ્યું કે "મારો અંત્યેષ્ટિસંસ્કાર થયો છે અને દેવતાઓ અંજલિ આપે છે." ગોસ્વામીજીને સ્વમુખે વજ્રપાત જેવા શબ્દો સાંભળી સૌ દિંગમૂઢ થઇ રહ્યા. સૌ કોઇ તેમને કલકત્તા લઇ જવાનો વિચાર કરવા લાગ્યા; પરંતુ ગોસ્વામીજી તો મહાયાત્રાની તૈયારી કરી રહ્યા હતા, તેનો ખ્યાલ પણ હજુ તેઓને આવતો નહોતો.

હવે તો ગોસ્વામી મહારાજના શરીરમાં કાંઇ ચૈતન્ય રહ્યું નહોતું. હવે તેઓ કોઇની સાથે બહુ બોલતા નહિ. લગભગ આખો દિવસ ધ્યાનસ્થજ રહેતા. કયારેક કયારેક કીર્તન સાંભળવાની મરજી થતી ત્યારે રેવતીબાબુ તેમને નીચેનું કીર્તન સંભળાવતા. એવાંજ કીર્તન તેમને બહુ ગમતાં.

ખમાચ—મધ્યયાન

દીનબંધુ હે ! દીન ભાવે હો બેના.
દીન ભાવે, સુખે ના હોય, દુઃખે રબે કેવલ ઘોષણા;
(લોકે બોલે)તુમિ દયામય દીનબંધુ, પ્રેમમય પ્રેમસિંધુ.
ઓહે કરુણાર સિંધુ, એક બિંદુ દાને શુકાબે ના;
તુમિ વામકરે ધરલે શૈલ, સે ભાર તો તોમાર સૈલો,
(એઇ)ત્રિજગતેર ભાર સૈલો, (બુઝિ)અધમેર ભાર સૈલો.

ભાવાર્થ કે, હે દીનબંધુ ! હવે દુઃખના દહાડા જતા નથી. સુખ ગયું, અને હવે તો હાયવોય કરવાનુંજ રહ્યું. લોકો કહે છે કે,

આપ દયામય, દીનબંધુ અને પ્રેમના સાગર છો, તો હે કરુણા-નિધે! કૃપાનું એકાદ બિંદુ આપતાં કાંઇ સાગર સૂકાઈ જવાનો નથી. અરે પ્રભો! લીલામાત્રમાં ગોવર્ધન પર્વત તોળ્યો અને સમસ્ત બ્રહ્માંડનો ભાર વહન કરી રહ્યા છો, તો આ અધમ સેવકનો ભાર વહન કરવામાં શા સારૂ આનાકાની કરો છો?

એક વાર આ કીર્તન ગોસ્વામીજી પણ સાથે સાથે ગાતા હતા. ભાવાવેશમાં તેમનું મુખારવિંદ રાતું થઈ ગયું; વાણી ગદ્‌ગદ્‌ થઈ ગઈ અને પછી સમાધિસ્થ જેવા થઈ ગયા. શિષ્યો આ દિવ્ય દૃશ્ય શાંતચિત્તે નિહાળી રહ્યા હતા. ગોસ્વામીજીનું આ છેલ્લું કીર્તન હતું.

એક વાર ગોસ્વામીજી બપોરે જમવા બેસતા હતા, એવામાં પાસેના ઓરડામાં બે શિષ્યો કંઇક ઝગડો કરતા હતા. આથી ગોસ્વામીજીને દુઃખ તો બહુ થયું, પણ તે કંઈ બોલ્યા નહિ. પછી સાંજની પ્રાર્થના થઈ રહ્યા પછી, તે બન્ને શિષ્યોને પાસે બોલાવીને કહ્યું કે "આજ તમે જ્યારે ઝગડો કરતા હતા ત્યારે સ્વયં જગન્નાથ ભગવાન અહીં પધાર્યા હતા. મેં પ્રભુને પૂછ્યું કે 'હવે મારૂં શું કામ છે?' પ્રભુએ કહ્યું કે 'તમે તેમની માફી માગી લો.' પછી બધા શિષ્યો તરફ જોઇ હાથ જોડીને કહ્યું કે 'તમે સૌ મને ક્ષમા કરો. ક્ષમા એજ કે, સૌ એકબીજાની ક્ષમા માગી લો, એટલે મને પણ ક્ષમા મળી જશે.' પછી તે બન્ને શિષ્યમાંથી નાના શિષ્યને કહ્યું કે 'તું નાનો છે, માટે તેને (બીજા શિષ્યને)પ્રણામ કર." પછી મોટા શિષ્યને કહ્યું કે 'જો, એ તારો નાનો ભાઇ છે, માટે તું એને ભેટ જેથી મને શાંતિ થાય.'" આ પ્રમાણે કહી ગોસ્વામીજી રડી પડયા હતા. ગુરુદેવનો આવો મહાભાવ જોઇ બન્ને શિષ્યોએ એકબીજાને પ્રણામા-લિંગનાદિ કરી ક્ષમા આપી. ફરીથી ગોસ્વામીજીએ સર્વ શિષ્યોને કહ્યું કે "આજ શ્રીજગન્નાથજીએ મને એક રહસ્યની વાત કહેવાનો આદેશ કર્યો છે. વાત એ છે કે, જ્યારે તમને કોઇને કામક્રોધાદિનો વેગ આવે, ત્યારે તમારે તે સ્થાનમાંથી ચાલી નીકળવું." વળી તેમણે કહ્યું કે "હવેથી સ્વયં જગન્નાથજીએ તમારો ભાર ઉપાડી લીધો છે. મારી વાત સાચી માનજો, એથી વખત આવ્યે તમને સૌને પરમ શાંતિ મળશે." પછી એકદમ ઉંચું જોઇ તેઓશ્રી બોલી ઉઠયા કે "આ જુઓ, શ્રીજગન્નાથ ભગવાન પધાર્યા છે. આમાંનું કંઈ પણ હું કહેતો નથી. જગન્નાથ ભગવાનજ મારા મોઢાદ્વારા

બોલે છે.” શિષ્યજનોને ગોસ્વામીજીનાં આ છેલ્લાં વચનો હતાં.

હવે પુરીનું બધું કરજ ભરાઈ ગયું હતું. એટલે કેટલાંક સગાંસંબંધી તથા શિષ્યજનો કલકત્તા જવાની તૈયારી કરવા લાગ્યા. જેઠની ૨૧ મી તારીખે એક સ્ટીમર પણ ભાડે કરવામાં આવી. પણ ગોસ્વામીજી થોડાજ સમયમાં જીવનની પૂર્ણાહુતિ કરશે એનો કોઇને ખ્યાલ હતો નહિ. જેઠની ૨૨ મી તારીખે પ્રાતઃસંધ્યાદિ કર્યા પછી ગોસ્વામીજી એકદમ અશક્ત થઇ ગયા. આસને પણ બેસી શક્યા નહિ, તેથી તેઓ અંતર્મુખ દશામાં સૂઇ રહ્યા. બે ત્રણ કલાક થયા તોપણ જાગ્યા નહિ, તેથી સૌને ચિંતા થવા લાગી. પછી રેવતીબાબુએ કીર્તન ગાઈને જાગૃત કરવાનો પ્રયત્ન કરી જોયો, પણ ગોસ્વામીજી કોઈ રીતે જાગ્યા નહિ. શિષ્યોનાં મોઢાં નિસ્તેજ થઇ ગયાં. બે-ચાર શિષ્યો ખૂણામાં બેસી રોવા લાગ્યા. આ પ્રમાણે આખો દિવસ ચાલ્યો ગયો. પછી છેક રાતે ગોસ્વામીજીએ જરા આંખ ઉઘાડી શ્રીયુત જગદ્બંધુને બે-ત્રણ વાર બોલાવ્યા અને કહ્યું કેઃ-“આજે શરીર બહુ ખરાબ છે, માટે તમે પાસે રહેજો.” પછી તેમણે શૌચ જવાની ઇચ્છા બતાવી એટલે બે ત્રણ શિષ્યો શૌચ કરાવવા લઇ ગયા. શૌચ જઈ આવ્યા પછી તેઓ આસને બેઠા નહિ, પરંતુ એક તુલસીવૃક્ષ પાસે બેઠા. શ્રીયુત કુલદાકાંત બ્રહ્મચારીએ તેમને આસને બેસવાનો આગ્રહ કર્યો, પણ ગોસ્વામીજીએ ધ્યાન આપ્યું નહિ. પછી બીજે દિવસે તો ગોસ્વામીજીને સારી રીતે વાતચીત કરતા જોઇ સૌને કંઇક આશા બંધાઇ. પછી જગદ્બંધુ બાબુએ પૂછ્યું કે “આપને કંઇ અસુખ જણાય છે?” ગોસ્વામીજીએ જવાબ આપ્યોઃ-“અશક્તિ સિવાય બીજું કંઇ નથી.” પછી થોડું દહીં પીધું. એ વખતે શ્રીમાન કિશોરીલાલ સેન પણ ત્યાં હતા. તેમને પોતાને હાથે ક્વાથ તૈયાર કરી ગોસ્વામીજીને પાવાની ઘણા વખતથી ઇચ્છા હતી; તેથી તેમણે પૂછ્યુંઃ-“મહારાજ! આજે આખો દિવસ ક્વાથ પીધો નથી, માટે હવે પીશો?” ગોસ્વામીજીએ કહ્યું કે “હા, ભલે, બનાવી લાવો.” આજ્ઞા મળતાં કિશોરી બાબુ બહુજ રાજી થયા અને તરત તૈયાર કરી લાવ્યા. શ્રીયુત સરલનાથ બાબુએ ક્વાથનો કટોરો આગળ ધરતાં ગોસ્વામીજીએ પોતાને હાથે એક પથ્થરની વાટકીમાં તે કાઢી પીવા માંડ્યો. આ પ્રમાણે ક્વાથ પીતાં પીતાં તેમણે એકદમ ઉંચું જોઇ પ્રણામ કર્યા. અને

એજ વખતે (બંગ સંવત ૧૩૦૬ના જેઠની ૨૨ મી રવીવારે સાંજે) તેમણે દેહ છોડી અમરધામ તરફ પ્રયાણ કર્યું !

પછી અગ્નિસંસ્કારની તૈયારી થવા લાગી. એવામાં શ્રીમાન યોગજીવન ગોસ્વામીને ગોસ્વામીજીએ પોતાના દેહને સમાધિ આપવાની આજ્ઞા સાંભરી આવી. પછી તરતજ નરેંદ્ર સરોવરની ઉત્તરે જમીનનો એક ટુકડો ખરીદી લેવામાં આવ્યો અને ગોસ્વામીજીના દેહને પાલખીમાં બેસાડી વાજતે ગાજતે ત્યાં લઇ જઇ સમાધિ આપવામાં આવી.

ગોસ્વામીજીએ એક વાર નરેંદ્ર સરોવર પાસે ઉભા રહી કહ્યું હતું કે "ઉત્તરકાંઠે એક સુવર્ણકળશવાળું મંદિર દેખાય છે." તે ભવિષ્યવાણી હવે સત્ય થઈ. તે સમાધિસ્થાન ઉપર શ્રીયુત શારદાકાંત બંદોપાધ્યાય તથા નગેંદ્રનાથ સામંતે એક સુંદર મંદિર બંધાવ્યું છે. મંદિરની આસપાસ એક ધર્મશાળા અને સાધુનિવાસ પણ બાંધવામાં આવ્યાં છે. યોગજીવન ગોસ્વામીએ આ કાર્યમાં ખાસ પરિશ્રમ લીધો છે. મંદિરના એક ભાગમાં ગોસ્વામીજીનાં પુસ્તકો પણ સાચવી રાખવામાં આવ્યાં છે.

શ્રીમાન નવકુમાર બાકચિએ આ સમાધિમંદિરની આસપાસ એક સુંદર બગીચો તૈયાર કરાવ્યો છે. આ સમાધિમંદિરનાં દર્શન કરતાં, ગોસ્વામીજી જાણે હયાતજ હોય અને કૃપાવારિ વર્ષાવી રહ્યા હોય એવો આભાસ થઈ આવે છે.×

---

× પુરીમાં આ સમાધિમંદિર "જટીઆ બાવાની સમાધિ"ના નામે ઓળખાય છે. આ મંદિરની મિલ્કત શ્રીનામબ્રહ્મના નામથી રજીસ્ટર કરાવાઇ છે. વહીવટ ત્રણ સભ્યની કમિટિ કરે છે. શ્રીયુત શારદાકાંત બંદોપાધ્યાય, શ્રીયુત કુંજલાલ નાગ અને શ્રીયુત દેવેંદ્રનાથ સામંત.

યોગજીવન ગોસ્વામીએ આ સ્થાન બંધાવવાનો હેતુ નીચે મુજબ જણાવ્યો છેઃ–"આ બધી સંપત્તિ દેવનીજ છે, ભવિષ્યમાં કોઇ પણ વ્યક્તિ તેનો હક્ક ન ધરાવે તેથી દેવનેજ અર્પણ કરવામાં આવી છે. જે પ્રમાણે વ્યવસ્થા હાલ ચાલે છે તેજ પ્રમાણે ભવિષ્યમાં પણ ચલાવવી. અમે પણ અમારો કોઇ જાતનો હક્ક રાખ્યો નથી. આ સ્થાનની આવકમાંથી ઠાકોરજીની સેવા–પૂજાનો ખર્ચ કરવો.

**આ સ્થળમાટે નિયમો નીચે મુજબ છેઃ–**

(૧) શ્રીગુરુદેવના સિદ્ધાંત તથા ઉપદેશથી કોઇએ પણ વિરુદ્ધાચરણ કરવું નહિ. કમિટિના સભ્યોએ, પૂજારીવર્ગે તેમજ અતિથિ વગેરે સૌએ આ નિયમ પાળવો જોઇએ.

પ્રભુપ્રેમનો પ્રચાર કરવો એજ ગોસ્વામીજીનું લક્ષ્ય હતું. માનવોના આત્યંતિક કલ્યાણમાટે આરંભેલું એ કાર્ય આજે પણ ચાલ્યાજ કરે છે. ભજનપરાયણ દરેક વ્યક્તિ ગોસ્વામીજીને પ્રિય હતી. કોઇ તેમને સેવા બતાવવાનું કહેતા, તો તેમને ગોસ્વામીજી કહેતા કે "શ્વાસે શ્વાસે જે પ્રભુસ્મરણ કરો, તેજ મારી સાચી સેવા છે. બીજી સેવાનું મારે કામ નથી."

શાસ્ત્ર તથા સદાચારની પ્રતિષ્ઠા કરનાર, શ્રીહરિનામના ઉપદેષ્ટા, દીનદુઃખી અને પાપી અપરાધી જીવોના પરમ મિત્ર, શરણાગતવત્સલ, શ્રીમદાચાર્ય વિજયકૃષ્ણ ગોસ્વામીજીનો જય થાઓ. ભક્તજનોના કલ્પતરુ શ્રીભગવાન સૌના મનોરથ સફળ કરો.

ॐ शांतिः शांतिः शांतिः

**સમાપ્ત.**

---

(ક) આ સ્થાનમાં સર્વ સંપ્રદાયના માણસોને આવવાનો અધિકાર છે.

(ખ) અહીં રહેનારે કોઈ પણ હિંસા કરવી નહિ. આપદ્ ધર્મ તરીકે હિંસક પશુનો વધ કરવામાં બાધ નથી. ખાસ જરૂર જણાતાં ઝાડ પણ કાપી શકાય છે, પણ તે કાર્ય રાતે ન કરવું જોઇએ. (ગ) તમાકુવિના કોઇ પણ માદક વસ્તુનો ઉપયોગ કરી શકાશે નહિ. ઉચ્ચ કોટીના વિરક્તો માટે કોઇપણ જાતનું બંધન રાખેલું નથી; પરંતુ તેઓ સ્વેચ્છાએ નિયમપાલન કરે એવી આશા રાખવામાં આવે છે. (ઘ) પરનિંદા, કલેશ, લોકની મર્યાદાનો ભંગ કરવો, લોકોપ્રત્યે દુરાચાર, ધર્મસાધનને વિઘ્ન કરનારું, સમાધિસ્થાનની મર્યાદા ન જાળવનારું, અશાંતિકર તથા સદાચાર વિરુદ્ધ કોઈ પણ કાર્ય-કરી શકાશે નહિ. (ङ) સમાધિમંદિર એ કંઇ ઘર નથી, તેથી ત્યાં ઘરના જેવો વ્યવહાર કરવો જોઇએ નહિ. (ચ) સ્ત્રીપુરુષો માટે અલગ અલગ મકાનો છે. પતિ-પત્ની પણ એક મકાનમાં રહી શકશે નહિ. આ નિયમ પૂજારીને પણ લાગુ પડે છે.

(૨) દાનાદિદ્વારા જે કંઇ આવક આવે તેમાંથીજ-કરજ કર્યા વિના-શ્રી ઠાકોરજીની સેવા, પૂજા, ભોગ, આરતિ, અતિથિસેવા, પ્રાણીસેવા તથા ઝુલણ પૂર્ણિમા, સાવિત્રીચૌદશ તથા જેઠ વદ બારશના ઉત્સવો કરવાના છે. બ્રાહ્મણો તથા સંતોને જમાડવા; પણ તે કરજ કર્યા વિના દેવની ઉપજમાંથીજ કરવાનું છે.

(૩) સમાધિસ્થાન માટે આપેલી રકમમાંથી તો સમાધિસ્થાનનીજ સેવા કરવી. તે રકમ બીજા કાર્યમાં ન વાપરવી.

(૪) આ સ્થાનમાં દુકાન, ઘર કે ભાડે આપવાનાં મકાનો ન બાંધવાં. આ સ્થાનમાંથી ઉત્પન્ન થયેલા પદાર્થો વેચવા નહિ.

# સોનેરી વચનો

## (આત્મકથામાંથી)

આમ તો ગોસ્વામીજીનું અંતર કુસુમથી પણ કોમળ અને દયાળુ હોવાથી દીનદુઃખીઓનાં અનેક પ્રકારનાં દુઃખ જોઈ તેમનું હૈયું રડી ઊઠતું. પણ બીજી તરફ જ્યારે ધર્મને નામે ધતિંગ ચલાવવામાં આવે, સત્યને ઠોકર મારવામાં આવે અને સત્તાનો દુરુપયોગ થતો જોવામાં આવે, ત્યારે ગોસ્વામીજીનો પુણ્યપ્રકોપ પણ તેટલાજ જોરથી ઉછળી આવતો અને તેમનું હૈયું વજ્રથી પણ કઠણ બની જતું. સત્યની બાબતમાં ગોસ્વામીજીને બાંધછોડની નીતિ જરા પણ ગમતી નહિ. સિદ્ધાંતનો ભંગ તો તેઓ જરા પણ સાંખી શકતા નહિ. પછી ભલેને સામો માણસ કોઈ સત્તાધીશ, સ્નેહી, સંબંધી કે ઓળખાણપીછાણવાળો હોય. કર્તવ્યપાલન કરતાં ગમે તેવાં સંકટ આવે તેને તેઓ હર્ષભેર વધાવી લેતા. અસત્ય અને અન્યાયની સામે તેઓ વીરની પેઠે લડતા. રામાયણમાં મહાકવિ વાલ્મીકિ શ્રીરામચંદ્રના ગુણ વર્ણવતાં કહે છે કે:—

**वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।**
**लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ॥**

અર્થાત્ લોકોત્તર વ્યક્તિઓનાં—મહાપુરુષોનાં—હૃદયને કોણ સમજી શકે ? કેમકે તેઓ અવસ્થાભેદે ક્યારેક તો કુસુમથીયે કોમળ જણાય છે તો ક્યારેક વજ્રથી પણ કઠણ જણાય છે !!

× × × ×

કેટલાકે તો વ્યભિચારને પણ ધર્મ તરીકે ઠોકી બેસાડ્યો છે! જ્ઞાનપ્રકાશ વગર આ બધા દુરાચારરૂપી અંધકારનો નાશ થાય તેમ નથી. દુકાળમાં ભૂખ્યાંઓને અન્નદાન આપવામાં ન આવે કે મહારોગમાં માંદાંઓની દવા વગેરેથી માવજત કરવામાં ન આવે તો કેટલાક લોકો તેને નિર્દયતા ગણે છે; પણ અજ્ઞાનાંધકારમાં ગોથાં ખાતા લોકોને વ્યભિચાર, અસત્ય વગેરે અનીતિના ખાડામાં પડ્યા રહેવા દેવા તેને કોઈ નિર્દયતા કહેતું નથી! ભૂખ્યાં-તરસ્યાંને તથા દીનદુઃખીઓને અન્નદાન વગેરે આપવું, તેમજ રોગીની સેવા-ચાકરી કરવી એ પણ પરોપકાર તો છેજ; પરંતુ અજ્ઞાનાંધકારમાં ભટકતા લોકો કે જેઓ અનીતિ તથા દુરાચારમાં સડ્યા કરે છે, તેમને તેમાંથી બહાર કાઢી જ્ઞાનપ્રકાશમાં લાવવા, એ સર્વોત્તમ પારમાર્થિક કામ છે. પૃથ્વીમાં એનાથી બીજી કોઈ મોટી દયા નથી.

---